કરણી કરે તો પણ ઉત્કૃષ્ટ પંદરે ભવે મોક્ષપદ જીવ પામે છે. માટે થોડી પણ હિંસામાં ધર્મ નથી પરમ કૃપાળુ શ્રી વિતરાગ ભગવંતે ધર્મનો અનેક ભેદ બતાવ્યો છે. અને વિદ્વાનોએ વિવિધ ગ્રંથોમાં તે વર્ણવી બતાવ્યો છે જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત

धम्मो मंगल मुक्कीट्टं अहिंसा संजमो तवो ।
देववित नमं संति जस्स धम्मे सयायळो ॥

અહિંસા સંયમ તપરૂપી ધર્મ કહ્યો. તે જ ઉત્કૃષ્ટ ધર્મ છે. જેનું મન સદા ધર્મમાં છે. તેને દેવતા પણ નમસ્કાર કરે છે.

દયા દયા સૌ કહે, દયા ધર્મ છે ઠીક
દયા ઓળખીને પાળશે, તેને મુક્તિ નજીક
દયા તો પહેલો વૃત છે, સાધુ શ્રાવકનો ધર્મ
પાપ રૂકે જે આવતા, નવા ન લાગે કર્મ
ભોળે હી મત ભુલજો, અનુકંપારો નામ.
કરજો અંતર પરીક્ષા, જેથી સીજે આતમકામ
ગાય, ભેંસ આંક, થોરનો એ ચારૂહી દૂધ
જયું અનુકંપા જાણજો, મનમાં આણી શુદ્ધ.”

દાન, શિયળ, તપ, અને ભાવના એ ધર્મના અંગ છે. માટે સમજપૂર્વક વૃત નિયમ પાળવાની દરેક જીવ માત્રની ફરજ છે. આ રીતે શ્રાવક ધર્મની કરણી કરનાર જીવ ઉત્કૃષ્ટે પંદરે ભવે મોક્ષપદ પામે છે.

આ પુસ્તકને શુદ્ધ કરવા અમોએ અમારાથી બનતો પ્રયાસ કર્યો છે. છતાં દ્રષ્ટિ દોષ કે કોઈ ભુલચુકથી ભૂલ રહી ગઈ હોય તો સુજ્ઞવાંચક બંધુ ક્ષમા કરી સુધારી વાંચવા અમારી નમ્ર વિનંતી છે.

લી. પ્રસિદ્ધ કર્તા

# અનુક્રમણિકા

| અનુ૦ નં. | વિષયનું નામ | પૃ. સં૦ |
|---|---|---|
| ૨૧ | ચાર ધ્યાન | ૧૪૩ |
| ૨૨ | શ્રી ચર્ચાવાલો બાસઠીઓ | ૧૫૯ |
| ૨૩ | શ્રી ૧૫૦ બોલનો થોકડો | ૧૬૩ |
| ૨૪ | શ્રી ચોસઠીઓ | ૧૭૦ |
| ૨૫ | શ્રી બત્રીસ સુત્રનું અનુક્રમે સાંકળીયું | ૧૮૬ |
| ૨૬ | મોટો બાસઠીઓ | ૨૦૫ |
| ૨૭ | સંજયા | ૨૧૯ |
| ૨૮ | શ્રી બેતાણુ વાઈ | ૨૨૯ |
| ૨૯ | શ્રી શ્રાવકની આલોયણા | ૨૩૪ |
| ૩૦ | કાય સ્થિતિ | ૨૫૭ |
| ૩૧ | લબ્ધિનો થોકડો | ૨૬૯ |
| ૩૨ | શ્રી ૭ કાયનાભવનો થોકડો | ૨૭૬ |
| ૩૩ | શ્રી પુદગલ પરાવર્તનનો થોકડો | ૨૮૭ |
| ૩૪ | શ્રી નિયંઠાનો થોકડો | ૨૮૭ |
| ૩૫ | શ્રી ખંડા જોયણનો થોકડો | ૨૯૭ |
| ૩૬ | શ્રી સિદ્ધદ્વાર | ૩૧૩ |
| ૩૭ | ચોવીસ દંડકનો થોકડો | ૩૧૯ |
| ૩૮ | ૭ આરાના ભાવ | ૩૫૭ |
| ૩૯ | દશ દ્વારના જીવ સ્થાનક | ૩૬૮ |
| ૪૦ | ત્રેવીસ પદવી | ૩૮૪ |
| ૪૧ | પાચ શરીર | ૩૯૩ |
| ૪૨ | પાંચ ઇંદ્રિય | ૩૯૮ |
| ૪૩ | રૂપી અરૂપીના બોલ | ૪૦૩ |
| ૪૪ | બાવન બોલ | ૪૦૫ |
| ૪૫ | શ્રોતા અધિકાર | ૪૧૮ |
| ૪૬ | પુદગલ પરાવર્ત | ૪૨૫ |

| અનુ. નં. | વિષયનું નામ | પૃષ્ટ. |
|---|---|---|
| ૧૨૫ | શ્રી ચંદકોશીયો નાગ | ૬૭૪ |
| ૧૨૬ | ઊપદેશ વિસે જોડ કોના રે સગપણ કોની રે માયા | ૬૭૫ |
| ૧૨૭ | ઊપદેશની જોડ તું પ્રભુને સમરી લે | ૬૭૬ |
| ૧૨૮ | અમે તો જૈનના જોગી | ૬૭૭ |
| ૧૨૯ | ઘડપણ વીસે જોડ | ૬૭૮ |
| ૧૩૦ | સુકોલ પુરવની જોડ | ૬૭૯ |
| ૧૩૧ | સાધુજીની જોડ | ૬૮૧ |
| ૧૩૨ | ત્રણ મિત્રોની જોડ | ૬૮૨ |
| ૧૩૩ | ઘડપણમાં ગોવિંદ ગાશું | ૬૮૩ |
| ૧૩૪ | અરિહંત ઇશ્વરા | ૬૮૪ |
| ૧૩૫ | દો દિનકા મહેમાન મુસાફીર | ૬૮૫ |
| ૧૩૬ | શ્રી મહાવીરસ્વામીની સજ્ઝાય શ્રી જૈન ધર્મકા ડંકા આલમમે બજવાયા વીર મહાવીરને | ૬૮૬ |
| ૧૩૭ | નમું નમું મહા પદ નવકારને | ૬૮૮ |
| ૧૩૮ | શ્રી સીદ્ધ સીલાનું સ્તવન | ૬૮૯ |
| ૧૩૯ | શ્રી શ્રાવકની જોડ શ્રી શ્રાવક સમતાના દરિયા | ૬૯૦ |
| ૧૪૦ | શ્રી શ્રાવકની જોડ આરંભ પરિગ્રહ છોડીને આણુસું રે કેંદી સવરભાવ | ૬૯૧ |
| ૧૪૧ | પરનારી વીસે જોડ | ૬૯૨ |
| ૧૪૨ | શ્રી શીયલની જોડ જગતમે શીયલ ધર્મ ભારી | ૬૯૪ |
| ૧૪૩ | જીવને શીખામણ વીસે જોડ તું પ્રમાદ કરમાં ભાઇ | ૬૯૫ |
| ૧૪૪ | મુર્ખો ગાડી દેખી મલકાવે | ૬૯૬ |
| ૧૪૫ | આટલું તો આપજે ભગવાન મને છેલી ઘડી | ૬૯૭ |
| ૧૪૬ | આ ભવ રત્ન ચીંતામણી સરીખો | ૬૯૮ |
| ૧૪૭ | તારો તારો પારસનાથ તારો | ૬૯૯ |
| ૧૪૮ | અગ્નાન મુલમેન જાના રે | ૭૦૦ |

| અનુ. નં. | વિષયનું નામ | પૃ. નં. |
|---|---|---|
| ૨૨૭ | શ્રી પુણ્યબલની સજઝાય | ૮૩૭ |
| ૨૨૮ | શ્રી જંબુસ્વામીની સજઝાય | ૮૩૯ |
| ૨૨૯ | કર પડીકમણું રે ભાવસું | ૮૪૦ |
| ૨૩૦ | મેં મન મોહ્યું મહાવીરજી | ૮૪૦ |
| ૨૩૧ | શ્રી અમરકુમારની સજઝાય | ૮૪૭ |
| ૨૩૨ | શ્રી મહાવીર ચરણકું શિશ નમ્યા દુઃખ જાવે | ૮૫૨ |
| ૨૩૩ | ૮૪ લાખ જીવાયોનિ વિષે | ૮૫૫ |
| ૨૩૪ | નમું પંચ પરમેષ્ટિ દેવને | ૮૫૫ |
| ૨૩૫ | વ્યાખ્યાન ઉઠયા પછી બોલાતી સજઝાય | ૮૫૫ |
| ૨૩૬ | નમું દેવ અરિહંત ત્રણ જગમા સદા જયવંતા રે | ૮૫૬ |
| ૨૩૭ | શ્રી સિદ્ધ પાંસઠીયો યંત્ર | ૮૫૭ |
| ૨૩૮ | વીમલપંથ વીરનો | ૮૫૮ |
| ૨૩૯ | આ દિવસો સદ્દગુણ કરવાના | ૮૫૯ |
| ૨૪૦ | કુમતિ વેગે સુધારી | ૮૫૯ |
| ૨૪૧ | કર્મતણી કરણી છે કાળા કેરની | ૮૬૦ |
| ૨૪૨ | સુભમ ચક્રીના દુ:ખમય વિચારો | ૮૬૧ |
| ૨૪૩ | પામર થઈ પરતાપ | ૮૬૨ |
| ૨૪૪ | તે ભગવાન સમાન | ૮૬૩ |
| ૨૪૫ | જીવન બધા આ જગતના મુજ હાથથી સાતા લહો | ૮૬૪ |
| ૨૪૬ | ગુલાબી નાનો ફક્કો | ૮૬૬ |
| ૨૪૭ | ખોટી મોહજાળ | ૮૬૯ |
| ૨૪૮ | આનંદ મંગળ જપીએ | ૮૭૦ |

# વાચનારને ભલામણ

વાંચનારાઓ આજે હુ તમારા હસ્તકમળમાં આવુ છું. મને યતનાપૂર્વક વાંચજો. જ્ઞાનીના કહેલા તત્ત્વને હૃદયમાં ધારણ કરજો. જ્ઞાનીઓએ જે જે વાત કહી છે તે તે વિવેકથી વિચારજો. એમ કરશો તો તમે જ્ઞાન, ધ્યાન, નીતિ, વિવેક, સદ્‌ગુણ અને આત્મશાંતિ પાંમી શકશો. તમે જાણુતા હશો કે કેટલાક અજ્ઞાન મનુષ્યો નહિ વાંચવા યોગ્ય પુસ્તકો વાંચીને પોતાનો વખત ખોઇ દે છે અને અવળે રસ્તે ચડી જાય છે. આ લોકમાં અપકીર્તિ પાંમે છે,તેમજ પરલોકમાં નીચગતિએ જાય છે.

જ્ઞાનીના કહેલાં પુસ્તકો વાંચવાથી આભવ તેમજ પરભવ બંનેમાં તમારું હિત થશે.

તમે કોઈ પ્રકારે આ પુસ્તકની આશાતના કરશો નહિ, તેને ફાડશો નહિ; ડાઘ પાડશો નહિ કે બીજી કોઇપણ રીતે બગાડશો નહિ, વિવેકથી સઘળું કામ લેજો. વિચક્ષણ પુરૂષોએ કહ્યું છે કે વિવેક ત્યાંજ ધર્મ છે. તમને એક એ ભલામણ છે કે જેઓને વાંચતા નહીં આવડતું હોય એને તેની ઇચ્છા હોય તો આ પુસ્તક અનુક્રમે વાંચી સંભળાવવું.

તમે જે વાતની ગમ પામો નહિ તે ડાહ્યા પુરૂષો પાસેથી સમજી લેજો. સમજવામાં આળસ કે મનમાં શંકા કરશો નહિ.

તમારા આત્માનું આથી હિત થાય, તમને જ્ઞાન, શાંતિ અને આનંદ મળે, તમે પરોપકારી, દયાળુ, ક્ષમાવાન, વિવેકી અને બુદ્ધિશાળી થાઓ એવી શુભયાચના અર્હંત ભગવાન કને કરું છું.

# ચિંતન

૧. "વિચારવાનને દેહ છુટવા સંબંધી હર્ષ-વિષાદ ઘટે નહિ, આત્મપરિણામનું વિભાવપણું તેજ હાની અને તેજ મુખ્ય મરણ છે. સ્વભાવસન્મુખતા તથા તેની દૃઢ ઇચ્છા પણ તે હર્ષ-વિષાદને ટાળે છે." "સર્વોત્કૃષ્ટ શુદ્ધિ ત્યાં સર્વોત્કૃષ્ટ સિદ્ધિ."

૨. "શ્રી સદ્‌ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથમાર્ગનો સદાય આશ્રય રહો."

૩. હુ દેહાદી સ્વરૂપ નથી, અને દેહ-સ્ત્રી-પુત્રાદી કોઇપણ મારાં નથી. શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હુ આત્મા છું. એમ ભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય."

૪ "અનંતવાર દેહને અર્થે આત્માને ગાળ્યો છે; જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહ આત્મવિચાર-જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો એવો મુમુક્ષુજીવે નિશ્ચય કરવો જોઇએ.

# શ્રી ૬ કાયના બોલ

**કાયનાં નામઃ—૧ ઇંદ્રી થાવરકાય, ૨ બંભી થાવરકાય, ૩ સિપ્પિ થાવરકાય, ૪ સુમતિ થાવરકાય, ૫ પયાવ થાવરકાય, ૬ જંગમકાય.**

**કાયનાં ગોત્ર:—૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય.**

**૧ પૃથ્વીકાયના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર. **સૂક્ષ્મ તે કોને કહીએ?** હણ્યા હણાય નહિ, માર્યાં મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યાં છે, પણ આપણી નજરે આવે નહિ, તે તો ફક્ત જ્ઞાની જ જાણે દેખે. **બાદર પૃથ્વીકાય** લોકના દેશ ભાગમાં છે. તે આપણી નજરે આવે અથવા ન આવે, હણ્યા હણાય, માર્યાં મરે, બાળ્યા બળે, તેને બાદર કહીએ. તેનાં નામ *:—૧ માટી ને મીઠાની જાત, ૨ ખડી ને ખારાની જાત, ૩ કાળમિંઢ મરડીયા

---

***સુંવાળીના સાત ભેદ**—૧ કાળી માટી, ૨ નીલી માટી, ૩ રાતી માટી, ૪ પીળી માટી, ૫ ધોળી માટી, ૬ ગોપીચંદનની માટી, ૭ પરપડી માટી.

**ખરખરીના બાવીશ ભેદ**—૧ ખાણની માટી, ૨ મરડીયા પાષાણની માટી, ૩ મોટી વેળુની માટી, ૪ પથ્થરના કકડાની માટી, ૫ મોટી શિલાઓની માટી, ૬ ખારાની માટી, ૭ લુણની માટી, ૮ તરવાની માટી, ૯ લોઢાની માટી ૧૦ સીસાની માટી, ૧૧ ત્રાંબાની માટી, ૧૨ રૂપાની માટી, ૧૩ સોનાની માટી, ૧૪ વજ્ર હીરાની માટી, ૧૫ હરીયાલની માટી, ૧૬ હીંગળોકની માટી, ૧૭ મણસીલની માટી, ૧૮ પારાની માટી, ૧૯ સુરમાની માટી, ૨૦ પ્રવાલની માટી, ૨૧ અબરખની માટી, ૨૨ અબરખની રજની માટી.

પહાણા ને શિલાની જાત, ૪ હિંગળો ને હડતાલની જાત, ૫ ગેરૂ ને ગોપીચંદનની જાત, ૬ રત્નપરવાળાની જાત, ૭ સોળ જાતનાં રત્ન આદિ લઈને ત્રેંતાલીસ જાતની પૃથ્વીકાય છે તેના એક કકડામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. પીલુ જેટલી પૃથ્વીકાય લઈએ, તેમાંથી એકેકો જીવ નીકળીને પારેવા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ. તેનાં કુળ બાર લાખ કોડ છે. તેનું આઉખું જઘન્ય અંતરમુહૂર્તનું, ઉત્કૃષ્ટું બાવીસ હજાર વર્ષનું, તેની દયા પાળીયે તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ. પૃથ્વીકાયનો આકાર મસુરની દાળને આકારે અથવા ચંદ્રમાને આકારે છે.

**૨ અપકાય (પાણી) તેના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર. **સૂક્ષ્મ તે કોને કહીએ?** હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ. **બાદર પાણીનાં નામ**—૧ વરસાદ ને કરાનાં પાણી, ૨ ઝાકળ ને ધુમસનાં પાણી, ૩ કુવા નદી ને તળાવનાં પાણી, ૪ દરિયા ને ઝરણનાં પાણી, ૫ ખારાં ખાટાં પાણી, મીઠાં મોળાં પાણી, એ આદિ લઈને ઘણી જાતનાં પાણી છે. તેના એક બિંદુમાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. તેમાંથી એકેકો જીવ નીકળીને ભમરા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ, તેનાં કુળ સાત લાખ કોડ છે. તેનું આઉખું જઘન્ય અંતરમુહૂર્તનું, ઉત્કૃષ્ટું સાત હજાર વરસનું.

---

**અઢાર જાતીનાં રત્ન**—૧ ગોમીચરત્ન, ૨ રૂચકરત્ન, ૩ અંકરત્ન, ૪ સ્ફટિકરત્ન, ૫ લોહિતાક્ષરત્ન ૬ મરકતરત્ન, ૭ મસારગલરત્ન, ૮ ભુઈમુચકરત્ન, ૯ ઇંદ્રનીલરત્ન, ૧૦ ચંદ્રનીલરત્ન, ૧૧ ગેરૂડીરત્ન, ૧૨ હંસગર્ભરત્ન, ૧૩ પોલાકરત્ન, ૧૪ સૌગંધિરત્ન, ૧૫ ચંદ્રપ્રભરત્ન, ૧૬ વેરૂડીરત્ન, ૧૭ જલકાન્તરત્ન, ૧૮ સુરકાન્તરત્ન, એ સર્વ મળી ૪૭ જાતની પૃથ્વીકાય છે.

પાણીનો આકાર, પાણીના પરપોટાને આકારે છે. તેની દયા પાળીયે તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**તે કાય (અગ્નિ) તેના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર. **સૂક્ષ્મ તે કોને કહીએ ?** હણ્યા હણાય નહિ, માર્યાં મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ. **બાદર અગ્નિનાં નામ**–૧ ચુલા ને ભઠ્ઠીની અગ્નિ, ૨ ધુમાડા ને તાપણીની અગ્નિ, ૩ ચકમક ને વીજળીની અગ્નિ, ૪ દીવા ને ઉંબાડાની અગ્નિ, ૫ ધગધગતા લોઢા ને અરણીની અગ્નિ, ૬ દાવાનળની અગ્નિ, ૭ નીંભાડાની અગ્નિ, એ આદિ લઇને ઘણી જાતની અગ્નિ છે. તેના એક તણખામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. તેમાંથી અકેકો જીવ નીકળીને ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ. તેનાં કુળ ત્રણ લાખ ક્રોડ છે. તેનું આઉખું જઘન્ય અંતર-મુહુર્તનું, ઉત્કૃષ્ટું ત્રણ અહોરાત્રીનું છે. તેનો આકાર સોયના ભારાનો છે. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**૪ વાઉકાય ( વાયરો ) તેના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર. **સૂક્ષ્મ તે કોને કહીએ ?** હણ્યા હણાય નહિ, માર્યાં મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ. તેને સૂક્ષ્મ કહીએ. **બાદર વાયરાનાં નામ**–૧ ઉગમણો ને આથમણો વા, ૨ ઊત્તર ને દક્ષિણનો વા, ૩ ઊંચો નીચો ને ત્રીછો વા, ૪ વંટોળીઓ ને મંડળીઓ વા, ૫ ગુંજ વા ને શુદ્ધ વા, એ આદિ લઇને ઘણી જાતના વાયરા થાય છે. તે વાયરો શા થકી હણાય છે ? ૧ ઊઘાડે મોઢે બોલવાથી, ૨ ઝાપટ નાખવાથી, ૩ સૂપડે સોવાથી, ૪ ઝાટકવાથી, ૫ કાંતવાથી, ૬ વીંજવાથી, ૭ તાઓટા વગાડવાથી, ૮ વીંજણે વીંજવાથી, ૯ હીંચોળે હીંચવાથી, એ આદિ લઇને ઘણી જાતના શસ્ત્રે કરી વાયરાના જીવ હણાય છે. એકવાર ઊઘાડે મોઢે બોલવાથી વાયરાના અસંખ્યાતા જીવ હણાય છે.

તેમાંથી એકેકો જીવ નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો એક જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ. તેનાં કુળ સાત લાખ ક્રોડ છે. તેનુ આઉખું જઘન્ય અંતરમુહુર્તનું, ઉત્કૃષ્ટું ત્રણ હજાર વરસનું છે. તેનો આકાર ધજા પતાકાનો છે તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**૫ વનસ્પતિકાયના ત્રણ ભેદ**—સૂક્ષ્મ પ્રત્યેક ને સાધારણ. **સુક્ષ્મ તે કોને કહીએ ?** હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરમાં આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ. **બાદર વનસ્પતિના બે ભેદ**–૧ પ્રત્યેક, ૨ સાધારણ, **પ્રત્યેક કોને કહીએ ?** એક શરીરે એક જીવ હોય તેને પ્રત્યેક કહીએ, અને એક શરીરે અનંતા જીવ હોય તેને **સાધારણ** કહીએ.

**પ્રત્યેક વનસ્પતિનાં નામ**—૧ વૃક્ષ ને વેલાની જાત, ૨ રીંગણી તળસી ને ગુલમની જાત, ૩ એરંડા આકડા ધતુરાની જાત, ૪ દાડમ સેલડી ને કેળાંની જાત, ૫ ધ્રો કેવડો દાભડો ને તરણાની જાત, ૬ ફુલ કમળને નાગરવેલની જાત, ૭ બોરડી, કેરડા ને કસેલાંની જાત, ૮ જુવાર, બાજરો, મઠ મકાઇની જાત, ૯ તાંદલજો, સુવા, મોઘરી, વાલોળ ફળીની જાત, એ આદિ લઇને ઘણી જાતની પ્રત્યેક વનસ્પતિ છે. તેમાં ભગવાને ત્રણ પ્રકારના જીવ કહ્યા છે. પાકેલીમાં સંખ્યાતા જીવ, કાચીમાં અસંખ્યાતા જીવ, અને ઉગતી વેળા કુણી હોય તે વારે અનંતા જીવ હોય. તે પ્રત્યેક વનસ્પતિ ૧૦ બોલે કરી વખાણીએ છીએ. ૧ મૂલ, ૨ કંદ, ૩ ખંધ, ૪ ત્વચા, ૫ શાખા, ૬ પ્રવાલા, ૭ પત્ર, ૮ ફુલ, ૯ ફળ અને ૧૦ બીજ.

**સાધારણ વનસ્પતિનાં નામ**–૧ લીલ ફુલ અને સેવાળની જાત, ૨ ગાજર મૂળાની જાત, ૩ ડુંગળી લસણની જાત, ૪ આદુ ને ગરમરની જાત, ૫ રતાળુ પીંડાળુની જાત, ૬ કંટોલા થોર, ખરસાણી, કુંવાર, સેલરાંની જાત, ૭ મોથ લુણીની જાત, ૮ ઉગતા અંકુરા, અને કુણી કાકડીની જાત, એ આદિ લઇને ઘણી જાતની સાધારણ

વનસ્પતિ છે. એક કંદમૂળના કકડામાં શ્રી ભગવંતે અનંતા જીવ કહ્યા છે. તે કંદમૂળ સોયની અગ્ર ઉપર રહે તેટલામાં અસંખ્યાતી શ્રેણી છે. અસંખ્યતા પ્રતર છે, અસંખ્યતા ગોળા છે, અસંખ્યાતા શરીર છે, એકેકા શરીરમાં અનંતા જીવ છે, એકેકા જીવના અસંખ્યાતા પ્રદેશ છે. એકેક પ્રદેશે અનંતી અનંતી કર્મની વર્ગણા છે, તે જીવ બીચારા માંહોમાંહી ઘણી વેદના ભોગવે છે તે શ્રી જીનરાજે કહેલ છે. વળી તે કંદમૂળ અભક્ષ્ય છે. માટે જૈનભાઈઓને તો અવશ્ય વરજવા કહેલ છે. સૂક્ષ્મ ને સાધારણ વનસ્પતિનુ આઉખું જઘન્ય ઉત્કૃષ્ટ અંતરમુહૂર્તનુ, પ્રત્યેક વનસ્પતિનું આઉખું જઘન્ય અંતરમુહુર્તનુ ઉત્કૃષ્ટ દસ હજાર વરસનું છે. વનસ્પતિકાયનાં કુળ અઠાવીસ લાખ ક્રોડ છે. તેનો આકાર નાના પ્રકારનો છે. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**૬ ત્રસ કાયના ચાર ભેદ**—૧ બેઇંદ્રિ, ૨ તેઇંદ્રિ, ૩ ચોઇંદ્રિ, ૪ પંચેદ્રિ. **૧ બેઇંદ્રિયના બે ભેદ**—અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. બેઇંદ્રિ તે કોને કહીએ ? જેને કાયા અને જીભ હોય તેને બેઇંદ્રિ કહીએ. તેનાં નામ—૧ જળો, ૨ કીડા, ૩ પોરા, ૪ કરમીયા, ૫ સરમીયા, ૬ મામણ મુંડા, ૭ અળશીયાં, ૮ વાંતરા, ૯ લટ, ૧૦ લાળ, ૧૧ શંખ, ૧૨ છીપ, ૧૩ કોડાં, ૧૪ ચેળ, એ આદિ લઇને ઘણી જાતનાં બેઇંદ્રિય જીવ છે. તેનાં કુળ સાત લાખ ક્રોડ છે, તેનું આઉખું જઘન્ય અંતરમુહુર્તનું, ઉત્કૃષ્ટ બાર વરસનું. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતા સુખ પામીએ.

**૨ તેઇંદ્રિના બે ભેદ**—અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. તેઇંદ્રિ તે કોને કહીએ ? જેને કાયા જીભ અને નાસિકા હોય તેને તેઇંદ્રિ કહીએ. તેનાં નામ–૧, જું, ૨ લીંખ, ૩ ચાંચડ, ૪ માંકડ, ૫ કીડી, ૬ કંથવા, ૭ માટલા, ૮ ધનેડાં, ૯ જુવા, ૧૦ ઇતરડી, ૧૧ ગીંગોડા, ૧૨ ચીમેલ, ૧૩ ગધેયા, ૧૪ કાનખજુરા, ૧૫ સંકોડા, ૧૬ ઉધઈ, ૧૭

સવા, એ આદિ લઇને ઘણી જાતાનાં તેઇંદ્રિ જીવ છે. તેનાં કુળ આઠ લાખ ક્રોડ છે, તેનું આઉખું જધન્ય અંતરમુહુર્તનું, ઉત્કૃષ્ટ ઓગણપચાસ અહોરાત્રીનું છે. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતા સુખ પામીએ.

**૩ ચૌઇંદ્રિના બે ભેદ**—અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. ચૌઇંદ્રિય તે કોને કહીએ ? જેને કાયા, જીભ, નાસિકા ને આંખ હોય તેને ચૌઇંદ્રિ કહીએ. તેનાં નામ—૧ માંખી, ૨ મસલાં, ૩ ડાંસ, ૪ મચ્છર, ૫ ભમરા, ૬ તીડ, ૭ પતંગ, ૮ કરોળીયા, ૯ કંસારી, ૧૦ ખડમાંકડી, ૧૧ ધુળીયા, ૧૨ વીંછી, ૧૩ બગા, ૧૪ કુદાં, એ આદિ લઇને ઘણી જાતના ચૌઇંદ્રિ જીવ છે. તેનાં કુળ નવ લાખ ક્રોડ છે. તેનું આઉખું જધન્ય અંતરમુહુર્તનું, ઉત્કૃષ્ટ ૭ માસનું છે. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ

**૪ પંચેંદ્રિના બે ભેદ**—અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. પંચેંદ્રિ તે કોને કહીએ ? જેને કાયા, જીભ, નાસિકા, આંખ, અને કાન હોય તેને પંચેંદ્રિ જીવ કહીએ. તે **પંચેંદ્રિના ચાર ભેદઃ—૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા.** તેમાં નારકીના ૧૪ ભેદ, તિર્યંચના ૪૮ ભેદ, મનુષ્યના ૩૦૩ ભેદ અને દેવતાના ૧૯૮ ભેદ. સર્વે મળીને ૫૬૩ ભેદ જીવના છે.

**દેવતાના ચાર ભેદ**—૧ ભવનપતિ, ૨ વણવ્યંતર, ૩ જ્યોતિષી ૪ વૈમાનીક. **મનુષ્યના ચાર ભેદ**—૧ પંદર કર્મભૂમિનાં મનુષ્ય, ૨ ત્રીસ અકર્મભૂમિનાં મનુષ્ય, ૩ છપ્પન અંતરદ્વીપાનાં મનુષ્ય, ૪ ચૌદ સ્થાનકના સંમુર્છીમ મનુષ્ય. નારકી ને દેવતાની સ્થિતિ જધન્ય દસ હજાર વરસની, ઉત્કૃષ્ટી તેત્રીસ સાગરોપમની અને મનુષ્ય તિર્યંચની સ્થિતિ જધન્ય અંતરમુહુર્તની, ઉત્કૃષ્ટી ત્રણ પલ્યોપમની છે. નારકીનાં કુળ ૨૫ લાખ ક્રોડ છે. દેવતાનાં કુળ ૨૬ લાખ ક્રોડ છે. મનુષ્યના કુળ ૧૨ લાખ ક્રોડ છે અને તિર્યંચ પંચેદ્રિયનાં કુળ ૫૩ાા લાખ ક્રોડ છે. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**ઇતિ શ્રી છકાયના બોલ સમાપ્ત**

# શ્રી નવ તત્ત્વ.

હવે વિવેકી સમદૃષ્ટિ જીવને નવ પદાર્થ જેવા છે તેવા તથા રૂપ બુદ્ધિ પ્રમાણે ગુરુ આમ્નયથી ધારવાની જરૂર છે. તે નવ તત્ત્વનાં નામઃ—**૧ જીવતત્ત્વ, ૨ અજીવતત્ત્વ, ૩ પુન્યતત્ત્વ, ૪ પાપતત્ત્વ, ૫ આસ્ત્રવતત્ત્વ, ૬ સંવરતત્ત્વ, ૭ નિર્જરાતત્ત્વ, ૮ ંધતત્ત્વ, ૯ મોક્ષતત્ત્વ**, એ નવ પદાર્થનું જાણપણું તેજ તત્ત્વ કહીએ. હવે તેનાં લક્ષણાદીક કહે છે.

**૧. જીવતત્ત્વ કોને કહીએ?**—જે ચેતન લક્ષણ સહિત, સદા, સઉપયોગી, અસંખ્યાત પ્રદેશી, સુખ દુઃખનો જાણ, સુખ દુઃખનો વેદક, સુખ દુઃખનો કર્તા, સુખ દુઃખનો ભોક્તા, અરૂપી, સદા સાશ્વતો છે, તેને જીવતત્ત્વ કહીએ.

**૨. અજીવતત્ત્વ કોને કહીએ?**—જડ, મૂઢ, ચેતન લક્ષણ રહિત, વર્ણાદિક રૂપ સહિત અને રહિત, સુખ દુઃખને વેદે નહિ, તેને અજીવતત્ત્વ કહીએ.

**૩. પુન્યતત્ત્વ કોને કહીએ?**—જે શુભ કમાણીએ કરી, **શુ** કર્મના ઉદયે કરી, જેનાં ફળ આત્માને ભોગવતાં મીઠાં લાગે, તેને પુન્યતત્ત્વ કહીએ.

**૪. પાપતત્ત્વ કોને ક ીએ?**—જે અશુભ કમાણીએ કરી, અશુભ કર્મના ઉદયે કરી, જેનાં ફળ ભોગવતાં આત્માને કડવાં લાગે તેને પાપતત્ત્વ કહીએ.

**૫. આસ્ત્રવતત્ત્વ કોને કહીએ?**—જે અવ્રત ને અપચ્ચખાણે કરી, તથા વિષય કષાયને સેવવે કરી, આત્મારૂપી તળાવને વિષે ઇંદ્રિયાદિક ગરનાળે—છીદ્રે કરી, કર્મરૂપ જળનો પ્રવાહ આવે. તેને આસ્ત્રવતત્ત્વ કહીએ.

**૬. સંવરતત્ત્વ કોને કહીએ ?**—આત્મારૂપી તળાવને વિષે, ઇંદ્રિયાદિક ગરનાળે—છીદ્રે કરી, કર્મરૂપી જળ આવે તેને, વ્રત પચ્ચખાણે કરી રોકીએ, તેને સંવરતત્ત્વ કહીએ.

**૭. નિર્જરાતત્ત્વ કોને કહીએ ?**- જે આત્માના પ્રદેશ સાથે વળગેલા કર્મને બાર ભેદે તપસ્યાએ કરી દેશ થકી નિર્જરે, તેને નિર્જરાતત્ત્વ કહીએ.

**૮. બંધતત્ત્વ કોને કહીએ ?**— આત્માના પ્રદેશ સાથે કર્મ પુદ્ગલના દળ ખીર નીરની પેરે, લોહપિંડ અગ્નિની પેરે, લોલીભુત થઈ બંધાય તેને બંધતત્ત્વ કહીએ.

**૯. મોક્ષતત્ત્વ કોને કહીએ ?**—તે આત્માના સકળ પ્રદેશથી, સકળ કર્મનું છુટવુ, સકળ બંધનથી મુકાવું, સકળ કાર્યની સિદ્ધિ થાય, તેને મોક્ષતત્ત્વ કહીએ.

## ૧. જીવતત્ત્વ.

**૧ પ્રથમ જીવતત્ત્વ. એક ભેદે જીવ.** સકળ જીવોનુ ચૈતન્ય લક્ષણ એક જ પ્રકારે છે તે માટે સંગ્રહનયે કરીને એક ભેદે જીવ કહીએ. **બે ભેદે જીવ**—૧ ત્રસ, ૨ સ્થાવર અથવા ૧ સિદ્ધ, ૨ સંસારી. **ત્રણ પ્રકારે જીવ** ૧ સ્ત્રીવેદ, ૨ પુરુષવેદ, ૩ નપુસક-વેદ, અથવા ૧ ભવસિદ્ધિયા, ૨ અભવસિદ્ધિયા, ૩ નોભવસિદ્ધિયા નોઅભવસિદ્ધિયા. **ચાર પ્રકારે જીવ**- ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા, અથવા ૧ ચક્ષુદર્શની, ૨ અચક્ષુદર્શની ૩ અવધિ-દર્શની, ૪ કેવળદર્શની. **પાંચ પ્રકારે જીવ**—૧ એકેંદ્રિય, ૨ બે ઇંદ્રિય, ૩ તેઇંદ્રિય, ૪ ચૌઇંદ્રિય, ૫ પંચેંદ્રિય, અથવા ૧ સજોગી, ૨ મનજોગી, ૩ વચનજોગી, ૪ કાયજોગી, ૫ અજોગી. **૬ પ્રકારે જીવ**—૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય, અથવા ૧ સકષાયી, ૨ ક્રોધકષાયી, ૩ માનકષાયી, ૪ માયાકષાયી, ૫ લોભકષાયી, ૬ અકષાયી. **સાત**

**પ્રકારે જીવ**—૧ નારકી, ૨ તિર્યંચ, ૩ તિર્યંચણી, ૪ મનુષ્ય, ૫ મનુષ્યણી, ૬ દેવતા, ૭ દેવી, અથવા ૧ સઇંદ્રિય, ૨ એકેંદ્રિય ૩ બેઇંદ્રિય, ૪ તેઇંદ્રિય, ૫ ચૌઇંદ્રિય, ૬ પંચેંદ્રિય, ૭ અણઇંદ્રિય· **આઠ પ્રકારે જીવ**-૧ સલેશી, ૨ કૃષ્ણલેશી, ૩ નીલલેશી, ૪ કાપુતલેશી, ૫ તેજુલેશી, ૬ પદ્મલેશી, ૭ શુકલલેશી, ૮ અલેશી. અથવા ચાર ગતિના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. **નવ પ્રકારે જીવ**-૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ બેઇંદ્રિય, ૭ તેઇંદ્રિય, ૮ ચૌઇંદ્રિય, ૯ પંચેંદ્રિય. **દસ પ્રકારે જીવ**-૧ એકેંદ્રિય, જાવત પંચેદ્રિય એ પાંચના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. **અગિયાર પ્રકારે જીવ**-૧ એકેંદ્રિય, ૨ બેઇંદ્રિય, ૩ તેઇંદ્રિય, ૪ ચૌઇંદ્રિય, ૫ નારકી, ૬ તિર્યંચ, ૭ મનુષ્ય, ૮ ભવનપતિ, ૯ વાણવ્યંતર, ૧૦ જ્યોતિષી, ૧૧ વૈમાનિક. **બાર પ્રકારે જીવ**-પૃથ્વીકાય, જાવ ત્રસકાય. એ છના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. **તેર પ્રકારે જીવ**-૧ કૃષ્ણલેશી, જાવ શુકલ-લેશી, એ છના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા. એમ બાર અને ૧૩ અલેશી. અથવા છકાયના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, એવં ૧૨ અને ૧૩ વાટે વહેતા જીવ. **જીવના મૂળ ચૌદ ભેદ**-૧ સૂક્ષ્મ એકેંદ્રિયના અપ્રજાપ્તા, ૨ સૂક્ષ્મ એકેંદ્રિયના પ્રજાપ્તા, ૩ બાદર એકેંદ્રિયના અપ્રજાપ્તા, ૪ બાદર એકેંદ્રિયના પ્રજાપ્તા, ૫ બેઇંદ્રિયના અપ્રજાપ્તા, ૬ બેઇંદ્રિયના પ્રજાપ્તા, ૭ તેઇંદ્રિયના અપ્રજાપ્તા, ૮ તેઇંદ્રિયના પ્રજાપ્તા, ૯ ચૌઇંદ્રિયના અપ્રજાપ્તા, ૧૦ ચૌઇંદ્રિયના પ્રજાપ્તા, ૧૧ અસંજ્ઞી પંચેંદ્રિયના અપ્ર-જાપ્તા, ૧૨ અસંજ્ઞી પંચેંદ્રિયના પ્રજાપ્તા, ૧૩ સંજ્ઞી પંચેંદ્રિયના અપ્રજાપ્તા; ૧૪ સંજ્ઞી પંચેંદ્રિયના પ્રજાપ્તા.

હવે વ્યવહાર નયે કરીને વિસ્તારથી જીવના ૫૬૩ ભેદ કહે છે. તેમાં **ચૌદ ભેદ નરકના, અડતાળીશ ભેદ તિર્યંચના, ત્રણસો ને ત્રણ ભેદ મનુષ્યના, એકસો અઠાણું ભેદ દેવતાના,** એવં ૫૬૩ ભેદ થયા, તેનો વિસ્તાર કહે છે.

## નરકના ૧૪ ભેદ.

**સાત નરકનાં નામ**–૧ ધમા, ૨ વંશા, ૩ શિલા, ૪ અંજના, ૫ રિઠા, ૬ મઘા, ૭ માઘવાઈ. નામ કહ્યાં, હવે **તેના ગોત્ર** કહે છે. ૧ રત્નપ્રભા, ૨ શર્કરપ્રભા, ૩ વાલુપ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધૂમપ્રભા, ૬ તમપ્રભા, ૭ તમતમા પ્રભા, એ સાતના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવં ચૌદ ભેદ.

## તિર્યંચના ૪૮ ભેદ

તિર્યંચના મુખ્ય ભેદ પાંચ—એકેંદ્રિયથી પંચેંદ્રિય સુધીના. એકેંદ્રિયમાં ૧ પૃથ્વી, ૨ પાણી, ૩ તેઉ, ૪ વાયુ, એ ચારના સૂક્ષ્મ ને બાદર. એ આઠના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, મળી સોળ થયા. વનસ્પતિના ત્રણ ભેદ–૧ સૂક્ષ્મ, ૨ પ્રત્યેક, ને ૩ સાધારણ, એ ત્રણના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા મળી ૬. બધા મળી ૨૨ એકેંદ્રિયના થયા. ૧ બેઈંદ્રિય, ૨ તેઈંદ્રિય, ૩ ચૌઈંદ્રિય એ ત્રણના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એમ ૬ મળી ૨૮ ભેદ થયા. ૧ જળચર, ૨ થળચર, ૩ ઉરપર, ૪ ભુજપર, ૫ ખેચર એ પાંચ સંમુર્છીમ ને પાંચ ગર્ભજ એવં દસના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા મળી ૨૦ ભેદ તિર્યંચ પંચેંદ્રિના. કુલ સર્વે મળી ૪૮ ભેદ તિર્યંચના કહ્યા.

## મનુષ્યના ૩૦૩ ભેદ.

૧૫ કર્મભૂમિનાં મનુષ્ય, ૩૦ અકર્મભૂમિનાં મનુષ્ય, ૫૬ અંતર દ્વીપાના મનુષ્ય, મળી ૧૦૧ ભેદ ગર્ભજ મનુષ્ય, તેનાં અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, એવં ૨૦૨ ભેદ તથા ૧૪ સ્થાનકીયા સંમુર્છીમ મનુષ્ય ૧૦૧ ક્ષેત્રમાં ઉપજે છે તેનાં અપ્રજાપ્તા સર્વે મળી ૩૦૩ ભેદ મનુષ્યના થયા, તેનો વિસ્તાર.

**કર્મભૂમિ તે કોને કહીએ ?**–૧ અસી, (તરવાર) ૨ મસી (લખવાની વિદ્યા), ૩ કૃષી, (ખેતીવાડી) એ ત્રણ પ્રકારના વેપારે

કરી પોતાનું ગુજરાન ચલાવે તેને કર્મભૂમિના મનુષ્ય કહીએ. તે કર્મ. ભૂમિના ક્ષેત્ર કેટલાં અને કયાં છે તે કહે છે.—૧ ભરત, ૫ ઇરિવત, ૫ મહાવિદેહ, એવં ૧૫. તે આ ત્રીછા લોકના મધ્ય ભાગમાં, એક લાખ જોજનનો ગોળાકારે જંબુદ્વીપ છે, તેમાં ૧ ભરત, ૧ ઇરવત, ૧ મહાવિદેહ, એ ત્રણ ક્ષેત્ર કર્મભૂમિનાં છે. તેને ફરતો બે લાખ જોજનનો લવણ સમુદ્ર છે. તેને ફરતો ચાર લાખ જોજનનો ધાતકી ખંડદ્વીપ છે, તેમાં ૨ ભરત, ૨ ઇરિવત, ૨ મહાવિદેહ, એમ ૭ ક્ષેત્ર છે. તેને ફરતો આઠ લાખ જોજનનો કાલોદધિ સમુદ્ર છે. તેને ફરતો આઠ લાખ જોજનનો પુષ્કાર્ધદ્વીપ છે. તેમાં ૨ ભરત, ૨ ઇરિવત, ૨ મહાવિદેહ છે. એમ ૭ ક્ષેત્ર છે. સર્વે મળી પંદર ક્ષેત્ર કર્મભૂમિ મનુષ્યના જાણવા.

**ત્રીશ અકર્મભૂમિનાં ક્ષેત્ર** કહે છે. જ્યાં અસી, મસી, ને કૃષી, એ ત્રણ પ્રકારના વેપાર નથી પણ દસ પ્રકારના કલ્પવૃક્ષ મનવંછીત સુખ પુરે છે. તે ક્ષેત્રનાં નામ—૫ હેમવય, ૫ હિરણવય, ૫ હરીવાસ, ૫ રમકવાસ, ૫ દેવકુરુ, ૫ ઉત્તરકુરુ એવં ત્રીસ ક્ષેત્ર છે, તેમાંથી જંબુદ્વિપમાં ૧ હેમવય, ૧ હિરણવય, ૧ હરીવાસ, ૧ રમકવાસ, ૧ દેવકુરુ; ૧ ઉત્તરકુરુ, એવં ૭ ક્ષેત્ર. તેવા બબે એટલે બાર ક્ષેત્ર ધાતકી ખંડદ્વીપમાં અને બાર ક્ષેત્ર પુષ્કરાર્ધદ્વીપમાં એવં સર્વે મળી ત્રીસ ક્ષેત્રમાં અકર્મભૂમિનાં મનુષ્ય વસે છે.

**છપ્પન ંતરદ્વીપાના મ ષ્યનાં ક્ષેત્ર** કહે છે. આ જંબુદ્વીપના ભરતક્ષેત્રની મર્યાદાનો કરણહાર ચુલહિમવંત નામે પર્વત છે તે પીળા સોનાનો છે, સો જોજનનો ઉંચો છે, સો ગાઉનો ઊંડો છે, એક હજાર બાવન જોજન ને બાર કળાનો પહોળો છે. ચોવીશ હજાર નવસેં બત્રીસ જોજન ને અર્ધ કળા માઠેરાનો લાંબો છે. તેના પૂર્વ પશ્ચિમને છેડે બબે ડાઢા નીકળી છે. એકેકી ડાઢા ચોરાસીસેં ચોરાસીસેં જોજન ઝાઝેરી લાંબી છે. એકેકી ડાઢા ઉપર સાત સાત અંતરદ્વીપા છે; તે અંતરદ્વીપા કયાં છે તે કહે છે.

જગતીના કોટ થકી ત્રણસે જોજન લવણ સમુદ્રમાં જઈએ તે વારે પહેલો અંતરદ્વિપ આવે, તે ૩૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી ચારસેં જોજન જઈએ તે વારે બીજો અંતરદ્વીપ આવે, તે ૪૦૦ જોજનનો લાંબો અને પહોળો છે. ત્યાંથી પાંચસો જોજન જઈએ, તે વારે ત્રીજો અંતરદ્વીપ આવે, તે ૫૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી છસો જોજન જઈએ, તે વારે ચોથો અંતરદ્વીપ આવે, તે ૬૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી સાતસો જોજન જઈએ તે વારે પાંચસો અંતરદ્વીપ આવે, તે ૭૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી આઠસો જોજન જઈએ તે વારે છઠો અંતરદ્વીપ આવે, તે ૮૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી નવસો જોજન જઈએ, તે વારે સાતમો અંતરદ્વીપ આવે, તે ૯૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. એમ એકેક ડાઢા ઉપર સાત સાત અંતરદ્વીપા છે. કુલે ચારે ડાઢાના મળી ૨૮ અંતરદ્વીપા જાણવા. એમજ ઐરિવતક્ષેત્રની મરજાદાનો કરણહાર શિખરી નામે પર્વત છે તે ચુલ હિમવંત સરખો જ જાણવો. ત્યાં પણ ૨૮ અંતરદ્વીપા છે. એવં અઠાવીસ દુ છપન અંતરદ્વીપાના મનુષ્યનાં ક્ષેત્ર જાણવા. તેને અંતરદ્વીપાનાં મનુષ્ય શા માટે કહીએ? હેઠળ સમુદ્ર છે અને ઉપર અધર ડાઢામાં દ્વિપાના રહેનારાં છે માટે અંતરદ્વીપાના મનુષ્ય કહીએ. સુખ અકર્મભૂમિના જેવુ સમજવુ.

૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ, ૫૬ અંતરદ્વીપા એવાં ૧૦૧ ક્ષેત્ર ગર્ભજ મનુષ્યનાં, તેનાં અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૨૦૨ ભેદ થયા. તથા ૧૦૧ ક્ષેત્રમાં સંમુર્છીમ મનુષ્ય ૧૪ સ્થાનકમાં ઉપજે છે, તે કહે છે. ૧ ઉચ્ચારેસુવા તે વડી નિતમાં ઉપજે, ૨ પાસવણેસુવા તે લઘુનિતમાં ઉપજે, ૩ ખેળેસુવા તે બળખામાં ઉપજે, ૪ સંઘાણેસુવા તે લીંટમાં ઉપજે, ૫ વંતેસુવા તે વમનમાં ઉપજે, ૬ પિત્તેસુવા તે લીલાપીળા પિત્તમાં ઉપજે, ૭ પુઇએસુવા તે પરૂમાં ઉપજે, ૮ સોણીએસુવા તે રૂધિરમા ઉપજે, ૯ સુક્કેસુવા તે વીર્યમાં ઉપજે,

૧૦ સુક્કપોગ્ગલ પડિસાડીએસુવા તે વિર્યાદિકના પુદગળ સુકાણા તે ફરી ભીના થાય તેમાં ઉપજે, ૧૧ વિગયજીવ કલેવરેસુવા તે મનુષ્યના મનુસ્યના કલેવરમાં ઊપજે, ૧૨ ઇથ્થીપુરૂષ સંજોગેસુવા તે સ્ત્રી પુરૂષના સંજોગમાં ઊપજે, ૧૩ નગરનિધમણેસુવા તે નગરની ખાળ પ્રમુખમાં ઊપજે, ૧૪ સવ્વેસુચેવ અસુઇઠાણેસુવા તે સર્વ મનુષ્ય-સંબંધી અશુચિ સ્થાનકોમાં ઊપજે. તે ૧૦૧ ક્ષેત્રમાં ઊપજે. અપ્રજાપ્તા હોય પ્રજાપ્તા ન થાય. એવં સર્વે મળી કુલ ૩૦૩ ભેદ મનુષ્યના કહ્યા.

## દેવતાના ૧૯૮ ભેદ

**દસ ભવનપતિનાં નામ**—૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિજ્જુકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશાકુમાર ૯ પવનકુમાર, ૧૦ સ્થનિતકુમાર.

**પંદર પરમાધામીનાં નામ**—૧ અંબ, ૨ અંબરિસ, ૩ સામ, ૪ સબલ, ૫ રુદ્ર, ૬ વૈરુદ્ર, ૭ કાળ, ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુંભ, ૧૨ વાલુ, ૧૩ વેતરણી, ૧૪ ખરસ્વર, ૧૫ મહાઘોષ.

**સોળ વાણવ્યંતરનાં નામ**—૧ પિશાચ, ૨ ભૂત, ૩ જક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરુષ, ૭ મહોરગ, ૮ ગંધર્વ, ૯ આણપન્ની, ૧૦ પાણપન્ની, ૧૧ ઇસીવાઇ, ૧૨ ભુઇવાઇ, ૧૩ કંદીય ૧૪ મહા-કંદીય, ૧૫ કોહંડ, ૧૬ પયંગદેવ.

**દસ જંભકાનાં નામ**—૧ આણજંભકા, ૨ પાણજંભકા, ૩ લયણજંભકા, ૪ શયણજંભકા ૫ વચ્છજંભકા, ૬ પુષ્પજંભકા, ૭ ફળજંભકા, ૮ બીયજંભકા, ૯ વિજ્જુજંભકા, ૧૦ અવિયતજંભકા.

**દસ જ્યોતિષીનાં નામ**—૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫, તારા, એ પાંચ અઢીદ્વીપમાં ચળ છે, અને એજ નામના બીજા પાંચ અઢીદ્વીપ બહાર સ્થિર છે. એવં દસ જ્યોતિષી.

**ત્રણ કિલ્વિષીનાં નામ**—૧ ત્રણપલીયા, ૨ ત્રણ સાગરીયા, ૩ તેરસાગરીયા.

**નવ લોકાંતિકનાં નામ**—૧ સારસ્વત, ૨ આદિત્ય, ૩ વન્હિ, ૪ વરૂણ, ૫ ગર્દતોયા, ૬ તોષિયા, ૭ અવ્યાબાધા, ૮ અગીચ્ચા, ૯ રિઠ્ઠા.

**બાર દેવલોકનાં નામ**—૧ સુધર્મા, ૨ ઇશાન, ૩ સનતકુમાર, ૪ માહેંદ્ર, ૫ બ્રહ્મલોક, ૬ લંતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્સાર, ૯ આણુંત, ૧૦ પ્રાણુંત, ૧૧ આરણ, ૧૨ અચ્ચુય.

**નવ ગ્રીવેકનાં નામ**—૧ ભદ્દે. ૨ સુભદ્દે, ૩ સુજાએ, ૪ સુમાણસે, ૫ પિય દંસણે, ૬ સુદંસણે, ૭ આમોહે, ૮ સુપડીબધે, ૯ જશોધરે.

**પાંચ અનુત્તર વિમાનનાં નામ**—૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત, ૫ સર્વાર્થસિદ્ધવિમાન.

૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણવ્યંતર, ૧૦ જંભકા, ૧૦ જ્યોતિષી, ૩ કિલ્વિષી, ૯ લોકાંતિક, ૧૨ દેવલોક, ૯ ગ્રીવેક, ૫ અનુત્તર વિમાન. એવં, સર્વે મળી ૯૯ જાતના દેવતા, તેનાં અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, મળી ૧૯૮ ભેદ દેવતાના જાણવા.

**નારકીના ૧૪ ભેદ, તિર્યંચના ૪૮ ભેદ, મનુષ્યના ૩૦૪ ભેદ, અને દેવતાના ૧૯૮ ભેદ, એ સર્વે મળી ૫૬૩ ભેદે કરી પહેલા જીવ તત્ત્વ જાણ્યા.**

## ૨ અજીવતત્ત્વ

**અજીવતત્ત્વના મુખ્ય ભેદ ચૌદ.** તે ૧ ધર્માસ્તિકાયનો સ્કંધ, ૨ દેશ, ૩ પ્રદેશ, ૪ અધર્માસ્તિકાયનો સ્કંધ, ૫ દેશ, ૬ પ્રદેશ, ૭ આકાશાસ્તિકાયનો સ્કંધ, ૮ દેશ, ૯ પ્રદેશ, ૧૦ અદ્ધા સમયકાળ, એ દસ ભેદ અરૂપી અજીવના કહ્યા. હવે રૂપી અજીવના

ચાર ભેદ કહે છે. ૧૧ પુદ્‌ગલાસ્તિકાયનો સ્કંધ, ૧૨ દેશ, ૧૩ પ્રદેશ, ૧૪ પરમાણુ પુદ્‌ગલ.

**વિસ્તારે કરીને અ વના ૫૬૦ ભેદ , તેમાં પ્રથમ ૩૦ ભેદ અરૂપી અજીવના.** ૧ ધર્માસ્તિકાય—દ્રવ્ય થકી એક, ૨ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, ૩ કાળ થકી આદિ અંત રહિત, ૪ ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, ૫ ગુણ થકી ચલણ સહાય. ૬ અધર્માસ્તિકાય—દ્રવ્યથકી એક, ૭ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, ૮ કાળ થકી આદિ અંત રહિત, ૯ ભાવ થકી અવર્ણે અગંધે અરસે અફાસે અમૂર્તિ, ૧૦ ગુણથકી સ્થિર સહાય. ૧૧ આકાશાસ્તિકાય—દ્રવ્યથકી એક, ૧૨ ક્ષેત્રથકી લોકાલોક પ્રમાણે, ૧૩ કાળથકી આદિ અંતરહિત, ૧૪ ભાવથકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, ૧૫ ગુણથકી ભાજનગુણ. ૧૬ કાળ—દ્રવ્યથકી અનેક, ૧૭ ક્ષેત્રથકી અઢીદ્વીપ પ્રમાણે, ૧૮ કાળથકી આદિ અંત રહિત, ૧૯ ભાવથકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમુર્તિ, ૨૦ ગુણથકી વર્તના લક્ષણ. એવં વીશ અને દસ પુર્વે કહ્યા તે સર્વે મળી ૩૦ ભેદ અરૂપી અજીવના જાણવા.

હવે **૫૩૦ ભેદ રૂપી અ વના** કહે છે. તેમાં મુખ્ય ભેદ ૨૫ તે ૫ વર્ણ, ૫ રસ, ૨ ગંધ, ૮ ફરસ, ૫ સંઠાણ, એવં ૨૫ ભેદ તેના વિસ્તારે ૫૩૦ ભેદ થાય છે તે કહે છે.

**પાં વર્ણ**—તે એક કાળો, ૨ લીલો, ૩ રાતો, ૪ પીળો, ૫ ધોળો, એકેકા વર્ણમાં વીશ વીશ ભેદ લાભે. તે ૨ ગંધ, ૫ રસ, ૫ સંઠાણ, ૮ ફરસ, એવં વિશ તે પાંચેમાં થઇને સો થયા.

**બે ગંધ**—૧ સુરભિ ગંધ, ૨ દુરભિ ગંધ. એકેકી ગંધમાં ત્રેવીશ ત્રેવીશ ભેદ લાભે. ૫ વર્ણ, ૫ રસ, ૫ સંઠાણ, ૮ ફરસ, એવં ત્રેવીશ દુ છેંતાલીશ ભેદ જાણવા.

**પાંચ રસ**—૧ તીખો, ૨ કડવો, ૩ કસાયેલો, ૪ ખાટો, ૫ મીઠો, એકેકા રસમાં વીશ વીશ ભેદ લાભે. ૫ વર્ણ, ૨ નય, ૫ સંઠાણ, ૮ ફરસ, એવં વીશ તે પાંચેમાં થઈ સો થયા.

**આઠ ફરસ**—૧ ખરખરો, ૨ સુંવાળો, ૩ ભારે, ૪ હળવો, ૫ ટાઢો, ૬ ઉન્હો, ૭ લુખો, ૮ ચોપડયો. એકેકા ફરસમાં ત્રેવીશ ત્રેવીશ ભેદ લાભે. ૫ વર્ણ, ૫ રસ, ૨ ગંધ, ૬ ફરસ, ૫ સંઠાણ, એવં ત્રેવીશ ભેદ લાભે. એટલે આઠ ફરસમાં દરેકમાં ત્રેવીશ ત્રેવીશ ભેદ લાભતાં ત્રેવીશને આઠે ગુણતાં ૧૮૪ ભેદ થયા. આઠ ફરસમાં ફરસના છબોલ લાભે તેનુ કારણ જે ખરખરો ફરસ હોય તેમાં સુંવાળો નહોય. એટલે એક ફરસ વિષે બોલતાં તે તથા તેની ઉલટી જાતી, એમ બે ભેદ તેને લાગુ પડે નહિ. બાકી દરેક ફરસમાં ૭ ૭ ફરસ લાભે. એટલે ૧૮૪ ભેદ આઠ ફરસના જાણવા.

**પાંચ સંઠાણ**—૧ પરિમંડળ સંઠાણ, તે ચુડીને આકારે. ૨ વંટ સંઠાણ તે લાડવાને આકારે, ૩ ત્રસ સંઠાણ તે ત્રિખુણા સીંગોડાને આકારે, ૪ ચઉરસ સંઠાણ તે ચોકીને આકારે, ૫ આયત સંઠાણ તે લાંબી લાકડીને આકારે. એકેકા સંઠાણમાં વીશ વીશ ભેદ લાભે. તે ૫ વર્ણ, ૫ રસ, ૨ ગંધ, ૮ ફરસ, એ વીશ તે પાંચેમાં થઈ સો થયા.

એટલે ૧૦૦ વર્ણના, ૪૬ ગંધના, ૧૦૦ રસના, ૧૮૪ ફરસના, ૧૦૦ સંઠાણનાં, એ સર્વે મળી ૫૩૦ ભેદ રૂપી અજીવ પુદ્દગળના અને ૩૦ ભેદ અરૂપી અજીવના પ્રથમ કહ્યા તે, સર્વે મળી કુલ ૫૬૦ ભેદે કરી **બીજો અજીવતત્ત્વ સમાપ્ત.**

## ૩ પુન્ય તત્ત્વ.

**પુન્ય તત્ત્વ**, તે નવ પ્રકારે કરી જીવ પુન્ય ઉપરાજે તે કહે છે. ૧ અન્નપુન્ય, ૨ પાણપુન્ય, ૩ લયણપુન્ય, ૪ સયણપુન્ય, ૫ વત્થપુન્ય, ૬ મનપુન્ય, ૭ વચનપુન્ય, ૮ કાયપુન્ય, ૯ નમસ્કારપુન્ય, એ નવ પ્રકારે પુન્ય ઉપરાજે.

તેના શુભ ફળ ૪૨ પ્રકારે કરી જીવ ભોગવે તે કહે છે. ૧ શાતાવેદનીય, ૨ ઉંચ ગોત્ર, ૩ પંચેન્દ્રીની જાતિ, ૪ મનુષ્યની ગતિ, ૫ મનુષ્યાનુપુર્વિ, ૬ દેવતાની ગતિ, ૭ દેવતાનુપૂર્વિ, ૮ ઉદારિક શરીર, ૯ વિક્રય શરીર, ૧૦ આહારક શરીર, ૧૧ તેજસ શરીર, ૧૨ કાર્મણ શરીર, ૧૩ ઉદારિકનાં અંગ ઉપાંગ, ૧૪ વિક્રયનાં અંગ ઉપાંગ, ૧૫ આહારકનાં અંગ ઉપાંગ, ૧૬ વજ્રઋષભનારાચ સંઘયણ, ૧૭ સમચૌરસ સંઠાણ, ૧૮ શુભ વર્ણ, ૧૯ શુભ ગંધ, ૨૦ શુભ રસ, ૨૧ શુભ ફરસ, (સાત પ્રત્યેક પ્રકૃતિ.) ૨૨ અગુરૂ-લઘુનામ, ૨૩ પરાઘાતનામ, ૨૪ ઉશ્વાસ નામ, ૨૫ આતાપ નામ, ૨૬ ઉદ્યોત નામ, ૨૭ શુભ ચાલવાની ગતિ, ૨૮ નિર્માણ નામ, (ત્રસનો દસકો), ૨૯ ત્રસનામ, ૩૦ બાદરનામ, ૩૧ પ્રજાપ્તા નામ, ૩૨ પ્રત્યેક નામ, ૩૩ સ્થિર નામ, ૩૪ શુભ નામ, ૩૫ સૌભાગ્ય નામ, ૩૬ સુસ્વર નામ, ૩૭ આદેય નામ, ૩૮ જશોકીર્તિ નામ, ૩૯ દેવતાનું આયુષ્ય, ૪૦ મનુષ્યનું આયુષ્ય, ૪૧ તિર્યંચ જુગલીયાનું આયુષ્ય, ૪૨ તીર્થંકર નામ એ ૪૨ પ્રકારે પુન્યનાં શુભ ફળ ભોગવે. **ઇતિ શ્રી ત્રીજો પુન્ય તત્ત્વ સમાપ્ત.**

## ૪ પાપ તત્ત્વ.

**અઢાર પ્રકારે** કરી જીવ પાપ ઉપરાજે, તે કહે છે. ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલેશ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧૫ પરપરિવાદ, ૧૬ રઈ-અરઈ, ૧૭ માયામોસો, ૧૮ મિછાદર્શનસલ્લ, એવં અઢાર **પ્રકારે** કરી જીવ પાપ ઉપરાજે.

તેનાં અશુભ ફળ, **બ્યાસી પ્રકારે** કરી ભોગવે તે કહે છે. ૧ મતિજ્ઞાનાવરણીય, ૨ શ્રુતજ્ઞાનાવરણીય, ૩ અવધિજ્ઞાનાવર-

ણીય, ૪ મનપર્યવજ્ઞાનાવરણીય ૫ કેવલજ્ઞાનાવરણીય, ૬ નિદ્રા, ૭ નિદ્રા નિદ્રા, ૮ પ્રચલા, ૯ પ્રચલા પ્રચલા, ૧૦ થીણદ્ધિનિદ્રા, ૧૧ ચક્ષુદર્શનાવરણીય, ૧૨ અચક્ષુદર્શનાવરણીય, ૧૩ અવધિદર્શનાવરણીય, ૧૪ કેવલદર્શનાવરણીય, ૧૫ દાનાંતરાય, ૧૬ લાભાંતરાય, ૧૭ ભોગાંતરાય, ૧૮ ઉપભોગાંતરાય, ૧૯ વીર્યાંતરાય, ૨૦ નીચ ગોત્ર, ૨૧ અશાતાવેદનીય, ૨૨ નારકીનું આયુષ્ય (એવં ૭ કર્મને ઉદયે ૨૨ પ્રકૃતિ). (હવે મોહીની કર્મને ઉદયે ૨૬ પ્રકૃતિ કહે છે) ૨૩ અનંતાનુબંધી—ક્રોધ, ૨૪ માન, ૨૫ માયા, ૨૬ લોભ, ૨૭ અપચ્ચખાણાવર્ણી—ક્રોધ, ૨૮ માન, ૨૯ માયા, ૩૦ લોભ, ૩૧ પચ્ચખાણાવર્ણી—ક્રોધ, ૩૨ માન, ૩૩ માયા, ૩૪ લોભ, ૩૫ સંજ્વલનો ક્રોધ, ૩૬ માન, ૩૭ માયા, ૩૮ લોભ, ૩૯ હાસ્ય, ૪૦ રતિ, ૪૧ અરતિ, ૪૨ ભય, ૪૩ શોક, ૪૪ દુગંછા, ૪૫ સ્ત્રીવેદ, ૪૬ પુરૂષવેદ, ૪૭ નપુંસકવેદ, ૪૮ મિથ્યાત્વમોહીની. (હવે નામ કર્મને ઉદયે ૩૪ પ્રકૃતિ કહે છે.) ૪૯ એકેંદ્રી, ૫૦ બેઇંદ્રી, ૫૧ તેઇંદ્રી, ૫૨ ચૌઇંદ્રી, ૫૩ નારકીની ગતિ, ૫૪ નારકીની અનુપૂર્વિ, ૫૫ તિર્યંચની ગતિ, ૫૬ તિર્યંચની અનુપુર્વિ, ૫૭ રૂષભનારાચ સંઘયણ, ૫૮ નારાચ સંઘયણ, ૫૯ અર્ધનારાચ સંઘયણ, ૬૦ કિલકુ સંઘયણ, ૬૧ છેવટુ સંઘયણ, ૬૨ નિગોહપરિમંડળ સંઠાણ, ૬૩ સાદિસંઠાણ, ૬૪ વામનસંઠાણ, ૬૫ કુબ્જસંઠાણ, ૬૬ હુડસંઠાણ, (થાવરનો દસકો.) ૬૭ સ્થાવરપણું, ૬૮ સૂક્ષ્મપણું, ૬૯ સાધારણપણું, ૭૦ અપ્રજાપ્તાપણું, ૭૧ અસ્થિર નામ, ૭૨ અશુભનામ, ૭૩ દુર્ભાગ્યનામ, ૭૪ દુસ્વરનામ, ૭૫ અણાદેયનામ, ૭૬ અજશોકીર્તિનામ, ૭૭ અશુભવર્ણ, ૭૮ અશુભગંધ, ૭૯ અશુભરસ, ૮૦ અશુભફરસ, ૮૧ ઉપઘાતનામ કર્મ, ૮૨ અશુભ ચાલવાની ગતિ એવં **બ્યાસી પ્રકારે પાપનાં અશુભ ફળ** ભોગવે. **ઇતિશ્રી ચોથું પાપતત્ત્વ સમાપ્ત.**

## ૫ આસ્રવતત્ત્વ.

**આ તત્ત્વના મુખ્ય ભેદ ૨૦ કહે** —૧ મિથ્યાત્વ, ૨ અવ્રત, ૩ પ્રમાદ, ૪ કષાય, ૫ અશુભજોગ, ૬ પ્રાણાતિપાત, ૭ મૃષાવાદ, ૮ અદત્તાદાન, ૯ મૈથુન, ૧૦ પરિગ્રહ, ૧૧ શ્રોત્રેંદ્રી, ૧૨ ચક્ષુઈંદ્રી, ૧૩ ઘ્રાણઈંદ્રી, ૧૪ રસઈંદ્રી, ૧૫ ફરસઇંદ્રી (એ પાંચ ઈંદ્રી અસંવરે, તે આસ્રવ,) ૧૬ મન અસંવરે, ૧૭ વચન અસંવરે, ૧૮ કાય અસંવરે, ૧૯ ભંડઉપગરણ—અજતનાએ લે મૂકે, ૨૦ શુચી· કુશગ્ગ સેવે તે આસ્રવ, એવં મુખ્ય ભેદ વીસ.

તેના વિસ્તારે **બેંતાલીશ ભેદ** કહે છે. ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, પાંચ ઇંદ્રી અસંવરે (મોકળી મુકે) એવં, દસ. ૧૧ ક્રોધ, ૧૨ માન, ૧૩ માયા, ૧૪ લોભ, ૧૫ મન અશુભ, ૧૬ વચન અશુભ, ૧૭ કાય અશુભ, (પચીશ ક્રિયા) ૧૮ કાઇયા, ૧૯ અહિગરણિયા, ૨૦ પાઉસિયા, ૨૧ પારિ· તાવણિયા, ૨૨ પાણાઇવાઇયા, ૨૩ અપચ્ચખાણવતિયા, ૨૪ આરં- ભિયા, ૨૫ પરિગ્ગહિયા, ૨૬ માયાવતયા, ૨૭ મિચ્છાદંસણવતિયા, ૨૮ દિઠ્ઠિયા, ૨૯ પુઠ્ઠિયા, ૩૦ પાડુચ્ચિયા, ૩૧ સામંતોવણિયા, ૩૨ સાહથિયા, ૩૩ નેસથિયા, ૩૪ આણવણિયા, ૩૫ વેદારણિયા, ૩૬ અણાભોગવતિયા, ૩૭ અણવકંખવતિયા, ૩૮ પેજવતિયા, ૩૯ દોસ- વતિયા, ૪૦ પ્પઉગવતિયા, ૪૧ સામુદાણિયા, ૪૨ ઇરિયાવહિયા ક્રિયા, એવં ૪૨ ભેદ.

**પાંચ ı ı વતત્ત્વ ıસ.**

## ૬ સંવર તત્ત્વ.

**ંવર તત્ત્વના ıઆન્ય પ્રકારે ૨૦ ભેદ** છે—૧ સમકિત તે સંવર, ૨ વ્રતપચ્ચખાણ તે સંવર, ૩ અપ્રમાદ તે સંવર, ૪ અકષાય તે સંવર, ૫ શુભજોગ તે સંવર, ૬ જીવદયા તે સંવર, ૭ સત્ય-

વચન તે સંવર, ૮ દત્તવ્રત તે સંવર, ૯ બ્રહ્મચર્ય તે સંવર, ૧૦ અપરિગ્રહ તે સંવર, ૧૧ શ્રોત્રેંદ્રી સંવરે, જાવ ૧૫ ફરસઈંદ્રી સંવરે, એવં ૧૫ અને ૧૬ મન સંવરે, ૧૭ વચન સંવરે, ૧૮ કાયા સંવરે, ૧૯ ભંડઉપગરણ જતનાએ લે મુકે તે સંવર, ૨૦ સુચી કુસગ્ગ ન સેવે તે સંવર એવં વીશ.

**તેના વિસ્તારથી સત્તાવન ભેદ**—૧ ઇર્યા સમિતિ, ૨ ભાષા સમિતિ, ૩ એષણા સમિતિ, ૪ આયાણભંડમત્ત નિખેવણા સમિતિ, ૫ ઉચ્ચારપાસવણ ખેળજળ સંઘાણ પારિઠાવણીયા સમિતિ, ૬ મનગુપ્તિ, ૭ વચનગુપ્તિ, ૮ કાયગુપ્તિ, એ આઠ પ્રવચન માતા આરાધવી.

બાવીસ પરિષહ જીતવા, તે ૧ ક્ષુધા, ૨ તૃષા, ૩ શિત, ૪ ઉષ્ણ, ૫ દંશમંશા, ૬ અચેલનો, ૭ અરતિનો, ૮ સ્ત્રીનો, ૯ ચાલવાનો, ૧૦ બેસવાનો, ૧૧ સેજાનો, ૧૨ આક્રોશ વચનનો, ૧૩ વધનો, ૧૪, જાચવાનો, ૧૫ અલાભનો, ૧૬ રોગનો, ૧૭ તૃણા ફરસનો, ૧૮ મેલનો, ૧૯ સત્કાર પુરસ્કારનો, ૨૦ પ્રજ્ઞાનો, ૨૧ અજ્ઞાનનો, ૨૨ દર્શનનો, એવં ત્રીશ તથા દશ પ્રકારનો યતિધર્મ આરાધવો તે કહે છેઃ—૧ ખંતી, ૨ મુત્તિ, ૩ અજવે, ૪ મદવે, ૫ લાઘવે, ૬ સચ્ચે, ૭ સંજમે, ૮ તવે, ૯ ચઇયાએ, ૧૦ અકિંચને અથવા બંભચેરે, એવં ત્રીશ, ને દશ ચાલીશ.

બાર ભાવના ભાવવી તે કહે છે.—૧ અનિત્ય ભાવના—ભરત ચક્રવર્તીએ ભાવી, ૨ અશરણભાવના—અનાથી મુનિએ ભાવી, ૩ સંસાર ભાવના—ધનાશાળીભદ્રે ભાવી, ૪ એકત્વ ભાવના—નમીરાજ ઋષિએ ભાવી, ૫ અન્યત્વ ભાવના—મૃગાપુત્રે ભાવી, ૬ અશુચિ ભાવના—સનત્કુમાર ચક્રવર્તીએ ભાવી, ૭ આસ્રવ ભાવના—સમુદ્રપાલ મુનિએ ભાવી, ૮ સંવરભાવના—કેશી ગૌતમે ભાવી, ૯ નિર્જરાભાવના—અર્જુન માળીએ ભાવી, ૧૦ લોકભાવના—શિવરાજ ઋષિએ ભાવી, ૧૧ બોધભાવના—ઋસભદેવ સ્વામીના અઠાણું પુત્રે ભાવી, ૧૨ ધર્મભાવના—ધર્મરૂચિ અણ-

ગારે ભાવી, એવં બાર, અને ચાલીશ બાવન. તથા પાંચ ચારિત્ર તે ૧ સામાયક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનિક ચારિત્ર, ૩ પરિહાર વિશુદ્ધ ચારિત્ર, ૪ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર, ૫ જથાખ્યાત ચારિત્ર. એવં સર્વે મળી કુલ ૫૭ ભેદ છે. એ સંવર જાણીને સંવર આદરીએ તો નિરાબાધ પરમ સુખ પામીએ. **ઇતિશ્રી છતો સંવર તત્ત્વ સમાપ્ત.**

## ૭ નિર્જરાતત્ત્વ.

**નિર્જરા તત્ત્વના બાર ભેદ**—૧ અણસણ ૨ ઉણોદરી ૩ વૃત્તિસંક્ષેપ (ભિક્ષાચરી), ૪ રસપરિત્યાગ, ૫ કાયકલેશ, ૬ પડિસંલીનતા, એવં ૭ ભેદ બાહ્ય તપના કહ્યા. હવે અભ્યંતર તપના ૭ ભેદ કહે છે. ૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈરાવચ્ચ, ૪ સઝાય, ૫ ધ્યાન, ૬ વિઉસગ (કાઉસગ્ગ). એવં ૭ દુ બાર ભેદે કરી તપસ્યા કરી પૂર્વનાં કર્મોનું દેશથી નિર્જવુ, કર્મોનું ક્ષય કરવુ, તેને નિર્જરા તત્ત્વ કહીએ. **ઇતિ સાતમો નિર્જરા તત્ત્વ સમાપ્ત.**

## ૮ બંધતત્ત્વ

**આઠમું બંધતત્ત્વ, તેના ચાર ભેદ**—૧ પ્રકૃતિ બંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગબંધ. ૪ પ્રદેશબંધ. ૧ પ્રકૃતિબંધ તે આઠ કર્મનો સ્વભાવ તથા પરિણામ. ૨ સ્થિતિબંધ તે જે કર્મની જેટલી જેટલી સ્થિતિ છે તેનું માન. ૩ અનુભાગબંધ તે કર્મનો તીવ્ર મંદાદિ રસ પરિણામરૂપ. ૪ પ્રદેશબંધ તે કર્મ પુદ્ગલના દળ આત્માના પ્રદેશ સાથે બંધાણા છે. તે ચાર પ્રકારનો બંધ મોદકને દ્રષ્ટાંતે કહે છે.

### ૧ પ્રકૃતિબંધ.

સુંઠ પ્રમુખ પદાર્થો નાખી મોદક કર્યો હોય, તે વાયુ રોગનું હરણ કરે છે. જીરૂં પ્રમુખ ટાઢી વસ્તુ નાંખી મોદક કર્યો હોય, તે પિત્ત રોગનું હરણ કરે છે. ઇત્યાદિક જે દ્રવ્યના સંયોગે કરી તે મોદક

નીપજ્યો હોય તે દ્રવ્યોના ગુણાનુસાર તે મોદક, વાત, પિત્ત તથા કફાદિક રોગનું હરણ કરે છે. તે તેનો સ્વભાવ જાણવો. તેમ જ્ઞાનાવરણીયાદિક કર્મનો સ્વભાવ જાણવો.

## ૨ સ્થિતિબંધ.

જેમ તેજ મોદકને પક્ષ, માસ, બે માસ, ત્રણ માસ, તથા ચાર માસ સુધી રહેવાને કાળનું માન છે, તેમ કર્મની જુદી જુદી સ્થિતિ જાણવી.

## ૩ અનુભાગબંધ.

જેમ તેજ મોદક કોઈ મીઠો હોય કોઇ કડવો હોય, અને કોઈ તીખો હોય, તેમજ કોઈ મોદકનો એકઠાણીઓ રસ હોય, કોઇનો બેઠાણીઓ રસ હોય. તેમજ કર્મનો શુભ, અશુભ, તીવ્ર, મંદ, વિપાક હોય છે.

## ૪ પ્રદેશબંધ.

જેમ તેજ મોદક કોઈ અલ્પ દળથી થયો હોય, કોઈ બહુ દળથી થયો હોય, અને કોઇ બહુતર દળથી થયો હોય, તેમ કોઈ કર્મ પુદ્ગળના દળ થોડાં હોય છે, અને કોઇનાં વધારે હોય છે. તેનું પરિણામ તે પ્રદેશબંધ. એ બંધ જાણીને બંધ તોડીએ તો પરમ ઉત્કૃષ્ટા નિરાબાધ મોક્ષનાં સુખ પામીએ. **ઇતિ શ્રી આઠમું બંધ તત્ત્વ સમાપ્ત.**

## ૯ મોક્ષતત્ત્વ.

નવમું મોક્ષતત્ત્વ, તે આત્માના સકળ પ્રદેશથી સકળ કર્મનું છૂટવું, સકળ બંધનનું મુકાવું, સકળ કાર્યની સિદ્ધિ થાય, તેને મોક્ષ કહીયે.

**પંદર ભેદે સિદ્ધ થાય**, તે કહે છે:—

૧ તીર્થસિદ્ધા—તીર્થ સ્થાપ્યા પછી જે મોક્ષે ગયા તે ગણ-

ધર પ્રમુખ.

૨ અતીર્થસિદ્ધા—તીર્થ સ્થાપ્યા પહેલાં મોક્ષે ગયા તે મરૂદેવી માતાદિક.

૩ તીર્થંકર સિદ્ધા—તીર્થંકર પદવી પામીને મોક્ષે ગયા તે રૂષભાદિક.

૪ અતીર્થંકર સિદ્ધા—તીર્થંકર પદ પામ્યા વિના સામાન્ય કેવળી થઈ મોક્ષે ગયા, તે ગજસુકુમાર પ્રમુખ.

૫ સ્વયંબુધ સિદ્ધા—ગુરૂના ઉપદેશ વિના પોતાની મેળે જાતિસ્મરણ આદિક પ્રતિબોધ પામી મોક્ષે ગયા, તે કપિલ કેવળી પ્રમુખ.

૬ પ્રત્યેકબુદ્ધ સિદ્ધા—કોઈ પદાર્થ દેખીને પ્રતિબોધ પામી, ચારિત્ર લઇને મોક્ષે ગયા, તે કરકંડુ પ્રમુખ.

૭ બુદ્ધબોહિ સિદ્ધા—ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામી ચારિત્ર લઈને મોક્ષે ગયા તે થાવરચ્ચા મુનિ પ્રમુખ.

૮ સ્વલિંગસિદ્ધા—સાધુના વેશે મોક્ષે ગયા તે જંબુસ્વામી પ્રમુખ.

૯ અન્યલિંગસિદ્ધા—યોગી સંન્યાસી પ્રમુખ તાપસના વેશે મોક્ષે ગયા તે [1]વલ્કલચીરી આદિ.

૧૦ ગૃહસ્થલિંગ સિદ્ધા—ગૃહસ્થોના વેશે રહ્યા થકા મોક્ષે ગયા તે મરૂદેવીમાતા પ્રમુખ.

૧૧ સ્ત્રીલિંગસિદ્ધા—સ્ત્રી વેશે મોક્ષે ગયા, તે ચંદનબાળા આદિ.

૧૨ પુરૂષલિંગસિદ્ધા—પુરૂષને વેશે મોક્ષે ગયા તે ગૌતમસ્વામી પ્રમુખ

૧૩ નપુંસકલિંગસિદ્ધા—નપુસકને વેશે મોક્ષે ગયા, તે ગાંગેય અણગાર પ્રમુખ.

૧૪ એકસિદ્ધા—એક સમયમાં એકજ જીવ મોક્ષે ગયો તે મહાવીરસ્વામી આદિ.

---

૧ ઝાડનાં પાંદડાં પહેરનાર.

૧૫ અનેકસિદ્ધા—એક સમયમાં ઘણા જીવ મોક્ષે ગયા તે ૠષભદેવ સ્વામી પ્રમુખ.

એ પંદર ભેદ સિદ્ધના જાણવા. જોકે તીર્થસિદ્ધા અને અતીર્થસિદ્ધા એ બે ભેદમાં બીજા તેર ભેદ આવી જાય છે, તથાપિ વિશેષ દેખાડવા સારૂ પંદર ભેદ કહ્યા છે.

**૪ પ્રકારે જીવ મોક્ષે જાય,** તે કહે છેઃ—

૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપ, એ ચાર બોલની ઉત્કૃષ્ટી આરાધના કરવાથી જીવ મોક્ષ ગતિ પામે.

**મોક્ષનાં નવ દ્વાર.**

૧ સત્પદપ્રરૂપણાદ્વા, ૨ દ્રવ્યદ્વાર, ૩ ક્ષેત્રદ્વાર, ૪ સ્પર્શનાદ્વાર, ૫ કાળદ્વાર, ૬ ભાગદ્વાર, ૭ ભાવદ્વાર, ૮ અંતરદ્વાર, ૯ અલ્પબહુત્વદ્વાર.

૧ સત્પદપ્રરૂપણાદ્વાર—તે મોક્ષ ગતિ પૂર્વ કાળે હતી, હમણાં છે, આવતા કાળે હશે, તે છતી અસ્તિ છે, પણ આકાશના ફુલની પેરે નાસ્તિ નથી.

૨ દ્રવ્યદ્વાર—તે સિદ્ધ અનંતા છે, અભવ્ય જીવથી અનંત ગુણા અધિક છે, અને વનસ્પતિ વરજીને ૨૩ દંડકના જીવ થકી અનંત ગુણા અધિક છે.

૩ ક્ષેત્રદ્વાર—ક્ષેત્ર થકી સિદ્ધિશીલા ૪૫ લાખ જોજનની લાંબી પહોળી છે, ત્રિગુણી ઝાઝેરી પરિધી છે, અને ઉંચપણે ૩૩૩ ધનુષ્ય ને ૩૨ અંગુલ પ્રમાણે એટલા ક્ષેત્રમાં સિદ્ધ ભગવાન રહ્યા છે. સિદ્ધિ-શિલા ઉપર એક જોજનનો સિદ્ધક્ષેત્ર છે.

૪ સ્પર્શનાદ્વાર—તે સિદ્ધક્ષેત્ર થકી કાંઇક અધિક સિદ્ધની સ્પર્શના છે.

૫ કાળદ્વાર—તે એક સિદ્ધ આશ્રી આદિ છે, પણ અંત નથી.

સર્વ સિદ્ધ આશ્રી આદિ અંત નથી.

૬ ભાગદ્વાર—સર્વ જીવને અનંતમે ભાગે સિદ્ધના જીવ જાણવા અને લોકને અસંખ્યાતમે ભાગે સિદ્ધિશિલા જાણવી.

૭ ભાવદ્વાર—તે સિદ્ધના જીવને ક્ષાયકભાવ, કેવળજ્ઞાન, કેવળ દર્શન, ક્ષાયક સમકીત અને પરિણામિક ભાવ.

૮ અંતરદ્વાર—તે સિદ્ધના જીવને ફરી સંસારમાં આવવું નથી અને એક સિદ્ધ છે, ત્યાં અનંતા સિદ્ધ છે, અને અનંતાસિદ્ધ છે ત્યાં એક સિદ્ધ છે; એટલે સિદ્ધ સિદ્ધમાં આંતરો નથી.

૯, અલ્પબહુત્વદ્વાર—તે સર્વથી થોડા નપુંસક સિદ્ધા, એક સમે ઉત્કૃષ્ટા દસ સિદ્ધ થાય, તેથી સંખ્યાત ગુણી સ્ત્રી સિદ્ધ થાય. એક સમે ઉત્કૃષ્ટા વિસ સિદ્ધ થાય, તેથી સંખ્યાતગુણા પુરૂષ સિદ્ધ થાય. એક સમે ઉત્કૃષ્ટા એકસોઆઠ સિદ્ધ થાય.

**ચૌદ બોલનો ધણી હોય તે મોક્ષે જાય,** તે કહે છે.

૧ ત્રસપણે, ૨ બાદરપણે, ૩ પ્રજાપ્તાપણે, ૪ વજ્રઋષભના, રાચ સંઘયણ, ૫ મનુષ્યની ગતિ, ૬ ક્ષાયક સમકીત, ૭ જથાખ્યાત ચારિત્ર, ૮ પંડિતવીર્ય, ૯ શુકલધ્યાન, ૧૦ કેવલજ્ઞાન, ૧૧ કેવલ દર્શન, ૧૨ ભવ્યસિદ્ધીક, ૧૩ પરમ શુકલ લેશ્યા, ૧૪ ચરમ શરીરી એ ચૌદ બોલનો ધણી મોક્ષે જાય. [1]જઘન્ય બે હાથની અવઘેણા-વાળો ઉત્કૃષ્ટી પાંચસો ધનુષ્યની અવઘેણાવાળો, જઘન્ય નવ વરસના આયુષ્યવાળો, ઉત્કૃષ્ટો ક્રોડ પુરવના આયુષ્યવાળો, કર્મભૂમિના મનુષ્ય-માંથી મોક્ષે જાય. **ઇતિ શ્રી મોક્ષ તત્વ સમાસ.**

**નવતત્ત્વમાં જાણવા જોગ ત્રણ**—૧ જીવ, ૨ અજીવ, ને ૩ પુન્ય.

**નવતત્ત્વમાં છાંડવા જોગ ત્રણ**—૧ પાપ, ૨ આસ્રવ, ને ૩ બંધ.

---

૧ સાત હાથની અવઘેણાવાળો બેસે તે વારે બે હાથની અવ-ઘેણા થાય તે આશ્રી કહ્યું છે.

**નવતત્ત્વમાં આદરવા જોગ ત્રણ**—૧ સંવર, ૨ નિર્જરા; ને ૩ મોક્ષ. વિશેષથકી નવે તત્ત્વ જાણવાજોગ છે.

**ઇતિ શ્રી નવ તત્ત્વ સમાપ્ત.**

# પચ્ચીસ બોલનો થોકડો.

**પહેલે બોલે ગતિ ચાર**—૧ નરકની ગતિ, ૨ તિર્યંચની ગતિ, ૩ મનુષ્યની ગતિ, ૪ દેવની ગતિ.

**૨ જાતિ પાંચ**—૧ એકેંદ્રી, ૨ બેઇંદ્રી, ૩ તેઇંદ્રી, ૪ ચૌઇંદ્રી, ૫ પંચેંદ્રી.

**૩ કાય છ**—૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય; ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય.

**૪ ઇંદ્રીય પાંચ**—૧ શ્રોત્રેંદ્રિ, ૨ ચક્ષુઇંદ્રિ, ૩ ઘ્રાણઇંદ્રિ, ૪ રસઇંદ્રિય, ૫ સ્પર્શઇંદ્રિ.

**૫ પ્રજાપ્તિ છ**—૧ આહારપ્રજાપ્તિ. ૨ શરીરપ્રજાપ્તિ, ૩ ઇંદ્રિયપ્રજાપ્તિ, ૪ શ્વાસોશ્વાસપ્રજાપ્તિ, ૫ ભાષાપ્રજાપ્તિ, ૬ મનપ્રજાપ્તિ.

**૬ પ્રાણ દસ**—૧ શ્રોત્રેંદ્રિય બલપ્રાણ, ૨ ચક્ષુઇંદ્રિ બલપ્રાણ, ૩ ઘ્રાણઇંદ્રિ બલપ્રાણ, ૪ રસઇંદ્રિ બલપ્રાણ, ૫ સ્પર્શઇંદ્રિ બલપ્રાણ, ૬ મનબલપ્રાણ, ૭ વચનબલપ્રાણ, ૮ કાયબલપ્રાણ, ૯ શ્વાસોશ્વાસબલપ્રાણ; ૧૦ આયુષ્યબલપ્રાણ.

**૭ શરીર પાંચ**—૧ ઉદારીક શરીર, ૨ વિક્રય શરીર, ૩ આહારક શરીર, ૪ તેજસ શરીર, ૫ કાર્મણ શરીર.

**૮ જોગ પંદર**—૧ સત્યમન, ૨ અસત્યમન, ૩ મિશ્રમન, ૪ વ્યવહારમન (એવં ચાર મનના), ૫ સત્યવચન, ૬ અસત્યવચન, ૭

મિશ્રવચન, ૮ વ્યવહારવચન (એવં ચાર વચનના), ૯ ઉદારિક ૧૦ ઉદારિકનો મિશ્ર, ૧૧ વિક્રય, ૧૨ વિક્રયનો મિશ્ર; ૧૩ આહારક, ૧૪ આહારકનો મિશ્ર, ૧૫ કાર્મણ કાયજોગ, એ સાત કાયાના, કુલ ૧૫.

**૯ ઉપયોગ બાર**—તેમાં પાંચ જ્ઞાનના તે, ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનપર્યવજ્ઞાન, ૫ કેવલજ્ઞાન. ત્રણ અજ્ઞાનના તે, ૧ મતિઅજ્ઞાન, ૨ શ્રુતઅજ્ઞાન, ૩ વિભંગજ્ઞાન. એવં ૮; ચાર દર્શનના તે ૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન, ૪ કેવલદર્શન, એ સર્વે મળી ૧૨ ઉપયોગ.

**૧૦ કર્મ આઠ**—૧ જ્ઞાનાવર્ણી, ૨ દર્શનાવર્ણી, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર, ૮ અંતરાયકર્મ.

**૧૧ ગુણઠાણા ચૌદ**—૧ મિથ્યાત્વ ગુણઠાણું, ૨ સાસ્વાદાન ગુ૦ ૩ મિશ્ર ગુ૦ ૪ અવિરતિ સમકીતી ગુ૦ ૫ દેશવીરતિ ગુ૦ ૬ સર્વવિરતિ ગુ૦ ૭ અપ્રમાદી ગુ૦ ૮ નિયટ્ટિબાદર ગુ૦ ૯ અનિયટ્ટિબાદર ગુ૦ ૧૦ સૂક્ષ્મસંપરાય ગુ૦ ૧૧ ઉપશાંતમોહ ગુ૦ ૧૨ ક્ષીણમોહ ગુ૦ ૧૩ સજોગીકેવલી ગુ૦ ૧૪ અજોગીકેવલી ગુણઠાણું.

**૧૨ પચીશ મિથ્યાત અને પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષય**—૧ અભિગ્રહિક મિથ્યાત ૨ અણાભિગ્રહિક મિ૦ ૩ અભિનિવેશિક મિ૦, ૪ સંશયિક મિ૦, ૫ અણાભોગ મિ૦, ૬ ધર્મને અધર્મ સરધે તો મિ૦, ૭ અધર્મને ધર્મ સરધે તો મિ૦, ૮ જિનમાર્ગને અન્યમાર્ગ સરધે તો મિ૦, ૯ અન્યમાર્ગને જીનમાર્ગ સરધે તો મિ ૧૦ જીવને અજીવ સરધે તો મિ૦, ૧૧ અજીવને જીવ સરધે તો મિ૦; ૧૨ સાધુને કુસાધુ સરધે તો મિ૦, ૧૩ કુસાધુને સાધુ સરધે તો મિ૦, ૧૪ મુક્તિને અમુક્તિ સરધે તો મિ૦, ૧૫ અમુક્તિને મુક્તિ સરધે તો મિ૦; ૧૬ લોકિક મિ૦, ૧૭ લોકોત્તર મિ૦, ૧૮ કુપરાવચન મિ૦; ૧૯ જીનમાર્ગથી ઓછું પરૂપે તો મિ૦, ૨૦ જીનમાર્ગથી અધિક પરૂપે તો મિ૦, ૨૧ જીનમાર્ગથી વિપરિત પરૂપે તો મિ૦, ૨૨ અવિનય મિ૦,

૨૩ અક્રિયા મિ૦, ૨૪ અજ્ઞાન મિ૦, ૨૫ આશાતના મિથ્યાત.

હવે પાંચ ઇંદ્રિના ત્રેવીસ વિષય–શ્રોત્રેંદ્રિના ત્રણ, ૧ સચેત, ૨ અચેત, ૩ મિશ્ર. ચક્ષુ ઇંદ્રિનાં પાંચ તે ૧ કાળો, ૨ નિલો, ૩ રાતો, ૪ પીળો, ૫ ધોળો. ઘ્રાણઇંદ્રિનાં બે, તે ૧ સુરભિગંધ, ૨ દુરભિગંધ. રસઇંદ્રિનાં પાંચ તે ૧ તિખો, ૨ કડવો, ૩ કષાયલો, ૪ ખાટો, ૫ મીઠો. સ્પર્શ ઇંદ્રિના આઠ તે, ૧ ખરખરો, ૨ સુંવાળો, ૩ ટાઢો, ૪ ઉન્હો, ૫ ભારે, ૬ હળવો ૭ લુખો, ૮ ચોપડયો, એવં સર્વે મળી ૨૩ વિષય જાણવા.

**૧૩ પચ્ચીશ ક્રિયા**—૧ કાઇયા, ૨ અહિગરણીયા, ૩ પાઉસીયા, ૪ પારિતાવણીયા, ૫ પાણાઇવાઇયા, ૬ આરંભિયા, ૭ પરિગહિયા, ૮ માયાવતિયા, ૯ અપચ્ચખાણ વતિયા, ૧૦ મિથ્યાદર્શન વતિયા, ૧૧ દિઠ્ઠિયા, ૧૨ પુઠ્ઠિયા, ૧૩ પાડુચ્ચિયા, ૧૪ સામંતો વણિયા, ૧૫ સાહથિયા, ૧૬ નેસથિયા, ૧૭ આણવણિયા, ૧૮ વિદારણિયા, ૧૯ અણાભોગવતિયા, ૨૦ અણવકંખવતિયા, ૨૧ પેજવતિયા, ૨૨ દોષવતિયા, ૨૩ પઉગવતિયા, ૨૪ સામુદાણિયા, ૨૫ ઇરિયાવહિયાક્રિયા.

**૧૪ નવ તત્ત્વના એક સો પંદર બોલનું જાણપણું કરવું તે કહે છે:**—૧ જીવતત્ત્વના ચૌદ બોલ, ૨ અજીવ તત્ત્વના ચૌદ બોલ, ૩ પુન્યના નવ બોલ, ૪ પાપના અઢાર બોલ, ૫ આસ્રવના વિશ બોલ, ૬ સંવરના વિશ બોલ, ૭ નિર્જરાના બાર બોલ, ૮ બંધના ચાર બોલ, ૯ મોક્ષના ચાર બોલ, એવં સર્વે મળી ૧૧૫ બોલ. વધારે વિસ્તાર નવ તત્ત્વના થોકડામાં જોવો.

**૧૫ આત્મા આઠ**—૧ દ્રવ્ય આત્મા, ૨ કષાય આત્મા, ૩ જોગ આત્મા, ૪ ઉપયોગ આત્મા, ૫ જ્ઞાન આત્મા, ૬ દર્શન આત્મા ૭ ચારિત્ર આત્મા, ૮ વીર્ય આત્મા.

**૧૬ દંડક ચોવીશ**—તેમાં સાત નરકનો એક દંડક; દસ ભવનપતિના દસ દંડક, તેનાં–નામ–૧ અસુરકુમાર, ૨ નાગકુમાર,

૩ સુવર્ણકુમાર, ૪ વિજ્જુકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશાકુમાર, ૯ પવનકુમાર, ૧૦ સ્થનીતકુમાર, એવં ૧૧ દંડક તથા પાંચ સ્થાવરના પાંચ દંડક, તેનાં નામ—૧૨ પૃથ્વીકાય, ૧૩ અપકાય, ૧૪ તેઉકાય, ૧૫ વાઉકાય, ૧૬ વનસ્પતિકાય. ત્રણ વિગલેંદ્રિયના ૩ દંડક–૧૭ બેઇંદ્રિ, ૧૮ તેઇંદ્રિ, ૧૯ ચૌઇંદ્રી, એવં ૧૯ દંડક. ૨૦ તિર્યંચ પંચેંદ્રિ, ૨૧ મનુષ્યપંચેંદ્રિ, ૨૨ વાણ-વ્યંતર, ૨૩ જ્યોતિષી, ૨૪ વૈમાનિક, એવં સર્વે ૨૪ દંડક જાણવા.

**૧૭ લેશ્યા છ**—કૃષ્ણલેશ્યા, ૨ નિલલેશ્યા, ૩ કાપુતલેશ્યા, ૪ તેજુલેશ્યા, ૫ પદ્મલેશ્યા, ૬ શુકલલેશ્યા.

**૧૮ ધ્યાન ચાર**—૧ આર્તધ્યાન, ૨ રૌદ્રધ્યાન, ૩ ધર્મધ્યાન, ૪ શુકલધ્યાન.

**૧૯ દૃષ્ટિ ત્રણ**—૧ સમકિતદૃષ્ટિ, ૨ મિથ્યાત્વદૃષ્ટિ, ૩ સમા-મિથ્યાત્વ દૃષ્ટિ.

**૨૦ ષટ્ દ્રવ્યનું જાણપણું**—તેમાં ધર્માસ્તિકાયના પાંચ ભેદ—૧ દ્રવ્યથકી એક, ૨ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, ૩ કાળ થકી અદિ અંત રહિત, ૪ ભાવથકી અવર્ણે જાવ અરૂપી, ૫ ગુણ થકી ચલણસહાય. અધર્માસ્તિકાયના પાંચ ભેદ—૧ દ્રવ્ય થકી એક, ૨ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, ૩ કાળથકી આદિ અંત રહિત, ૪ ભાવ થકી અવર્ણે જાવ અરૂપી, ૫ ગુણ થકી સ્થિર સહાગ. આકાશા-સ્તિકાયના પાંચ ભેદઃ— ૧ દ્રવ્ય થકી એક, ૨ ક્ષેત્ર થકી લોકાલોક પ્રમાણે, ૩ કાળ થકી આદિ અંત રહિત, ૪ ભાવ થકી અવર્ણે જાવ અરૂપી, ૫ ગુણ થકી ભાજન ગુણ. કાળના પાંચ ભેદ—૧ દ્રવ્ય થકી અનેક, ૨ ક્ષેત્ર થકી સમય ક્ષેત્ર પ્રમાણે, ૩ કાલ થકી આદિ અંત રહિત, ૪ ભાવ થકી અવર્ણે જાવ અરૂપી, ૫ ગુણ થકી વર્તના લક્ષણ, પુદ્દગલાસ્તિકાયના પાંચ ભેદ—૧ દ્રવ્ય થકી અનેક, ૨ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, ૩ કાળ થકી આદિ અંત રહિત,

૪ ભાવથકી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ સહિત રૂપી, ૫ ગુણ થકી મીલણ વિખરણ ગુણ, પુરાય ને ગળી જાય. પુદ્ગલાસ્તિકાય દ્રવ્યને આકાશના વાદળાનું દૃષ્ટાંત. જીવાસ્તિકાયના પાંચ ભેદ—૧ દ્રવ્ય થકી અનેક, ૨ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, ૩ કાળ થકી આદિ અંત રહિત, ૪ ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અસ્પર્શે, અરૂપી, ગુણ થકી ચેતના લક્ષણ.

**૨૧ લોકમાં રાશી બે**—૧ જીવ રાશી અને ૨ અજીવરાશી.

**૨૨ શ્રાવકનાં બાર વ્રત**—૧ થુલાઓ પાણાઈ વાયાઓ વેરમણં, ૨ થુલાઓ મુસાવાયાઓ વેરમણં, ૩ થુલાઓ અદીન્ના દાણાઓ વેરમણં, ૪ થુલાઓ મેહુણાઓ વેરમણં, ૫ થુલાઓ પરિગ્ગહાઓ વેરમણં, ૬ છઠું દિસીવેરમણ વ્રત, ૭ સાતમુ ઉવભોગ પરિભોગ વ્રત, ૮ આઠમુ અનર્થ દંડનું વેરમણ, ૯ નવમું સામાયિક વ્રત, ૧૦ દશમું દિશાવગાસીકવ્રત, ૧૧ અગીયારમું પૌષધ વ્રત ૧૨ બારમું અતિથિ સંવિભાગવ્રત.

**૨૩ સાધુજીનાં પાંચ મહાવ્રત**—૧ સવ્વાઓ પાણાઇવાયાઓ વેરમણં, ૨ સવ્વાઓ મુસાવાયાઓ વેરમણં, ૩ સવ્વાઓ અદિન્ના દાણાઓ વેરમણં, ૪ સવ્વાઓ મેહુણાઓ વેરમણં, ૫ સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણં.

**૨૪ ભાંગા ૪૯ કહે છે.**

**(આંક ૧૧ મો)** એગવિહં એગવિહેણં, એક કરણ ને એક જોગ તેના નવ ભાંગા, ને શેરી ૮૧ તેમાંથી રોકી ૯ અને ખુલી ૭૨—૧ નકરેમિ મનસા, ૨ નકરેમિ વયસા, ૩ નકરેમિ કાયસા, ૪ નકારવેમિ મનસા, ૫ નકારવેમિ વયસા, ૬ નકારવેમિ કાયસા, ૭ કરંતં ન સમણુજાણામિ મનસા, ૮ કરંતં ન સમણુજાણામિ વયસા, ૯ કરંતં ન સમણુજાણામિ કાયસા.

**(આંક ૧૨મો)** એવવિહં, દુવિહેણું, એક કરણ ને બે જોગ, તેના નવ ભાંગા, ને શેરી ૮૧ તેમાંથી રોકી ૧૮ અને ખુલી ૬૩–૧ નકરેમિ મનસા વયસા, ૨ નકરેમિ મનસા કાયસા, ૩ નકરેમિ વયસા કાયસા, ૪ નકારવેમિ મનસાવાયસા, ૫ નકારવેમિ મનસા કાયસા ૬ નકારવેમિ વયસા કાયસા, ૭ કરંતં નસમણુજાણામિ મનસા વયસા, ૮ કરંતં નસમણુજાણામિ મનસા કાયસા, ૯ કરંતં નસમણુ જાણામિ વયસા કાયસા.

**(આંક ૧૩ મો)** એગવિહં તીવિહેણું, એક કરણ ને ત્રણ જોગ, તેના ત્રણ ભાંગા, ને શેરી ૨૭ તેમાંથી રોકી ૯ અને ખુલી ૧૮– ૧ નકરેમિ મનસા વયસા કાયસા, ૨ નકારવેમિ મનસા વયસા કાયસા, ૩ કરંતં ન સમણુજાણામિ, મનસા વયસા કાયસા.

**(આંક ૨૧ મો)** દુવિહં એગવિહેણું, બે કરણ ને એક જોગ. તેના નવ ભાંગા, ને શેરી ૮૧ તેમાંથી રોકી ૧૮ અને ખુલી ૬૩–૧ નકરેમિ નકરાવેમિ મનસા, ૨ નકરેમિ નકરાવેમિ વયસા, ૩ નકરેમિ નકારવેમિ કાયસા, ૪ નકરેમિ કરંકં નસમણુ જાણામિ મનસા, ૫ નકરેમિ કરંતં ન સમણુ જાણામિ વયસા, ૬ નકરેમિ કરંતં ન સમણુ જાણામિ કાયસા, ૭ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા, ૮ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ વયસા, ૯ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ કાયસા.

**(આંક ૨૨ મો)** દુવિહં દુવિહેણું, બે કરણ ને બે જોગ. તેના નવ ભાંગા ને શેરી ૮૧ તેમાંથી રોકી ૩૬ અને ખુલી ૪૫–૧ નકરેમિ નકારવેમિ મનસા વયસા, ૨ નકરેમિ નકારવેમિ મનસા કાયસા, ૩ નકરેમિ નકારવેમિ વયસા કાયસા, ૪ નકરેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા વયસા, ૫ નકરેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા કાયસા, ૬ નકરેમિ કરંતં ન સમણુ જાણામિ વયસા કાયસા, ૭ નકારવેમિ કરંતં નસમણુ જાણામિ મનસા વયસા, ૮ નકારવેમિ

કરંત ન સમણુ જાણામિ મનસા કાયસા, ૯ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ વયસા કાયસા

( આંક ૨૩ મો ) દુવિહં તિવિહેણં બે કરણ ને ત્રણ જોગ. તેના ત્રણ ભાંગા ને શેરી ૨૭ તેમાંથી રોકી ૧૮ અને ખુલી ૯–૧ નકરેમિ નકારવેમિ મનસા વસયા કાયસા, ૨ નકરેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા વયસા કાયસા, ૩ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા વયસા કાયસા.

( આંક ૩૧ મો ) તિવીહં એગવિહેણું, ત્રણ કરણ ને એક જોગ તેના ત્રણ ભાંગા અને શેરી ૨૭ તેમાંથી રોકી ૯ અને ખુલી ૧૮ –૧ નકરેમિ નકારવેમિ કરત ન સમણુ જાણામિ મનસા, ૨ નકરેમિ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ વયસા, ૩ નકરેમિ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ કાયસા.

( આંક ૩૨ મો ) તિવિહં દુવિહેણુ, ત્રણ કરણ ને બે જોગ. તેના ત્રણ ભાંગા ને શેરી ૨૭ તેમાંથી રોકી ૧૮ અને ખુલી ૯–૧ નકરેમિ નકારવેમિ કરંતં ન સમણું જાણામિ મનસા વયસા, ૨ નકરેમિ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા કાયસા, ૩ નકરેમિ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ વયસા કાયસા.

( આંક ૩૩મો ) તિવીહં તિવીહેણું ત્રણ કરણ ને ત્રણ જોગ. તેનો ભાગો એક, નકરેમિ નકારવેમિ કરંતં ન સમણુ જાણામિ મનસા વયસા કાયસા

ઈતિ શ્રી ભાંગા ૪૯ સમાપ્ત

**૨૫ પાંચ ચારિત્ર અને ૭ નિયંઠા**—તે ૧ સામાયિક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનિક ચારિત્ર, ૩ પરિહાર વિશુદ્ધ ચારિત્ર, ૪ સુક્ષ્મ સંપરાય ચારિત્ર, ૫ જથાખ્યાત ચારિત્ર. નિયંઠા ૭ તેનાં નામ –૧ પુલાક, ૨ બકુસ, ૩ પ્રતિસેવણા ૪ કષાય કુસીલ, ૫ નિગ્રંથ, ૬ સનાતક.

**ઈતિ શ્રી પચીસ બોલનો થોકડો સમાપ્ત.**

# શ્રાવકના ભાંગા ૪૯ નો કોઠો.

| ભાંગા અને શરીનો કોઠો આંક ૧૧ માનો | નકરેમી મણુસા | નકરેમી વયસા | નકરેમી કાયસા | નકાર૦ મણુસા | નકાર૦ વયસા | નકાર૦ કાયસા | કરંત૦ મણુસા | કરંત૦ વયસા | કરંત૦ કાયસા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ નકરેમી મણુસા | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૨ નકરેમી વયસા | ૧૦ | ૦ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૩ નકરેમી કાયસા | ૧૯ | ૨૦ | ૦ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૪ નકારવેમી મણુસા | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ |
| ૫ નકારવેમી વયસા | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૦ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ |
| ૬ નકારવેમી કાયસા | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૦ | ૫૨ | ૫૩ | ૫૪ |
| ૭ કરંતના૦ જા૦ મણુસા | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૦ | ૬૨ | ૬૩ |
| ૮ કરંતના૦ જા૦ વયસા | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૦ | ૭૨ |
| ૯ કરંતના૦ જા૦ કાયસા | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | ૦ |

| | આંક ૧૨ માના ભાંગા અને શેરીનો કોઠો. | નક. મ. વ૦ | નક. મ. કા૦ | નક વ. કા. | નકા. મ. વ. | નકા. મ. કા. | નકા. વ. કા. | કરંત. મ, વ, | કરંત. મ. કા. | કરંત. વ, કા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નકરેમી મનસા વયસા | ૦ | ૦ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૨ | નકરેમી મનસા કાયસા | ૦ | ૧૧ | ૦ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૩ | નકરેમી વયસા કાયસા | ૧૯ | ૦ | ૦ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૪ | નકારવેમી મનસા વયસા | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | ૦ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ |
| ૫ | નકારવેમી મનસા કાયસા | ૩૭ | ૩૮ | ૩૯ | ૦ | ૪૧ | ૦ | ૪૩ | ૪૪ | ૪૫ |
| ૬ | નકારવેમી વયસા કાયસા | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૦ | ૦ | ૫૨ | ૫૩ | ૫૪ |
| ૭ | કરંત મ૦ વ૦ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૦ | ૦ | ૬૩ |
| ૮ | કરંત મ૰ કા૦ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૦ | ૭૧ | ૦ |
| ૯ | કરંત વ૦ કા૦ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૦ | ૦ |

| | આંક ૧૩ માના ભાંગા ને શેરીનો કોઠો. | નક. મ. | નક. વ. | નક. કા. | નકા. મ. | નકા. વ. | નકા. કા. | કરંત મ. | કરંત વ. | કરંત કા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નક૦ મ૦ વ૦ કા. | ૦ | ૦ | ૦ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૨ | નકા૦ મ૦ વ૦ કા૦ | ૧૦ | ૧૧ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૩ | કરંત૦ મ૦ વ૦ કા૦ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૦ | ૦ | ૦ |

| | આંક ૨૧ માના ભાંગા અને શેરીનો કોઠો | નક૦ મણસા | નક૦ વયસા | નક૦ કાયસા | નકા૦ મણસા | નકા૦ વયસા | નકા૦ કાયસા | કરંત૦ મણસા | કરંત૦ વયસા | કરંત કાયસા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નક૦ નકા૦ મણસા | ૦ | ૨ | ૩ | ૦ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૨ | નક૦ નકા૦ વયસા | ૧૦ | ૦ | ૧૨ | ૧૩ | ૦ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૩ | નક૦ નકા૦ કાયસા | ૧૯ | ૨૦ | ૦ | ૨૨ | ૨૩ | ૦ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૪ | નક૦ કરંત૦ મણસા | ૦ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૦ | ૩૫ | ૩૬ |
| ૫ | નક૦ કરંત૦ વયસા | ૩૭ | ૦ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૦ | ૪૫ |
| ૬ | નક૦ કરંત૦ કાયસા | ૪૬ | ૪૭ | ૦ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૦ |
| ૭ | નકા૦ કરંત૦ મણસા | ૫૫ | ૫૬ | ૫૭ | ૦ | ૫૯ | ૬૦ | ૦ | ૬૨ | ૬૩ |
| ૮ | નકા૦ કરંત૦ વયસા | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૦ | ૬૯ | ૭૦ | ૦ | ૭૨ |
| ૯ | નકા૦ કરંત૦ કાયસા | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૦ | ૭૯ | ૮૦ | ૦ |

| | આંક ૨૨ માના ભાંગા અને શેરીનો કોઠો. | નક૦ મણસા | નક૦ વયસા | નક૦ કાયસા | નકા૦ મણસા | નકા૦ વયસા | નકા૦ કાયસા | કરંત૦ મણસા | કરંત૦ વયસા | કરંત૦ કાયસા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નક૦ નકા૦ મણ૦ વય૦ | ૦ | ૦ | ૩ | ૦ | ૦ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૨ | નક૦ નકા૦ મણ૦ કાય૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૧૪ | ૦ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૩ | નક૦ નકા૦ વય૦ કાય૦ | ૧૯ | ૦ | ૦ | ૨૨ | ૦ | ૦ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૪ | નક૦ કરંત૦ મણ૦ વય૦ | ૦ | ૦ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૦ | ૦ | ૩૬ |
| ૫ | નક૦ કરંત૦ મણ૦ કાય૦ | ૦ | ૩૮ | ૦ | ૪૦ | ૪૧ | ૪૨ | ૦ | ૪૪ | ૦ |
| ૬ | નક૦ કરંત૦ વય૦ કાય૦ | ૪૬ | ૦ | ૦ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૦ | ૦ |
| ૭ | નકા૦ કરંત૦ મણ૦ વય૦ | ૫૫ | ૫૬ | ૫૭ | ૦ | ૦ | ૬૦ | ૦ | ૦ | ૬૩ |
| ૮ | નકા૦ કરંત૦ મણ૦ કાય૦ | ૬૪ | ૬૫ | ૬૬ | ૦ | ૬૮ | ૦ | ૦ | ૭૧ | ૦ |
| ૯ | નકા૦ કરંત૦ વય૦ કાય૦ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૦ | ૦ | ૭૯ | ૦ | ૦ |

| | આંક ૨૩ માના ભાંગા અને શેરીનો કોઠો. | નક૦ મણ૦ | નક૦ વચ૦ | નક૦ કાય | નકા૦ મણ૦ | નકા૦ વચ૦ | નકા૦ કાય૦ | કરંત૦ મણ૦ | કરંત૦ વચ૦ | કરંત૦ કાય૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નક૦ નકા૦ મ૦ વ૦ કા૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ | ૮ | ૯ |
| ૨ | નક૦ કરંત૦ મ૦ વ૦ કા૦ | ૦ | ૦ | ૦ | ૧૩ | ૧૪ | ૧૫ | ૦ | ૦ | ૦ |
| | નકા૦ કરંત૦ મ૦ વ૦ કા૦ | ૧૯ | ૨૦ | ૨૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| | આંક ૩૧ માના ભાંગા અને શેરીનો કોઠો. | નક૦ મણ૦ | નક૦ વચ૦ | નક૦ કાય૦ | નકા૦ મણ૦ | નકા૦ વચ૦ | નકા૦ કાય૦ | કરંત૦ મણ૦ | કરંત૦ વચ૦ | કરંત૦ કાય૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નક૦ નકા૦ કરંત૦ મણસા | ૦ | ૨ | ૩ | ૦ | ૫ | ૬ | ૦ | ૮ | ૯ |
| ૨ | નક૦ નકા૦ કરંત૦ વચસા | ૧૦ | ૦ | ૧૨ | ૧૩ | ૦ | ૧૫ | ૧૬ | ૦ | ૧૮ |
| ૩ | નક૦ નકા૦ કરંત૦ કાયસા | ૧૯ | ૨૦ | ૦ | ૨૨ | ૨૩ | ૦ | ૨૫ | ૨૬ | ૦ |

| | આંક ૩૨ માના ભાંગા અને શેરીનો કોઠો. | નક૦ મણ૦ | નક૦ વચ૦ | નક૦ કાય૦ | નકા૦ મણ૦ | નકા૦ વચ૦ | નકા૦ કાય૦ | કરંત૦ મણ૦ | કરંત૦ વચ૦ | કરંત૦ કાય૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નક૦ નકા૦ કરંત૦ મણસા૦ વચસા | ૦ | ૦ | ૩ | ૦ | ૦ | ૬ | ૦ | ૦ | ૯ |
| ૨ | નક૦ નકા૦ કરંત૦ મણસા૦ કાયસા | ૦ | ૧૧ | ૦ | ૦ | ૧૪ | ૦ | ૦ | ૧૭ | ૦ |
| ૩ | નક૦ નકા૦ કરંત૦ વચસા૦ કાયસા | ૧૯ | ૦ | ૦ | ૨૨ | ૦ | ૦ | ૨૫ | ૦ | ૦ |

| | આંક ૩૩ માનો ભાગો એક તેનો કોઠો. | નક૦ મણ૦ | નક૦ વચ૦ | નક૦ કાય૦ | નકા૦ મણ૦ | નકા૦ વચ૦ | નકા૦ કાય૦ | કરંત૦ મણ૦ | કરંત૦ વચ૦ | કરંત૦ કાય૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નકરેમી નકારવેમી કરંત નસમણુ જાણામી મણુસા વયસા કાયસા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

ઇતિ શ્રી ભાંગા ૪૯ નો કોઠો સમાસ.

# શ્રી ગતાગતિના બોલ

૧ પહેલી નરકે આગતિ ૨૫ ભેદની, તે ૧૫ કર્મભૂમિ, ૫ સંજ્ઞીતિર્યંચ ને ૫ અસંજ્ઞીતિર્યંચ. એ પચીસના પ્રજાપ્તાની. **ગતિ ૪૦ ભેદની** તે ૧૫ કર્મભૂમિ, ને ૫ સંજ્ઞીતિર્યંચ એ ૨૦ ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૪૦ ભેદની.

**૨ બીજી નરકે આગતિ ૨૦ ભેદની,** તે ઉપર ૨૫ કહ્યા તેમાંથી ૫ અસંજ્ઞીતિર્યંચના પ્રજાપ્તા વર્જ્યા. **ગતિ ૪૦ ભેદની** પૂર્વવત્.

**૩ ત્રીજી નરકે આગતિ ૧૯ ભેદની,** તે ઉપર ૨૦ ભેદ કહ્યા તેમાંથી ભુજપરનો એકભેદ વર્જ્યો. **ગતિ ૪૦ ભેદની** પૂર્વવત્.

**૪ ચોથી નરકે આગતિ ૧૮ ભેદની.** તે ઉપર ૧૯ કહ્યા તેમાંથી ખેચરનો એક ભેદ વર્જ્યો. **ગતિ ૪૦ ભેદની** પૂર્વવત્.

**૫ પાચમી નરકે આગતિ ૧૭ ભેદની,** તે ઉપર કહ્યા તેમાંથી થળચરનો એક ભેદ વર્જ્યો. **ગતિ ૪૦ ભેદની** પૂર્વવત્.

**૬ છઠ્ઠી નરકે આગતિ ૧૬ ભેદની,** તે ઉપર ૧૭ કહ્યા તેમાંથી ઉરપરનો એક ભેદ વર્જ્યો. **ગતિ ૪૦ ભેદની** પૂર્વવત્.

**૭ સાતમી નરકે આગતિ ૧૬ ભેદની,** તે ૧૫ કર્મભૂમિ ને ૧ જળચર મચ્છ પ્રજાપ્તા. તેમાં સ્ત્રી વર્જીને નર તથા નપુંસક આવી ઉપજે. **તેની ગતિ ૧૦ ભેદની તે** પાંચ સંજ્ઞીતિર્યંચના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

**૮ એકાવન જાતના દેવતા** (૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણવ્યંતર અને ૧૦ જંભકા.) **માં આગતિ ૧૧૧ ભેદની,** તે ૧૦૧ ક્ષેત્રના સંજ્ઞીમનુષ્ય, ૫ સંજ્ઞીતિર્યંચ અને ૫ અસંજ્ઞી તિર્યંચ, એવં ૧૧૧ ભેદના પ્રજાપ્તાની. **ગતિ ૪૬ ભેદની,** તે ૧૫ કર્મભૂમિ, ૫ સંજ્ઞીતિર્યંચ, ૩ પૃથ્વી, પાણી અને વનસ્પતિ, એવં ૨૩ ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

૯ **દસ જ્યોતિષી અને પહેલો દેવલોક એવં ૧૧ માં આગતિ ૫૦ ભેદની,** તે ૧૫ કર્મભૂમિ, ૫ સંજ્ઞીતિર્યંચ અને ૩૦ અકર્મભૂમિ એ ૫૦ ના પ્રજાપ્તાની. **ગતિ ૪૬ ભેદની** પૂર્વવત્.

૧૦ **બીજા દેવલોકમાં આગતિ ૪૦ ભેદની,** તે ઉપર ૫૦ કહ્યા તેમાંથી ૫ હેમવય, ૫ હિરણ્વય, એ દસ ભેદ વર્જ્યા. **ગતિ ૪૬ ભેદની** પૂર્વવત્.

૧૧ **પહેલા કિલ્વિષીમાં આગતિ ૩૦ ભેદની,** તે ઉપર ૪૦ કહ્યા તેમાંથી ૫ હરિવાસ, ને ૫ રમકવાસ, એ દસ ભેદ વર્જ્યા. **ગતિ ૪૬ ભેદની** પૂર્વવત્.

૧૨ **ત્રીજા દેવલોકથી આઠમા દેવલોક સુધી,** (૬ દેવલોક, ૯ લોકાંતિક, અને ૨ કિલ્વિષી, એવં ૧૭) **માં આગતિ ૨૦ ભેદની.** તે ૧૫ કર્મભૂમિ, ને ૫ સંજ્ઞીતિર્યંચ, એવં ૨૦ ના પ્રજાપ્તાની. **ગતિ ૪૦ ભેદની** તે, ૧૫ કર્મભૂમિ, ને ૫ સંજ્ઞીતિર્યંચ એ ૨૦ ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા મળી ૪૦ ભેદની.

૧૩ **નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ સુધી,** (૪ દેવલોક, ૯ ગ્રીવેક, ૫ અનુત્તરવિમાન, એવં ૧૮) માં આગતિ ૧૫ કર્મભુમિના પ્રજાપ્તાની. **ગતિ ૩૦ ભેદની,** તે ૧૫ કર્મભુમિના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

૧૪ **પૃથ્વી, પાણી, અને વનસ્પતિ, એ ત્રણમાં આગતિ ૨૪૩ ભેદની** તે ૧૦૧ સંમુર્છિમ મનુષ્યના અપ્રજાપ્તા, ૧૫ કર્મભુમિના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, એટલે ૧૩૧ અને ૪૮ ભેદ તિર્યંચ, એવં ૧૭૯ ભેદની લટ, ૬૪ ભેદ દેવતાના (૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણવ્યંતર, ૧૦ જંભકા, ૧૦ જ્યોતિષી, ૨ દેવલોક, અને ૧ કિલ્વિષી, એ ૬૪ ના પ્રજાપ્તા ) કુલ ૨૪૩ ભેદ થયા. **તેની ગતિ ૧૭૯ લટની.**

૧૫ **, વાઉ, એ બેમાં આગતિ ૧૭૯ લટની. ગતિ ૪૮ ભેદ તિર્યંચની.**

૧૬ ત્રણ વિગલેંદ્રિય ( બેઇંદ્રિ, તેઇંદ્રિ, અને ચૌઇંદ્રિ ), **માં આગતિ ૧૭૯ લટની અને ગતિ પણ ૧૭૯ લટની.**

**૧૭ અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિમાં આગતિ ૧૭૯ લટની. ગતિ ૩૯૫ ભેદની,** તે ૫૬ અંતરદ્વીપા, ૫૧ જાતના દેવતા, (ઉપર પ્રમાણે જંભકા સુધીના) ૧ પહેલી નરક, એવં ૧૦૮ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૨૧૬ અને ૧૭૯ ની લટ સર્વે મળી ૩૯૫ ભેદની ગતિ જાણવી.

**૧૮ સંજ્ઞીતિર્યંચ પચેંદ્રિમાં આગતિ ૨૬૭ ભેદની,** તે ૮૧ ભેદ દેવતાના તે (૯૯ ભેદમાંથી ઉપરના ૪ દેવલોક, ૯ ગ્રીવેક, અને ૫ અનુત્તર વિમાન, એ ૧૮ ભેદ વરજીને બાકી ૮૧ ભેદ.) ૧૭૯ ની લટ, અને ૭ નરકના પ્રજાપ્તા, એવં ૨૬૭ ભેદની. **ગતિ પાંચેની જુદી જુદી કહે છે.** જળચરની ૫૨૭ ભેદની તે ૫૬૩ માંથી ૯ મા દેવલોકથી સર્વાર્થસિદ્ધ સુધીના ૧૮ જાતના દેવતાના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૩૬ ભેદ વર્જ્યા, શેષ ૫૨૭ ભેદની. ઉરપરની ગતિ ૫૨૩ ભેદ, તે ૫૨૭ માથી છઠ્ઠી તથા સાતમી એ બે નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એ ચાર ભેદ વર્જ્યા. થળચરની ગતિ ૫૨૧ ભેદની, તે ૫૨૩ માંથી પાંચમી નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એ બે ભેદ વર્જ્યા. ખેચર પક્ષીની ગતિ ૫૧૯ ભેદની તે ૫૨૧ માંથી ચોથી નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એ બે ભેદ વર્જ્યા. ભુજપરની ગતિ ૫૧૭ ભેદની, તે ૫૧૯ માંથી ત્રીજી નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એ બે ભેદ વર્જ્યા.

**૧૯ સમુર્છિમ મનુષ્યમાં આગતિ ૧૭૧ ભેદની,** તે ૧૭૯ ની લટમાંથી તેઉવાઉના આઠ ભેદ વર્જ્યા શેષ ૧૭૧ રહ્યા તે. **ગતિ ૧૭૯ ભેદની લટની**

**૨૦ કર્મભૂમિના ગર્ભજ મનુષ્યમાં આગતિ ૨૭૬ ભેદની,** તે ૧૭૯ ભેદની લટમાંથી, તેઉવાઉના આઠ ભેદ વર્જ્યા,

શેષ ૧૭૧ તથા ૯૯ જાતના દેવતા અને ૬ નરકના પ્રજાપ્તા, સર્વે મળી ૨૭૬ ભેદ થયા. ગતિ ૫૬૩ ભેદની.

૨૧ **ત્રીશ અકર્મભુમિના ગર્ભજ મનુષ્યમાં આગતિ ૨૦ ભેદની**, ૧૫ કર્મભુમિ, અને ૫ સંજ્ઞીતિર્યંચ, એવં ૨૦ ભેદની. **ગતિ જુદી જુદી કહે છે.** ૫ દેવકુરૂ અને ૫ ઉત્તરકુરૂની ગતિ ૧૨૮ ભેદની, તે ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણવ્યંતર, ૧૦ જંભકા, ૧૦ જ્યોતિષી, ૨ પહેલું બીજું દેવલોક અને ૧ કિલ્વિષી એવં સર્વે ૬૪ જાતના દેવતાના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૧૨૮ ભેદની. ૫ હરિવાસ, ને ૫ રમકવાસની ગતિ ૧૨૬ ભેદની, તે પુર્વે ૧૨૮ કહ્યા તેમાંથી પહેલા કિલ્વિષીના બે ભેદ વર્જ્યા. ૫ હેમવય ને ૫ હિરણ્યવયની ગતિ ૧૨૪ ભેદની, તે પુર્વે ૧૨૬ કહ્યા તેમાંથી બીજા દેવલોકના બે ભેદ વર્જ્યા.

૨૨ **છપન અંતરદ્વીપાના જુગલીયામાં આગતિ ૨૫ ભેદની** તે ૧૫ કર્મભુમિ, ૫ સંજ્ઞીતિર્યંચ, ૫ અસંજ્ઞીતિર્યંચ, એ ૨૫ ભેદ પ્રજાપ્તાની. **તેની ગતિ ૧૦૨ ભેદની**, તે ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણવ્યંતર, ૧૦ જંભકા, એવં ૫૧ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૧૦૨ ભેદની.

**ઇતિ ચોવીશ દંડકની ગતાગતી સમાપ્ત.**

## નવ ઉત્તમ પદવી તથા મિથ્યાત્વી તથા ત્રણ વેદ, એ તેર બોલની ગતાગતિ.

૧ **તીર્થંકર દેવની આગતિ ૩૮ ભેદની**, તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રીવેક, ૫ અનુત્તર વિમાન, અને ૩ નરક પ્રથમની, એવં ૩૮ ની. **ગતિ મોક્ષની.**

૨ **ચક્રવર્તિની આગતિ ૮૨ ભેદની**, તે ૯૯ જાતના દેવતામાંથી ૧૫ પરમાધામી, અને ૩ કિલ્વિષી, એ ૧૮ વર્જ્યા શેષ ૮૧ જાતના દેવતા અને ૧ પહેલી નરક એવં ૮૨ ભેદની. **ગતિ ૧૪ ભેદની**, તે ૭ નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

**૩ બળદેવની આગતિ ૮૩ ભેદની,** તે પુર્વે ૮૨ કહ્યા તે અને એક બીજી નરક એવં ૮૩ ભેદની. **ગતિ ૭૦ ભેદની,** તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રીવેક, અને ૫ અનુત્તરવિમાન, એ ૩૫ ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

**૪ વાસુદેવની આગતિ ૩૨ ભેદની,** તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ગ્રીવેક, અને ૨ પહેલી ને બીજી નરક, એવં ૩૨ ભેદની. **ગતિ ૧૪ ભેદની,** તે ૭ નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

**૫ કેવળીની આગતિ ૧૦૮ ભેદની,** તે ૯૯ જાતના દેવ· તામાંથી, ૧૫ પરમાધામી ને ૩ કિલ્વિષી એ ૧૮ ભેદ વર્જ્યા, શેષ ૮૧ રહ્યા તે, તથા ૧૫ કર્મભુમિ, ૫ સંજ્ઞીતિર્યંચ, ૪ નરક પ્રથમની, અને ૩ પૃથ્વી, પાણી, ને વનસ્પતિ, એવં સર્વે મળી ૧૦૮ ભેદની. **ગતિ મોક્ષની.**

**૬ સાધુની આગતિ ૨૭૫ ભેદની,** તે ૧૭૯ ની લટમાંથી તેઉવાઉના ૮ ભેદ વર્જ્યા. શેષ ૧૭૧ તથા ૯૯ જાતના દેવતા, અને ૫ નરક પ્રથમની, એવં ૨૭૫ ભેદની. **ગતિ ૭૦ ભેદની,** તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રીવેક, અને ૫ અનુત્તર વિમાન, એવં ૩૫ ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

**૭ શ્રાવકની આગતિ ૨૭૬ ભેદની,** તે પુર્વે સાધુના ૨૭૫ ભેદ કહ્યા તે, અને એક છઠ્ઠી નરક વધી. **ગતિ ૪૨ ભેદની,** તે ૧૨ દેવલોક, અને ૯ લોકાંતિક, એ ૨૧ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તાની.

**૮ સમદ્રષ્ટિની આગતિ ૩૬૩ ભેદની,** તે ૧૦૧ સંમુર્છિમ મનુષ્ય, ૧૦૧ ગર્ભજ મનુષ્યના પ્રજાપ્તા, ૧૫ કર્મભુમિના અપ્રજાપ્તા, તિર્યંચના અડતાળીશ ભેદ છે તેમાંથી તેઉવાઉના આઠ ભેદ વરજીને બાકી ૪૦ ભેદ તિર્યંચના તથા ૯૯ જાતના દેવતા, અને ૭ નરકના પ્રજાપ્તા, એમ સર્વે મળી ૩૬૩ ભેદ થયા. **તેની ગતિ ૨૧૭ ભેદની,** તે ૮૧ જાતના દેવતા, (૯૯ ભેદમાંથી ૧૫ પરમાધામી અને ૩ કિલ્વિષી એ અઢાર ભેદ વર્જ્યા.) ૧૫ કર્મભુમિ, ૬ નરક, એવં

૧૦૨ ના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એટલે ૨૦૪ અને ૫ સંજ્ઞીતિર્યંચ, ૫ અસન્નીંતિર્યંચ, ૩ વિગલેંદ્રી એ ૧૩ ના અપ્રજાપ્તા, એવં સર્વે મળી ૨૧૭ ભેદની.

**૯ મંડલિક રાજાની આગતિ ૨૭૬ ભેદની,** તે શ્રાવકની આગતિ કહેલ છે તે મુજબ જાણવી. **તેની ગતિ ૫૬૩ ભેદની.**

**૧૦ મિથ્યાત્વીની આગતિ ૩૭૧ ભેદની,** તે ૩૬૩ પૂર્વે સમકિતીના કહ્યા તે, અને તેઉવાઉના આઠ ભેદ વધ્યા, એટલે ૩૭૧ ભેદની. **ગતિ ૫૫૩ ભેદની,** તે ૫૬૩ ભેદમાંથી ૫ અનુત્તર વિમાનના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એ **૧૦** ભેદ વર્જ્યાં.

**૧૧-૧૨ ીવેદ, અને પુરૂષવેદની આગતિ ૩૭૧ ભેદની,** તે મિથ્યાત્વીની પેઠે. **ગતિ પુરૂષવેદની ૫૬૩ ભેદની અને સ્ત્રી વેદની ૫૬૧ ભેદની,** તે સાતમી નરકના બે ભેદ વર્જ્યાં.

**૧૩ નપુંકવેદની આગતિ ૨૮૫ ભેદની,** તે ૧૭૯ની લટ, ૯૯ જાતના દેવતા, ૭ નરકના પ્રજાપ્તા, એવં સર્વે મળી ૨૮૫ ભેદની. **ગતિ ૫૬૩ ભેદની.**

**ઇતિ શ્રી ગતાગતિના બોલ માસ.**

# શ્રી કર્મ પ્રકૃતિન બોલ.

—

**૧ પહેલું જ્ઞાનવરણીય કર્મ** તે આંખના પાટા સમાન, **૨ બીજું દર્શનાવરણીય કર્મ** તે રાજાના પોળીઆ સમાન, **૩ ત્રીજું વેદનીય કર્મ** તે મધ તથા અફીણે ખરડયા ખડગ સમાન, **૪ ચોથું મોહનીય કર્મ** તે મદિરા પાન સમાન (મદિરાના છાક સમાન), **૫ પાંચમું આયુષ કર્મ** તે હેડ સમાન, **૬ છઠું નામ કર્મ** તે ચિતારા સમાન, **૭ સાતમું ગોત્ર કર્મ** તે કુંભારના ચાકડા સમાન, **૮ અતંરાય કર્મ** તે રાજાના ભંડારી સમાન.

૧ **જ્ઞાનાવરણીય કર્મે** અનંત જ્ઞાન ગુણ ઢાંકયો છે, ૨ દર્શનાવરણીય કર્મે અનંત દર્શન ગુણ ઢાંકયો છે, ૩ વેદનીય કર્મે અનંત અવ્યાબાધ આત્મિક સુખ રોકયું છે, ૪ મોહનીય કર્મે જથાખ્યાત ચારિત્ર ને ક્ષાયક સમકિત ગુણ રોકયું છે, ૫ આયુષ કર્મે અક્ષય સ્થિત ગુણ રોકયું છે, ૬ નામ કર્મે અમુર્તિ ગુણ રોકયું છે, ૭ ગોત્ર કર્મે અગુરૂ લઘુ ગુણ રોકયું છે, ૮ અંતરાય કર્મે અનંત આત્મિક શક્તિ ગુણ રોકયું છે.

**૧ જ્ઞાનાવરણીય કર્મ ૬ પ્રકારે બાંધે.** ૧ નાણ પડિણીયાએ તે જ્ઞાનીના અવર્ણવાદ બોલે (ભુંડા બોલે), ૨ નાણ નિન્હવણીયાએ તે જ્ઞાનીનો ઉપકાર ઓળવે, ૩ નાણઆસાયણાંએ તે જ્ઞાનીની આશાતના કરે, ૪ નાણ અંતરાએણં તે જ્ઞાનની અંતરાય પાડે, ૫ નાણ પઉસેણં તે જ્ઞાની ઉપર દ્વેષ કરે, ૬ નાણ વિસંવાયણા જોગેણં તે જ્ઞાની સાથે ખોટા ઝઘડા વિખવાદ કરે, એ ૭ પ્રકારે બાંધે. **પાંચ તથા દશ પ્રકારે ભોગવે,** તે પાંચ કયા તે કહે છે. **૧** મતિ જ્ઞાનાવરણીય, ૨ શ્રુત જ્ઞાનાવરણીય, ૩ અવધિ જ્ઞાનાવરણીય, ૪ મનપર્યવ જ્ઞાનાવરણીય, ૫ કેવલ જ્ઞાનાવરણીય. એ પાંચ જ્ઞાન પ્રગટ થવા દે નહિ, તથા દશ પ્રકારે ભોગવે તે કહે છે. ૧ સોયાવરણે, ૨ સોયવિન્નાણાવરણે, ૩ નેત્તાવરણે, ૪ નેત્ત વિન્નાણાવરણે, ૫ ઘ્રાણાવરણે, ૬ ઘ્રાણવિન્નાણાવરણે, ૭ રસાવરણે, ૮ રસ વિન્નાણાવરણે, ૯ ફાસાવરણે, ૧૦ ફાસવિન્નાણા વરણે, એ દશ પ્રકારે ભોગવે. **જ્ઞાનાવરણીય કર્મની સ્થિતિ** જઘ૦ અંતરમુહૂર્તની, ઉત૦ ત્રીશ કોડા કોડા સાગરોપમની અને અબાધા કાળ કરે તો જઘ૦ અંતર મુહૂર્ત, ઉત૦ ત્રણ હજાર વરસની સ્થિતિ.

૨ **બીજું દર્શનાવરણીય કર્મ ૬ પ્રકારે બાંધે.** ૧ દંસણ પડિણીયાએ, ૨ દંસણ નિન્હવણીયાએ, ૩ દંસણ આસાયણાએ, ૪ દંસણ અંતરાએણં, ૫ દંસણ, પઉસેણં, ૬ દંસણ વિસંવાયણા જોગેણં, એ ૭ પ્રકારે બાંધે. તે **૯ પ્રકારે ભોગવે** તે કહે છે. **૧**

ચક્ષુદર્શનાવરણીય, ૨ અચક્ષુદર્શનાવરણીય, ૩ અવધિ દર્શનાવરણીય, ૪ કેવલ દર્શનાવરણીય, ૫ નિદ્રા, ૬ નિદ્રા નિદ્રા, ૭ પ્રચલા, ૮ પ્રચલા પ્રચલા, ૯ થીણદ્ધિ નિદ્રા એ ૯ પ્રકારે ભોગવે. **દર્શનાવરણીય કર્મની સ્થિતિ** જઘ૦ અંતરમુહુર્તની, ઉત૦ ત્રીશ ક્રોડા ક્રોડી સાગરોપમની અને અબાધાકાળ કરે તો જઘ૦ અંતરમુહૂર્તની, ઉત૦ ત્રણ હજાર વરસની સ્થિતિ.

**૩ ત્રીજું વેદનીય કર્મ** તેના બે ભેદ—૧ સાતા વેદનીય, ૨ અસાતા વેદનીય, તેમાં **સાતા વેદનીય દશ પ્રકારે બાંધે** તે કહે છે, ૧ પાણાણુ કંપયાએ, ૨ ભુયાણુ કંપયાએ, ૩ જીવાણુ કંપયાએ, ૪ સત્તાણુ કંપયાએ, ૫ બહુણં પાણાણં ભુયાણં જીવાણં સત્તાણં અદુખણયાએ, ૬ અસોયણયાએ, ૭ અજુરણયાએ, ૮ અટીપ્પણયાએ, ૯ અપીટ્ટણયાએ, ૧૦ અપરિયા વણયાએ, એ ૧૦ પ્રકારે બાંધે. તે **આઠ પ્રકારે ભોગવે.** ૧ મણુણા સદા, ૨ મણુણા રુવા, ૩ મણુણા ગંધા, ૪ મણુણા રસા, ૫ મણુણા ફાસા, ૬ મણ સુહયા, ૭ વયસુહયા, ૮ કાય સુહયા, એ આઠ પ્રકારે ભોગવે. તેની સ્થિતિના બે ભેદ. ૧ ઇરીયાવહી ક્રીયા આશ્રી જઘ૦ ઉત૦ બે સમાની, ૨ સંપરાય આશ્રી જઘ૦ બાર મુહૂર્તની, ઉત૦ પંદર ક્રોડા ક્રોડી સાગરોપમની, અબાધાકાળ કરે તો જઘ૦ અંતરમુહૂર્તની, ઉત૦ દોઢ હજાર વરસની સ્થિતિ. હવે **અશાતા વેદનીય ૧૨ પ્રકારે બાંધે** તે કહે છે. ૧ પર દુખણયાએ, ૨ પર સોયણયાએ, ૩ પર જુરણયાએ, ૪ પર ટીપ્પણયાએ, ૫ પર પિટ્ટણયાએ, ૬ પરિયાવણયાએ, ૭ બહુણં, પાણાણં, ભુયાણં, જીવાણં, સત્તાણં, દુઃખણયાએ, ૮ સોયણયાએ, ૯ જુરણયાએ, ૧૦ ટીપ્પણયાએ, ૧૧ પિટ્ટણયાએ, ૧૨ પરિયાવણીયાએ, એ બાર પ્રકારે બાંધે. તે **આઠ પ્રકારે ભોગવે,** ૧ અમણુણા સદા, ૨ અમણુણા રુવા, ૩ અમણુણા ગંધા, ૪ અમણુણા રસા, ૫ અમણુણા ફાસા, ૬ મણ દુહયા, ૭ વય દુહયા, ૮ કાય દુહયા. તેની સ્થિતિ જઘ૦ એક સાગરના સાત ભાગ કરીએ એવા

ત્રણ ભાગ તેમાં એકપલ્યને અસંખ્યાતમાં ભાગ ઉણાની. ઉત૦ ત્રીશ ક્રોડા ક્રોડી સાગરોપમની. એનો અબાધા કાળ જઘ૦ અંતરમુહૂર્તનો, ઉત૦ ત્રણ હજાર વરસનો.

**૪ મોહનીય કર્મ તે ૬ પ્રકારે બાંધે.** ૧ તિવ્વ કોહે, ૨ તિવ્વ માણે, ૩ તિવ્વ માયાએ, ૪ તિવ્વ લોહે, ૫ તિવ્વ દંસણ મોહણિજે, ૬ તિવ્વ ચરિત્ત મોહણિજે, એ ૬ પ્રકારે બાંધે, તે **૨૮ પ્રકારે ભોગવે.**

**૧ અનંતાનુબંધી ક્રોધ** તે પર્વતની રાઈ સમાન, **૨ અનંતાનુબંધી માન** તે પથરના સ્તંભ સમાન, **૩ અનંતાનુબંધી માયા** તે વાંસની ગાંઠ સમાન, **૪ અનંતાનુબંધી લો** તે કિરમજના રંગ સમાન, એ ચારે ગતિ કરે નરકની, સ્થિતિ કરે જાવજીવની, ઘાત કરે સમકિતની.

**૧ અપ્રત્યાખ્યાની ક્રોધ** તે તળાવની ફાટ સમાન, **૨ અપ્રત્યાખ્યાની માન** તે હાડકાના સ્તંભ સમાન, **૩ અપ્રત્યાખ્યાની માયા** તે ઘેટાના શીંગડા સમાન, **૪ અપ્રત્યાખ્યાની લો** તે નગરની ખાળના કાદવ સમાન, એ ચારે ગતિ કરે તિર્યંચની, સ્થિતિ કરે એક વરસની, ઘાત કરે દેશ વ્રતની.

**૧ પચ્ચખાણાવરણ ય ક્રોધ** તે વેળુની લિટી સમાન, **૨ પચ્ચખાણાવરણીય માન** તે લાકડાના સ્તભ સમાન, **૩ પચ્ચખાણાવરણીય માયા** તે ગૌમૂત્રિકા સમાન, **૪ પચ્ચખાણાવરણ ય લોભ** તે ગાડાના ખંજન સમાન, એ ચારે ગતિ કરે મનુષ્યની, સ્થિતિ ચાર માસની કરે, ઘાત સર્વવ્રતની કરે.

૧ **સંજવલનો ક્રોધ** તે પાણીની લિટી સમાન, **૨ સંજવલનું માન** તે નેતરના સ્તંભ સમાન, **૩ સંજવલની માયા** તે, વાંસની છોઈ સમાન, ૪ **સંજવલનો લોભ** તે પતગ, અથવા હળદરના રંગ સમાન, એ ચારે ગતિ કરે દેવતાની, સ્થિતિ કરે પંદર દિનની, ઘાત કરે કેવલ જ્ઞાનને કેવલ દર્શનની, એવં સર્વે મળી **૧૬** કષાય.

**હવે નવ નોકષાય** કહે છે. ૧૭ હાસ્ય, ૧૮ રતિ, ૧૯ અરતિ, ૨૦ ભય, ૨૧ શોક, ૨૨ દુગંછા, ૨૩ સ્ત્રીવેદ, ૨૪ પુરૂષવેદ, ૨૫ નપુંસકવેદ, એ ચારિત્રમોહનીયની ૨૫ પ્રકૃતિ.

**હવે દંસણ મોહનીયની ૩ પ્રકૃતિ** કહે છે. ૧ સમકિત મોહનીય, ૨ મિથ્યાત્વ મોહનીય, ૩ સમામિથ્યાત્વ મોહનીય, એવં સર્વ મળી ૨૮ પ્રકૃતિ તેની સ્થિતિ જઘ૦ અંતરમુહુર્તની, ઉત૦ ૭૦ ક્રોડા ક્રોડી સાગરોપમની, અબાધા કાળ કરે તો જઘ૦ અંતર મુહુ· ર્તની, ઉત૦ સાત હજાર વરસની સ્થિતિ.

**૫ આયુષ્ય કર્મ સોળ પ્રકારે બાંધે**, તેમાં **નારકીનું આ-યુષ** ૪ પ્રકારે બાંધે, તે ૧ મહા આરંભયાએ, ૨ મહાપારગ્ગહિ-યાએ, ૩ કુણિમાહારેણં, ૪ પંચિંદ્રિયવહેણં. **તિર્યંચનું આયુષ** ૪ પ્રકારે બાંધે, તે ૧ માઇલયાએ, ૨ નિયડિલયાએ, ૩ અલિય વયણેણં, ૪ કુડતોલે કુડમાણે. **મનુષ્યનું આ ષ** ૪ પ્રકારે બાંધે તે ૧ પગઈ ભદયાએ, ૨ પગઈ વિણીયાએ, ૩ સાણુ ક્રોસયાએ, ૪ અમછ· રિયાએ. **દેવતાનું આયુષ** ૪ પ્રકારે બાંધે, તે ૧ સરાગસંજમેણં, ૨ સંજમા સંજમેણં, ૩ બાલતવો કમેણં, ૪ અકામ નિર્જરાએ, એવં સોળ પ્રકારે બાંધે. તે **૪ પ્રકારે ભોગવે.** ૧ નારકી, ૨ દેવ-તાનું આયુષ જઘ૦ ૧૦ હજાર વરસનું, ઉત૦ ૩૩ સાગરોપમનું. ૧ મનુષ્ય, ૨ તિર્યંચ, એ બેનું આયુષ જઘ૦ અંતરમુહુર્તનું, ઉત૦ ૩ પલ્યોપમનું.

**૬ નામ કર્મ** તેના બે ભેદ, **૧ શુ નામ**, **૨ અશુભ નામ, તેમાં શુ નામ કર્મ ૪ પ્રકારે બાંધે.** ૧ કાયુજુયાએ, ૨ ભાસુજુયાએ, ૩ ભાવુજુયાએ, ૪ અવિસંવાયણા જોગેણં. **તે ૧૪ પ્રકારે ભોગવે.** ૧ ઇઠ્ઠાસદ્દા, ૨ ઇઠ્ઠારૂવા, ૩ ઇઠ્ઠાગંધા, ૪ ઇઠ્ઠારસા, ૫ ઇઠ્ઠાફાસા, ૬ ઇઠ્ઠાગઈ, ૭ ઇઠ્ઠાઠિઇ, ૮ ઇઠ્ઠેલાવણે, ૯ ઇઠ્ઠાજસો-કિત્તી, ૧૦ ઇઠ્ઠેઉઠ્ઠાણ કમ્મ બલ વીરિય પુરિસાકાર પરક્કમે, ૧૧ ઇઠ્ઠ-સરયા, ૧૨ કંતસ્સરયા, ૧૩ પિયસરયા, ૧૪ મણુસરયા, એ ૧૪

પ્રકારે ભોગવે. **અશુ ના કર્મ ૪ પ્રકારે બાંધે,** તે ૧ કાય અનુજુયાએ, ૨ ભાસા અણુજુયાએ, ૩ ભાવાણુજુયાએ, ૪ વિસંવાયણા જોગેણં. તે **૧૪ પ્રકારે ભોગવે,** ૧ અણિઠ્ઠાસદ્દા, ૨ અણિઠ્ઠારૂવા, ૩ અણિઠ્ઠાગંધા, ૪ અણિઠ્ઠારસા, ૫ અણિઠ્ઠાફાસા, ૬ અણિઠ્ઠાગઇ, ૭ અણિઠ્ઠાઠિઈ, ૮ અણિઠ્ઠેલાવણે, ૯ અણિઠ્ઠાજસોકિત્તી, ૧૦ અણિઠ્ઠેઉઠ્ઠાણ કમ્મબલવીરિય પુરિસાકાર પરક્કમે, ૧૧ હિણસરયા, ૧૨ દિણસરયા, ૧૩ અણિઠ્ઠસરયા, ૧૪ અકંતસરયા, એ ૧૪ પ્રકારે ભોગવે.

**હવે નામ કર્મની ૯૩ પ્રકૃતિ** કહે છે. ૧ નરકગતિ, ૨ તિર્યંચગતિ, ૩ મનુષ્યગતિ, ૪ દેવગતિ, ૫ એકેંદ્રિય, ૬ બેઇંદ્રિય, ૭ તેઇંદ્રિય, ૮ ચૌઇંદ્રિય, ૯ પંચેંદ્રિય, ૧૦ ઉદારિકશરીર, ૧૧ વિક્રયશરીર, ૧૨ આહારકશરીર, ૧૩ તેજસશરીર, ૧૪ કાર્મણશરીર, ૧૫ ઉદારિક અંગોપાંગ, ૧૬ વિક્રય અંગોપાંગ, ૧૭ આહારક અંગોપાંગ, ૧૮ ઉદારિક બંધન, ૧૯ વિક્રય બંધન, ૨૦ આહારક બંધન, ૨૧ તેજસ બંધન, ૨૨ કાર્મણ બંધન, ૨૩ ઉદારિક સંઘાતન, ૨૪ વિક્રય સંઘાતન, ૨૫ આહારક સંઘાતન, ૨૬ તેજસ સંઘાતન, ૨૭ કાર્મણ સંઘાતન, ૨૮ વજઋષભ નારાચ સંઘયણ, ૨૯ ઋષભનારાચ સંઘયણ, ૩૦ નારાચ સંઘયણ, ૩૧ અર્ધનારાચ સંઘયણ, ૩૨ કિલકુ સંઘયણ, ૩૩ છેવટ્ઠુ સંઘયણ, ૩૪ સમચઉરંસ સંઠાણ, ૩૫ નિગોહ પરિમંડલ સંઠાણ, ૩૬ સાદિ સંઠાણ, ૩૭ વામન સંઠાણ, ૩૮ કુબ્જ સઠાણ, ૩૯ હુંડ સંઠાણ, ૪૦ કાળો વર્ણ, ૪૧ નીલો વર્ણ, ૪૨ રાતો વર્ણ, ૪૩ પીળો વર્ણ, ૪૪ ધોળો વર્ણ, ૪૫ સુરભિ ગંધ, ૪૬ દુરભિ ગંધ, ૪૭ તિખો રસ, ૪૮ કડવો રસ, ૪૯ કસાયલો રસ, ૫૦ ખાટો રસ, ૫૧ મીઠો રસ, ૫૨ ખરખરો ફરસ, ૫૩ સુંહાળો ફરસ, ૫૪ ભારી ફરસ, ૫૫ હળવો ફરસ, ૫૬ ટાઢો ફરસ, ૫૭ ઉન્હો ફરસ, ૫૮ ચોપડયો ફરસ, ૫૯ લુખો ફરસ, ૬૦ નરકાનુપૂર્વી, ૬૧ તિર્યંચાનુપૂર્વી, ૬૨ મનુષ્યાપૂર્વી, ૬૩ દેવતાનુપૂર્વી, ૬૪ શુભ વિહાયગતિ, ૬૫ અશુભ વિહાયગતિ, એ ૬૫ પિંડ પ્રકૃતિ થઈ. ૬૬

પરાઘાત નામ, ૬૭ ઉશ્વાસ નામ, ૬૮ અગુરૂલઘુ નામ, ૬૯ આતાપ નામ, ૭૦ ઉદ્યોત નામ, ઉપઘાત નામ, ૭૨ તીર્થંકર નામ, ૭૩ નિર્માણ નામ, (ત્રસનો દસકો) ૭૪ ત્રસનામ, ૭૫ બાદર નામ, ૭૬ પ્રત્યેક નામ, ૭૭ પ્રજાપ્તા નામ, ૭૮ સ્થિર નામ, ૭૯ શુભ નામ, ૮૦ સૌભાગ્ય નામ, ૮૧ સુસ્વર નામ, ૮૨ આદેય નામ, ૮૩ જશો-કીર્તિ નામ, (સ્થાવર દશકો) ૮૪ સ્થાવર નામ, ૮૫ સૂક્ષ્મ નામ, ૮૬ સાધારણ નામ, ૮૭ અપ્રજાપ્ત નામ, ૮૮ અસ્થિર નામ, ૮૯ અશુભ નામ, ૯૦ દૌર્ભાગ્ય નામ, ૯૧ દુસ્વર નામ, ૯૨ અનાદેય નામ, ૯૩ અજશોકીર્તિ નામ, એ ૯૩ પ્રકૃતિ થઇ. અથવા **નામ કર્મની ૪૨ પ્રકૃતિ** પણ ખરી. તે ૧ ગતિ, ૨ જાતિ, ૩ શરીર, ૪ અંગોપાંગ, ૫ બંધન, ૬ સંઘાતન, ૭ વર્ણ, ૮ ગંધ, ૯ રસ, ૧૦ ફરસ, ૧૧ સંઘયણ, ૧૨ સંઠાણ, ૧૩ આનુપૂર્વી, ૧૪ વિહા-યગતિ, એ ૧૪ અને પ્રત્યેક પ્રકૃતિ ૮, ત્રસનો દશકો, સ્થાવરનો દશકો, એવં ૪૨ થઇ. તથા વિસ્તારે ચઉદની ૬૫ તથા પ્રત્યેક પ્રકૃતિ ૮, ત્રસનો દશકો, સ્થાવરનો દશકો, એવં ૯૩ પ્રકૃતિ જાણવી. એ નામ કર્મની સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્તની, ઉત૦ વિશ કોડા-કોડી સાગરોપમની, અબાધાકાલ જઘ૦ અંતર મુહૂર્તની, ઉત૦ બે હજાર વરસની સ્થિતિ.

**૭ ગોત્ર કર્મના બે ભેદ.** ૧ ઉચગોત્ર, ૨ નિચગોત્ર, તેમાં **ઉંચગોત્ર ૮ પ્રકારે બાંધે,** તે ૧ જાઇ અમદેણં, ૨ કુલ અમદેણં, ૩ બલ અમદેણં, ૪ રૂવ અમદેણં, ૫ તવ અમદેણં, ૬ સુય અમ-દેણં, ૭ લાભ અમદેણં, ૮ ઇસ્સરિય અમદેણં, એ આઠ મદ અણ-કરવે કરી ઉંચગોત્ર બાંધે. **તે આઠ પ્રકારે ભોગવે,** ૧ જાઇવી સીઠીયા, ૨ કુલવીસીઠીયા, ૩ બલવીસીઠીયા, ૪ રૂવવીસીઠીયા, ૫ તવવીસીઠીયા, ૬ સુયવીસીઠીયા, ૭ લાભવીસીઠીયા, ૮ ઇસ્સ-રિયવીસીઠીયા. એ ૮ પ્રકારે ભોગવે. હવે **નિચગોત્ર આઠ પ્રકારે બાંધે,** તે ૧ જાઇમદેણં, ૨ કુલમદેણં, જાવ ૮ ઇસ્સરિયમદેણં.

એ આઠ મદ કરવે કરી નિચગોત્ર બાંધે. **તે આઠ પ્રકારે ભોગવે,** ૧ જાઈવીહીણયા થી જાવ ઇસ્સરીયવીહીણયા, તે આઠે બોલ હીણા પામે. એ ગોત્ર કર્મની સ્થિતિ, જઘ૦ આઠ મુહૂર્તની, ઉત૦ વિશ ક્રોડાક્રોડી સાગરોપમની, અબાધા કાલ કરે તો જઘ૦ અંતર મુહૂર્તની, ઉત૦ બે હજાર વરસની સ્થિતિ.

**૮ અંતરાય કર્મ પાંચ પ્રકારે બાંધે,** ૧ દાનાંતરાય. ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉવભોગાંતરાય, ૫ વીર્યાંતરાય, એ પાંચ અંતરાય પાડવે કરી અંતરાય કર્મ બાંધે. **તે પાંચ પ્રકારે ભોગવે,** ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉવભોગાંતરાય, ૫ વીર્યાંતરાય, એ પાંચ અતરાય પામે. અંતરાય કર્મની સ્થિતિ જઘ૦ અંતરમુહૂર્તની, ઉત૦ ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની, અબાધા કાલ કરે તો જઘ૦ અંતરમુહૂર્તની, ઉત૦ ત્રણ હજાર વરસની સ્થિતિ એવ મૂળ પ્રકૃતિ ૮ તેની **ઉત્તર પ્રકૃતિ ૩૧ કહે છે.** જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, વેદનીયની ૨, મોહનીયની ૨, આયુષની ૪. નામની ૨, ગોત્રની ૨, અંતરાયની ૫, એવં સર્વે મળી ૩૧ પ્રકૃતિ જાણવી. હવે **બાંધવાની ૮૫ પ્રકૃતિ કહે છે.** જ્ઞાનાવરણીયની ૬, દર્શનાવરણીયની ૬, વેદનીયની ૨૨, મોહનીયની ૬ આયુષની ૧૬ નામની ૮, ગોત્રની ૧૬, અંતરાયની ૫, એવં સર્વે મળી ૮૫ પ્રકૃતિ બાંધ્યાની જાણવી. **ભોગવ્યાની ૯૩ પ્રકૃતિ,** તે જ્ઞાનાવરણીયની ૧૦, દર્શનાવરણીયની ૯, વેદનીયની ૧૬, મોહનીયની ૫, તે ૧ સમત્તવેયણિજ્જે, ૨ મિચ્છત્ત વેયણિજ્જે, ૩ સમ્મામિચ્છત વેયણિજ્જે, ૪ કસાય વેયણિજ્જે, ૫ નોકષાય વેયણિજ્જે, એવં ૫, અને આયુષની ૪, નામની ૨૮, ગોત્રની ૧૬, અંતરાયની ૫, એવં સર્વે મળી ૯૩ પ્રકૃતિ ભોગવ્યાની જાણવી અથવા **૧૪૮ પ્રકારે પણ ભોગવે,** તે જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, વેદનીયની ૨, મોહનીયની ૨૮, આયુષની ૪, નામ કર્મની ૯૩, ગોત્રની ૨ અંતરાયની ૫, એવં સર્વ મળીને

૧૪૮ પ્રકૃતિ જાણવી. એહવી કર્મની પ્રકૃતિ જાણીને ખપાવીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**ઇતિ શ્રી કર્મ પ્રકૃતિના બોલ માસ.**

---

# શ્રી ગુણઠાણા.

**ગાથા.**

નામ, લખણ, ગુણ, દિઈ, કીરીયા, સત્તા, બંધ, વેદેય,
ઉદય, ઉદિરણા, ચેવ, નિજ્જરા, ભાવ, કારણા. ॥ ૧ ॥
પરિસહ, મગ્ગ, આયાય, જીવાય ભેદે, જોગ, ઉવિઊગ,
લેશ્સા, ચરણ, સમ્મતં, અપ્પા બહુચ્ચ, ગુણઠાણેહિ ॥ ૨ ॥

**પહેલો નામ દ્વાર.**

૧ મિથ્યાત્વ ગુણઠાણું, ૨ સાસ્વાદાન ગુ૦ ૩ સમામિથ્યાત્વ ગુ૦ ૪ અવિરતિ સમકિતી ગુ૦ ૫ દેશવિરતિ ગુ૦ ૬ સર્વવિરતિ ગુ૦ ૭ અપ્રમતસંજતી ગુ૦ ૮ નિયટ્ટિ બાદર ગુ૦ ૯ અનિયટ્ટિ બાદર ગુ૦ ૧૦ સુક્ષ્મ સંપરાય ગુ૦ ૧૧ ઉપશાંત મોહ ગુ૦ ૧૨ ક્ષીણમોહ ગુ૦ ૧૩ સજોગી કેવલી ગુ૦ ૧૪ અજોગી કેવલી ગુણઠાણું.

**બીજો લક્ષણ, અને ત્રીજો ગુણ,** એ બે દ્વાર સાથે કહે છે.

**પહેલા મિથ્યાત્વ ગુણઠાણાનાં લક્ષણ**—પચીશ પ્રકારનું મિથ્યાત્વ સેવે, સેવરાવે, અને સેવતા પ્રત્યે અણુમોદે, તે વારે ગૌતમ સ્વામીએ હાથ જોડી, માન મોડી વંદના નમસ્કાર કરી શ્રી ભગવંતદેવને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થાય ? તે વારે શ્રી ભગવંતદેવે કહ્યું જે, ૪ ગતિ, ૨૪ દંડક, ૮૪ લાખ જીવા જોનીમાં વારંવાર પરિભ્રમણ કરે, પણ સંસાર રૂપ સમુદ્રમાંથી પાર પામે નહિ. તે ગેડી દડાને દ્રષ્ટાંતે. જીવ રૂપ દડાને કર્મ રૂપ ગેડીએ કરી જેમ ભમાડે તેમ ભમે, પણ સંસાર રૂપ સમુદ્રમાંથી પાર પામે નહિ.

**બીજા સાસ્વાદાન ગુણઠાણાનાં લક્ષણ**—જેમ કોઈ પુરૂષ ખીરખાંડનું ભોજન જમ્યો, પાછો તેજ વખતે તેણે વમન કર્યું, ત્યારે તેને બીજા માણસે પુછ્યું તમને શું સ્વાદ રહ્યો ? તેણે કહ્યું મને અલ્પ થોડો સ્વાદ રહ્યો. તેમજ તે સમાન સમકિત, અને વમ્યો તે સમાન મિથ્યાત્વ. અથવા તો આંબાને દ્રષ્ટાંતે—જીવરૂપ આંબો, તેની પરિણામ રૂપ ડાળથી, સમકિત રૂપ ફળ, મોહ રૂપ વાયરે કરી ત્રુટયું, મિથ્યાત્વ રૂપ ધરતીએ આવી પડયું નથી, વચમાં છે, ત્યાં સુધી સાસ્વાદાન સમકિત કહીએ, અને ધરતીએ આવી પડયું, ત્યારે મિથ્યાત્વ. તે વિષે ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના કરી શ્રી ભગવંત દેવને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ નીપન્યો ? તે વારે શ્રી ભગવંત દેવે કહ્યું, કૃષ્ણપક્ષી હતો તે શુકલપક્ષી થયો, અડદના દાણા જેવો કાળો હતો તે છડી દાળ જેવો ઉજળો થયો, અર્ધા પુદ્ગલમાં મોક્ષ જાશે, વેવારીઆને દ્રષ્ટાંતે—જેમ કોઇ વેવારીઆ ઉપર લાખ ક્રોડનું દેણું હતું, તે પરદેશ જઇને કમાઈ આવ્યો, દેણું દેતાં બાકી અડધા રૂપીઆનું દેણું રહ્યું, તેમ અડધ પુદ્ગલ સંસાર ભોગવવો રહ્યો સાસ્વાદાન સમકિત પાંચ વાર આવે.

**ત્રીજા ગુણઠાણાનાં લક્ષણ**—તે જિનમાર્ગને અન્યમાર્ગ સરખા કરી જાણે, ભલા ભુંડાની ખબર નથી, જેમ કોઈક નગર બહાર સાધુ મહાપુરૂષ પધાર્યા છે, તેને શ્રાવક વાંદવા જાય છે, તેવામાં મિશ્ર દ્રષ્ટિવાળો મિત્ર મલ્યો, તેણે પુછ્યું જે કયાં જાઓ છો ? તે વારે શ્રાવક કહે જે સાધુ મહાપુરૂષને વાંદવા જઉં છું. તે વારે મિશ્ર દ્રષ્ટિવાળો કહે, એને વાંદે શું થાય ? તે વારે શ્રાવક કહે જે મહાલાભ થાય. તે વારે કહે જે હું પણ વાંદવા આવુ ? તે વારે શ્રાવક કહે જે ભલે ચાલો, તે વારે તેણે સાધુને વાંદવા ભણી એક પગ ઉપાડયો. તેવામાં બીજો મહામિથ્યાત્વી મિત્ર મલ્યો, તેણે પુછ્યું જે, તમે આ શ્રાવક સાથે કયા જાઓ છો ? તે વારે કહ્યું જે સાધુ મહાપુરૂષને વાંદવા જઇયે છીએ, તે વારે મહામિથ્યાત્વી કહે જે એને

વાંદે શું થાય ? એ તો મેલા ઘેલા છે, ઘોડો હાથી માર માર કરતો આવે, તો મસીદમાં પેસી જઈએ પણ એ મેલડા ઘેલડા સાધુ પાસે ન જઈએ. તે વારે તે મિશ્ર ગુણસ્થાનકવાળો ચાલતો હતો તે અટકયો. તે વારે ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના નમસ્કાર કરીને શ્રી ભગવંતદેવને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તે વારે ભગવંતદેવે કહ્યું જે કૃષ્ણપક્ષી હતો, તે શુકલ પક્ષી થયો, અડદના દાણા જેવો કાળો હતો, તે છડી દાળ સરીખો ઉજળો થયો, અડધા પુદગલમાં મોક્ષ જાશે, વેવારીઆને દ્રષ્ટાંતે.

**ચોથું અવરતિ સમકિતી ગુણઠાણું તેનું લક્ષણ—** તે સાત પ્રકૃતિને ક્ષયોપશમાવે તે, ૧ અનંતાનુબંધી ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, ૫ સમકિત મોહનીય, ૬ મિથ્યાત્વ મોહનીય, ૭ મિશ્ર મોહનીય, એ સાત પ્રકૃતિને કાંઈક ઉપશમાવે અને કાંઈક ક્ષય કરે, તેને ક્ષયોપશમ સમકિત કહીએ. તે સમકિત અસંખ્યાતી વાર આવે. અને એ સાત પ્રકૃતિને સર્વથા ઉપશમાવે ઢાંકે, તેને ઉપશમ સમકિત કહીએ. તે સમકિત પાંચવાર આવે. અને એ સાત પ્રકૃતિના દળને સર્વથા ક્ષય કરે, તેને ક્ષાયક સમકિત કહીએ. તે સમકિત એક વાર આવે. ચોથે ગુણઠાણે આવ્યો થકો જીવાદિક પદાર્થ ૧ દ્રવ્યથી, ૨ ક્ષેત્રથી, ૩ કાળથી, ૪ ભાવથી, નોકારસી આદિ છ-માસી તપ જાણે સરદહે પરૂપે પણ ફરસી શકે નહિ. તે વિષે ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના કરીને શ્રી ભગવંતને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તે વારે શ્રી ભગવંત દેવે કહ્યું, જઘ-ન્ય ત્રીજે ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો પંદર ભવે મોક્ષ જાય. આયુ-ષ્યનો બંધ સમકિત આવ્યા પછી પડે તો સાત બોલ વરજીને પડે, તે ૧ નરક, ૨ તિર્યંચ, ૩ ભવનપતિ, ૪ વાણવ્યંતર,. ૫ જ્યોતિષી, ૬ સ્ત્રીવેદ, અને ૭ નપુંસકવેદ, એવં સાત બોલમાં આયુષ્યનો બંધ પડે નહિ. મનુષ્ય તિર્યંચમાં આયુષ બાંધે તો વૈમાનીકનો, દેવતા નાર-કીમાં આયુષનો બંધ પડે તો મનુષ્યનો બાંધે.

**પાંચમું દેશ વિરતિ ગુણઠાણું તેનું લક્ષણ**—અગીયાર પ્રકૃતિને ક્ષયોપશમાવે, તે ૭ પૂર્વે કહી તે, અને અપચ્ચખાણાવર્ણિ ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, એવં ૧૧ પ્રકૃતિને કાંઈક ઉપશમાવે, અને કાંઈક ક્ષય કરે તેને ક્ષયોપશમ સમકિત કહીએ. પાંચમે ગુણઠાણે આવ્યો થકો જીવાદિક પદાર્થ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી, ભાવથી, નોકારસી આદિ દઈને છમાસી તપ જાણે સરદહે પરૂપે શક્તિ પ્રમાણે ફરસે. તે વિષે ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના કરીને શ્રી ભગવંતને પૂછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તે વારે શ્રી ભગવંતે કહ્યું, જઘન્ય ત્રીજે ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો પંદરે ભવે મોક્ષ જાય, અને આયુષ્યનો બંધ એકજ વૈમાનીકમાં પડે.

**છઠું સર્વ વિરતિ ગુણઠાણું તેનું લક્ષણ**—૧૫ પ્રકૃતિને ક્ષયોપશમાવે તે, ૧૧ પ્રકૃતિ પૂર્વે કહી તે અને પચ્ચખાણાવર્ણીય ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, એવં ૧૫ પ્રકૃતિને ક્ષય કરે તો ક્ષાયક સમકિત કહીએ, ઢાંકે તો ઉપશમ કહીએ, અને કાંઈક ઢાંકે ને કાંઈક ક્ષય કરે, તો ક્ષયોપશમ સમકિત કહીએ. તે વારે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, નોકારસી આદિ દઈને છમાસી તપ જાણે સરદહે પરૂપે ફરસે, તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના કરીને શ્રી ભગવંતને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તે વારે શ્રી ભગવંતે કહ્યું, જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો પંદરે ભવે મોક્ષ જાય, ઈહાં અવ્રત ટળ્યો અને સર્વવિરતિ થયો

**સાતમું અપ્રમત્ત સજતી ગુણઠાણુ તેનું લક્ષણ**—૧૬ પ્રકૃતિ ક્ષયોપશમાવે તે, ૧૫ પૂર્વે કહી તે, અને ૧ સંજલનો ક્રોધ, એવં ૧૬ પ્રકૃતિ ક્ષયોપશમાવે, તે વારે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, નોકારસી આદિ છમાસી વરસી તપ, સરદહે પરૂપે ને ફરસે, તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના નમસ્કાર

કરીને શ્રી ભગવંતને પુછ્યું તેને શું ગુણ થયો ? તે વારે શ્રી ભગવંતે કહ્યું, જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો ત્રીજે ભવે મોક્ષ જાય. ઈહાં પ્રમાદ ટળ્યો, અપ્રમાદી થયો.

**આઠમું નિયટ્ટી બાદર ગુણઠાણું તેનું લક્ષણ**—૧૭ પ્રકૃતિ ક્ષયોપશમાવે, તે ૧૬ પૂર્વે કહી તે અને ૧ સંજલનો માન, એવં ૧૭ પ્રકૃતિ ક્ષયોપશમાવે, તે વારે દ્રવ્યે ક્ષેત્રે કાળે ભાવે નોકારસી આદિ છમાસી વરસીતપ જાણે સરદહે પરૂપે ફરસે. તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના કરીને શ્રી ભગવંતને પુછ્યુ, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તે વારે શ્રી ભગવંતદેવે કહ્યું, જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો ત્રીજે ભવે મોક્ષ જાય. ઈહાં પરિણામધારા અપૂર્વ કરણ અને શુકલ ધ્યાન આવ્યો. અહીથી શ્રેણી બે કરે. ૧ ઉપશમશ્રેણી, ને ૨ ક્ષપક શ્રેણી. ઉપશમ શ્રેણીવાળો જીવ મોહનીય કર્મની પ્રકૃતિના દળને ઉપશમાવતો અગ્યારમા ગુણઠાણા સુધી જાય, ઃ પડિવાઈ પણ થાય, અને ક્ષપક શ્રેણીવાળો જીવ તે મોહનીય કર્મની પ્રકૃતિના દળને ખપાવતો શુદ્ધ મુળમાંથી નિર્જરા કરતો, નવમે દશમે ગુણઠાણે જાય, અપડિવાઈજ હોય, વર્દ્ધમાન પરિણામ પરિણમે.

**નવમું અનિયટ્ટી બાદર ગુણઠાણું તેનું લક્ષણ**—૨૧ પ્રકૃતિને ક્ષયોપશમાવે, તે ૧૭ પ્રકૃતિ પૂર્વે કહી તે અને ૧ સંજલની માયા, ૨ સ્ત્રીવેદ, ૩ પુરુષવેદ, ૪ નપુંસકવેદ, એવં ૨૧ પ્રકૃતિને ક્ષયોપશમાવે, તેવારે દ્રવ્યે ક્ષેત્રે કાલે ભાવે, નોકારસી આદિ છમાસી વરસી તપ જાણે સરહદે પરૂપે ને ફરસે, તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના કરીને શ્રી ભગવંતને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તેવારે ભગવંતે કહ્યું, જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો ત્રીજે ભવે મોક્ષ જાય. ઈહાં વેદ વિકાર ટળ્યા, અવેદી થયો.

**દશમું સૂક્ષ્મ સંપરાય ગુણઠાણું તેનું લક્ષણ**—૨૭ પ્રકૃતિને ક્ષયોપશમાવે, તે ૨૧ પ્રકૃતિ પૂર્વે કહી તે, અને ૧ હાસ્ય, ૨ રતિ, ૩ અરતિ, ૪ ભય, ૫ શોક, ૬ દુગંછા, એવં સર્વે મળી ૨૭ પ્રકૃતિને ક્ષયોપશમાવે, તેવારે દ્રવ્યે ક્ષેત્રે કાલે ભાવે નોકારસી આદિ છમાસી વરસી તપ જાણે સરદહે પરૂપે ને ફરસે, તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના નમસ્કાર કરીને શ્રી ભગવંતને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તે વારે શ્રી ભગવંતે કહ્યું, જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો ત્રીજે ભવે મોક્ષ જાય. ઈહાં સુક્ષ્મ માત્ર સંજલનો લોભ રહ્યો છે, તેથી સુક્ષ્મ સંપરાય એવું નામ દીધું છે.

**અગ્યારમું ઉપશાંત મોહ ગુણઠાણું તેનું લક્ષણ**—૨૮ પ્રકૃતિને ઉપશમાવે, તે ૨૭ પ્રકૃતિ પૂર્વે કહી તે અને ૧ સંજલનો લોભ, એવ ૨૮ મોહનીય કર્મની પ્રકૃતિને ઉપશમાવે, સર્વથા ઢાંકે, તેવારે દ્રવ્યે ક્ષેત્રે કાલે ભાવે નોકારસી આદિ છમાસી વરસી તપ જાણે સરદહે પરૂપે ફરસે, તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માનમોડી વંદના નમસ્કાર કરીને શ્રી ભગવંતને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તેવારે શ્રી ભગવંતે કહ્યું, પડવાઈ ગુણઠાણો છે, પડે તો દશમે ગુણઠાણે આવે, અને જો કાળ કરે તો પાંચ અનુત્તર વિમાનમાં ઉપજે.

**બારમું ક્ષીણ મોહ ગુણઠાણું તેનું લક્ષણ**—૨૮ પ્રકૃતિને સર્વથા ખપાવે, ક્ષપક શ્રેણી, ક્ષાયક ભાવ, ક્ષાયક સમકિત, ક્ષાયક જથાખ્યાત ચારિત્ર, તેવારે દ્રવ્યે ક્ષેત્રે કાલે ભાવે નોકારસી આદિ છમાસી વરસી તપ જાણે સરદહે પરૂપે ને ફરસે, તે વિષે શ્રી ગૌતમ સ્વામીએ હાથ જોડી માન મોડી વંદના નમસ્કાર કરીને શ્રી ભગવંતને પુછ્યું, સ્વામીનાથ તેને શું ગુણ થયો ? તેવારે શ્રી ભગવંતે કહ્યું, બારમે ગુણઠાણે અપડવાઇ થયો, પડવાનો ભય ટળ્યો. બારમેથી અવશ્યમેવ તેરમે જાય, બોલ દશ લઇ જાય, તે ૧ અશરીરી, ૨

સજોગી, ૩ સલેશી, ૪ શુકલલેશી, ૫ ક્ષાયક સમકિત, ૬ જથાખ્યાત ચારિત્ર, ૭ પંડીતવીર્ય, ૮ શુકલ ધ્યાન, ૯ કેવળ જ્ઞાન, ૧૦ કેવળ દર્શન. તેરમેથી ચઉદમે ગુણઠાણે જાય, ત્યાં બોલ સાત લઇ જાય, તે ૧ સશરીરી, ૨ ક્ષાયક સમકિત, ૩ જથાખ્યાત ચારિત્ર, ૪ પંડિતવીર્ય, ૫ શુકલ ધ્યાન, ૬ કેવળજ્ઞાન, ૭ કેવળ દર્શન. ચઉદમા ગુણઠાણાથી મોક્ષ જાય, ત્યાં બોલ ત્રણ લઇ જાય, તે ૧ ક્ષાયક સમકિત, ૨ કેવળ જ્ઞાન, ૩ કેવળદર્શન. ઇતિ ત્રણ દ્વાર સમાપ્ત.

## ચોથો સ્થિતિ દ્વાર.

**પહેલા ગુણઠાણાની સ્થિતિના ૩ ભેદ.** ૧ અણાદીયા ને અપજ્જવસીયા, તે અભવ્ય જીવ આશ્રી આદિ અંત નથી. ૨ અણાદીયા ને સપજ્જવસીયા, તે ભવ્ય જીવ આશ્રી આદિ નથી, પણ અંત છે. ૩ સાદિયા ને સપજ્જવસીયા, તે સમકિત પડવાઈ જીવ આશ્રી આદિ છે અને અંત પણ છે, તેની સ્થિતિ જઘન્ય અંતરમુહુર્તની, ઉત્કૃષ્ટી અર્ધ પુદગલ પરાવર્તન દેશેઉણી. **બીજા ગુણઠાણાની સ્થિતિ** જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટી ૬ આવલીકા ને ૭ સમયની. **ત્રીજા ગુણઠાણાની સ્થિતિ** જઘ૦ ઉ૦ અંતરમુહુર્તની, **ચોથા ગુણઠાણાની સ્થિતિ** જઘ૦ અંતર મુહુર્તની ઉ૦ ૬૬ સાગરોપમ ઝાઝેરાની, **પાંચમાં ગુણઠાણાની સ્થિતિ** જઘ૦ અંતર મુહુર્તની, ઉ૦ દેશેઉણી ક્રોડ પુર્વની. **છઠા ણઠાણાની સ્થિતિ** જઘ૦ ૧ સમયની, ઉ૦ દેશેઉણી ક્રોડ પુર્વની, **ાતમાથી અગીયારમા ગુણઠાણા સુધીની સ્થિતિ** જઘ૦ ૧ સમયની, ઉ૦ અંતરમુહુર્તની, **બારમા ગુણઠાણાની સ્થિતિ** જઘ૦ ઉ૦ અંતર મુહુર્તની, **તેરમા ગુણઠાણાની સ્થિતિ** જઘ૦ અંતર મુહુર્તની, ઉ૦ દેશેઉણી ક્રોડ પુર્વની, **ચઉદમા ગુણઠાણાની સ્થિતિ** પાંચ લઘુ અક્ષરની અ ઈ ઉ ઋ લૃ બોલવા પ્રમાણે જાણવી. ઇતિ ચોથો સ્થિતિ દ્વાર સમાપ્ત.

## પાંચમો ક્રિયા દ્વાર

પહેલે ને ત્રીજે ગુણઠાણે ક્રિયા ૨૪ લાભે, તે ૨૫માંથી ઇરિયા વહીયા ક્રિયા વરજીને, બીજે ને ચોથે ગુણ૦ ૨૩ ક્રિયા લાભે, ઇરીયા વહિયા ને મિથ્યાત્વની એ બે વરજી ને. પાંચમે ગુણઠાણે ૨૨ ક્રિયા લાભે તે ૧ મિથ્યાત્વ, ૨ અવરતિ, ને ૩ ઇરિયા વહીયા એ ૩ વરજીને, છઠ્ઠે ગુણ૦ ૨ ક્રિયા-૧ આરંભીયા, ૨ માયાવત્તિયા, સાતમે ગુણઠાણેથી તે દશમા ગુણઠાણા સુધી ૧ માયાવત્તિયા ક્રિયા લાભે. અગીયારમે બારમે તેરમે ગુણઠાણે ૧ ઇરિયાવહીયા ક્રિયા લાભે, ચઉદમે ગુણઠાણે કોઈ ક્રિયા લાભે નહિ. ઇતિ પાંચમો ક્રિયાદ્વાર સમાપ્ત.

## છઠો ત્તા દ્વાર.

પહેલા ગુણઠાણાથી તે અગીઆરમા ગુણઠાણા સુધી આઠ કર્મની સત્તા, બારમે સાત કર્મની સત્તા, તે મોહનીય કર્મ વર્જિને. તેરમે ચઉદમે ગુણઠાણે ચાર કર્મની સત્તા--૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, અને ૪ ગોત્ર. ઇતિ છઠ્ઠો સત્તાદ્વાર સમાપ્ત.

## સાતમો બંધદ્વાર

પહેલા ગુણઠાણાથી તે આઠમા ગુણઠાણા સુધી, તેમાં ત્રીજું વર્જિને પ્રતિપુર્ણ ૮ કર્મ બાંધે અને જો ૭ બાંધે તો આયુષ્ય વર્જિને, ત્રીજે ને નવમે ગુણઠાણે આયુષ્ય વર્જિને સાત કર્મ બાંધે, દશમે ગુણઠાણે ૭ કર્મ બાંધે, તે ૧ આયુષ્ય, ને ૨ મોહમીય એ બે વર્જિને, અગીઆરમે બારમે તેરમે ગુણઠાણે એક સાતાવેદનીય કર્મ બાંધે, ચઉદમે ગુણઠાણે અબંધક. ઇતિ સાતમો બંધદ્વાર સમાપ્ત.

## આઠમો વેદદ્વાર અને નવમો ઉદયદ્વાર

પહેલા ગુણઠાણાથી તે દશમા ગુણઠાણા સુધી ૮ કર્મ વેદે, ને ૮ નો ઉદય છે. અગીઆરમે બારમે સાત કર્મ વેદે ને ૭નો ઉદય છે ને મોહનીય વર્જિને. તેરમે ચઉદમે ગુણઠાણે ૪ કર્મ વેદે ને ૪ નો

ઉદય, તે ૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, ૪ ગોત્ર. ઇતિ આઠમો નવમો દ્વાર સમાપ્ત.

## દશમો ઉદીરણા દ્વાર.

પહેલા ગુણઠાણાથી તે નવમા ગુણઠાણા સુધી પ્રતિપુર્ણ ૮ કર્મની ઉદીરણા કરે, ૭ની કરે તો આયુષ્ય વર્જિને, ૬ની કરે તો ૧ આયુષ્યને, ૨ વેદનીય એવં બે વર્જિને, દશમે ગુણ ૬ની કરે તો ૧ આયુષ્ય, ૨ વેદનીય એવં એ વર્જિને, અને ૫ ની કરે તો ૧ આયુષ્ય ૨ વેદનીય અને ૩ મોહનીય, એવં ૩ વર્જિને. અગીયારમે ગુણ૦ ૫ની કરે, તે ઉપર મુજબ ૩ વર્જિને. બારમે તેરમે ગુણઠાણે ૨ ની કરે, તે ૧ નામ, અને ૨ ગોત્રની. ચઉદમે ઉદીરણા નથી. ઇતિ દશમો ઉદીરણાદ્વાર સમાપ્ત.

## અગ આરમો નિર્જરાદ્વાર.

પહેલા ગુણઠાણથી તે અગીઆરમા ગુણઠાણા સુધી ૮ કર્મ નિર્જરે, બારમે ૭ કર્મ નિર્જરે તે મોહનીય વરજીને, તેરમે ચઉદમે ગુણઠાણે ૪ કર્મ નિર્જરે, તે ૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, અને ૪ ગોત્ર. ઇતિ અગીઆરમો નિર્જરાદ્વાર સમાપ્ત.

## બારમો ાવદ્વાર.

પહેલાથી તે સાતમા ગુણઠાણા સુધી ૩ ભાવ તે ૧ ઉદય ૨ ક્ષયોપશમ, ને ૩ પરિણામીક. આઠમાથી તે અગીઆરમા ગુણઠાણા સુધી ઉપશમ શ્રેણી આશ્રી ૪ ભાવ, તે ૧ ઉદય, ૨ ઉપશમ, ૩ ક્ષયોપશમ, ૪ પરિણામીક. આઠામાથી તે બારમા ગુણઠાણા સુધી તેમાં અગીઆરમો ગુણઠાણો વર્જિને શેષ ચાર ગુણઠાણામા ક્ષપક શ્રેણી આશ્રી ૪ ભાવ, તે ઉદય, ૨ ક્ષાયક, ૩ ક્ષયોપશમ, ૪ પરિ-ણામીક. તેરમે ચઉદમે ગુણઠાણે ૩ ભાવ, તે ૧ ઉદય, ૨ ક્ષાયક, ને ૩ પરિણામીક; સિદ્ધમાં બે ભાવ ૧ ક્ષાયક ૨ પરિણામીક. ઇતિ બારમો ભાવદ્વાર સમાપ્ત.

## તેરમો કારણદ્વાર

કારણ પાંચ કર્મબંધના, ૧ મિથ્યાત્વ, ૨ અવિરિત, ૩ પ્રમાદ, ૪ કષાય, ને ૫ જોગ. પહેલે ત્રીજે ગુણઠાણે પાંચ કારણ લાભે, બીજે ચોથે ગુણઠાણે મિથ્યાત્વ વર્જિને બાકી ચાર કારણ લાભે, પાંચમે છઠે ગુણઠાણે ત્રણ કારણ તે ૧ પ્રમાદ, ૨ કષાય, ને ૩ જોગ. સાતમાથી અગીઆરમા ગુણઠાણા સુધી બે કારણ, ૧ કષાય, ૨ જોગ. બારમે તેરમે ગુણઠાણે એક કારણ ૧ જોગ. ચઉદમે ગુણઠાણે કોઈ કારણ નથી. ઇતિ તેરમો કારણદ્વાર સમાપ્ત.

## ચઉદમો પરિસહ દ્વાર

પહેલાથી નવમા ગુણઠાણા સુધી ૨૨ પરિસહ લાભે તેમાં એક સમયે ૨૦ વેદે, તે ટાઢનો ત્યા તાપનો નહિ, અને તાપનો ત્યા ટાઢનો નહિ, ચાલવાનો ત્યાં બેસવાનો નહિ, અને બેસવાનો ત્યાં ચાલવાનો નહિ. દશમે અગીઆરમે ને બારમે ગુણઠાણે ૧૪ પરિસહ લાભે, તે ૮ પરિસહ જે મોહનીય કર્મતે ઉદય હતા તે વર્જ્યા તે કહે છે. ૧ અચેલનો, ૨ અરતિનો, ૩ સ્ત્રીનો, ૪ બેસવાનો, ૫ આક્રોશ વચનનો, ૬ જાચવાનો, ૭ સત્કાર પુરસ્કારનો એ ૭ ચારિત્ર મોહનીય કર્મને ઉદયે હતા તે અને ૮ મો દસણ પરિસહ દર્શન મોહનીયને ઉદયે હતો તે, એ ૮ વર્જિને શેષ ૧૪ રહ્યા; તે માંહેલા ૧ સમયે ૧૨ વેદે, ટાઢનો ત્યા તાપનો નહિ, અને તાપનો ત્યા ટાઢનો નહિ, ચાલવાનો ત્યાં સ્થાનકનો નહિ, અને સ્થાનકનો ત્યાં ચાલવાનો નહિ. તેરમે ચઉદમે ગુણઠાણે ૧૧ પરિસહ લાભે, પુર્વે ૧૪ કહ્યા તેમાંથી ૧ પ્રજ્ઞાનો, ૨ અજ્ઞાનનો ને ૩ અલાભનો એ ૩ વર્જિને શેષ ૧૧ પરિષહ એકજ વેદનીય કર્મને ઉદયે છે. તેમાંથી એક સમયે ૯ વેદે, તે ટાઢનો ત્યાં તાપનો નહિ, અને તાપનો ત્યાં ટાઢનો નહિ, ચાલવાનો ત્યાં સેજાનો નહિ, અને સેજાનો ત્યાં ચાલવાનો નહિ. ઇતિશ્રી ચઉદમો પરિસહ દ્વાર સમાપ્ત.

## પંદરમો માર્ગણા દ્વાર.

પહેલે ગુણઠાણે માર્ગણા ૨ ત્રીજે ચોથે જાય. બીજે ગુણ૦ માર્ગણા ૧ પહેલે આવે. ત્રીજે ગુણ ૦ માર્ગણા ૨ પહેલે આવે, અથવા ચોથે જાય. ચોથે ગુણ૦ માર્ગણા ૫ પડે તો નીચે ત્રણ, અને ચડે તો પાંચમે ને સાતમે જાય. પાંચમે ગુણઠાણે માર્ગણા ૫ પડે તો નીચે ચાર, અને ચડે તો સાતમે જાય. છઠ્ઠે ગુણ૦ માર્ગણા ૬ પડે તો નીચે પાંચ અને ચડે તો સાતમે જાય. સાતમે ગુણ૦ માર્ગણા ૩ પડે તો છઠ્ઠે ને ચોથે, અને ચડે તો આઠમે જાય. આઠમે ગુણ૦ માર્ગણા ૩ પડે તો સાતમે ને ચોથે, અને ચડે તો નવમે જાય. નવમે ગુણ૦ માર્ગણા ૩ પડે તો આઠમે ને ચોથે, અને ચડે તો દશમે જાય, દશમે ગુણ૦ માર્ગણા ૪ પડે તો નવમે ને ચોથે અને ચડે તો અગીઆરમે ને બારમે જાય. અગીઆરમે ગુણ૦ માર્ગણા ૨ દશમે આવે, અને કાળ કરે તો અનુત્તરવિમાને જાય. એટલે ચોથે આવે, પણ ચડવું નથી. બારમે ગુણ૦ માર્ગણા૦ ૧ તેરમે ગુણઠાણે જાય. તેરમે ગુણ૦ માર્ગણા ૧ ચઉદમે જાય. ચઉદમે ગુણઠાણે એકે નથી, મોક્ષ જાય. ઇતિશ્રી પંદરમો માર્ગણા દ્વાર સમાપ્ત.

## સોળમો આત્મા દ્વાર.

આત્મા ૮ નાં નામ—૧ દ્રવ્ય આત્મા, ૨ કષાય આત્મા, ૩ જોગ આત્મા, ૪ ઉપયોગ આત્મા, ૫ જ્ઞાન આત્મા, ૬ દર્શન આત્મા, ૭ ચારિત્ર આત્મા, ૮ વિર્ય આત્મા. પહેલે ત્રીજે ગુણ૦ ૬ આત્મા તે આઠમાંથી ૧ જ્ઞાન, ૨ ચારિત્ર, એવં બે વર્જિને. બીજે ચોથે ગુણ૦ ૭ આત્મા, તે આઠમાંથી ૧ ચારિત્ર આત્મા વર્જિને. પાંચમે ગુણ૦ દેશવિરતિ ચારિત્રઆશ્રી ૮ આત્મા લાભે. છઠ્ઠાથી અગીઆરમા ગુણ૦ સુધી ૮ આત્મા લાભે. બારમે તેરમે ગુણ૦ ૭ આત્મા લાભે, તે આઠમાંથી ૧ કષાય વર્જિને. ચઉદમે ગુણ૦ ૬ આત્મા લાભે, તે આઠમાંથી ૧ કષાય, ને ૨ જોગ, એવં બે વર્જિને. મોક્ષમાં ૪

આત્મા, ૧ જ્ઞાન આત્મા, ૨ દર્શન આત્મા, ૩ દ્રવ્ય આત્મા, ૪ ઉપયોગ આત્મા, ઇતિશ્રી સોળમો આત્માદ્વાર સમાપ્ત.

## સતરમો જીવના ભેદ દ્વાર.

પહેલે ગુણઠાણે ૧૪ ભેદ લાભે, બીજે ગુણ૦ ૬ ભેદ લાભે, તે ૧ એઇંદ્રિ, ૨ તેઇંદ્રિ, ૩ ચૌઇંદ્રિ, ૪ અસંજ્ઞી તિર્યંચ પંચેદ્રિ, એ ૪ ના અપ્રજાપ્તા, અને સંજ્ઞી પચેંદ્રિના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, એવં ૬ ભેદ લાભે. ત્રીજે ગુણ૦ ૧ સંજ્ઞીપંચેંદ્રિનો પ્રજાપ્તો લાભે, ચોથે ગુણ૦ ૨ ભેદ લાભે, સંજ્ઞીપંચેદ્રિનો ૧ અપ્રજાપ્તો ને ૨ પ્રજાપ્તો, પાંચમા ગુણઠાણાથી તે ચઉદમા ગુણ૦ સુધી ૧ સંજ્ઞીપંચેંદ્રિનો પ્રજાપ્તો લાભે. ઇતિશ્રી સતરમો જીવના ભેદ દ્વાર સમાપ્ત.

## અઢારમો જોગ દ્વાર.

પહેલે બીજે ને ચોથે ગુણઠાણે જોગ ૧૩ લાભે, તે ૧ આહારક, ૨ આહારકનો મિશ્ર વર્જિને. ત્રીજે ગુણ૦ ૧૦ જોગ લાભે, ૪ મનનાં, ૪ વચનનાં, ૧ ઉદારિકનો, ૧ વિક્રયનો, એવં ૧૦ લાભે. પાંચમે ગુણ૦ ૧૨ જોગ લાભે, તે ૧ આહારક, ૨ આહારકનો મિશ્ર, ને ૩ કાર્મણ કાયજોગ એવં ૩ વર્જિને. છઠ્ઠે ગુણ૦ ૧૪ જોગ લાભે, તે ૧ કાર્મણકાય જોગ વર્જિને. સાતમે ગુણ૦ ૧૧ જોગ લાભે ૪ મનનાં, ૪ વચનનાં, ૧ ઉદારિક, ૧ વિક્રય, ૧ આહારક, એવ ૧૧ જોગ લાભે. આઠમાથી બારમા ગુણઠાણા સુધી ૯ જોગ લાભે, ૪ મનનાં, ૪ વચનનાં, ૧ ઉદારિક, એવં ૯ જોગ લાભે. તેરમે ગુણ૦ જોગ ૭ લાભે તે ( બે મનનાં ) ૧ સત્યમન, ૨ વ્યવહારમન, ( બે વચનનાં ) ૩ સત્યવચન, ૪ વ્યવહારવચન, ૫ ઉદારિક, ૬ ઉદારિકનો મિશ્ર, ૭ કાર્મણકાય જોગ, એવ ૭ લાભે. ચઉદમે ગુણ૦ જોગ નથી. ઇતિશ્રી અઢારમો જોગદ્વાર સમાપ્ત.

## ઓગણીશમો ઉપયોગ દ્વાર.

ઉપયોગ ૧૨ છે તેમાંથી પહેલે ને ત્રીજે ગુણ૦ ૬ ઉપયોગ,

તે ૩ અજ્ઞાન, ને ૩ દર્શન, એવં ૬. બીજે, ચોથે, પાંચમે ગુણ૦ ૬ ઉપયોગ, તે ૩ જ્ઞાન, ને ૩ દર્શન, એવં ૬. છઠ્ઠાથી તે બારમા ગુણ૦ સુધી ૭ ઉપયોગ લાભે, તે ૪ જ્ઞાન, ને ૩ દર્શન, એવં ૭ ઉપયોગ. તેરમે ચઉદમે ગુણઠાણે તથા સિદ્ધમાં ૨ ઉપયોગ લાભે, ૧ કેવળ જ્ઞાન, ને ૨ કેવળદર્શન. ઇતિ શ્રી ઓગણીશમો ઉપયોગ દ્વાર સમાપ્ત.

## વીસમો લેશા દ્વાર.

પહેલાથી છઠ્ઠા ગુણઠાણા સુધી ૬ લેશા લાભે, સાતમે ગુણ૦ ઉપલી ૩ લેશા, ૧ તેજુ, ૨ પદ્મ, ને ૩ શુકલલેશા, આઠમાથી બારમા ગુણ૦ સુધી ૧ શુકલ લેશા લાભે, તેરમે ગુણ૦ ૧ પરમ શુકલલેશા, ચઉદમે ગુણ૦ લેશા નથી. ઇતિ શ્રી વીસમો લેશા દ્વાર સમાપ્ત.

## એકવીસમો ારિત્ર દ્વાર.

પહેલાથી તે ચોથા ગુણઠાણા સુધી કોઇ ચારિત્ર નથી. પાંચમે ગુણઠાણે દેશથી સામાયક ચારિત્ર છે. છઠ્ઠે સાતમે ગુણઠાણે ૩ ચારિત્ર લાભે, ૧ સામાયક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનીય ચારિત્ર, ૩ પરિહાર વિશુદ્ધ ચરિત્ર, એ ૩ લાભે. આઠમે નવમે ગુણઠાણે ૨ ચારિત્ર લાભે, ૧ સામાયક, ૨ છેદોપસ્થાપનીય. દશમે ગુણઠાણે ૧ સુક્ષ્મ સંપરાય ચારિત્ર લાભે. અગ્યારમેથી તે ચઉદમા ગુણઠાણા સુધી ૧ જથાખ્યાત ચારિત્ર લાભે. ઇતિશ્રી એકવીસમો ચારિત્ર દ્વાર સમાપ્ત.

## બાવીસમો સમકિત દ્વાર.

પહેલે ને ત્રીજે ગુણઠાણે સમકિત નથી, મિથ્યાત્વ છે. બીજે ગુણ૦ ૧ સાસ્વાદાન સમકિત છે. ચોથાથી સાતમા ગુણ૦ સુધી ૪ સમકિત લાભે, ૧ ઉપશમ, ૨ ક્ષયોપશમ, ૩ વેદક, ને ૪ ક્ષાયક. આઠમાથી અગ્યારમા ગુણ૦ સુધી ૩ સમકિત લાભે, ૧ ઉપશમ,

૨ ક્ષયોપશમ, ૩ ક્ષાયક. બારમે તેરમે ચઉદમે ગુણઠાણે તથા સિદ્ધમાં ૧ ક્ષાયક સમકિત લાભે. ઇતિશ્રી બાવીસમો સમકિત દ્વાર સમાપ્ત.

## ત્રેવીસમો અલ્પ બહુત્વ દ્વાર.

સર્વથી થોડા ૧ અગ્યારમા ગુણઠાણાવાળા, એક સમયે ઉત્કૃષ્ટા ૫૪ જીવ લાભે. ૨ તેથી બારમા ને ચઉદમા ગુણ૦ વાળા સંખેજ ગુણા, એક સમયે ઉત્કૃષ્ટા ૧૦૮ જીવ લાભે. ૩ તેથી આઠમા, નવમા, દશમા ગુણ૦ વાળા સંખ્યાત ગુણા, એક સમયે જઘન્ય બસો ઉત્કૃષ્ટા નવસો લાભે ૪ તેથી તેરમા ગુણ૦ વાળા સંખ્યાત ગુણા, એક સમયે જઘન્ય બે ક્રોડી, ઉત્કૃષ્ટા નવક્રોડી લાભે. ૫ તેથી સાતમા ગુણ૦ વાળા સંખ્યાત ગુણા, એક સમયે જઘન્ય બસેં ક્રોડી, ઉત્કૃષ્ટ નવસે ક્રોડી. ૬ તેથી છઠ્ઠા ગુણ૦ વાળા સંખ્યાત ગુણા, એક સમયે જઘન્ય બે હજાર ક્રોડી, ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડી. ૭ તેથી પાંચમાં ગુણ૦ વાળા અસંખ્યાત ગુણા, જે ભણી તેમાં તિર્યંચ શ્રાવક ભળ્યા તે માટે. ૮ તેથી બીજા ગુણ૦ વાળા અસંખ્યાત ગુણા, જે ભણી તેમાં વિગલેંદ્ર જીવ ભળ્યા. ૯ તેથી ત્રીજા ગુણ૦ વાળા અસંખ્યાત ગુણા, જે ભણી તેમાં ૪ ગતિના જીવ ભળ્યા તે માટે. ૧૦ તેથી ચોથા ગુણ૦ વાળા અસંખ્યાત ગુણા, જે ભણી તેમાં સ્થિતિ લાંબી તે માટે. ૧૧ તેથી સિદ્ધ ભગવંતજી અનંતગુણા. ૧૨ તેથી પહેલા ગુણઠાણાવાળા જીવ અનંત ગુણા, એકેંદ્રિ પ્રમુખ સર્વ મિથ્યા દૃષ્ટિ છે તે માટે. ઇતિશ્રી ત્રેવીસમો અલ્પ બહુત્વ દ્વાર સમાપ્ત.

## ઇતિશ્રી ગુણઠાણા સમાપ્ત.



# ભાવને થોકડો.



**ભાવ ૬ નાં** નામ કહે છે. ૧ ઉદય ભાવ, ૨ ઉપશમ ભાવ, ૩ ક્ષાયક ભાવ, ૪ ક્ષયોપશમ ભાવ, ૫ પરિણામીક ભાવ, ૬ સંન્નિ-વાઈ ભાવ.

**ઉદય ભાવ** તે આઠ કર્મને ઉદયે. ઉદયનિષ્પન્નના ૨ ભેદ—૧ જીવ ઉદય નિષ્પન્ન, ને ૨ અજીવ ઉદય નિષ્પન્ન. જીવ ઉદય નિષ્પન્નના ૩૩ બોલ પામે, તે ૪ ગતિ, ૬ કાય, ૬ લેશ્યા, ૪ કષાય, ૩ વેદ, એવં ૨૩ ને ૧ મિથ્યાત્વ, ૨ અજ્ઞાન, ૩ અવ્રત, ૪ અસં-ન્નીપણું, ૫ આહારકપણું, ૬ છદ્મસ્થપણું, ૭ સજોગીપણું, ૮ સંસાર પરિયટ્ટણા, ૯ અસિદ્ધ, ૧૦ અકેવળી, એવં સર્વે ૩૩ બોલ જાણવા. અજીવ ઉદય નિષ્પન્નના ૩૦ બોલ પામે તે કહે છે. ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ, ૫ શરીર, અને ૫ શરીરે પ્રણમ્યા પુદગલ એવં સર્વે ૩૦ બોલ. ઉભય મળીને ૩૩ ને ૩૦ ત્રેશઠ ભેદ ઉદય ભાવના કહ્યા.

**ઉપશમ ભાવ** તે મોહનીય કર્મને ઉપશમાવે. ઉપશમ નિષ્પન્નના ૧૧ બોલ છે—૧ ક્રોધ. ૨ માન, ૩ માયા, ૪ લોભ, એ ચારનો ઉપશમ, ૫ રાગનો ઉપશમ, ૬ દ્વેષનો ઉપશમ, ૭ દર્શન મોહનીયનો ઉપશમ, ૮ ચારિત્ર મોહનીયનો ઉપશમ, એવં ૮ પ્રકૃતિ મોહનીય કર્મની. ૯ ઉવસમીયા દંસણલદ્ધિ તે સમકિત, ૧૦ ઉવસ-મીયા ચરિત્ત લદ્ધિ, ૧૧ ઉવસમીયા અકષાય છદ્મસ્થ વિતરાગલદ્ધિ, એવં ૧૧ બોલ ઉપશમ ભાવના કહ્યા.

**ક્ષાયક ભાવ** તે આઠ કર્મને ક્ષય કરે. ક્ષાયક નિષ્પન્નની પ્રકૃતિ ૩૭ તે કહે છે. ૫ જ્ઞાનાવરણીયની, ૯ દર્શનાવરણીયની, ૨ વેદનીયની, એવં ૧૬ તથા મોહનીયની ૮ તે ૧ રાગ, ૨ દ્વેષ, ૩ ક્રોધ, ૪ માન, ૫ માયા, ૬ લોભ, ૭ દર્શન મોહનીય, ૮ ચારિત્ર મોહ-

નીય, એવં ૨૪ પ્રકૃતિ તથા ૪ આયુષ્યની, ૨ નામની, ૨ ગોત્રની, ૫ અંતરાયની, એવં સર્વે ૩૭ પ્રકૃતિને ક્ષય કરે, તેને ક્ષાયકભાવ કહીએ. તે ૯ બોલ પામે—૧ કેવળજ્ઞાન, ૨ કેવળદર્શન, ૩ અવ્યાબાધ મોક્ષનાં સુખ, ૪ ક્ષાયકસમકિત, ૫ જથાખ્યાત ચારિત્ર, ૬ અક્ષયસ્થિતિ, ૭ અમુર્તિ ગુણ, ૮ અગુરૂલઘુ ગુણ, ૯ અનંત પુરૂષાકાર પ્રાક્રમ શકિત, એવં ૯ બોલ પામે. ઇતિ ક્ષાયકભાવ સમાપ્ત.

**ક્ષયોપશમ ભાવ,** તે ૪ કર્મને ક્ષયોપશમભાવે. ક્ષયોપશમ નિષ્પન્નની પ્રકૃતિ ૩૨ તે કહે છે. તેમાં જ્ઞાનાવરણીય કર્મ ક્ષયોપશમાવે તો ૮ બોલ પામે, ૪ જ્ઞાન, ૩ અજ્ઞાન, અને સુત્રસિદ્ધાંતનું સાંભળવું એવં ૮ બોલ. દર્શનાવરણીય કર્મ ક્ષયોપશમાવે તો ૮ બોલ પામે—૫ ઇંદ્રિય, ને ૩ દર્શન તે ૧ ચક્ષુ, ૨ અચક્ષુ, ને ૩ અવધદર્શન, એવં ૮ બોલ. મોહનીય કર્મ ક્ષયોપશમાવે તો ૮ બોલ પામે—૪ ચારિત્ર પ્રથમનાં, ૧ દેશ વ્રત ચારિત્ર, ૩ દ્રષ્ટિ, એવં ૮ બોલ. અંતરાય કર્મ ક્ષયોપશમાવે તો ૮ બોલ પામે—૫ લબ્ધિ, તે ૧ દાનલબ્ધિ, ૨ લાભ લબ્ધિ, ૩ ભોગલબ્ધિ, ૪ ઉપભોગ લબ્ધિ, ૫ વિર્ય લબ્ધિ, તથા ૩ વિર્ય, તે ૧ પંડિત વિર્ય, ૨ બાલ વિર્ય, ૩ બાલપડિત વિર્ય, એવં ૮ બોલ. એવં સર્વે મળી ૩૨ બોલ ક્ષયોપશમભાવના કહ્યા.

**પાંચમો પારિણામિક ભાવ** તેના ૨ ભેદ—૧ સાદિ પરિણામીક, ૨ અનાદિ પરિણામીક. સાદિ વિણસે, અનાદિ વિણસે નહિ. સાદિઆ ને સપજ્જવસિયા ઉપજે છે ને વિનાશ થાય છે. તેના અનેક ભેદ છે. જુના સુરા—મદિરા, જુનો ગોળ, તંદુલ એ આદિ દઇને ૭૩ બોલ શ્રી ભગવતીસુત્રમાં કહેલ છે. ૨ અનાદિઆ ને અપજ્જવસિયા તે આદિ અંત નથી, તેવા ૧૦ બોલ છે. ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિ કાય, ૩ આકાશાસ્તિ કાય, ૪ પુદ્ગલાસ્તિ કાય, ૫ જીવાસ્તિકાય, ૬ કાળ, ૭ લોક, ૮ અલોક, ૯ ભવ્ય, ૧૦ અભવ્ય, એવં ૧૦ બોલ શાશ્વતા છે.

**છઠ્ઠો નિવાઈભાવ** તેનાં ભાંગા ૨૬ તેમાં ધીક સંજોગીના ૧૦ તે કહે છે. ૧ ઉદયભાવ ને ઉપશમભાવ, ૨ ઉદય ને ક્ષાયક, ૩ ઉદય ને ક્ષયોપશમ, ૪ ઉદય ને પરિણામિક, ૫ ઉપશમ ને ક્ષાયક,૬ ઉપશમ ને ક્ષયોપશમ, ૭ ઉપશમ ને પરિણામીક, ૮ ક્ષાયક ને ક્ષયો-પશમ, ૯ ક્ષાયક ને પરિણામીક, ૧૦ ક્ષયોપશમ ને પરિણામીક, એવં ૧૦ તેમાંથી ૯ મો ભાંગો સિદ્ધના જીવને લાભે, બાકી બધા શુન્ય.

ત્રીક સંજોગીના ૧૦ ભાંગા તે કહે છે. ૧ ઉદય, ઉપશમ, ને ક્ષાયક, ૨ ઉદય, ઉપશમ, ને ક્ષયોપશમ, ૩ ઉદય, ઉપશમ ને પરિ-ણામીક, ૪ ઉદય, ક્ષાયક, ને ક્ષયોપશમ, ૫ ઉદય, ક્ષાયક ને પરિણામીક, ૬ ઉદય, ક્ષયોપશમ ને પરિણામીક, ૭ ઉપશમ, ક્ષાયક, ને ક્ષયોપશમ, ૮ ઉપશમ, ક્ષાયક ને પરિણામીક, ૯ ઉપશમ ક્ષયોપશમ ને પરિણા-મીક, ૧૦ ક્ષાયક, ક્ષયોપશમ, ને પરિણામીક, એવં ૧૦ તેમાંથી ૬ઠો ભાંગો છદ્મસ્થ તથા સસારી જીવને લાભે, અને ૫ મો ભાંગો કેવળી ભગવાનને લાભે, બાકી બધા શુન્ય.

ચઉ સંજોગીના ૫ ભાંગા તે કહે છે. ૧ ઉદય, ઉપશમ, ક્ષાયક, ને ક્ષયોપશમ, ૨ ઉદય, ઉપશમ, ક્ષાયક, ને પરિણામીક, ૩ ઉદય, ઉપશમ, ક્ષયોપશમ, ને પરીણામીક, ૪ ઉદય, ક્ષાયક, ક્ષયોપશમ, ને પરિણામીક, ૫ ઉપશમ, ક્ષાયક, ક્ષયોપશમ, ને પરિણામીક, એવં ૫ તેમાંથી ૩ જો ભાંગો આઠમાથી અગીયારમા ગુણ૦ વાળા ઉપશમ શ્રેણીવાળા જીવને લાભે, અને ૪થો ભાંગો આઠમાથી બારમા ગુણ૦ સુધીના તેમાં અગ્યારમો ગુણ૦ વર્જીને, શેષ ૪ ગુણઠાણામાં ક્ષપક શ્રેણીવાળા જીવને લાભે, બાકી બધા શુન્ય.

પંચ સંજાગીનો એક ભાંગો તે ૧ ઉદય, ઉપશમ, ક્ષાયક, ક્ષયોપશમ, ને પરિણામીક. આ ભાંગો શુન્ય. એવં સર્વે મળી ૨૬ ભાંગા કહ્યા. ઇતિ શ્રી છઠ્ઠો સનિવાઈ ભાવ સમાપ્ત.

**ઇતિ શ્રી ૭ ભાવનાનો થોકડો સમાપ્ત.**

# શ્રી દ્રવ્યનો થેકડો.

૭ દ્રવ્યના ૧૧ ભેદ કહ્યા છે.

**ગાથા—૧ જીવો, ૨ પરણામો, ૩ મુત્તો, ૪ સપ્રદેશ, ૫ એગો, ૬ ખેત્તો, ૭ નિત્ય, ૮ ક્રિયા, ૯ કારણં, ૧૦ કર્ત્તા, ૧૧ સર્વમેવાપત.** એવં ૧૧ દ્વારે કરીને ગાથા ૧ કહી. તે ૧૧ દ્વાર ૭ દ્રવ્ય માથે ઉતારવા, તે છ **દ્રવ્યનાં નામ**—૧ ધર્માસ્તિકાય ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્દગલાસ્તિકાય, ૬ અદ્ધા સમયકાળ.

૧ જીવ કેટલા—જીવ એક, અને અજીવ પાંચ.

૨ પરણામીક કેટલા—જીવ, ને પુદ્દગલ ૨ પરણામીક, બાકી ચાર અપરણામીક.

૩ મુર્તિ કેટલા—પુદ્દગલ એક મુર્તિ, બાકી પાંચ અમુર્તિ.

૪ પ્રદેશી કેટલા—સપ્રદેશી પાંચ, અને એક કાળ અપ્રદેશી.

૫ એક કેટલા અથવા અનેક કેટલા—૧ ધર્મા૦ ૨ અધર્મા૦ ૩ આકા૦ ત્રણ એક, બાકી ત્રણ અનેક.

૬ ક્ષેત્રી કેટલા—ક્ષેત્રી એકજ આકાશ, બાકી પાંચ અક્ષેત્રી.

૭ નિત્ય કેટલા—નિત્ય ચાર, અને જીવ ને પુદ્દગલ, એ બે અનિત્ય છે.

૮ ક્રિયાવંત કેટલા જીવ ને પુદ્દગલ, એ બે ક્રિયા કરી રહ્યા છે. બાકી ચાર અક્રિયાવંત.

૯ કારણીક કેટલા—કારણીક પાંચ, અને એક અકારણીક.

૧૦ કર્તા કેટલા—કર્તા એકજ જીવ બાકી પાંચ અકર્તા.

૧૧ સર્વ વ્યાપક કેટલા—એક આકાશાસ્તિકાય સર્વવ્યાપક છે.

**ઇતિશ્રી ૭ દ્રવ્યનો થોકડો સમાપ્ત.**

---

# ૨૧ જાતનું ધોવણનું પાણી.

૧ લોટે ખરડયા ભાજનનું પાણી, ૨ પાનવાસી ઉકાળ્યાનું પાણી, ૩ ચોખાના ધોવણનું પાણી, ૪ તલના ધોવણનું પાણી, ૫ તુષના ધોવણનું પાણી, ૬ જવના ધોવણનું પાણી, ૭ પાતળા ઓસામણનું પાણી, ૮ કાંજી તે છાશના આછણનું પાણી, ૯ શુદ્ધ નિર્મલ ઉનું પાણી, ૧૦ આંબાના ધોવણનું પાણી, ૧૧ અંબાડાના ધોવણનું પાણી, ૧૨ કોઠના ધોવણનું પાણી, ૧૩ બીજોરાના ધોવણનું પાણી, ૧૪ દ્રાક્ષના ધોવણનું પાણી, ૧૫ દાડમના ધોવણનું પાણી, ૧૬ ખજુરના ધોવણનું પાણી, ૧૭ શ્રીફલના ધોવણનું પાણી. ૧૮ કેરાના ધોવણનું પાણી, ૧૯ બોરના ધોવણનું પાણી, ૨૦ આંબળાના ધોવણનું પાણી, ૨૧ આંબલીના ધોવણનું પાણી. એવં એકવીશ જાતનાં ધોવણનાં પાણી ઇત્યાદીક હરેક જાતનાં પાણી કે જેનો સ્વાદ ફરી જાય, અને તેની યોનિ ધ્વંસ થઈ જાય તે પાણી સાધુ મુનિરાજને લેવું કલ્પે. તે શ્રી આચારાંગજી સુત્રનો શ્રુત સ્કંધ બીજો, અધ્યયન દશમો, ઉદ્દેશા સાતમા તથા આઠમામાં કહેલ છે.

**ઇતિશ્રી ૨૧ જાતનાં ધોવણના બોલ સમાપ્ત**



# અઠાણું બોલનો બાસઠીયે.

| અનુક્રમ | અઠાણુ બોલનો અલ્પ બહુત્વ | જીવના ભેદ ૧૪ | ગુણઠાણા. ૧૪ | જોગ. ૧૫ | ઉપયોગ. ૧૨ | લેશ્યા. ૬ | દંડક ૨૪ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગર્ભજ મનુષ્ય સર્વ થકી થોડા. | ૨ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | ૧ |
| ૨ | મનુષ્યણી સંખ્યાત ગુણી. | ૨ | ૧૪ | ૧૩ | ૧૨ | ૬ | ૧ |
| ૩ | બાદર તેઉકાયા પ્રજાપ્તા અસંખ્યાત ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૪ | પાંચ અનુત્તર વિમાનના દેવતા અસં૦ ગુણા. | ૨ | ૧ ચોથો | ૧૧ | ૬ | ૧ | ૧ |
| ૫ | ઉપલી ત્રીકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ | ૧ |
| ૬ | મધ્યમ ત્રીકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ | ૧ |
| ૭ | હેઠલી ત્રીકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ | ૧ |
| ૮ | બારમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ | ૧ |

| ૯ | અગીયારમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા. | જી. ૨ | ગુ. ૪ | જો. ૧૧ | ઉ. ૯ | લે. ૧ | દં. ૧ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | દશમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ | ૧ |
| ૧૧ | નવમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ | ૧ |
| ૧૨ | સાતમી નરકના નારકી અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ મહાકૃષ્ણ | ૧ |
| ૧૩ | છઠ્ઠી નરકના નારકી અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ કૃષ્ણ | ૧ |
| ૧૪ | આઠમા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ શુકલ | ૧ |
| ૧૫ | સાતમા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ શુકલ | ૧ |
| ૧૬ | પાંચમી નરકના નારકી અસંખ્યાત ગુણા | ૨ | ૪ | ૧૧ | ૯ | ૨ નીલકૃષ્ણ | ૧ |
| ૧૭ | છઠ્ઠા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ શુકલ | ૧ |
| ૧૮ | ચોથી નરકના નારકી અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ નિલ | ૧ |
| ૧૯ | પાંચમા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ પદ્મ | ૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦ | ત્રીજી નરકના નારકી અસંખ્યાત ગુણા. | જી ૨ | ગુ. ૪ | જો. ૧૧ | ઉ. ૯ | ૨ કાપુત નીલ | દં. ૧ |
| ૨૧ | ચોથા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ પદ્મ | ૧ |
| ૨૨ | ત્રીજા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ પદ્મ | ૧ |
| ૨૩ | બીજી નરકના નારકી અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ કાપુત | ૧ |
| ૨૪ | સંમુર્છિમ મનુષ્ય અસંખ્યાત ગુણા' | ૧ | ૧ | ૩ | ૪ | ૩ | ૧ |
| ૨૫ | બીજા દેવલોકના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ તેજુ | ૧ |
| ૨૬ | બીજા દેવલોકની દેવી સંખ્યાત ગુણી | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ તેજુ | ૧ |
| ૨૭ | પહેલા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ તેજુ | ૧ |
| ૨૮ | પહેલા દેવલોકની દેવી સંખ્યાત ગુણી. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ તેજુ | ૧ |
| ૨૯ | ભવનપતિના દેવતા અસંખ્યાત ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૪ પ્રથમની | ૧૦ |
| ૩૦ | ભવનપતિની દેવી સંખ્યાત ગુણી. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૪ પ્રથમની | ૧૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | પહેલી નરકના નારકી અસંખ્યાત ગુ ા. | જી ૨ | ગુ. ૪ | જો. ૧૧ | . ૯ | ૧ કાપુત | ૧ |
| ૩૨ | ખેચર પુરૂષ અસંખ્યાત ગુણા. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૩૩ | ખેચરની સ્ત્રી સંખ્યાત ગુણી | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૩૪ | થળચર પુરૂષ સંખેજ ગુણા. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૩૫ | થળચરની સ્ત્રી સંખેજ ગુણી. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૩૬ | જળચર પુરૂષ સંખેજ ગુણા. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૩૭ | જળચરની સ્ત્રી સંખેજ ગુણી. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૩૮ | વાણવ્યંતર દેવતા સંખેજ ગુણી. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૪ પ્રથમની | ૧ |
| ૩૯ | વાણવ્યંતરની દેવી સંખેજ ગુણી. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૪ | ૧ |
| ૪૦ | જ્યોતિષી દેવતા સંખેજ ગુણા. | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ તેજુ | ૧ |
| ૪૧ | જ્યોતિષીની દેવી સંખેજ ગુણી | ૨ | ૪ | ૧૧ | ૯ | ૧ તેજુ | ૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૨ | ખેચર નપુંસક સંખેજ ગુણા. | જી. ૨ | ગુ. ૫ | જો. ૧૩ | ઉ. ૯ | લે. ૬ | હં. ૧ |
| ૪૩ | થળચર નપુંસક સંખેજ ગુણા. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૪૪ | જળચર નપુંસક સંખેજ ગુણા. | ૨ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૧ |
| ૪૫ | ચૌઇંદ્રિ પ્રજાપ્તા સંખેજ ગુણા. | ૧ | ૧ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪૬ | પંચેદ્રિ પ્રજાપ્તા વિશેષાહીયા. | ૨ | ૧૨ | ૧૪ | ૧૦ | ૬ | ૧૬ |
| ૪૭ | બેઇંદ્રિ પ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૧ |
| ૪૮ | તેઇંદ્રિ પ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૧ |
| ૪૯ | પંચેંદ્રિ અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૨ | ૩ | ૫ | ૯ | ૬ | ૧૬ |
| ૫૦ | ચૌઇંદ્રિ અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૨ | ૩ | ૬ | ૩ | ૧ |
| ૫૧ | તેઇંદ્રિ અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૨ | ૩ | ૫ | ૩ | ૧ |
| ૫૨ | બેઇંદ્રિ અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૨ | [illegible] | ૫ | ૩ | ૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫૩ | પ્રત્યેક શરીરી બાદર વનસ્પતિ કાયના પ્રજાપ્તા અસંખેજ ગુણા. | જી. ૧ | ગુ. ૧ | જો. ૧ | . ૩ | લે. ૩ | દં. ૧ |
| ૫૪ | બાદર નિગોદના શરીર પ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૫૫ | બાદર પૃથ્વી કાયના પ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૫૬ | બાદર અપકાયના પ્રજાપ્તા અસંખેજ ગુણા. | ન | ૧ | ૪ | ૩ | ૩ | ૧ |
| ૫૭ | બાદર વાઉકાયના પ્રજાપ્તા અશંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૫૮ | બાદર તેઉકાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૫૯ | બાદર પ્રત્યેક શરીરી વનસ્પતિ કાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૬૦ | બાદર નિગોદના શરીર અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૬૧ | બાદર પૃથ્વી કાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ |
| ૬૨ | બાદર અપકાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ |
| ૬૩ | બાદર વાઉકાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |

| | | જી. | ગુ. | જો | ઉ. | લે | દં. |
|---|---|---|---|---|---|---|---|
| ૬૪ | સુક્ષ્મ તેઉકાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૬૫ | સુક્ષ્મ પૃથ્વીકાયના અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૬૬ | સુક્ષ્મ અપકાયના અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૧ |
| ૬૭ | સુક્ષ્મ વાઉકાયના અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૬૮ | સુક્ષ્મ તેઉકાયના પ્રજાપ્તા સંખેજ ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૬૯ | સુક્ષ્મ પૃથ્વીકાયના પ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૭૦ | સુક્ષ્મ અપકાયના પ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૭૧ | સુક્ષ્મ વાઉકાયના પ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૭૨ | સુક્ષ્મ નિગોદના શરીર અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૭૩ | સુક્ષ્મ નિગોદના શરીર પ્રજાપ્તા સંખેજ ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૭૪ | અભવ્ય જીવ અનંત ગુણા. | ૧૪ | ૧ | ૧૩ | ૬ | ૬ | ૨૪ |

| | | જી. ૧૪ | ગુ. ૧ | જો. ૧૩ | ઉ. ૬ | લે. ૬ | દં. ૨૪ |
|---|---|---|---|---|---|---|---|
| ૭૫ | સમકિત પડવાઈ જીવ અનંત ગુણા. | | | | | | |
| ૭૬ | સિદ્ધ ભગવાન અનંત ગુણા. | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ |
| ૭૭ | બાદર વનસ્પતિકાયના પ્રજાપ્તા અનંત ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૭૮ | બાદર પ્રજાપ્તા વિશેષાહીયા, | ૬ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | ૨૪ |
| ૭૯ | બાદર વનસ્પતિ કાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા | ૧ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ |
| ૮૦ | બાદર અપ્રજાપ્તા વિશેષાહીયા, | ૬ | ૩ | ૫ | ૯ | ૬ | ૨૬ |
| ૮૧ | સમુચ્ચય સર્વ બાદર વિશેષાહીયા. | ૧૨ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | ૨૪ |
| ૮૨ | સુક્ષ્મ વનસ્પતિકાયના અપ્રજાપ્તા અસંખેજ ગુણા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| ૮૩ | સુક્ષ્મ અપ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૫ |
| ૮૪ | સુક્ષ્મ વનસ્પતિકાયના પ્રજાપ્તા સંખેજ ગુણા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ |
| ૮૫ | સુક્ષ્મ પ્રજાપ્તા વિશેષાહીયા. | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૫ |
| ૮૬ | સમુચ્ચય સર્વ ક્ષ્મ વિશેષાહીયા | ૨ | ૧ | ૩ | ૩ | ૩ | ૫ |

| [illegible] જીવ વિશેષાધીયા. | જી. ૧૪ | ગ. ૧૪ | જો. ૧૫ | ઉ. ૧૨ | લે. ૬ | દં ૨૪ |
|---|---|---|---|---|---|---|
| [illegible] જીવ વિશેષાધીયા. | ૪ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ |
| [illegible] જીવ વિશેષાધીયા | ૪ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ |
| ૫૦ [illegible] જીવ વિશેષાધીયા. | ૪ | ૧ | ૫ | ૩ | ૪ | ૫ |
| ૫૧ નિર્ગ્રંથ [illegible] જીવ વિશેષાધીયા, | ૧૪ | ૫ | ૧૩ | ૯ | ૬ | ૯ |
| ૫૨ મિથ્યાત્વી જીવ વિશેષાધીયા | ૧૪ | ૧ | ૧૩ | ૬ | ૬ | ૨૪ |
| ૫૩ અવિરત જીવ વિશેષાધીયા. | ૧૪ | ૪ | ૧૩ | ૯ | ૬ | ૨૪ |
| ૫૪ સકષાઇયા જીવ વિશેષાધીયા | ૧૪ | ૧૦ | ૧૫ | ૧૦ | ૬ | ૨૪ |
| ૫૫ છદ્મસ્થ જીવ વિશેષાધીયા. | ૧૪ | ૧૨ | ૧૫ | ૧૦ | ૬ | ૨૪ |
| ૫૬ સજોગી જીવ વિશેષાધીયા. | ૧૪ | ૧૩ | ૧૫ | ૧૨ | ૬ | ૨૪ |
| ૫૭ સંસારી જીવ વિશેષાધીયા | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | ૨૪ |
| ૫૮ સર્વ જીવ વિશેષાધીયા. | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | ૨૪ |

ઇતિશ્રી અઠાણું બોલનો બા ઠીઆ સમાસ.

# શ્રી પચીશ ક્રિયા.

૧ **કાઇયા ક્રિયા** તેના બે ભેદ, ૧ અણુવરય કાઇયિા, ૨ દુપઉત્ત કાઇયિા.

૧ અણુવરયકાઇયિા તે આ શરીર પાપ થકી નિવર્તે નહિ તેની ક્રિયા લાગે.

૨ દુપઉત્તકાઇયિા, તે દુષ્ટ પ્રયોગે શરીર પ્રવર્તે તેની ક્રિયા લાગે.

૨ **અહિગરણિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ સંજોજનાહિગરણિયા, ૨ નિવ્વતણાહિગરણિયા.

૧ સંજોજનાહિગરણિયા, તે ખડ્ગ મુશલ શસ્ત્રાદિક પ્રવર્તાવે તેની ક્રિયા લાગે.

૨ નિવ્વતણાહિગરણિયા તે નવા અધિકરણ શસ્ત્રાદિક મેળવે તેની ક્રિયા લાગે.

૩ **પાઉસિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ પાઉસિયા, ૨ અજીવ પાઉસિયા.

૧ જીવ પાઉસિયા તે જીવ ઉપર દ્વેષ કરે તેની ક્રિયા લાગે.

૨ અજીવ પાઉસિયા તે અજીવ ઉપર દ્વેષ કરે તેની ક્રિયા લાગે.

૪ **પારિતાવણિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ સહથ્થ પારિતાવણિયા, ૨ પરહથ્થ પારિતાવણિયા.

૧ સહથ્થ પારિતાવણિયા તે પોતાને હાથે, પોતાને તથા પરને પરિતાપના ઉપજાવે તેની ક્રિયા લાગે.

૨ પરહથ્થ પારિતાવણિયા તે પરના હાથે, પોતાને તથા પરને, પરિતાપના ઉપજાવે તેની ક્રિયા લાગે.

૫ **પાણાઇવાઇયા ક્રિયા** તેના બે ભેદ. ૧ સહથ્થ પાણાઇવાઇયા, ૨ પરહથ્થ પાણાઇવાઇયા.

૧ સહથ્થ પાણાઇવાઇયા તે પોતાને હાથે, પોતાના તથા પરના પ્રાણ હરે તેની ક્રિયા.

૨ પરહથ્થ પાણાઇવાઇયા તે પરના હાથે, પોતાના તથા પરના પ્રાણ હરે તેની ક્રિયા લાગે.

**૬ આરંભિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ આરંભિયા, ૨ અજીવ આરંભિયા.

૧ જીવ આરંભિયા તે જીવનો આરંભ કરે તેની ક્રિયા લાગે.

૨ અજીવ આરંભિયા તે અજીવનો આરંભ કરે તેની ક્રિયા લાગે.

**૭ પરિગહિયા ક્રિયા** તેના બે ભેદ. ૧ જીવ પરિગહિયા, ૨ અજીવ પરિગહિયા.

૧ જીવ પરિગહિયા તે જીવનો પરિગ્રહ મેળવે તેની ક્રિયા લાગે.

૨ અજીવ પરિગહિયા તે અજીવનો પરિગ્રહ મેળવે તેની ક્રિયા લાગે

**૮ માયાવત્તિયા ક્રિયા** તેના બે ભેદ. ૧ આયભાવવંકણયા, ૨ પરભાવવંકણયા.

૧ આયભાવવંકણયા તે પોતે અભ્યંતર વાંકાં આચરણ આચરે તેની ક્રિયા લાગે.

૨ પરભાવવંકણયા તે પરને છેતરવા વાંકાં આચરણ આચરે તેની ક્રિયા લાગે.

**૯ અપચ્ચખાણ વતિયા ક્રિયા** તેના બે ભેદ. ૧ જીવ અપચ્ચખાણ ક્રિયા, ૨ અજીવ અપચ્ચખાણ ક્રિયા.

૧ જીવ અપચ્ચખાણ ક્રિયા, તે જીવના પચ્ચખાણ નથી કર્યા માટે ક્રિયા લાગે.

૨ અજીવ અપચ્ચખાણ ક્રિયા તે અજીવ (મદિરાદિક)ના પચ્ચખાણ નથી કર્યાં તેની ક્રિયા લાગે.

**૧૦ મિચ્છાદંસણ વતિયા ક્રિયા** તેના બે ભેદ. ૧ ઉણાઇરિતે, ૨ તવાઇરિતે.

૧ ઉણાઇરિતે તે ઓછું અધિક સરદહે તથા પ્રરૂપે તેની ક્રિયા લાગે.

૨ તવાઇરિતે તે વિપરિત પરદહે તથા પ્રરૂપે તેની ક્રિયા લાગે.

**૧૧ દીઠીયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવદીઠીયા, ૨ અજીવદીઠીયા

૧ જીવદીઠીયા તે અશ્વ ગજાદિકને જોવા જેવું તેની ક્રિયા લાગે.

૨ અજીવ દીઠીયા તે ચિત્રામણાદિકને જોવા જવું તેની ક્રિયા લાગે.

**૧૨ પુઠીયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવપુઠીયા, ૨ અજીવપુઠીયા

૧ જીવ પુઠીયા તે જીવને સ્પર્શે તેની ક્રિયા લાગે.

૨ અજીવ પુઠીયા તે અજીવને સ્પર્શે તેની ક્રિયા લાગે.

**૧૩ પાડુચ્ચિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ પાડુચ્ચિયા, ૨ અજીવ પાડુચ્ચિયા.

૧ જીવ પાડુચ્ચિયા તે જીવનું માઠું વંછે, તે ઉપર ઇર્ષ્યા કરે તેની ક્રિયા લાગે.

૨ અજીવ પાડુચ્ચિયા તે અજીવનું માઠું વંછે, તે ઉપર ઇર્ષ્યા કરે તેની ક્રિયા લાગે.

**૧૪ સામંતો વણીવાઇયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ સામંતો વણીવાઇયા, ૨ અજીવ સામંતો વણીવાઇયા.

૧ જીવ સામંતો વણીવાઇયા તે જીવનો સમુદાય મેળવે તેની ક્રિયા લાગે.

૨ અજીવ સામંતો વણીવાઇયા, તે અજીવનો સમુદાય મેળવે તેની ક્રિયા લાગે.

**૧૫ સાહથ્થીયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ સાહથ્થીયા, ૨ અજીવ સાહથ્થીયા.

૧ જીવ સાહથ્થીયા તે જીવને પોતાને હાથે ઝાલી હણે તેની ક્રિયા લાગે.

૨ અજીવ સાહથ્થીયા તે ખડગાદિક ઝાલી હણે તેની ક્રિયા લાગે.

**૧૬ નેસથ્થીયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ નેસથ્થીયા, ૨ અજીવ નેસથ્થીયા.

૧ જીવ નેસથ્થીયા તે જીવને નાખી દે તેની ક્રિયા લાગે.

૨ અજીવ નેસથ્થીયા તે અજીવને નાખી દે તેની ક્રિયા લાગે.

**૧૭ આણવણિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ આણવણિયા ૨ અજીવ આણવણિયા.

૧ જીવ આણવણિયા તે જીવને મંગાવે તેની ક્રિયા લાગે.

૨ અજીવ આણવણિયા તે અજીવને મંગાવે તેની ક્રિયા લાગે.

**૧૮ વેદારણિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ જીવ વેદારણીયા, ૨ અજીવ વેદારણિયા.

૧ જીવ વેદારણિયા તે જીવને વેદારે તેની ક્રિયા લાગે.

૨ અજીવ વેદારણિયા તે અજીવને વેદારે તેની ક્રિયા લાગે.

**૧૯ અણાભોગવત્તિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ અણાઉત આયણતા, ૨ અણાઉત પમ્મજણતા.

૧ અણાઉત આયણતા તે અસાવધાનપણે વસ્ત્રાદિકનું ગ્રહવું. તેની ક્રિયા લાગે.

૨ અણાઉત પમ્મજણતા તે ઉપયોગ વિના પાત્રાદિકનું પુજવું તેની ક્રિયા લાગે.

**૨૦ અણવકંખ વત્તિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ આય· શરીર અણવકંખવતિયા, ૨ પર શરીર અણવકંખવતિયા.

૧ આયશરીર અણવકંખવતિયા તે પોતાના શરીરથી પાપ લાગે તેવાં કર્મ કરે તેની ક્રિયા લાગે.

૨ પર શરીર અણવકંખવતિયા તે પરના શરીરથી પાપ લાગે તેવાં કર્મ કરે તેની ક્રિયા લાગે.

**૨૧ પેજવતિયા ક્રિયા** તેના બે ભેદ. ૧ માયા વતિયા, ૨ લોભ વતિયા.

૧ માયાવતિયા તે માયાથી રાગ ધરે તેની ક્રિયા લાગે.

૨ લોભવતિયા તે લોભથી રાગ ધરે તેની ક્રિયા લાગે.

**૨૨ દોસવતિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ ક્રોધથી ક્રિયા લાગે, ૨ માનથી ક્રિયા લાગે.

**૨૩ પ ગવતિયા ક્રિયા** તેના ત્રણ ભેદ, ૧ મણપઉગક્રિયા, ૨ વયપઉગક્રિયા, ૩ કાયપઉગક્રિયા.

૧ મણપઉગ ક્રિયા તે મનના જોગ માઠા પ્રવર્તે તેની ક્રિયા લાગે.

૨ વયપઉગ ક્રિયા તે વચનના જોગ માઠા પ્રવર્તે તેની ક્રિયા લાગે.

૩ કાયપઉગ ક્રિયા તે કાયાના જોગ માઠા પ્રવર્તે તેની ક્રિયા લાગે.

**૨૪ સામુદાણિયા ક્રિયા** તેના ત્રણ ભેદ, ૧ અણંતર સામુદાણિયા, ૨ પરંપર સામુદાણિયા, ૩ તદુભય સામુદાણિયા.

૧ અણંતર સામુદાણિયા, તે આંતરા સહિત ક્રિયા લાગે.

૨ પરંપર સામુદાણિયા તે આંતરા રહિત ક્રિયા લાગે.

૩ તદુભય સામુદાણિયા તે આંતરા સહિત તથા રહિત ક્રિયા લાગે.

**૨૫ ઇરિયાવહિયા ક્રિયા** તેના બે ભેદ, ૧ છદ્મસ્થ, ને ૨ કેવળી. છદ્મસ્થને લાગે તથા કેવળીને ક્રિયા લાગે.

**ઇતિશ્રી પચીશ ક્રિયા સ માપ્ત.**

# શ્રી પચીશ પ્રકારનું મિથ્ય ત.

**૧ અભીગ્રહીક મિથ્યાત**—પોતાનો હઠ મુકે નહિ, ગર્ધવ પુચ્છવત્.

**૨ અણાભીગ્રહીક મિથ્યાત**—તે સર્વને દેવ ગુરૂ કરી જાણે, કોઇની પરીક્ષા જાણતો નથી, ભલા ભુંડાની ખબર નથી.

**૩ અભિ નીવેશ ક મિથ્યાત**—તે ભગવાનનો માર્ગ સાચો જાણે, પણ સરદહે નહિ, પોતાનો મત ખોટો જાણે, પણ છાંડે નહિ, તે શ્રી પાર્શ્વનાથ સ્વામીના સંતાનીયા ૭ દસાચારીની પેરે.

**૪ શંશઇક મિથ્યાત**—તે વીતરાગના વચનને વિષે, માર્ગને વિષે, સમય સમય સંશય કરે, જે એ વચન સાચો હશે કે ખોટો

હશે, એમ મનનાં શંકા આણે, શંકા વેદે.

**૫ અણાભોગ મિથ્યાત**—તે અજાણપણાને કોઈ ધર્મ કર્મની ખબર નથી, અજાણ છે તે સર્વથી નબળો છે, શા વાસ્તે જે જાણ અજાણના ભાંગા ૮ છે, તે નીચે મુજબ.

૧ સ્યાદવાદ શેરીએ કરી જૈનધર્મ જાણે નહિ, આદરે નહિ, પાળે નહિ, તે એકાંત મિથ્યાતી.

૨ જાણે નહિ, આદરે નહિ, પાલે છે, તે તાપસાદિ મિથ્યાતી.

૩ જાણે નહિ, આદરે છે, પાલે નહિ, તે દ્રવ્યલીંગી જતી.

૪ જાણે નહિ, આદરે છે, પાલે છે, તે અભવ્યાદિક મિથ્યાતી.

એવં ચાર ભાંગા મિથ્યાતીના કહ્યા, હવે ચાર ભાંગા સમકિતીના કહે છે.

૧ સ્યાદવાદ શેરીએ કરી જૈન ધર્મ જાણે છે, આદરે નહિ, પાળે નહિ, તે શ્રેણીક આદિ સમદ્રષ્ટી જીવ.

૨ જાણે છે, આદરે નહિ, પાલે છે, તે અનુત્તર વિમાનના દેવતા.

૩ જાણે છે, આદરે છે, પાલે નહિ, તે દ્રવ્ય લીંગી સાધુ–રોગીયા, ધરડા, વિગેરે.

૪ જાણે છે, આદરે છે, પાલે છે, તે સ્વલિગી ઉત્તમ સાધુ મુનીરાજ.

એવં ચાર ભાંગા સમકિતીના કહ્યા. એવં સર્વ મળી જાણ અજાણના ભાંગા આઠ જાણવા.

**૬ ધર્મને અધર્મ સરધે તો મિથ્યાત**

**૭ અધર્મને ધર્મ સરધે તો મિથ્યાત.**

**૮ જિનમાર્ગને અન્યમાર્ગ સરધે તો મિથ્યાત.**

**૯ અન્યમાર્ગને જિનમાર્ગ સરધે તો મિથ્યાત.**

**૧૦ જીવને અજીવ સરધે તો મિથ્યાત.**

**૧૧ અજીવને જીવ સરધે તો મિથ્યાત.**

**१२ ।धुने कुसाधु सरधे तो मिथ्यात.**

**१३ कु ।धुने साधु रधे तो मिथ्यात.**

**१४ मुकि ने अमुक्ति सरधे तो मिथ्यात.**

**१५ अमुक्तिने मुक्ति सरधे तो मिथ्यात.**

**१६ लोकीक मिथ्यातना** ३ भेद. १ देव, २ गुरु, ने ३ धर्म:

१ लोकीकना देव ते कोने कहीए ? ऐचरा भवानी, गोगो, आसपाल, हनुमान, गोत्रीज, ईत्यादिकने धर्म करी जाणे तेने लोकीक देवगत मिथ्यात लागे.

२ लोकीकना गुरु ते कोने कहीए ? माता पीता, वीद्या गुरु, शेठ ईत्यादिकने माने, तेने लोकीकना गुरुगत मिथ्यात लागे.

३ लोकीकनुं धर्म ते कोने कहीए ? लाखा पडवो, भाईबीज अखात्रीज, गणेश चोथ, ईत्यादिक पंदर तिथी माने तेने लोकीक धर्मगत मिथ्यात लागे.

**१७ लोकोतर मिथ्यातना** ३ भेद. १ देव, २ गुरु, ने ३ धर्म.

१ लोकोत्तरना देव ते कोने कहीए ? चोत्रीश अतिशय नथी, पांत्रीश प्रकारनी वाणी नथी, अरिहंतना गुण नथी, ते गोसालो तथा प्रतिमावत्. तेने देव करी माने, तेने लोकोत्तर देवगत मिथ्यात लागे.

२ लोकोत्तर गुरुगत मिथ्यात ते कोने कहीए ? पांच महाव्रत नथी, पांच समिति नथी, त्रण गुप्ति नथी, साधुजीना २७ गुण नथी, तेने गुरु करी माने, तेने लोकोत्तर गुरुगत मिथ्यात लागे.

३ लोकोत्तर धर्मगत मिथ्यात ते कोने कहीए ? लेवा खावानी लालचे, तथा जशकीर्तिनी आशाए उपवास पोसा करे, तेने लोको-त्तर धर्मगत मिथ्यात लागे.

**१८ कुपरा वचन मिथ्यात,** तेना ३ भेद. १ देव, २ गुरु, ने ३ धर्म.

૧ કુપરા વચનના દેવ તે કોને કોને કહીએ ? હરી, હર, બ્રહ્માદીકને દેવ કરી માને તેને કુપરાવચન દેવગત મિથ્યાત લાગે.

૨ કુપરા વચનના ગુરૂગત મિથ્યાત તે કોને કહીએ ? જોગી, જંગમ, બાવા, સંન્યાસી ઇત્યાદીકને ગુરૂ કરી માને તેને કુપરા વચન ગુરૂગત મિથ્યાત લાગે.

૩ કુપરા વચનના ધર્મગત મિથ્યાત તે કોને કહીએ ? જાગ, જગન, હોમ, હવન, ઇત્યાદીકમાં ધર્મ કરી માને, તેને કુપરા વચન ધર્મગત મિથ્યાત લાગે.

**૧૯ જિનમાર્ગથી ઓછું પરૂપે તો મિથ્યાત**

**૨૦ જિનમાર્ગથી અધીક પરૂપે તો મિથ્યાત** લાગે

**૨૧ જિનમાર્ગથી વિપરીત પરૂપે તો મિથ્યાત** લાગે.

**૨૨ અવિનય મિથ્યાત.**

**૨૩ અક્રિયા મિથ્યાત.**

**૨૪ અજ્ઞાન મિથ્યાત.**

**૨૫ આશાતના મિથ્યાત.**

ઉપર મુજબ પચીશ પ્રકારનું મિથ્યાત છાંડવા જોગ છે.

**ઇતિ પચીશ પ્રકારનું મિથ્યાત સમાપ્ત.**



# બાર પ્રકારનં તપ.

**તપ ૧૨ પ્રકારનાં છે. ૬ બાહ્ય તપ** (૧) અનસન, ૨ ઉણોદરી, ૩ વૃત્તિસંક્ષેપ અથવા ભિક્ષાચરી, ૪ રસ પરિત્યાગ, ૫ કાય કલેશ, ૬ પડિસંલિનતા,) અને **૬ અભ્યંતર તપ** (૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સઝાય, ૫ ધ્યાન, ૬ કાઉસગ્ગ અથવા વિઉસગ્ગ) એવં ૧૨ ભેદ કહ્યા. તેનો વિસ્તાર કહે છે.

**૧ અનસન તપ,** તેના ૨ ભેદ, ૧ થોડા કાલનો અનસન તપ, ૨ જાવજીવનો અનસન તપ. **૧ થોડા કાલનો અન ન તપ** તેના અનેક ભેદ. ૧ ઉપવાસ, ૨ બે ઉપવાસ, ૩ ત્રણ ઉપવાસ, ૪ ચાર ઉપવાસ, ૫ પાંચ ઉપવાસ, ૬ છ ઉપવાસ, ૭ સાત ઉપવાસ, ૮ પંદર ઉપવાસ, ૯ માસખમણ, ૧૦ બે માસખમણ, ૧૧ ત્રણ માસ ખમણ, ૧૨ ચાર માસખમણ, ૧૩ પાંચ માસખમણ, ૧૪ છ માસખમણ એ આદિ લઇને અનેક ભેદ જાણવા.

**જાવજીવનો અન ન ( થારો) તપ** તેના ૨ ભેદ. ૧ ભતપચ્ચખાણી, ૨ પાદોપગમન. ભત પચ્ચખાણી અનસન તપના બે ભેદ. ૧ નિહારીમ, ૨ અનિહારીમ. નિહારીમ તે ગામમાં વસ્તી સરે કરે, અનિહારીમ તે અટવીમાં કરે, ઉપસર્ગ વિના કરે અને ઉપસર્ગ ઉપને પણ કરે, હાલવું ચાલવું વૈયાવચ કરાવવી કલ્પે. પાદો-પગમન અનસન તપના બે ભેદ. ૧ વ્યાઘાત ( અગ્નિ સિહાદિનો ઉપ-દ્રવ આવ્યેથી) સહિત કરે, ૨ નિર્વ્યાઘાત (નિરૂપદ્રવે) જાવ જીવનો પાદોપગમન કરે, તેમાં હાલવું ચાલવું વૈયાવચ કરાવવી ન કલ્પે. તે ગામમાં કરે, અને અટવીમાં પણ કરે.

**૨ ઉણોદરી તપ** તેના ૨ ભેદ. ૧ દ્રવ્ય ઉણોદરી, અને ૨ ભાવ ઉણોદરી.

**દ્રવ્ય ઉણોદરી**ના ૨ ભેદ. ૧ ઉપગરણ, ને ૨ ભાત પાણી. ઉપગરણ ઉણોદરી તેના ૩ ભેદ. ૧ એકજ વસ્ત્ર, ૨ એકજ પાત્ર, ૩ એકજ પ્રતિતકારી ઉપગરણ, રજોહરણ, મુહપતી પ્રમુખ. ભાત પાણી ઉણોદરી તેના અનેક ભેદ. આઠ કવલ ( કોળીયા ) આહાર કરે, તેને અલ્પ આહાર કહીએ, બાર કવલ આહાર કરે તેને અઢી ભાગ ઉણોદરી જાણવી, સોળ કવલ આહાર કરે તેને બે ભાગ ઉણોદરી જાણવી, ચોવીશ કવલ આહાર કરે તેને એક ભાગ ઉણોદરી જાણવી, એકત્રીશ કવલ આહાર કરે તેને કાંઇક ઉણોદરી તપ જાણવો, બત્રીશ કવલ આહાર કરે તો પુરો પ્રમાણ જાણવો. એ થકી એક સિથ

ઉણો આહાર કરતાં પણ શ્રમણ નિર્ગંથ. પણ ઘણા રસનો જમણ-હાર ન હોય, તેને રસનો ત્યાગી કહીએ. ઉણોદરી તપથી રસઇંદ્રિ જીતાય, કામ જીતાય, નિરોગી થવાય.

**ભાવ ઉણોદરી**ના અનેક ભેદ. ક્રોધ, માન, માયા, લોભથી રહિત અલ્પશબ્દે પહોર રાત્ર ગયા પછી ગાઢે શબ્દે બોલે નહિ, અને કલેશ રહિત, અલ્પનિદ્રા, અલ્પ બોલવું ઇત્યાદિ અનેક ભેદ છે. ઇતિ બીજો ઉણોદરી તપ સમાપ્ત.

૩ **વૃત્તિ સંક્ષેપ** ( ભિક્ષાચરી ) તપ, તેના ૩૦ ભેદ કહે છે. ૧ દ્રવ્ય થકી અભિગ્રહ જે અમુક દ્રવ્ય લેવું, ૨ ક્ષેત્ર થકી અભિગ્રહ જે આ ગામે લેવું, અથવા આ ફળીએ લેવું, ૩ કાળ થકી અભિગ્રહ જે આવેલા (અમુક વખતે) લેવું, ૪ ભાવ થકી અભિગ્રહ જે પુરૂષ અથવા સ્ત્રીને હાથે મળે તો લેવું, અમુક વસ્ત્રાદિવાળા કે અમુક પ્રકારે કે અમુક ભાવથી દે તો કલ્પે, ઇત્યાદિક અનેક બોલમાંથી કોઈ પણ રિતે ધારે, ૫ વસ્તુ ઉપાડતા હોય તે લીએ, ૬ વસ્તુ મુકતા હોય તે લીએ, ૭ વસ્તુ ઉપાડી ને મુકતા હોય તે લીએ, ૮ વસ્તુ મુકીને ઉપાડતા હોય તે લીએ, ૯ આહાર પીરસવા ઉપાડેલો હોય તે લીએ, ૧૦ કાંઈક ભોગવેલ આહાર હોય તે લીએ. ૧૧ વખાનીને આહાર દે તો લીએ, ૧૨ કુવખાણીને આહાર દે તો લીએ, ૧૩ વખાણીને કુવખાણીને દે તો લીએ, ૧૪ કુવખાણીને વખાણીને દે તો લીએ, ૧૫ ખરડે હાથે દે તો લીએ, ૧૬ અણખરડે હાથે દે તો લીએ, ૧૭ જે વસ્તુથી હાથ ભાજન ખરડેલ હોય તેજ વસ્તુ આપે તો લીએ, ૧૮ અજાણે ઘરે ગવેષે, ૧૯ મૌનપણે ગૌચરી કરે, ૨૦ દીઠી વસ્તુ લીએ, ૨૧ અણદીઠી વસ્તુ લીએ, ૨૨ પુછીને દે તો લીએ, ૨૩ અણપુછી વસ્તુ દે તો લીએ, ૨૪ માંગી વસ્તુ લીએ, ૨૫ વસ્તુ અણમાંગી દે તો લીએ, ૨૬ અન્ન વિના ફીલામના પામે તો લીએ, ૨૭ ગૃહસ્થ આગળ આણી મુકયો હોય તે આહાર લીએ, ૨૮ પ્રમાણ ગણાય તે આહાર લીએ, ૨૯ એષણીક આહાર લીએ,

૩૦ દાત સંખ્યા કરી લીએ. (તે સર્વ સુઝતો નિર્દોષ એષણીક આહાર કલ્પે.) ઇતિ ૩ જો વૃત્તિ સંક્ષેપ તપ સમાપ્ત.

૪ **રસ પરિત્યાગ તપ**; તેના ૯ ભેદ. ૧ આયંબિલ, ૨ નિવિ, ૩ પુડિમદ અથવા પ્રણીતરસત્યાગ, ૪ ઓસામણની સિથ, ૫ અરસ આહાર, ૬ વિરસ આહાર, ૭ અંત આહાર, ૮ પંત આહાર, ૯ લુખો આહાર. ઇતિ ૪થો રસપરિત્યાગ તપ સમાપ્ત.

**૫ કાય કલેશ તપ**, તેના ૧૩ ભેદ. ૧ એક સ્થાનકે કાઉસગ્ગ કરી ઉભા રહે, ૨ કાઉસગ્ગ વિના એક સ્થાનકે ઉભા રહે, ૩ પડિમાઠાએ, ૪ ઉકડુ આસને બેસે, ૫ વીર આસને બેસે, ૬ પલાંઠી વાળીને બેસે, ૭ દંડ આસને બેસે, ૮ લગડ આસને બેસે, ૯ આતાપના લીએ, ૧૦ વસ્ત્રરહિત અચેલ રહે, ૧૧ શરીરે ખરજ ખણે નહિ, ૧૨ થુકે નહિ, ૧૩ સર્વ પ્રકારે શરીરની સુશ્રુષા સાર સંભાલ રહિત. (લોચ કરવી, ઉઘાડે પગે ચાલવું વિગેરે.) ઇતિ ૫ મો કાય કલેશ તપ સમાપ્ત.

**૬ પડિસંલીનતા તપ**—તેના ૪ ભેદ. ૧ ઇંદ્રિય પડિસંલીનતા, ૨ કષાય પડિસંલીનતા, ૩ જોગ પડિસંલીનતા, ૪ વિવીકત સયણાસણ સેવણયા. **(૧) ઇંદ્રિ પડિસંલીનતા**ના ૫ ભેદ. ૧ શ્રોત્રેંદ્રિ પડિસંલીનતા, તે શ્રોત્રેંદ્રિના વિષયમાં પ્રવર્તવું તે રૂંધવું, અને જે શબ્દ સાંભલવામાં આવે, તે ઉપરે રાગ દ્વેષ કરવો નહિ. ૨ ચક્ષુઇંદ્રિ પડિ૦ તે ચક્ષુઇંદ્રિના વિષયમાં પ્રવર્તવુ રૂંધે, અને જે રૂપ દેખવામાં આવે તે ઉપરે રાગ દ્વેષ ન કરે. ૩ ધ્રાણઇંદ્રિ પડિ૦ તે ધ્રાણઇંદ્રિના વિષયમાં પ્રવર્તવું રૂંધે, અને જે ગંધ ગ્રહવામાં આવે તે ઉપરે રાગ દ્વેષ ન કરે. ૪ રસઇંદ્રિ પડિ૦ રસઇંદ્રિના વિષયમાં પ્રવર્તવુ રૂંધે, અને જે રસ આસ્વાદવામાં આવે, તે ઉપરે રાગદ્વેષ ન કરે. ૫ સ્પર્શ ઇંદ્રિ પડિ૦ તે સ્પર્શ ઇંદ્રિના વિષયમાં પ્રવર્તવું રૂંધે, અને જે સ્પર્શ વેદવામાં આવે તે ઉપરે રાગ દ્વેષ ન કરે. **(૨) કષાય પડિસંલીનતાના** ૪ ભેદ. ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, ઉપજતાં રૂંધવા, અને

ઉદય પોતા ઉપન્યા, ક્રોધ, માન, માયા, લોભને નિષ્ફલ કરવા. **(૩) જોગ પડિ 'સંલીનતાના** ૩ ભેદ. ૧ માઠા મનનું રૂંધવું ને ભલા મનનું ઉદેરવું તે પ્રવર્તાવવુ, ૨ માઠા વચનનું રૂંધવુ ને ભલા વચનનું ઉદેરવુ, તે પ્રવર્તાવવું, ૩ જે ભલી સમાધીને વિષે પ્રવર્તે છે હાથ પગ જેના કાચબાની પેરે ગોપવ્યા છે, સર્વ શરીર અંગ ઉપાંગ સંવરી રહે તેને કાયાનું સંવરવું કહીએ. **(૪) વિવીક્ત સયણાસણ સેવણયા,** તે ૧ આરામને વિષે, ૨ ઉદ્યાનને વિષે, ૩ દેવકુલને વિષે, ૪ સભાને વિષે, ૫ પાણીની પરબને વિષે, ૬ પાણીના ઘરને વિષે, ૭ કરીઆણાના ઘરને વિષે, ૮ કરીઆણાદિકની શાળાને વિષે, ૯ શ્મશાન ઉપાશ્રય આદિ સ્થાને ગામ નગરપુર પાટણને વિષે વિચરતાં સ્ત્રી પશુ પંડગ રહિત સ્થાનક ભોગવે, તથા નિરદોષ પાટ પાટલા બાજોઠ વિગેરે ભોગવે. ઇતિ ૬ ઠ્ઠો પડિસંલીનતા તપ સમાપ્ત. ઇતિ ૬ બાહ્ય તપ સમાપ્ત.

## ૬ પ્રકારે અભ્યંતર તપ

**૧ પ્રાયશ્ચિત્ત તપ** તેના ૧૦ ભેદ—૧ આલોયણારિયે, ૨ પડિકમણારિયે, ૩ તદુભયારિયે, ૪ વિવેગારિયે, ૫ વિઉસગ્ગારિયે, ૬ તવારિયે, ૭ છેયારિયે, ૮ મુલારિયે, ૯ અણવઠ્ઠપ્પારિયે, ૧૦ પારંચિયારિયે. ઇતિ પહેલો પ્રાયશ્ચિત્ત તપ સમાપ્ત.

**૨ વિનય તપ** તેના ૭ ભેદ—૧ નાણાવિનય, ૨ દર્શનવિનય, ૩ ચારિત્ર વિનય, ૪ મન વિનય, ૫ વચન વિનય, ૬ કાય વિનય, ૭ લોક ઉપાચાર વિનય. હવે વિસ્તાર કહે છે. **(૧) જ્ઞાન વિનયના** ૫ ભેદ—૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મન પર્યવ જ્ઞાન, ૫ કેવળ જ્ઞાન, એ પાંચના ગુણકીર્તન કરવા, તે જ્ઞાનનો વિનય. **(૨) દર્શન વિનયના** ૨ ભેદ—૧ ગુરૂની સેવા રૂપ વિનય, ૨ અશાતના ટાલવા રૂપ વિનય. પ્રથમ ગુરૂની સેવા રૂપ વિનય તેના ૧૦ ભેદ, ૧ ગુરૂ આવે ઉઠી ઉભા થાવં, ૨ ગુરૂને આસન આમંત્રવા, ૩ ગુરૂ જ્યાં

બેસવું વાંછે ત્યાં આસન લઇ જવા, ૪ ગુરૂને સત્કાર દેવો વસ્ત્રાદીકનો, ૫ ગુરૂને આદર સનમાન દેવું પધાર્યાનું, ૬ ગુરૂને વંદના કરવી, ૭ બે હાથ જોડી ગુરૂ આગળ ઉભા રહેવું, ૮ ગુરૂ આવતાં સામું જાવું, ૯ ગુરૂ ઠામ આવી બેઠાને ગુરૂના પગ પુંજવા, સેવા ભક્તિ કરવી, ૧૦ ગુરૂ બહાર જતા હોય તો મોકલવા જવું અને પધારો પુજ્ય એમ કહેવું. બીજું આશાતના ટાળવા ૩૫ વિનય, તે ૪૫ પ્રકારે તે કહે છે. ૧ અરિહંતદેવની, ૨ અરિહંતના પરૂપ્યા ધર્મની, ૩ આચાર્યની, ૪ ઉપધ્યાયજીની, ૫ સ્થિવરજીની, ૬ કુલની, ૭ ગણની, ૮ ચતુર્વિધ સંઘની, ૯ શુદ્ધ ક્રિયા માને તેની, ૧૦ સંભોગીની, ૧૧ મતિજ્ઞાનની, ૧૨ શ્રુતજ્ઞાનની, ૧૩ અવધિ જ્ઞાનની, ૧૪ મન પર્યવ જ્ઞાનની, ૧૫ કેવળજ્ઞાનની, એ પંદરની આશાતના ટાલવી, એ પંદરના ગુણ દિપાવવા, એ પંદરની બહુમાન ભક્તિ કરવી, એવં પંદર તેરી પીસ્તાલીસ બોલ. અને ૧૦ બોલ પુર્વે કહ્યા તે, એવં સર્વે મળી ૫૫ બોલે કરી દર્શન વિનય સમાપ્ત. (૩) **ચારિત્ર વિનય** તેના ૫ ભેદ. ૧ સામાયક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનીક ચારિત્ર, ૩ પરિહાર વિશુધ ચારિત્ર, ૪ સુક્ષ્મ સંપરાય ચારિત્ર, ૫ જથાખ્યાત ચારિત્ર, એ પાંચ ચારિત્રના ગુણ કિર્તન કરવા તે ચારિત્ર વિનય. (૪) **મન વિનયના** ૨ ભેદ, ૧ ભલો મનનો વિનય, ૨ માઠો મનનો વિનય. પ્રથમ માઠો મન તેનાં ૧૨ ભેદ—૧ જે મન પાપ સહિત, ૨ ક્રિયા સહિત, ૩ કર્કશ ભાવ સહિત, ૪ કડવો, ૫ નિઠોર, ૬ કઠિન, ૭ આસ્રવનો કરનારો, ૮ છેદનનો કરનારો, ૯ ભેદનનો કરનારો, ૧૦ પરિતાપનો કરનારો, ૧૧ ઉદવેગનો કરનારો, ૧૨ પ્રાણી ભુત જીવ સત્વને ઘાતકારી મન. હવે ભલો મન તેનાં ૧૨ ભેદ. ઉપર કહ્યા તેજ ૧૨ બોલ સવળા જે મન પાપ રહિત, જાવ સર્વ પ્રાણી ભુત જીવ સત્વની ઘાત ન ચિંતવે, તેને ભલો મનનો વિનય કહીએ. માઠો મન છાંડીને, ભલો મન પ્રવર્તાવવો. (૫) **વચનનો વિનય** તેના ૨ ભેદ. ૧ ભલો વચનનો વિનય, ૨ માઠો વચનનો વિનય, તે માઠો ભલો

મનની પેરે જાથવો, માઠો વચન છાંડીને, ભલો વચન પ્રર્તાવવો. (૬) **કાયાનો વિનય** તેના બે ભેદ. ૧ માઠો કાયાનો વિનય, ૨ ભલો કાયાનો વિનય. પ્રથમ માઠો કાયાનો વિનય તેના ૭ ભેદ—૧ અજત્નાએ ચાલવું, ૨ અજત્નાએ ઉભવું, ૩ અજત્નાએ બેસવું, ૪ અજત્નાએ સુવું, ૫ અજત્નાએ ઉંબરા પ્રમુખનું ઓલંઘવું, ૬ અજત્નાએ વિશેષે ઉંબરા પ્રમુખનું ઓલંઘવું, ૭ અજત્નાએ પાંચે ઇંદ્રિના વેપારનું પ્રજુંજવું. એવં ૭ પ્રકારે માઠો કાયાનો વિનય કહ્યો. હવે ભલો કાયાનો વિનય તેના ૭ ભેદ—૧ જત્નાએ ચાલવું જાવ ૭ જત્નાએ પાંચે ઇંદ્રિના વેપાર પ્રજુંજવા, માઠો કાયાનો વિનય છાંડવો અને ભલો કાયાનો વિનય પ્રવર્તાવવો. (૭) **લોક ઉપચાર વિનય** તેના ૭ ભેદ—૧ ગુરૂને છાંદે ચાલે, ૨ ગુરૂ તથા બીજા સાધુજીને છાંદે ચાલે, ૩ જ્ઞાનાંદિક કાર્યને અર્થે ભાત પાણી આણી દીએ, ૪ કીધું જ્ઞાનાદિક ઉપગાર, તે પુંઠે વિનય કરે, ૫ આર્ત પીડા ઉપશમાવવાને અર્થે આહાર પાણી ઉષધ ભેષધની ગવેષણા કરે, ૬ દેશ કાલ અવસરનો જાણ, ૭ સર્વ અર્થને વિષે સામો વર્તે, પણ ઉપરાંઠો કેમે ન થાય. ઇતિ લોક ઉપચાર વિનય સમાપ્ત. એવં સર્વે ૭ ભેદે કરી વિનય તપના ૧૩૪ બોલ થયા. ઇતિ બીજો વિનય તપ સમાપ્ત.

**૩ વૈયાવચ્ચ તપ,** તેના ૧૦ ભેદ—૧ આચાર્યજીની, ૨ ઉપાધ્યાયજીની, ૩ સ્થિવરજીની, ૪ તપસીજીની, ૫ રોગી ગ્લાનની, ૬ નવ દીક્ષિતની, ૭ કુલની, ૮ ગણની, ૯ સંઘ–તિર્થની, ૧૦ સાધર્મીની વૈયાવચ્ચ, એવં દસની વૈયાવચ્ચ કરવી. ઇતિ ત્રીજો વૈયાવચ્ચ તપ સમાપ્ત.

**૪ સઝાય તપ** તેના ૫ ભેદ—૧ વાયણા, ૨ પુછણા, ૩ પરિયટ્ટણા, ૪ અણુંપેહા, ૫ ધમકહા. ૧ વાયણા તે સુત્ર સિધાંતની વાંચણી અનેરાને દેવી, તથા પોતે ગુરૂવાદીક સમીપે લેવી, ૨ પુછણા તે સુત્રનાં પ્રશ્ન અનેરાને ધરાવે, તથા પોતે ગુરૂવાદીક સમીપે ધારે, ૩ પરિયટ્ટણા તે સુત્ર સિધાંત જે ધાર્યાં છે તેને વારંવાર ફેરવે, ૪ અણુંપેહા તે સુત્રાર્થ જે ધાર્યાં છે તેની વિચારણા કરવી, ૫ ધમકહા

તે સુત્રાર્થ જે શંકા કંખા વિતીગીચ્છા રહિતપણે નિશ્ચે કીધા છે તે ભાવ તેવાજ સભા મધ્યે પરૂપે. ઇતિ ચોથો સઝાય તપ સમાપ્ત.

**૫ ધ્યાન તપ** તેના ૪ ભેદ.—૧ આર્તધ્યાન, ૨ રૂદ્રધ્યાન, ૩ ધર્મધ્યાન, ૪ શુકલ ધ્યાન, (૧) **પ્રથમ આર્તધ્યાનના** ૪ ભેદ. ૧ અમણુંણા સંપઉગે, ૨ મણુંણા સંપઉગે, ૩ આયંક સંપઉગે, ૪ કામભોગ પરિઝુસિયા સંપઉગે. હવે આર્તધ્યાનનાં ૪ લક્ષણ કહે છે. ૧ કંદણીયા, ૨ સોયણીયા, ૩ તિપણીયા, ૪ વિલવણીયા. (૨) **રૂદ્રધ્યાનના** ૪ ભેદ—૧ હીંસાણુબંધી, ૨ મોસાણુબંધી, ૩ તેણાણુંબંધી, ૪ સારખણાણું બંધી. હવે રૂદ્રધ્યાનનાં ૪ લક્ષણ કહે છે.—૧ ઉસણ દોષે, ૨ બહુ દોષે, ૩ અનાણ દોષે, ૪ આમરણંત દોષે. એવં આર્ત, અને રૂદ્ર, એ બે ધ્યાન છાંડવા જોગ છે. (૩) **ધર્મધ્યાન** તેનાં ૧૬ ભેદ. તેમાં પ્રથમ ધર્મધ્યાનનાં ૪ ભેદ. ૧ આ-ણા વિજય, ૨ અવાય વિજય, ૩ વિવાગ વિજય, ૪ સંઠાણ વિજય. હવે ધર્મ ધ્યાનનાં ૪ લક્ષણ. ૧ આણારૂઈ, ૨ નિસગ્ગરૂઈ, ૩ સુત-રૂઈ, ૪ ઉવેસ રૂઈ, હવે ધર્મધ્યાનનાં ૪ આલંબન—૧ વાયણા, ૨ પુછણા, ૩ પરિયટ્ટણા, ૪ ધમકહા. હવે ધર્મધ્યાનની ૪ અણુપેહા કહે છે.—૧ એગચાણુપેહા, ૨ અણીચાણુપેહા, ૩ અસરણાણુપેહા, ૪ સંસારાણુપેહા. એવં સર્વે મળી ૧૬ ભેદે કરી ધર્મ ધ્યાન ધરવું. (૪) **શુકલ ધ્યાન** તેના ૧૬ ભેદ. તેમાં પ્રથમ ૪ ભેદ–૧ પહુંત વિયગે સવીયારી, ૨ એગંત વિયગે અવીયારી, ૩ સુહુમક્રિયા અપડવાઈ, ૪ સમુછિન્ન ક્રિયા અનિયટ્ટી. હવે ૪ લક્ષણ—૧ વિવેગે, ૨ વિઉસગ્ગે, ૩ અવચે, ૪ અસમોહીયા. હવે ૪ આલંબન—૧ ખંતિ, ૨ મુતી, ૩ અજવે, ૪ મદવે. હવે શુકલ ધ્યાનની ૪ અણુ-પેહા—૧ ઉવહાણુપેહા, ૨ ઉસુભાણુપેહા, ૩ અણંતવતિયાણુપેહા, ૪ વિપરીણાણું માણુપેહા. એવં સર્વે મળી ૧૬ ભેદે કરી શુકલધ્યાન ધરવું. ઇતિ પાંચમો ધ્યાન તપ સમાપ્ત.

૬ **વિઉસગ્ગ તપ,** તેના ૨ ભેદ—૧ દ્રવ્ય થકી વિઉસગ્ગ, અને ૨ ભાવ થકી વિઉસગ્ગ. **દ્રવ્ય થકી વિઉસગ્ગ** તેનાં ૪ ભેદ. –૧ શરીર છાંડે, ૨ ઉપધી છાંડે, ૩ ગચ્છ છાંડે, અને ૪ ભાતપાણી છાંડે. **હવે ભાવ થકી વિઉસગ્ગ તપ** તેનાં ૩ ભેદ. સંસાર વિઉસગ્ગ, તે ચાર ગતિનું છાંડવું, ૨ કષાય વિઉસગ્ગ તે ચાર કષાયનું છાંડવું, ૩ કર્મ વિઉસગ્ગ તે આઠ કર્મનું છાંડવું, ઇતિ છઠો વિઉસગ્ગ તપ સમાપ્ત. એવ ૭ બાહ્ય, અને ૭ અભ્યંતર તપ મળી **૧૨** પ્રકારનાં તપ સમાપ્ત.

**ઇતિશ્રી તપનો થોકડો સમાપ્ત.**

# શ્રી પલેવણના ૨૫ બોલ.



**પ્રથમ પ્રશસ્ત પલેવણના ૧૨ બોલ** કહે છે.

૧ વસ્ત્ર ઉંચો રાખીને પલેવણ કરવું.
૨ વસ્ત્ર સ્થિર રાખવું આકરૂં ઝાલવું.
૩ અતિ ઉતાવળું ઉતાવળું પલેવણ ન કરવું.
૪ વસ્ત્ર એક છેડાથી માંડી બીજા છેડા સુધી જોઇ પલેવણ કરવું.
૫ વસ્ત્ર ઉપર ત્રસજીવ ચઢયો હોય તો વસ્ત્રને થોડોસ્યો ખંખેરવો.
૬ ખંખેરતા ન ઉતરે તો પુંજીને ઉતારવું.
૭ પલેવણ કરતાં વસ્ત્ર તથા શરીરને નચાવવું નહિ,
૮ વસ્ત્રની કરચલી ન કરે, આમળે નહિ, ચોળે નહિ, મસળે નહિ.
૯ થોડું વસ્ત્ર પણ અણપલવ્યું ન રાખે.
૧૦ વસ્ત્ર ઉંચું હેઠું ત્રીછું જમીનને અડાડવું નહિ.
૧૧ વસ્ત્રને ઝાટકવું નહિ.

૧૨ વસ્ત્ર ઉપર ત્રસજીવ ચઢયો હોય તો હથેલી ઉપરે વિશેષે શોધીને એકાંતે પરઠવી દેવો.

**અપ્રશસ્ત પલેવણના ૧૩ બોલ** કહે છે.

૧ અતિ ઉતાવળું ઉતાવળું પલેવણ કરે તો દોષ લાગે.

૨ વસ્ત્રના છેડાદીકનું ચોળવું મસળવું ઉપધી ઉપરે બેસે તો દોષ લાગે.

૩ વસ્ત્ર ઉચું હેઠું ત્રીછું જમીનને અડાડે તો દોષ લાગે.

૪ વસ્ત્ર ઝાટકે તો દોષ લાગે.

૫ વસ્ત્ર પડિલેયા અપડિલેયા ભેગા કરે અને જ્યાં ત્યાં વિખેરે તો દોષ લાગે.

૬ ઢીંચણ ઉપર કોણી રાખીને પલેવણ કરે તો દોષ લાગે.

૭ વસ્ત્ર આકરૂં ન ઝાલે તો દોષ લાગે.

૮ વસ્ત્ર લાંબુ ઝાલે તો દોષ લાગે.

૯ વસ્ત્ર ભુમી (જમીન) ઉપર રગદોળે તો દોષ લાગે.

૧૦ એકી વારે આખું વસ્ત્ર જોઈ લીએ તો દોષ લાગે.

૧૧ પલેવણ કરતાં વસ્ત્ર તથા શરીરને ધુણાવે તો દોષ લાગે.

૧૨ પલેવણ કરતાં પ્રમાદ કરે, નિદ્રા કરે, અને વાતો કરે તો દોષ લાગે.

૧૩ પલેવણ કરતાં શંકા ઉપજે, અનેક પદાર્થમાં ચિત જોડે, એક બે ત્રણ એમ અંગુલીનાં ગણવાનો ઉદ્યમ કરે તો દોષ લાગે.

ઇતિ અપ્રશસ્ત પલેવણના ૧૩ બોલ સમાપ્ત. તે અપ્રશસ્તના ૧૩ બોલ છાંડવા, અને પ્રશસ્ત પલેવણના ૧૨ બોલ આદરવા.

**ઇતિ શ્રી પલેવણના ૨૫ બોલ સમાપ્ત.**



# શ્રી તેત્રીસ બોલનો થોકડો.

૧ એક પ્રકારનો અસંજમ.

૨ બંધ—૧ રાગ, ને ૨ દ્વેષ.

૩ ગુપ્તિ—૧ મન, ૨ વચન, ને ૩ કાયા.

૪ કષાય—૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ને ૪ લોભ.

૫ સમિતિ—૧ ઇર્યા સમિતિ, ૨ ભાષા સમિતિ, ૩ એષણા સમિતિ, ૪ આયાણ ભંડમત નિખેવણા સમિતિ, ૫ ઉચાર પાસવણ ખેલજલ સંઘાણ પારિઠાવણીઆ સમિતિ.

૬ કાય—૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય.

૭ ભય—૧ આલોક ભય, ૨ પરલોક ભય, ૩ આદાન ભય, ૪ અકસ્માત ભય, ૫ આજીવિકા ભય, ૬ મરણ ભય, ૭ અપજશ ભય.

૮ મદ—૧ જાતિમદ, ૨ કુલમદ, ૩ બલમદ, ૪ રૂપમદ, ૫ તપમદ, ૬ સુત્રમદ, ૭ લાભમદ, ૮ ઇશ્વરમદ.

૯ બ્રહ્મચર્યની ગુપ્તિ—૧ સ્ત્રી પશુપંડક રહિત સ્થાનક પાટ પાટલા ભોગવવા, સહિત ભોગવે તો સિયલનો વિનાશ થાય, ઉંદર બીલાડીના દ્રષ્ટાંતે. ૨ સ્ત્રીની કથા વાર્તા કરવી નહિ, કરે તો સિયલનો વિનાશ થાય, આંબલી લીંબુને દ્રષ્ટાંતે. ૩ સ્ત્રીને આસને બેસવું નહિ, બેસે તો સિયલનો વિનાશ થાય, કણક કોળાંને દ્રષ્ટાંતે. ૪ સ્ત્રીના અંગ ઉપાંગ વિષય બુદ્ધીએ નિરખવા નહિ, નિરખે તો સિયલનો વિનાશ થાય, સુર્ય ચક્ષુના દ્રષ્ટાંતે. ૫ સ્ત્રી રહેતી હોય ત્યાં ભીંત ટાંટી આતરે રહેવું નહિ, રહે તો સિયલનો વિનાશ થાય, મીણ લાખ ઘૃતને દ્રષ્ટાંતે. ૬ પુર્વના કામ ભોગ સંભારવા નહિ,

સંભારે તો સિયલનો વિનાશ થાય, [1]પરદેશી પરોણાને સર્પના ઝેરને દ્રષ્ટાંતે. ૭ દીન દીન પ્રતે સરસ સ્વાદિષ્ટ આહાર કરવો નહિ, કરે તો સિયલનો વિનાશ થાય, સનેપાતીઆ ને ધૃતના દ્રષ્ટાંતે. ૮ ચાંપી ચાંપીને આહાર કરવો નહિ, કરે તો સિયલનો વિનાશ થાય, બંદુક તોલડીઆ ને દ્રષ્ટાંતે. ૯ શરીરની વિભુષા કરવી નહિ, કરે તો સિયલનો વિનાશ થાય, રાંકના રત્નને દ્રષ્ટાંતે.

**૧૦ દસવિધ યતિધર્મ**—૧ ખંતિ, ૨ મુત્તી, ૩ અજવે, ૪ મદવે, ૫ લાઘવે, ૬ સચે, ૭ સંજમે, ૮ તવે, ૯ ચીયાએ, ૧૦ અકિંચન બ્રહ્મચર્યવાશી.

**૧૧ શ્રાવકની પડિમા**—૧ પહેલી દર્શનપડિમા, તેમાં એક મહિના સુધી સમકિત ચોખું પાળવું, ૭ છિડી આગાર રહિત. ૨ બીજી વ્રતપડિમા તેમાં બે મહિના સુધી બાર વ્રત ચોખા પાળવા. ૩ ત્રીજી પડિમા ત્રણ માસની. તેમાં ઉપરનાં બોલ સહિત તથા બે ટંક આવશ્યક પડિકમણું અવશ્ય કરવુ. ૪ ચોથી પડિમા ચાર માસની. તેમાં ઉપરના બોલ સહિત તથા મહિનામાં ચાર તથા ૭ પોસા કરવા. ૫ પાંચમી પડિમા પાંચ માસની તેમાં ઉપરના બોલ સહિત તથા પાંચ બોલ અખંડ પાલવા—૧ રાત્રી ભોજન કરવું નહિ, ૨ દેશ સ્નાન સર્વ સ્નાન કરવું નહિ, ૩ કાઉસગ્ગ કરવા, ૪ લાંગ વાળવી, નહિ, ચોટી વાળવી નહિ, પગરખાં પહેરવા નહિ, ૫ દીવસનાં બ્રહ્મ-

---

૧ પરદેશી પરોણાને એક મુસાફર એક ગામથી બીજે ગામ જતા રસ્તામાં એક બાઇની ડેલીમાં રાત્રી રહ્યો. પાછલી રાત્રે ચાલવા વખતે બાઇએ છાશ વલોવી તેમાં અંધારામાં સર્પ છાશમાં વલોણામાં મરી ગયો, તે છાશ પંથી ખાઇ ગયો ને રવાના થયો. તેને ખબર ન હતી તેથી ઝેર ચડયો નહિ. બાઇને બહુ ખેદ થયો ને મુસાફર માસ ૧૨ પછી પાછો ગામ જતાં બાઇને મળવા આવ્યો. બાઈએ વાત કરી તે સાંભળીનેજ ઝેર ચડતાં મરી ગયો.

ચર્ય વ્રત પાળવું, અને રાત્રિની મરજાદા કરવી. ૬ છઠ્ઠી ૭ માસની, તેમાં ઉપરના બોલ સહિત તથા સર્વથા બ્રહ્મચર્ય વ્રત પાળવું, ૭ સાતમી પડિમા સાત માસની તેમાં ઉપરનાં બોલ સહિત તથા સચેત વસ્તુનો ત્યાગ કરવો. ૮ આઠમી પડિમા આઠ માસની તેમાં ઉપરના બોલ સહિત તથા આરંભ કરવો નહિ. ૯ નવમી પડિમા નવ માસની તેમા ઉપરના બોલ સહિત તથા આરંભ કરાવવો નહિ. ૧૦ દશમી પડિમા દશ માસની, તેમાં ઉપરના બોલ સહિત તથા આરંભ કરતાં પ્રતે ભલો જાણવો નહિ. ૧૧ અગીઆરમી પડિમા અગીઆર માસની તેમાં ઉપરના બોલ સહિત તથા શ્રમણ ભુત સાધુની માફક વિચરવુ. વિશેષે એટલો ફેર જે, ગૌચરી એકજ પોતાની જ્ઞાતીમાં કરે, તથા રજોહરણા ઉપર નીસથીઓ (વસ્ત્ર) બાંધે નહિ, મસ્તકે લોચ કરવાની શક્તિ ન હોય તો કતરાવે અથવા મુંડાવે, ને ચોટી રાખે. ઉપર પ્રમાણે અગીઆર પડિમામાં આગલી પડિમાના બોલ પાછલી પડિમામાં સર્વમાં સમજવા અને પાળવા. સર્વે અગીઆર પડિમા વહેતાં સાડા પાચ વરસે પુરી થાય.

૧૨ **બાર ભિક્ષુની પડિમા**—૧ પહેલી પડિમા એક માસની તેમાં બાવીશ બોલ અખંડ પાળવા તે કહે છે.–૧ તિર્યંચ મનુષ્યના પરિષહ પડે તે સમભાવે સહન કરવા. ૨ એક દાંત અન્નની અને એક દાંત પાણીની લેવી કલ્પે, તે પણ એક જણ જમતો હોય એક પગ ઉબરામાં અને એક પગ ઉબરા બહાર હોય તે આપે તો કલ્પે ૩ દીવસનાં ત્રણ ભાગ કરે, તેમાંથી ગમે તે એક ભાગમાં ગૌચરી ઉઠે. ૪ ૭ પ્રકારે ગૌચરી કરે, તે (૧) પેટીને આકારે, (૨) અર્ધ પેટીને આકારે, (૩) ગૌમુત્રીકાને આકારે, (૪) પતંગની પેરે અંતરે અંતરે કરે, (૫) શંખના આવર્તનની પેરે, (૬) સામી શેરી. ૫ જ્યાં જાણે ત્યાં એક રાત્રી રહે, અને ન જાણે ત્યાં બે રાત્રી રહે. ૬ ચાર કારણ વિના બોલે નહિ, તે (૧) રસ્તો પ્રમુખ પુછવાને અર્થે, (૨) આહાર પાણી જાચવાને અર્થે, (૩) કોઇક પ્રશ્ન પુછે તેનો તેટલોજ

ઉત્તર આપે, (૪) સ્થાનક પાટ પાટલાની આજ્ઞા લેવા તથા સોંપવાને અર્થે. ૭ ત્રણ પ્રકારની જગ્યા જાચે, (૧) છત્રીઓ, (૨) સુનાં ઘર, (૩) વૃક્ષનાં મુલીઆં. ૮ એ ત્રણમાંથી ગમે તે એકની આજ્ઞા માંગે. ૯ જે એકની આજ્ઞા માગે તે એક ભોગવે. ૧૦ ત્રણ પ્રકારનાં સંથારા ગવેષે, (૧) પૃથ્વી શીલા, (૨) કાષ્ટ, (૩) તૃણા ફરસ. ૧૧ એ ત્રણ માંહેથી ગમે તે એકની આજ્ઞા માંગે. ૧૨ જે એકની આજ્ઞા માંગે, તે એક ભોગવે. ૧૩ જ્યાં ઉતર્યાં હોય ત્યાં કોઈક અનાર્ય આવીને અબ્રહ્મચર્ય સેવે તે દેખીને મન ચલાયમાન કરે નહિ. ૧૪ અગ્નિ પ્રમુખના ભયથી ખસીને બીજે માર્ગે જાય નહિ. ૧૫ કાંટો કરપો શુળ લાગે તો કાઢે નહિ. ૧૬ આંખમાં તરણું રજ પડે તો કાઢે નહિ. ૧૭ પહેલો ને છેલ્લો પહોર વરજીને વિહાર કરે. ૧૮ સચેત રજનો સંઘટો કરે નહિ. ૧૯ સચેત રજ પ્રજ્ઞા વિના પુંજે નહિ. ૨૦ દેશ સ્નાન સર્વ સ્નાન કરે નહિ. ૨૧ હાથી ઘોડો માર માર કરતો આવે તે દેખીને તેના ભયથી ખસીને બીજે માર્ગે જાય નહિ. ૨૨ શાતાને અર્થે તડકામાંથી ઉઠીને છાયામાં જાય નહિ, અને છાયામાંથી ઉઠીને તડકામાં જાય નહિ. તે પહેલી પડિમામાં ઉપર પ્રમાણે બાવીશ બોલ, એક માસ સુધી અખંડ પાળવા.

બીજી પડિમા એક માસની, તેમાં બે દાંત અન્નની ને બે દાંત પાણીની લેવી કલ્પે. જાવ સાતમી પડિમામાં સાત દાંત અન્નની ને સાત દાંત પાણીની લેવી કલ્પે. બાકીનાં ૨૧ બોલ ઉપર મુજબ પાળવા. સાતે પડિમા એક એક માસની છે, સાત મહિનાની સાત પડિમા થાય.

આઠમી નવમી ને દશમી, એ ત્રણ પડિમા સાત સાત દીવસની છે. તેમાં એકાંતર ઉપવાસ કરવા, અને આઠમી પડિમામાં ત્રણ પ્રકારનાં આસન વાળે, (૧) ઉતાસન (ચત્તા સુવે, (૨) પાસેલગ (પાસુંવાળી સુવે), (૩) નીષધ (પલાંઠીવાળી સુવે). નવમી પડિમામાં ત્રણ પ્રકારનાં આસન વાળે, તે ૧ દંડ આસન, ૨ લગડ આસન,

૩ ઉકડ આસન, દશમી પડિમામાં ત્રણ પ્રકારનાં આસન વાળે, તે ૧ ગોદૂહ આસન, ૨ વીર આસન, ૩ આમ્રકુબ્જ આસન.

અગીઆરમી પડિમામાં છઠ્ઠ ચોવીયારી કરવી, તેમાં એક અહો-રાત્રીનું કાઉસગ્ગ કરવું.

બારમી પડિમામાં અઠ્ઠમ ચોવીયારી કરવી, અને તેમાં એક રાત્રીનું મહા ભયંકર સ્મશાનમા કાઉસગ્ગ કરવો, તિહાં દેવના મનુષ્ય ને તિર્યંચ સબંધી અનેક પરિષહ ઉપજે, તે સમભાવે ખમવા. તે સમભાવે ખમે તો ત્રણ ગુણ થાય, ૧ અવધિજ્ઞાન ઉપજે, ૨ મન પર્યવજ્ઞાન ઉપજે, ૩ કેવળજ્ઞાન ઉપજે. અને જો પરિષહ સમભાવે સહન ન કરે તો ત્રણ અવગુણ થાય, ૧ દીર્ઘકાલનો રોગ ઉપજે, ૨ ઘેલો થઈ જાય, ૩ કેવળી પરૂપ્યા ધર્મ થકી ભ્રષ્ટ થઇ જાય. એ બાર ભિક્ષુની પડિમા આઠ માસમા પુરી થાય છે. ઇતિ સમાપ્ત.

**૧૩ ક્રિયાનાં સ્થાનક**—૧ અર્થા દંડે, ૨ અનર્થા દંડે, ૩ હિંસા દંડે, ૪ અકસ્માત દંડે, ૫ દીઠી વિપરીયાસ દંડે, ૬ મોસ વત્તિયા, ૭ અદત્તાદાન વત્તીયા, ૮ અજ્જહે વતીયા, ૯ માન વતીયા, ૧૦ મિત્રદોષ વતીયા, ૧૧ માયા વતીયા, ૧૨ લોભ વતીયા, ૧૩ ઇરીયાવહી ક્રિયા.

**૧૪ ભુતનાં નામ**—૧ સુક્ષ્મ એકેંદ્રિના અપ્રજાપ્તા, ને ૨ પ્રજાપ્તા, ૩ બાદર એકેંદ્રિના અપ્રજાપ્તા, ને ૪ પ્રજાપ્તા, ૫ બે ઇંદ્રિના અપ્રજાપ્તા, ને ૬ પ્રજાપ્તા, ૭ તેઇંદ્રિના અપ્રજાપ્તા, ને ૮ પ્રજાપ્તા, ૯ ચૌઇંદ્રિના અપ્રજાપ્તા, ને ૧૦ પ્રજાપ્તા, ૧૧ અસંજ્ઞી પંચેંદ્રિના અપ્રજાપ્તા, ને ૧૨ પ્રજાપ્તા, ૧૩ સંજ્ઞી પંચેંદ્રિના અપ્રજાપ્તા, ને ૧૪ પ્રજાપ્તા.

**૧૫ જાતના પરમાધામીનાં ના**—૧ અંબ, ૨ અંબરીસ, ૩ શામ, ૪ સબળ, ૫ રૂદ્ર ૬ વૈરૂદ્ર, ૭ કાલ, ૮ મહાકાલ, ૯ અસિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુંભ, ૧૨ વાલુક, ૧૩ વૈતરણી, ૧૪ ખર સ્વર, ૧૫ મહાઘોષ.

**૧૬ સુયગડાંગજીના પ્રથમ શ્રુતસ્કંધના ૧૬ અધ્યયન—** ૧ સ્વસમય ને પરસમય, ૨ વેતાલી, ૩ ઉપસર્ગપ્રજ્ઞા, ૪ સ્ત્રીપ્રજ્ઞા, ૫ નરેવિભક્તી, ૬ વિરથુઇ, ૭ કુશીલ પરિભાષા, ૮ વીર્યાધ્યયન, ૯ ધર્મધ્યાન, ૧૦ સમાધિ, ૧૧ મોક્ષમાર્ગ, ૧૨ સમોસરણ, ૧૩ જથાતથ્ય, ૧૪ ગ્રંથ, ૧૫ જંપ્રતી, ૧૬ ગાહા.

**૧૭ પ્રકારે અસંજમ—** ૧ પૃથ્વીકાય અસંજમ, ૨ અપકાય અસં૦ ૩ તેઉકાય અસં૦ ૪ વાઉકાય અસં૦ ૫ વનસ્પતિકાય અસં૦ ૬ બેઇંદ્રિકાય અસં૦ ૭ તેઇંદ્રિકાય અસં૦ ૮ ચૌઇંદ્રિકાય અસં૦ ૯ પંચેંદ્રિકાય અસં૦ ૧૦ અજીવકાય અસં૦ ૧૧ પીયા અસં૦ ૧૨ ઉપીયા અસં૦ ૧૩ પમજણા અસં૦ ૧૪ પારિઠાવણીયા અસં૦ ૧૫ મન અસં૦ ૧૬ વચન અસં૦ ૧૭ કાય અસંજમ.[1]

**શ્રી ૧૮ પ્રકારે અબ્રહ્મચર્ય થકી નીવર્તવું.** ઉદારીક શરીર આશ્રી નવ કોટીએ, અને વિક્રય શરીરઆશ્રી નવ કોટીએ, સેવવું નહિ, સેવરાવવું નહિ, સેવતા પ્રતે અણુમોદવું નહિ, મનથી, વચનથી, ને કાયાથી. એવં ૧૮ પ્રકારે તજવું.

**૧૯ જ્ઞાતાસુત્રના પ્રથમ શ્રુતસ્કંધનાં ૧૯ અધ્યયન—** ૧ મેઘકુમારનું, ૨ ધનાવા શેઠ ને વિજય તસ્કર ચોરનું, ૩ મોરલીના ઇંડાનું, ૪ કાચબાનું, ૫ શૈલક રાજર્ષિનું, ૬ તુંબડાનું, ૭ રોહીણીનું અથવા ધન્ય સાર્થવાહ ને ચાર વહુનું, ૮ મલ્લીનાથ ભગવાનનું, ૯ જિનરક્ષીત ને જિનપાલનું. ૧૦ ચંદ્રમાની કલાનું, ૧૧ દવાદવ વૃક્ષનું, ૧૨ જિતશત્રુ રાજા ને સુબુદ્ધિ પ્રધાનનું, ૧૩ નંદમણિયારનું, ૧૪ તેતલિ પુત્ર પ્રધાન ને પોટીલા બાઇનું, ૧૫ નંદિવૃક્ષનાં ફલનું, ૧૬ દ્રુપદીનું, ૧૭ અકરણી જાતના ઘોડાનું, ૧૮ સુસીમા દારિકાનું ૧૯ પુંડરીક ને કુંડરીકનું.

---

૧ એ સત્તર ભેદ અસંજમના છે, તેજ સત્તર બોલમાં "અ" કાઢી સંજમ બોલાવે તો સત્તર પ્રકારે સંજમ નીપજે.

**૨૦ અસમાધિનાં સ્થાનક**—૧ અતિ ઉતાવળું ઉતાવળું ચાલે તો અસ૦ દોષ, ૨ પુંજ્યા વિના ચાલે તો અસ૦ દોષ, ૩ જેમ તેમ પુંજે તો અસ૦ દોષ, ૪ ભંડ ઉપગરણ અધીક રાખે તો અસ૦ દોષ, ૫ વડેરા સામું ખડખડાટ કરે તો અસ૦ દોટ, ૬ સ્થીવરજીની ધાત ચીંતવે તો અસ૦ દોષ, ૭ સર્વ પ્રાણી ભુત જીવ સત્વની ધાત ચીંતવે તો અસ૦ દોષ, ૮ ક્રોધ કરે તો અસ૦ દોષ, ૯ ક્રોધ કરીને ડંખ રાખે તો અસ૦ દોષ, ૧૦ પરપુંઠે પારકા વાંકા બોલે, પરનિંદા કરે તો અસ૦ દોષ, ૧૧ વણદીઠી વણસાંભલી નિશ્ચે કરી બોલે તો અસ૦ દોષ, ૧૨ નવું કલેષ કરે તો અસ૦ દોષ, ૧૩ ઉપસમ્યા કલેષ ઉદેરે તો અસ૦ દોષ, ૧૪ અકાલે સઝાય ધ્યાન કરે તો અસ૦ દોષ, ૧૫ સચેત રજે રેખડેલો ચાટવો હાથ ભાજન હોય તેથી લીએ તો અસ૦ દોષ, ૧૬ પહોર રાત્રિ ગયા પછી ગાઢે શબ્દે બોલે તો અસ૦ દોષ, ૧૭ ચાર તિર્થમાં ભેદ પાડે તો અસ૦ દોષ, ૧૮ કલેષ કરે તો અસ૦ દોષ, ૧૯ ઉગ્યાથી આથમ્યા સુધી ખાંઉ ખાંઉ કરે તો અસ૦ દોષ, ૨૦ એષણા ગવેષણા વિના લીએ તો અસ૦ દોષ.

**૨૧ સબલા દોષ**—૧ હસ્ત કર્મ કરે તો સબલો દોષ, ૨ મૈથુન સેવે તો સ૦ દોષ, ૩ રાત્રીભોજન કરે તો સ૦ દોષ, ૪ આધાકર્મિ આહારાદિક લે તો તથા કરે તો સ૦ દોષ, ૫ રાજપિંડ લીએ તો સ૦ દોષ, ૬ પાંચ બોલ સેવે તો સ૦ દોષ, તે (૧ વેચાતો લઈ આપે, ૨ ઉધારે લઈ આપે, ૩ છીનવીને આપે, ૪ સહીયારાની વસ્તુ બધા ભાગીદારોની આજ્ઞા વીના આપે, તે લે તો, ૫ સામું આણી આપે તે) એવં પાંચ દોષીલો આહારાદિક લીએ તો સ૦ દોષ, ૭ વારંવાર પચ્ચખાણ લઇને ભાંગી નાંખે તો સ૦ દોષ, ૮ ૭ મહીનામાં એક સંઘાડામાંથી બીજા સંઘાડામાં જાય તો સ૦ દોષ, ૯ એક મહીનામાં ત્રણ વાર નદીનાં લેપ લગાડે તો સ૦ દોષ, ૧૦ એક મહી નામાં ત્રણ વાર માયાના સ્થાનક સેવે તો સ૦ દોષ, ૧૧ સેજાંતરી- આનો આહાર પાણી લે તો સ૦ દોષ, ૧૨ આકુટી જીવહિંસા કરે તો

સ૦ દોષ, ૧૩ આકુટી મૃષાવાદ બોલે તો સ૦ દોષ, ૧૪ આકુટી અદત્તાદાન લે તો સ૦ દોષ, ૧૫ આકુટી સચેત રજે ખરડેલી પૃથ્વી ઉપર સુએ બેસે તથા સઝાય ધ્યાન કરે તો સ૦ દોષ, ૧૬ આકુટી સચેત પાણીએ ખરડેલી પૃથ્વી ઉપર ઉભે સુએ બેસે તથા સઝાય ધ્યાન કરે તો સ૦ દોષ, ૧૭ આકુટી કાષ્ટ લાકડા ઇંટાળાદીક જીવ સહિત હોય તેના ઉપર ઉભે સુએ બેસે તથા સઝાય ધ્યાન કરે તો સ૦ દોષ, ૧૮ આકુટી ૧ મુળ, ૨ કંદ, ૩ સ્કંધ, ૪ ત્વચા, ૫ શાખા, ૬ પ્રવાળા, ૭ પત્ર, ૮ પુષ્પ, ૯ ફળ, ૧૦ બીજ, એવં દશ બોલ સચેત ભોગવે તો સ૦ દોષ, ૧૯ એક વરસમાં દશ વાર નદીનાં લેપ લગાડે તો સ૦ દોષ, ૨૦ એક વરસમાં દશ વાર માયાના સ્થાનક સેવે તો સ૦ દોષ, ૨૧ આકુટી સચેત રજે અથવા પાણીએ ખરડેલો ચાટવો હાથ ભાજનાદીક હોય તેનાથી આપે તે લઇને ભોગવે તો સબલો દોષ લાગે. ( છાંડવા જોગ છે )

**૨૨ પરિષહ**—૧ ક્ષુધાનો, ૨ તૃષાનો, ૩ શીતનો, ૪ ઉષ્ણનો, ૫ દંશામંશાનો ૬ અચેલનો, ૭ અરતિનો, ૮ સ્ત્રીનો, ૯ ચાલવાનો, ૧૦ બેસવાનો, ૧૧ સેજાનો, ૧૨ આક્રોશ વચનનો, ૧૩ વધનો, ૧૪ જાચવાનો, ૧૫ અલાભનો, ૧૬ રોગનો, ૧૭ તૃણા ફરસનો, ૧૮ મેલનો, ૧૯ સત્કાર પુરસ્કારનો, ૨૦ પ્રજ્ઞાનો, ૨૧ અજ્ઞાનનો, ૨૨ દર્શનનો.

**૨૩ સુયગડાંગજીનાં બે શ્રુતસ્કંધનાં ૨૩ અધ્યયન**—૧ સ્વસમય ને પરસમયનો, જાવ ૧૬ ગાહાનો ( સોળમાં બોલમાં સોળ અધ્યયન કહ્યા છે તે મુજબ. ) ૧૭ પોષરણી વાવ ને પુંડરીક કમળનો, ૧૮ તેર ક્રિયા ને ત્રણ પક્ષનો, ૧૯ આહાર પ્રજ્ઞાનો, ૨૦ પચ્ચખાણ ક્રિયાનો, ૨૧ ભાષા સબંધનો, ૨૨ આદ્રકુમારનો, ૨૩ ઉદકપેઢાલ પુત્રનો.

**૨૪ દ્રવ્યદેવ**—૧ દશ ભવનપતિ, ૨ આઠ વાણવ્યંતર, ૩ પાંચ જ્યોતિષી, ૪ એક વૈમાનિક, એવં ૨૪ થયા, અથવા ૨૪ ભાવ દેવ

તે ૨૪ તિર્થંકર દેવ.

**૨૫ પાંચ મહાવ્રતની ૨૫ ભાવના**—પહેલા મહાવ્રતની ૫ ભાવના—૧ ઈર્યા, ૨ મન, ૩ વચન, ૪ એષણા, ૫ આયાણ ભંડમત્ત નિખેવણીયા ભાવના. બીજા મહાવ્રતની ૫ ભાવના—૧ વગર વિચાર્યું બોલવું નહિ, ૨ ક્રોધને વશે બોલવું નહિ, ૩ લોભને વશે બોલવું નહિ. ૪ ભયને વશે બોલવું નહિ, ૫ હાંસીને વશે બોલવું નહિ. ત્રીજા મહાવ્રતની ૫ ભાવના—૧ અઢાર જાતનાં સ્થાનક તથા પાટ પાટલા જોઈ જાચી લેવા, ૨ વગર જાચી વસ્તુ લેવી નહિ, ૩ ઉંચી નીચી ત્રીછી જમીન સમારવી નહિ, ૪ સાધુ સાધવી સંઘાતે આહાર પાણીમાં સંવિભાગ કરવો, ૫ વડેરાનો વિનય કરવો. ચોથા મહાવ્રતની ૫ ભાવના—૧ સ્ત્રી પશુપંડકરહિત ઉપાશ્રય ભોગવવો, ૨ સ્ત્રીની કથા વાર્તા કરવી નહિ, ૩ સ્ત્રીના અંગ ઉપાંગ વિષય બુદ્ધિએ નિરખવાં નહિ, ૪ પુરવના કામભોગ સંભારવા નહિ, ૫ દીનદીન પ્રતે સરસ અને સ્વાદિષ્ટ આહાર કરવો નહિ. પાંચમા મહાવ્રતની ૫ ભાવના—૧ શ્રોત્રેંદ્રિસંવરે, ૨ ચક્ષુઇંદ્રિસંવરે, ૩ ઘ્રાણઈંદ્રિસંવરે, ૪ રસઇંદ્રિસંવરે, ૫ સ્પર્શઈંદ્રિસંવરે. એવં પાંચે મહાવ્રતની થઇને ૨૫ ભાવના છે.

**૨૬ દશાકપ વવહારેણં ઉદ્દેસણ કાલેણં**—તેમાં દશાશ્રુત સ્કંધના ૧૦ અધ્યયન–૧ વીશ અસમાધીનો, ૨ એકવીશ સબલાનો, ૩ તેત્રીશ આશાતનાનો, ૪ આચાર્યની ૬૪ સંપદાનો, ૫ ચિત્તસમાધીનો, ૬ શ્રાવકની પડિમાનો, ૭ ભિક્ષુની પડિમાનો, ૮ મહાવીર સ્વામીના પાંચ કલ્યાણીકનો, ૯ ત્રીશ મહા મોહનીનાં સ્થાનકનો, ૧૦ નિયાણાનો, શ્રી વ્યવહાર સુત્રનાં સતક ૧૦ એવં ૨૦ અને શ્રી વેદકલ્પ સુત્રનાં સતક ૬ એવં સર્વે મળી ૨૬ થયા.

**૨૭ અણગારના ગુણ**—૧ સવાઓ પાણાઇવાયાઓ વેરમણં, ૨ સવાઓ મુસાવાયાઓ વેરમણં, ૩ સવાઓ અદીના દાણાઓવેરમણં, ૪ સવાઓ મેહુણાઓ વેરમણં, ૫ સવાઓ પરિગ્ર [illegible]ઓ વેરમણં ૬

શ્રોતેંદ્રિ નિગ્રહ, ૭ ચક્ષુઇંદ્રિ નિગ્રહ, ૮ ઘ્રાણ ઇંદ્રિ નિગ્રહ, ૯ રસ ઇંદ્રિ નિગ્રહ, ૧૦ સ્પર્શઇંદ્રિ નિગ્રહ, ૧૧ ક્રોધ વિજય, ૧૨ માન વિજય, ૧૩ માયા વિજય, ૧૪ લોભ વિજય, ૧૫ ભાવ સચ્ચે, ૧૬ કરણ સચ્ચે, ૧૭ જોગ સચ્ચે, ૧૮ ક્ષમાવંત, ૧૯ વૈરાગવંત, ૨૦ મનસમા ધારણા, ૨૧ વયસમા ધારણા, ૨૨ કાયસમા ધારણા, ૨૩ નાણ સંપના, ૨૪ દર્શન સંપના, ૨૫ ચારિત્ર સંપના, ૨૬ વેદની અઇઆસે, ૨૭ મરણ અઇઆસે.

**૨૮ આચારના કલ્પ**—તેમાં આચારંગજી સુત્રના ૨૫ અધ્યયન—૧ શસ્ત્રપ્રજ્ઞાનું, ૨ લોકવિજયનું, ૩ સીતઉશ્નનું, ૪ સમકિત સારનું, ૫ લોકસારનું, ૬ ધુતાનું, ૭ વિમોખાનું, ૮ ઉપધ્યાનનું, ૯ મહાપ્રજ્ઞાનું, ૧૦. પંડેસણાનું, ૧૧ સેજાનું, ૧૨ ઇર્યાનું, ૧૩ ભાષાનું, ૧૪ વસ્ત્ર એષણાનું, ૧૫ પાત્ર એષણાનું, ૧૬ અવગર પ્રતિમાનું, ૧૭ ઠાણસતકીયાનું, ૧૮ નસહિયા સતકીયાનું, ૧૯ ઉચ્ચાર પાસવણ સતકીયાનું, ૨૦ શબ્દ સતકીયાનું, ૨૧ રૂપ સતકીયાનું, ૨૨ પરકરીયા સતકીયાનું, ૨૩ અનમનકરીયા સતકીયાનું, ૨૪ ભાવ નાનું, ૨૫ વિમુતાનું. શ્રી નિષિથ સુત્રનાં ૩ અધ્યયન.–૧ ઉગાહીયં, ૨ અણુગાહીયં, ૩ આરોપણા, એવં સર્વે મળી ૨૮ અધ્યયન જાણવા.

**૨૯ પાપસૂત્ર**—૧ ભોમે તે ભૂમિશાસ્ત્ર, ૨ ઉપાએ તે ઉત્પાતશાસ્ત્ર, રૂધિર આદે વૃષ્ટીનાં, ૩ સુમીણે તે સુપનશાસ્ત્ર, ૭૨ સ્વપનાનો, ૪ અંતલીખે તે જ્યોતિસશાસ્ત્ર, આકાશે ગ્રહ નક્ષત્રની ચાલનો, ૫ અંગે, તે સ્ત્રી પુરુષના અંગ ફરકવાના શાસ્ત્ર, ૬ સરે, તે સ્વરશાસ્ત્ર, કાકભૈરવ પક્ષીના બોલવા ઉપરથી શુકન લાભ અલાભનું જાણવું ૭ વંજણે તે વ્યંજનશાસ્ત્ર, મસ તલ શરીરમાં હોય તેના ફલનો જાણ, ૮ લખણે, તે લક્ષણશાસ્ત્ર સામુદ્રિક રેખાદીકના ફલનો જાણ. એવં આઠનાં પાઠ, આઠના અર્થ, અને આઠના પાઠ અર્થ સાથે, એવં આઠ તેરી ચોવીશ, ૨૫ વિકહાણુંયોગે, તે અર્થ કામના ઉપાયોનું શાસ્ત્ર, કોકશાસ્ત્ર વિગેરે, ૨૬ વિઝાણુંયોગે, તે રોહીણી પ્રગના-

પતી વિદ્યાના શાસ્ત્ર, ૨૭ મંતાણુયોગે, તે મંત્રનું યોગ ચેડાદીકના મંત્ર સાધનનું શાસ્ત્ર, ૨૮ જુગાણજોગે, તે વશીકરણનું શાસ્ત્ર, ૨૯ અન્યતિર્થપવતાણુંયોગે, તે અન્યતિરથીનાં સાસ્ત્ર કાર્મટીક આદે કવીલ.

**૩૦ મહામોહનીયનાં સ્થાનક**—૧ ત્રસ જીવને પાણીમાં બુડાડી મારે તો મહામોહનીય કર્મ બાંધે, ૨ ત્રસ જીવને વાદલે વિટી મારે તો મા૦ કર્મ બાંધે, ૪ ત્રસ જીવને હથેળીમાં ચંપણી(મુંઝાવી)મારે તો મા૦ કર્મ બાંધે, ૪ ત્રસ જીવને અગ્નિ તથા ધુમાડે કરી મારે તો મા૦ કર્મ બાંધે, ૫ ત્રસજીવને લાકડા તથા મુદ્દગલે કરી મારે તો મા૦ કર્મ બાંધે, ૬ ઘેલા ગુંગાને ખેદ ઉપજાવી મનમાં રાજી ખુશી થાય તો મા૦ કર્મ બાંધે, ૭ અણાચાર સેવીને ગોપવી રાખે તો મા૦ કર્મ બાંધે, ૮ પોતાનો અપરાધ પરમાથે નાખે તો મા૦ કર્મ બાંધે, ૯ ભરી સભામાં મિશ્ર ભાષા બોલે તો મા૦ કર્મ બાંધે, ૧૦ ભોગીયાનાં ભોગ રૂંધે તો મા૦ કર્મ બાંધે, ૧૧ બાલ બ્રહ્મચારી હોય નહિ અને બાલ બ્રહ્મચારી નામ ધરાવે તો મા૦ કર્મ બાંધે, ૧૨ બ્રહ્મચારી હોય નહિ, અને બ્રહ્મચારી નામ ધરાવે તો મા૦ કર્મ બાંધે, ૧૩ જેની નેસરાએ રહ્યો હોય તેની જ ચોરી કરે તો મા૦ કર્મ બાંધે, ૧૪ મોટી પદવી કોઇને મલતી હોય તેમાં અંતરાય પાડે તો મા૦ કર્મ બાંધે, ૧૫ પાંચ જીવની ઘાત ચીંતવે-૧ બેટા બાપની, ૨ સ્ત્રી ધણીની, ૩ વકિલ શેઠની ૪ પ્રધાન રાજાની, ૫ શીષ્ય ગુરુની, એ પાંચ જીવની ઘાત ચીંતવે તો મા૦ કર્મ બાંધે, ૧૬ એક દેશના રાજાની ઘાત ચીંતવે તો મા૦ કર્મ બાંધે, ૧૭ ઘણા દેશના રાજાની વાત ચીંતવે તો મા૦ કર્મ બાંધે, ૧૮ ચારિત્રીયાને ચારિત્ર થકી ભ્રષ્ટ કરે, તો મા૦ કર્મ બાંધે ૧૯ કેવળીના અવર્ણવાદ બોલે તો મા૦ કર્મ બાંધે, ૨૦ કેવળીના પરૂપેલા ધર્મના અવર્ણવાદ બોલે તો મા૦ કર્મ બાંધે, ૨૧ આચાર્ય ઉપાધ્યાયજીના અવર્ણવાદ બોલે તો મા૦ કર્મ બાંધે; ૨૨ આચાર્ય ઉપાધ્યાયજીની સેવાભક્તિ ન કરે તો મા૦ કર્મ બાંધે, ૨૩ બહુસુત્રી હોય નહિ અને બહુસુત્રી નામ ધરાવે તો મા૦ કર્મ બાંધે

૨૪ તપસી હોય નહિ, અને તપસી નામ ધરાવે તો મા૦ કર્મ બાંધે, ૨૫ ઘરડા ગ્લાન રોગી તપસી નવદિક્ષીત સાધુજીની વૈયાવચ્ચ સેવા ભક્તિ ન કરે તો મા૦ કર્મ બાંધે, ૨૬ હિંસાકારી શસ્ત્ર વધારે તો મા૦ કર્મ બાંધે, ૨૭ ઉતસુત્ર ભાંખે તો મા૦ કર્મ બાંધે, ૨૮ દેવતા મનુષ્યના કામભોગ થકી અતૃપ્તો રહે ( તૃપ્તિ ન પામે, ) તો મા૦ કર્મ બાંધે, ૨૯ રિદ્ધીવંત સમદ્રષ્ટી દેવતાનાં અવર્ણવાદ બોલે તો મા૦ કર્મ બાંધે, ૩૦ દેવતા સોણેસપને આવતા ન હોય અને મારા પાસે આવે છે એમ બોલે તો મા૦ કર્મ બાંધે. ( છાંડવા જોગ છે. )

**૩૧ સિદ્ધના ગુ** —આઠ કર્મની ૩૧ પ્રકૃતિનો વિજય તે ૩૧ ગુણ. તે ૩૧ પ્રકૃતિ નીચે મુજબ.

૧ મતિજ્ઞાનાવર્ણિ, શ્રુતજ્ઞાનાવર્ણિ, ૩ અવધિજ્ઞાનાવર્ણિ, ૪ મનપર્યવ જ્ઞાનાવર્ણિ, ૫ કેવળજ્ઞાનાવર્ણિ, ૬ નિદ્રા, ૭ નિદ્રાનિદ્રા, ૮ પ્રચલા, ૯ પ્રચલા પ્રચલા; ૧૦ થીણદ્ધિ નિદ્રા, ૧૧ ચક્ષુદર્શનાવર્ણી, ૧૨ અચક્ષુદર્શનાવર્ણી, ૧૩ અવધિદર્શનાવર્ણી, ૧૪ કેવળદર્શનાવર્ણી, ૧૫ સાતાવેદનીય, ૧૬ અસાતાવેદનીય, ૧૭ દર્શન મોહનીય, ૧૮ ચારિત્ર મોહનીય, ૧૯ નરક આયુષ્ય, ૨૦ તિર્યંચ આયુષ્ય, ૨૧ મનુષ્ય આયુષ્ય, ૨૨ દેવ આયુષ્ય, ૨૩ શુભ નામ, ૨૪ અશુભ નામ, ૨૫ ઉંચગોત્ર, ૨૬ નિચગોત્ર, ૨૭ દાનાંતરાય, ૨૮ લાભાંતરાય, ૨૯ ભોગાંતરાય, ૩૦ ઉપભોગાંતરાય, ૩૧ વીર્યાંતરાય, એવં ૩૧ પ્રકૃતિને ક્ષય કરી છે, તેજ ૩૧ સિદ્ધ ભગવાનના ગુણ જાણવા.

**૩૨ યોગ સંગ્રહ**—૧ જે પોતાને દોષ લાગ્યા હોય તે ગુરૂ પાસે આલોવવા, ૨ આલોવીને બીજા કોઈ પાસે પ્રકાશવા નહિ, ૩ આપદા આવે તે વારે ધર્મને વિષે દ્રઢ રહેવુ, ૪ નેસરારહિત તપસ્યા કરવી ( કોઈપણ જાતની આશા રાખવી નહિ, ) ૫ સદગુરૂની શિખામણ વિસારવી નહિ, ૬ શરીરની સુશ્રુષા વિભુષા કરવી નહિ, ૭ અજ્ઞાતકુલે ગૌચરી કરવી, ૮ લોભરહિત પ્રવર્તવું, ૯ બાવીશ પરિષહ સમભાવે સહન કરવા, ૧૦ આત્મા મન પવિત્ર રાખવા, ૧૧ માયા

છાંડીને સરલપણું રાખવું, ૧૨ સમકિત સહિત પ્રવર્તવું, ૧૩ સંતોષ આણીને સમાધી ભાવને વિષે રહેવું, ૧૪ આચાર સહિત પ્રવર્તવું, ૧૫ વિનય સહિત પ્રવર્તવું, ૧૬ ધીરજ સહિત પ્રવર્તવું, ૧૭ વૈરાગ્ય સહિત પ્રવર્તવું, ૧૮ પોતાના વ્રત પચ્ચખાણ નિધાનની પેરે સંભાળી રાખવા, ૧૯ કરણી ક્રિયાનો ખપ કરવો, ૨૦ સંવર પુષ્ટો કરવો, ૨૧ પોતાના આત્માના વાંક દેખવા, ૨૨ સર્વ કામ ભોગ થકી નિવર્તવું, ૨૩ દીન દીન પ્રતે વ્રત પચ્ચખાણ વધારવા, ૨૪ કાઉસગ્ગ કરવા, ૨૫ પાંચ પ્રમાદ તજીને અપ્રમાદી થાવું, ૨૬ અવસરે નિરવદ્ય થોડું બોલવું, ૨૭ આર્ત રૂદ્ર ધ્યાન વરજીને ધર્મ શુકલ ધ્યાન ધરવા, ૨૮ પાંચ ઇંદ્રિને વશ કરીને ત્રણ જોગ ભલા પ્રવર્તાવવા, ૨૯ રોગાદિકના ભયથી સમભાવ રાખવો, ૩૦ આઠ કર્મનો સંગ્રહ ટાળવો, ૩૧ આલવી પડિકમી નિંદી નિસલ્લ થાવું, ૩૨ સલેખણા સહિત સંથારો કરવો. ( આદરવા જોગ છે )

**૩૩ આશાતના**—૧ ગુરૂથી આગળ ચાલે તો આશાતના, ૨ ગુરૂથી બરાબર ચાલે તો આ૦ ૩ ગુરૂથી પાછળ અડકીને ચાલે તો આ૦ ૪ ગુરૂથી આગળ ઉભે તો આ૦ ૫ ગુરૂથી બરાબર ઉભે તો આ૦ ૬ ગુરૂથી પાછળ અડકીને ઉભે તો આ૦ ૭ ગુરૂથી આગળ બેસે તો આ૦ ૮ ગુરૂથી બરાબર ગુદાને અડકીને બેસે તો આ૦ ૯ ગુરૂથી પાછળ અડકીને બેસે તો આ૦ ૧૦ ગુરૂ તથા શિષ્ય સાથે દંડીલે ગયા હોય ત્યાં એકજ પાત્રીમાં પાણી હોય તો ગુરૂથી પહેલાં પાણી લે તો આ૦ ૧૧ ગુરૂ તથા શિષ્ય સાથે સઝાયની ભુમિએ ગયા હોય ત્યાં ગુરૂથી પહેલાં સારી જગ્યા જોઇને બેસે અને ઇરીયાવહી પડિકમે તો આ૦ ૧૨ કોઇક પુરૂષ ગુરૂને બોલાવવા જોગ હોય, તેને ગુરૂથી પહેલાં બોલાવે તો આ૦ ૧૩ ગુરૂએ શિષ્યને પુછ્યું, કોણ ઉંઘતા છો, કોણ જાગતા છો, સાંભલતો થકો જવાબ ન આપે તો આ૦ ૧૪ શિષ્ય આહારાદીક લઈ આવીને પ્રથમ બીજા પાસે આલોવે પછી ગુરૂ પાસે આલોવે તો આ૦ ૧૫

એમ પ્રથમ બીજાને દેખાડે પછી ગુરૂને દેખાડે તો આ૦ ૧૬ એમ પ્રથમ બીજાને આમંત્રે પછી ગુરૂને આમંત્રે તો આ૦ ૧૭ શિષ્ય છે તે ગુરૂજીની આજ્ઞા વગર ગમે તેને આહારદીક આપે તો આ૦ ૧૮ ગુરૂ તથા શિષ્ય સાથે આહાર કરતાં સારો સારો ચિગઠો ચિગઠો ઉતાવળો ઉતાવળો જમે (ખાય) તો આ૦ ૧૯ ગુરૂએ શિષ્યને બોલાવ્યો તે વારે ગફલતમાં જવાબ ન આપે તો આ૦ ૨૦ ગુરૂએ શિષ્યને બોલાવ્યો તે વારે પોતાને આસનેથીજ ઉત્તર પ્રતિ ઉત્તર આપે તો આ૦ ૨૧ શિષ્ય છે તે ગુરૂને, શું કહો છો શું કહો છે, એવે વચને બોલાવે તો આ૦ ૨૨ શિષ્ય છે તે ગુરૂને હુંકારે ટુંકારે બોલાવે તો આ૦ ૨૩ શિષ્ય છે તે ગુરૂને ભારી કર્કશ વચને બોલાવે તો આ૦ ૨૪ ગુરૂએ શિષ્યને કોઇક કામ બતાવ્યો તે વારે કહે જે તમેજ કરી આવોને, તમને નિર્જરા થાશે, એમ કહે તો આ૦ ૨૫ ગુરૂ ધર્મ કથા કહેતાં કોઇક પદ વિચારે પડ્યા તે વારે કહે જે, કહો કહો એમજ છે, એમ કહે તો આ૦ ૨૬ ગુરૂ ધર્મ કથા કહેતાં કોઇક પદ વિચારે પડ્યા તે વારે કહે જે કાં ભુલી ગયા, નથી આવડતો, એમ કહે તો આ૦ ૨૭ ગુરૂ ધર્મ કથા કહેતા હોય, અને શિષ્ય પોતાનું મન આમણું દુમણું કરી રૂડી રીતે ન સાંભલે તો આ૦ ૨૮ ગુરૂ ધર્મ કથા કહેતા હોય તેના વચ્ચમાં ભેદ પાડે તો આ૦ ૨૯ ગુરૂ ધર્મ કથા કહેતા હોય તેના વચ્ચમાં ભેસાવડો કરે તો આ૦ ૩૦ ગુરૂએ ધર્મ કથા કહી તેજ કહો તેજ પ્રખદા (સભા) માં વિસ્તારીને કહે તો આ૦ ૩૧ ગુરૂના સેજા સંથારા પગે ચંપાણા તે ગુરૂ પાસે બે હાથ જોડીને આલોવે નહિ તો આ૦ ૩૨ ગુરૂના સેજા સંથારા ઉપર ગુરૂની આજ્ઞા વગર બેસે તો આ૦ ૩૩ ગુરૂ થકી ઉંચે આસને બેસે તો આશાતના લાગે. (૩૩ આશાતનાના બોલ છાંડવા જોગ છે. )

**ઇતિ શ્રી તેત્રીસ બોલનો થોકડો સમાપ્ત.**

# શ્રી પંચ બોલનો થોકડો.

**૧ નારકીનો દ્વાર, ૨ વનપતિનો દ્વાર, ૩ વાણવ્યંતરનો દ્વાર, ૪ જ્યોતિષીનો દ્વાર, ૫ વૈમાનિકનો દ્વાર.** હવે વિસ્તાર કહે છે.

**૧ નારકીનાં ૧૮ દ્વાર**—૧ નામ, ૨ ગોત્ર, ૩ અર્થ, ૪ પીંડ, ૫ પોલાર, ૬ અલોક, ૭ આધાર, ૮ આતરા, ૯ પુષ્પાવિકીર્ણને આવલીકા બંધ, ૧૦ અંધકાર, ૧૧ નારકીને ઉપજવાના સ્થાનક, ૧૨ ક્ષેત્રવેદના, ૧૩ પંદર જાતના પરમાધામીનાં નામ, ૧૪ જીવ અજીવના પરિણામ, ૧૫ નારકીને અવધિનું દેખવું, ૧૬ સંઘયણ, ૧૭ કોણ જીવ કઈ નરકે ઉપજે, ૧૮ ચાર બોલ કહેવાશે.

**૧ નામ**—૧ ધમા, ૨ વંશા, ૩ શીલા, ૪ અંજના, ૫ રીઠા ૬ મઘા, ૭ માઘવઈ.

**૨ ગોત્ર**—૧ રત્નપ્રભા, ૨ શર્કરપ્રભા, ૩ વાલુપ્રભા, ૪ પંક પ્રભા, ૫ ધૂમ પ્રભા, ૬ તમ પ્રભા, ૭ તમતમા પ્રભા. રત્ન પ્રભા તે શામાટે તે ૧૬ હજાર જોજનનો ખર કાંડ છે, ૧૬ જાતિના રત્નમય છે, એકેકું રત્ન હજાર હજાર જોજનનું જાડપણે છે, બળ્યા કોયલા સરીખા છે, તેમાંહિ ૮૦ હજાર જોજનનું આઉબલ છે, અને ૮૪ હજાર જોજનનો પંકબલ છે, એમ ત્રણે કાંડ થઇને ૧૮૦૦૦૦ જોજનનો પૃથ્વીનો પીંડ જાણવો.

**૩ અર્થ**—૧ રત્નપ્રભા તે રત્નનો પીંડ ને રત્નની પિઠિકા. તે રત્ન કેવા છે! શ્યામવર્ણા બળ્યા કોયલા સરીખા છે. ૨ શર્કર પ્રભા તે કાંકરાનો પીંડ ને કાંકરાની પિઠિકા. તે કાંકરા કેવા છે, લુખા નિરસ ગોખરૂના ફરસ સરિખો ફરસ છે. ૩ વાલુ પ્રભા તે વેલુનો પીંડ ને વેલુની પિઠિકા. તે વેલુ કેવી છે, ઉન્હિ ધગધગતિ અગ્નિની પેરે જાજવલ્યમાન છે. ૪ પંકપ્રભા તે કાદવનો પીંડ ને કાદવની પિઠિકા.

તે કાદવ કેવો છે, લોહિમય પરૂમય ને વજ્રમય કાંટા છે. ૫ ધુમપ્રભા તે ધુમાડાનો પીંડ ને ધુમાડાની પિઠિકા. તે ધુમાડો કેવો છે, તિખો તમતમો ને દરદરો છે. ૬ તમપ્રભા તે અંધકારનો પીંડ ને અંધકારની પિઠિકા. ૭ તમતમા પ્રભા તે વિશેષ અંધકારનો પીંડ ને વિશેષ અંધકારની પિઠિકા.

**પીંડદ્વાર અને ૫ પોલાર**—એ બે દ્વાર સાથે કહે છે. ૧ પહેલી નરકે એક લાખ ને એંસી હજાર જોજનનો પૃથ્વીનો પીંડ છે તેમાંથી એક હજાર જોજન ઉચે મુકીયે એક હજાર જોજનનો નિચું મુકીયે વચ્ચે એક લાખ ને અઠોતેર હજાર જોજનની પોલાર છે, તેમાં ૧૩ પાથડાને ૩૦ લાખ નરકાવાસા છે. ૨ બીજી નરકે એક લાખ ને બત્રીશ હજાર જોજનનો પૃથ્વીનો પીંડ છે તેમાંથી એક હજાર જોજન ઉચે મુકીએ એક હજાર જોજન નિચે મુકીએ વચ્ચે એક લાખ ને ત્રીશ હજાર જોજનની પોલાર છે તેમાં ૧૧ પાથડા ને ૨૫ લાખ નરકાવાસા છે. ૩ ત્રીજી નરકે એક લાખ ને અઠયાવિશ હજાર જોજન પૃથ્વીનો પીંડ છે તેમાંથી એક હજાર જોજન ઉચે મુકીએ એક હજાર જોજન નિચું મુકીએ વચ્ચે એક લાખ ને છવીસ હજાર જોજનની પોલાર છે તેમાં ૯ પાથડા ને ૧૫ લાખ નરકાવાસા છે. ૪ ચોથી નરકે એક લાખ ને વિશ હજાર જોજનનો પૃથ્વીનો પીંડ છે તેમાંથી એક હજાર જોજન ઉચે મુકીએ એક હજાર જોજન નિચે મુકીએ વચ્ચે એક લાખ ને અઢાર હજાર જોજનની પોલાર છે તેમાં ૭ પાથડા ને ૧૦ લાખ નરકાવાસા છે. ૫ પાંચમી નરકે એક લાખ ને અઢાર હજાર જોજનનો પૃથ્વીનો પીંડ છે તેમાંથી એક હજાર જોજન ઉચે મુકીએ એક હજાર જોજન નિચે મુકીએ વચ્ચે એક લાખ ને સોળ હજાર જોજનની પોલાર છે, તેમાં ૫ પાથડા ને૩ લાખ નરકાવાસા છે. છઠ્ઠી નરકે એક લાખ ને સોળ હજાર જોજનનો પૃથ્વીનો પીંડ છે, તેમાંથી એક હજાર જોજન ઉંચે મુકીએ એક હજાર જોજન નિચે મુકીએ વચ્ચે એક લાખ ને ચઉદ હજાર જોજનની

પોલાર છે તેમા ૩ પાથડા ને ૧ લાખમાં ૫ ઉણા નરકાવાસા છે. ૭ સાતમી નરકે એક લાખ ને આઠ હજારનો જોજનનો પૃથ્વીના પીંડ છે તેમાંથી સાડાબાવન હજાર જોજન ઉચું મુકીએ સાડાબાવન હજાર જોજન નિચું મુકીએ વચ્ચે ૩ હજાર જોજનનો જાડો ૧ પાથડો છે તેમાં ૫ નરકાવાસા છે.

**૬ અલોક દ્વાર**—૧ પહેલી નરકથી ૧૨ જોજન જાઈએ તે વારે ત્રિછો અલોક આવે, ૨ બીજી નરકથી ૧૨ જોજનને ૨ ત્રિયા ભાગે ત્રિછો અલોક આવે, ૩ ત્રીજી નરકથી ૧૩ જોજનને ૧ ત્રિયા ભાગે ત્રિછો અલોક આવે, ૪ ચોથી નરકથી ૧૪ જોજને ત્રિછો અલોક આવે, ૫ પાંચમી નરકથી ૧૪ જોજનને ૨ ત્રિયા ભાગે ત્રિછો અલોક આવે, ૬ છઠી નરકથી ૧૫ જોજનને ૧ ત્રિયા ભાગે ત્રિછો અલોક આવે, ૭ સાતમી નરકથી ૧૬ જોજને ત્રિછો અલોક આવે.

**૭ આધાર દ્વાર**—સાતે નરક શાને આધારે રહિ છે? તે આ રત્ન પ્રભા પૃથ્વી હેઠે ૨૦ હજાર જોજનનો ઘનોદધિ જાડપણે છે અસંખ્યાતા જોજનનો લાંબપણે પહોલપણે છે અસંખ્યાતા જોજનની પરિધિ છે તે થિણા ઘી સરિખો જાણવો. અસંખ્યાતા જોજનનો ઘનવાય છે તે વિઘર્યા ઘી સરિખો જાણવો, અસંખ્યાતા જોજનનો તનુવાય છે તે તપાવ્યા ઘી સરિખો છે, એમ જાવ સાતે નરક જાણવી. વલી સાતમી નરક હેઠે ૨૦ હજાર જોજનનો ઘનોદધિ, અસંખ્યાતા જોજનનો ઘનવાય, અસંખ્યાતા જોજનનો તનુવાય, તે હેઠે અસંખ્યાતા જોજનનો આકાશ અંતર છે. તે હેઠે અલોક છે. એકેકી નરકે ત્રણ ત્રણ વલાકા છે. ૨૦ હજાર જોજનનો ઘનોદધિ જાડપણે છે, તે છેડે જાતાં ૬ જોજનનો રહ્યો. પહેલી નરકે ૬ જોજનનો ઘનોદધિ, બીજી નરકે ૬ જોજન ને ૧ ત્રિયા ભાગનો, ત્રીજી નરકે ૬ જોજન ને ૨ ત્રિયા ભાગનો, ચોથી નરકે ૭ જોજનનો ઘનોદધિ, પાંચમી નરકે ૭ જોજન ને ૧ ત્રિયા ભાગનો, છઠી નરકે ૭ જોજન ને ૨ ત્રિયા ભાગનો, સાતમી નરકે ૮ જોજનનો ઘનોદધિ.

અસંખ્યાતા જોજનનો ઘનવાય છે તે છેડે જાતાં ૪ાા જોજનનો રહ્યો. પહેલી નરકે ૪ાા જોજનનો ઘનવાય છે, બીજી નરકે ૪ાાા જોજનનો ઘનવાય છે, ત્રીજી નરકે ૫ જોજનનો ઘનવાય છે, ચોથી નરકે પા જોજનનો ઘનવાય છે, પાંચમી નરકે પાા જોજનનો ઘનવાય છે, છઠી નરકે પાાા જોજનનો ઘનવાય છે, સાતમી નરકે ૬ જોજનનો ઘનવાય છે. અસંખ્યાતા જોજનનો તનુવાય છે તે છેડે જાતાં ૧ાા જોજનનો તનુવાય રહ્યો. પહેલી નરકે ૧ાા જોજનનો તનુવાય, બીજી નરકે ૧ાા જોજન ને ૧ બારિયો ભાગ, ત્રીજી નરકે ૧ાા જોજન ને બારિયા ૨ ભાગ, ચોથી નરકે ૧ાા જોજન ને બારીયા ૩ ભાગ, પાંચમી નરકે ૧ાા જોજન ને બારિયા ૪ ભાગ, છઠી નરકે ૧ાા જોજન ને બારિયા ૫ ભાગ, સાતમી નરકે ૨ જોજનનો તનુવાય છે. તેને આધારે ૭ નરક રહિ છે.

૮ **આંતરા દ્વાર**—૧ નરકે ૧૩ પાથડા ને ૧૨ આંતરા છે, એકેકા પાથડાને ૧૧૫૮૩ જોજન ને ૧ ત્રિયા ભાગનું આંતરૂં, ૨ નરકે ૧૧ પાથડા ને ૧૦ આંતરા છે એકેકા પાથડાને ૯૭૦૦ જોજનનું આંતરૂં, ૩ નરકે ૯ પાથડા ને ૮ આંતરા છે એકેકા પાથડાને ૧૨૩૭૫ જોજનનું આંતરૂં, ૪ નરકે ૭ પાથડા ને ૬ આંતરા છે એકેકા પાથડાને ૧૬૧૬૬ જોજન ને ૨ ત્રિયા ભાગનું આંતરૂં, ૫ નરકે ૫ પાથડા ને ૪ આંતરા છે, એકેકા પાથડાને ૨૫૨૫૦ જોજનનું આંતરૂં, ૬ નરકે ૩ પાથડા ને ૨ આંતરાં છે. એકેકા પાથડાને ૫૨૫૦૦ જોજનનું આંતરૂં, ૭ નરકે ૧ પાથડો છે આંતરૂં નથી.

૯ **પુષ્પ વિકીર્ણ ને આવલિકા બંધ નરકાવાસા** કહે છે—૧ નરકે ૨૯૯૫૫૬૭ પુષ્પ વિકીર્ણ નરકાવાસા છે, અને ૪૪૩૩ પંક્તિ બંધ નરકાવાસા છે, એવં ૩૦૦૦૦૦૦ નરકાવાસા, ૨ નરકે ૨૪૯૭૩૦૫ પુષ્પ વિકીર્ણ, અને ૨૬૯૫ પંક્તિ બંધ, એવં ૨૫૦૦૦૦૦ નરકાવાસા. ૩ નરકે ૧૪૯૮૫૧૫ પુષ્પ વિકીર્ણ, અને ૧૪૮૫ પંક્તિ બંધ, એવં ૧૫૦૦૦૦૦ નરકા વાસા. ૪ નરકે ૯૯૯૨૯૩ પુષ્પ

વિકીર્ણ, અને ૭૦૭ પંક્તિ બંધ, એવં ૧૦૦૦૦૦૦ નરકા વાસા. ૫ નરકે ૨૯૯૭૩૫ પુષ્પાવિકીર્ણ, અને ૨૬૫ પંક્તિ બંધ, એવં ૩૦૦૦૦૦ નરકાવાસા છે. છઠી નરકે ૯૯૯૩૨ પુષ્પાવિકીર્ણ, અને ૬૩ પંક્તિ બંધ, એવં ૯૯૯૯૫ નરકાવાસા છે. સાતમી નરકે ૫ નરકાવાસા પંક્તિબંધ છે. સાતે નરકનાં ૮૩૯૦૩૪૭ પુષ્પા વિકીર્ણ નરકાવાસા છે, અને ૯૬૫૩ પંક્તિ બંધ નરકાવાસા છે. સર્વે મળી ૮૪૦૦૦૦૦ નરકાવાસા જાણવા.

**૧૦ અંધકાર દ્વાર**- સાતે નરકમાં અશુભ પુદગલનો અંધ-કાર, ને અશુભ કર્મનો અંધકાર છે.

**૧૧ નારકીને ઉપજવાના સ્થાનક**—૧ કુંભિને આકારે, ૨ ઘડાને આકારે, ૩ પેટીને આકારે, ૪ કુંડાને આકારે, એવં નાના વિધ વિષમ સ્થાનકે ઉપજે.

**૧૨ ક્ષેત્રવેદના**—૧ ક્ષુધા, ૨ તૃષા, ૩ શીત, ૪ ઉષ્ણ, ૫ દાહ, ૬ જ્વર, ૭ ભય, ૮ શોક, ૯ ખરજ, ૧૦ પરવશપણું. એવં દસ પ્રકારની અનંતી અનંતી ક્ષેત્રવેદના સાતે નરકના નારકી ભોગવે છે.

**૧૩ પંદર તના પરમાધામીનાં નામ**-૧ અંબ, ૨ અંબરિસ, ૩ શામ, ૪ સબલ, ૫ રૂદ્ર, ૬ વૈરૂદ્ર, ૭ કાલ, ૮ મહા કાલ, ૯ અસિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુંભ, ૧૨ વાલુ, ૧૩ વેતરણી, ૧૪ ખરસ્વર, ૧૫ મહાઘોષ.

**૧૪ જીવ અજીવના પરિણામ કહે છે.**—જીવપરિણામના ૧૦ ભેદ. ૧ ગતિ પરિણામ, ૨ ઈંદ્રિયપરિણામ, ૩ કષાય પરિણામ, ૪ લેશા પરિણામ, ૫ જોગ પરિણામ, ૬ ઉપયોગ પરિણામ, ૭ નાણ પરિણામ. ૮ દંસણ પરિણામ, ૯ ચારિત્ર પરિણામ, ૧૦ વેદ પરિણામ. હવે અજીવપરિણામના ૧૦ ભેદ. ૧ બંધન પરિણામ, ૨ ગતિ પરિણામ, ૩ સંઠાણ પરિણામ, ૪ ભેદ પરિણામ, ૫ વર્ણ પરિ-ણામ, ૬ ગંધ પરિણામ, ૭ રસપરિણામ, ૮ ફરસ પરિણામ, ૯ અગુરૂ લઘુ પરિણામ, ૧૦ શબ્દ પરિણામ.

**૧૫ અવધિ જ્ઞાને દેખ** કહે છે—૧ પહેલી નરકના નારકી જઘ૦ ૩॥ ગાઉ દેખે, ઉત૦ ૪ ગાઉ દેખે. ૨ બીજીના જઘ૦ ૩ ગાઉ, ઉત૦ ૩॥ ગાઉ દેખે. ૩ ત્રીજીના જઘ૦ ૨॥ ગાઉ, ઉત૦ ૩ ગાઉ દેખે. ૪ ચોથીના જઘ૦ ૨ ગાઉ, ઉત૦ ૨॥ ગાઉ દેખે. ૫ પાંચમીના જઘ૦ ૧॥ ગાઉ, ઉત૦ ૨ ગાઉ દેખે. ૬ છઠીના જઘ૦ ૧ ગાઉ, ઉત૦ ૧॥ ગાઉ દેખે. ૭ સાતમી નરકના નારકી જઘ૦ ૦॥ ગાઉ, ઉત૦ ૧ ગાઉ દેખે.

**૧૬ સંઘયણ કહે છે**—પહેલી બીજી નરકે ૬ સંઘયણનો ધણી જાય, ત્રીજી નરકે છેવટુ વર્જિને ૫ સંઘયણનો ધણી જાય, ચોથી નરકે ૧ કિલકુ ને છેવટુ એવં ૨ વર્જિને ૪ સંઘયણનો ધણી જાય, પાંચમી નરકે ૧ અર્ધનારાચ, ૨ કિલકુ, ને ૩ છેવટુ એવં ૩ વર્જિને બાકી ૩ સંઘયણનો ધણી જાય, છઠ્ઠી નરકે ૧ વજ્ર રૂષભ નારાચ સંઘયણ, ને ૨ રૂષભનારાચ સંઘયણ, એવં ૨ સંઘયણનો ધણી જાય, સાતમી નરકે એકજ વજ્રરૂષભનારાચ સંઘ-યણનો ધણી જાય.

**૧૭ કોણ જીવ કઈ નરકે ઉપજે તે કહે** છે—અસંજ્ઞી તિર્યંચ પહેલી નરક સુધી ઉપજે, બીજી નરકે સંજ્ઞી તિર્યંચને સંજ્ઞી મનુષ્ય ઉપજે, ત્રીજી નરકે ભુજપર વર્જિને, ચોથી નરકે ખેચર પક્ષી વર્જિને, પાંચમી નરકે થળચર તિર્યંચ વર્જિને, છઠ્ઠી નરકે ઉરપર તિર્યંચ વર્જિને, સાતમી નરકે સ્ત્રી વર્જિને. (ભુજપર સર્પ બીજી સુધી ઉપજે, ખેચર ત્રીજી સુધી ઉપજે, થળચર ચોથી સુધી ઉપજે, ઉરપર પાંચમી સુધી ઉપજે, સ્ત્રી છઠ્ઠી સુધી ઉપજે, સાતમી નરકે જળચર મછ ને સંજ્ઞી મનુષ્યનો આવી ઉપજે.)

**૧૮** ૧ અશુભવર્ણ, ૨ અશુભ ગંધ, ૩ અશુભ રસ, અને ૪ અશુભ ફરસ, ભોગવતા થકા નારકી વિચરે છે.

ઇતિ પહેલો નારકીનો દ્વાર સમાપ્ત.

**બીજો ભવનપતિનો દ્વાર કહે છે.**—૧ નામ, ૨ ચિન્હ, ૩ વર્ણ, ૪ વસ્ત્ર, ૫ સામાનિક, ૬ આત્મરક્ષક, ૭ દેવાંગના, ૮ અણીકા, ૯ અણીકાના અધીપતિ, ૧૦ ઉદ્યોત, ૧૧ પરિષદા, ૧૨ લોકપાલ, ૯થ ત્રાયત્રિંશક, ૧૪ ચાર બોલ.

**૧ નામ** કહે છે—૧ અસુર કુમાર, ૨ નાગ કુમાર, ૩ સુવર્ણ કુમાર, ૪ વિજુ કુમાર, ૫ અગ્નિ કુમાર, ૬ દ્વિપ કુમાર, ૭ ઉદધિ કુમાર, ૮ દિશા કુમાર, ૯ પવન કુમાર, ૧૦ થણિત કુમાર.

**૨ ચિન્હ**—૧ અસુર કુમારને ચુડામણિ મુગટનું ચિન્હ, ૨ નાગ કુમારને સરપની ફેણનું ચિન્હ, ૩ સુવર્ણ કુમારને ગરૂડનું ચિન્હ, ૪ વિજુ કુમારને વજ્રનુ ચિન્હ, ૫ અગ્નિ કુમારને કલશનું ચિન્હ, ૬ દ્વિપ કુમારને સિંહનું ચિન્હ, ૭ ઉદધિ કુમારને ઘોડાનું ચિન્હ, ૮ દિશા કુમારને ગજનું ચિન્હ, ૯ પવન કુમારને મગર-મચ્છનું ચિન્હ, ૧૦ થણિત કુમારને શરાવલા-સંપુષ્ટનું ચિન્હ.

**૩ વર્ણ કહે છે**—અસુર કુ૦નો શ્યામવર્ણ, નાગ કુ૦નો ને ઉદધિ કુ૦નો ધોળો વર્ણ, વિજુ કુ૦ અગ્નિ કુ૦, ને દ્વિપ કુ૦નો રાતો વર્ણ, સુવર્ણ કુ૦ દિશા કુ૦ ને થણિત કુ૦નો પીળોવર્ણ, પવન કુ૦નો નિલોત્પલ કમલ સરિખો નિલો વર્ણ.

**૪ વસ્ત્ર** કહે છે—રાતા નિલા પિળા ને ધોળા વિવિધ પ્રકારના તે પણ સંધ્યાના રાગસરિખા જાણવા.

**૫ સામાનિક** કહે છે—દક્ષિણ દિશાના ચમરેંદ્રને ૬૪૦૦૦ સામાનિક છે. ઉત્તર દિશાના બલેંદ્રને ૬૦૦૦૦ સામાનિક છે. ધર-ણેંદ્રાદિક ૧૮ ઇંદ્રને ૬-૬ હજાર સામાનિક છે.

**૬ આત્મરક્ષક**—તે સામાનિકથી ચઉગુણા જાણવા.

**૭ દેવાંગના**—ચમરેંદ્ર તથા બલેંદ્રને ૫-૫ દેવીઓ જાણવી, એકેકી દેવી ૮-૮ હજાર રૂપ વિક્રય કરે, ધણી ભોગવવાને અર્થે ધણી પણ એકલો એટલા રૂપ વિક્રય કરે. ધરણેંદ્રાદિક ૧૮ ઇંદ્રને ૬-૬ દેવીઓ જાણવી, એકેકી દેવી ૬-૬ હજાર રૂપ વિક્રય કરે, ધણી

ભોગવવાને અર્થે ધણી પણ એકલો એટલા રૂપ વિક્રય કરે

**૮ અણિકા**—૧ ગંધર્વ, ૨ નટ, ૩ હય, ૪ ગય, ૫ રથ, ૬ સુભટ, ૭ મહીષ.

**૯ અણિકાના અધિપતિ**—એમજ જાણવા.

**૧૦ ઉદ્યોત** કહે છે—૧ દેવતાનો ઉદ્યોત, ૨ દેવીઓનો ઉદ્યોત, ૩ આભરણનો ઉદ્યોત, ૪ શુભ પુદગલનો ઉદ્યોત.

**૧૧ પરિખદા ત્રણ**—દક્ષિણ દિશાના ચમરેંદ્રની ૩ પરિષદા—૧ સમીયા, ૨ ચંડા, ૩ જાયા. સમીયાનો ૨૪ હજારનો પરિવાર, ચંડાનો ૨૮ હજારનો પરિવાર, જાયાનો ૩૨ હજારનો પરિવાર. સમીયા તેડયા આવે ને મોકલ્યા જાય, તે સાથે ગુઝ કરે, ચંડા તેડયા આવે ને અણમોકલ્યા જાય, તે સાથે ગુઝ ન કરે, અને કરણ કરાવણ કરે, જાયા અણતેડયા આવે ને અણમોકલ્યા જાય, અને કામકાજ દેખાડે. હવે એના નવ નીકાયના દેવતાની ૩ પરિષદા તેમાં ૧ અભ્યંતરની પરિષદાના ૬૦૦૦૦ દેવતા, ૨ મઝમ પરિષદાના ૭૦૦૦૦ દેવતા, ૩ બાહિરલી પરિપદાના ૮૦૦૦૦ દેવતા. હવે દક્ષિણ દિશા-ના ચમરેંદ્રની દેવીઓની ૩ પરિપદા તેમા ૧ અભ્યંતરની ૩૫૦ દેવી-ઓ, ૨ મઝમ પરિષદાની ૩૦૦ દેવીઓ, ૩ બાહિરલી પરિષદાની ૨૫૦ દેવીઓ. હવે એના નવ નીકાયના દેવતાની દેવીઓની ૩ પરિ-પદા તેમાં એક અભ્યંતરની ૧૭૫ દેવીઓ, ૨ મઝમની ૧૫૦ દેવીઓ, ૩ બાહિરલીની ૧૨૫ દેવીઓ. એ સર્વ પરિવાર દક્ષિણ દિશાના ચમરેંદ્રનો જાણવો. એમજ ઉત્તર દિશાના બલેંદ્રની ૩ પરિષદા જાણવી પણ એટલો ફેર જે પહેલીના ૨૦૦૦૦ દેવતા, બીજીના ૨૪૦૦૦ દેવતા, ત્રીજીના ૨૮૦૦૦ દેવતા. હવે એના નવ નીકાયના દેવતાની ૩ પરિ-ષદા—પહેલીના ૫૦૦૦૦ દેવતા, બીજીના ૬૦૦૦૦ દેવતા, ત્રીજીના ૭૦૦૦૦ દેવતા. બલેંદ્રની દેવીઓની ૩ પરિષદા—પહેલીની ૪૫૦ દેવીઓ, બીજીની ૪૦૦ દેવીઓ, ત્રીજીની ૩૫૦ દેવીઓ. હવે એના નવ નીકાય-ના દેવતાની દેવીઓની ૩ પરિપદા—પહેલીની ૨૨૫ દેવીઓ, બીજીની

૨૦૦ દેવીઓ, ત્રીજીની ૧૭૫ દેવીઓ.

**૧૨ લોકપાલ** કહે છે—૧ સોમ, ૨ જમ, ૩ વરૂણ, ૪ વેસમણ. તેમાં સોમનો વારો પુર્વ દિશે, જમનો વારો દક્ષિણ દિશે, વરૂણનો વારો પશ્ચિમ દિશે, વેસમણનો વારો ઉત્તર દિશે.

**૧૩ ત્રાયત્રિંશક** તે ૩૩ તે ૧ ગુરૂ સમાન, ૨ પ્રોહિત સમાન, ૩ પુજ્ય સમાન, ૪ મિત્રસમાન, ૫ પિતા સમાન, આજ્ઞા આરાધક છે.

**૧૪ ચાર બોલ**—૧ શુભ વર્ણ, ૨ શુભ ગંધ, ૩ શુભ રસ, ૪ શુભ સ્પર્શ, ભોગવતા થકા ભવનપતિ દેવતા વિચરે છે. ઇતિ બીજો ભવનપતિનો દ્વાર સમાપ્ત.

**ત્રીજો વાણવ્યંતરનો દ્વાર** કહે છે.—૧ નામ, ૨ ચિન્હ, ૩ વર્ણ, ૪ વસ્ત્ર, ૫ સામાનિક, ૬ આત્મરક્ષક, ૭ દેવાંગના, ૮ અણિકા, ૯ અણિકાના અધીપતિ, ૧૦ ઉદ્યોત, ૧૧ પરિષદા, ૧૨ ચાર બોલ.

૧ **નામ** કહે છે—૧ પિશાચ, ૨ ભુત, ૩ જક્ષ, ૪ રાક્ષસ, ૫ કિંનર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ. ૮ ગંધર્વ, ૯ આણપન્ની, ૧૦ પાણપન્ની, ૧૧ ઇસીવાઈ, ૧૨ ભુઇવાઇ, ૧૩ કંદીય, ૧૪ મહાકંદીય, ૧૫ કોહંડ, ૧૬ પયંગદેવ.

૨ **ચિન** કહે છે—પહેલાને કદંબવૃક્ષનું ચિન્હ, બીજાને શાલિ વૃક્ષનું ચિન્હ, ત્રીજાને વડ વૃક્ષનું ચિન્હ, ચોથાને પાડલિ વૃક્ષનું ચિન્હ, પાંચમાને અશોક વૃક્ષનું ચિન્હ, છઠાને ચંપક વૃક્ષનું ચિન્હ, સાતમાને નાગ વૃક્ષનું ચિન્હ, આઠમાને ટીંબરૂ વૃક્ષનું ચિન્હ, એવં ૮ દક્ષિણ દિશાના ચિન્હ કહ્યા છે, એમજ ૮ ઉત્તર દિશાના ચિન્હ જાણવા.

**૩ વર્ણ** કહે છે—તે પહેલા ત્રીજા સાતમા ને આઠમા એ ૪ નો શ્યામવર્ણ, બીજાનો કાલોવર્ણ, પાંચમાનો નિલોવર્ણ, ચોથાને છઠાનો ધોળોવર્ણ, એવં ૮ દક્ષિણ દિશાના વર્ણ કહ્યા, એમજ ૮ ઉત્તર દિશાના વર્ણ જાણવા.

૪ **વ** કહે છે—નિલા રાતા પિળા ને ધોળા વિવિધ પ્રકારના તે પણ સંધ્યાની રાગ સરિખા જાણવા.

૫ **(સા)માનિક** તે એકેકાને ચાર ચાર હજાર સામાનિક દેવતા છે.

૬ **આત્મરક્ષક** તે સામાનિકથી ચઉગુણા જાણવા.

૭ **દેવાંગના** તે એકેકાને ચાર ચાર દેવીઓ છે, એકેકી દેવી એક એક હજાર રૂપ વિક્રય કરે, ધણી ભોગવવાને અર્થે, ધણી પણ એકલો એટલા રૂપ વિક્રય કરે.

૮ **અણિકા** ૭ કહે છે—૧ ગંધર્વ, ૨ નટ, ૩ હય, ૪ ગય ૫ રથ, ૬ પાયક, ૭ મહીષ.

૯ **અણિકાનાઅધીપતિ** એમ જ જાણવા.

૧૦ **ઉદ્યોત** કહે છે—૧ દેવતાનો, ૨ દેવીઓનો, ૩ આભરણનો, ૪ શુભ પુદગલનો.

૧૧ **પરિષદા** ૩ તે કહે છે—૧ સમીયાના ૮૦૦૦ દેવતા, ૨ ચંડાના ૧૦૦૦૦ દેવતા, ૩ જાયાના ૧૨૦૦૦ દેવતા, આવવું જાવું પ્રથમની રીતે જાણવું.

૧૨ **૧૨ બોલ**—૧ શુભ વર્ણ, ૨ શુભ ગંધ, ૩ શુભરસ, ૪ શુભ સ્પર્શ, ભોગવતા થકા વાણવ્યંતર દેવતા વિચરે છે. ઇતિ ત્રીજો વાણવ્યંતરનો દ્વાર સમાપ્ત.

**ચોથો જ્યોતિષીનો દ્વાર** કહે છે—૧ નામ, ૨ વાહક, ૩ વર્ણ, ૪ વસ્ત્ર, ૫ સામાનિક, ૬ આત્મરક્ષક, ૭ લાંબપણું ને પહોલપણું, ૮ ઉંચપણું ને જાડપણું ૯ પંક્તિ, ૧૦ પરિષદા, ૧૧ ઉદ્યોત, ૧૨ દેવાંગના, ૧૩ નિત્યરાહુ ને પર્વરાહુ, ૧૪ પરિવાર, ૧૫ અણિકા, ૧૬ અણિકાના અધિપતિ, ૧૭ સંઘયણ, ૧૮ વ્યાઘાત આશ્રી આંતરો, ૧૯ નિર્વ્યાઘાત આશ્રી આંતરો, ૨૦ દેખવું, ૨૧

ચાલવું, ૨૨ તપવું, ૨૩ ઉંચપણું, ૨૪ અઢિ દ્વીપ બાહિર આંતરો, ૨૫ ચાર બોલ.

**૧ નામ** કહે છે. ૧ ચંદ્ર, ૨ સુર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫ તારા. એ પાંચ અઢિ દ્વીપમાં ચર છે અને અઢિ દ્વીપ બાહિર સ્થિર છે. એવં દશ જાણવા.

**૨ વાહક** કહે છે—ચંદ્રમા તથા સુર્યના વિમાનને સોળ સોળ હજાર દેવતા ઉપાડે છે તેહનો વિસ્તાર કહે છે. ચાર હજાર દેવતા સિંહને રૂપે પુર્વ દિશે ઉપાડે છે, ચાર હજાર દેવતા હાથીને રૂપે દક્ષિણ દિશે ઉપાડે છે, ચાર હજાર દેવતા વૃષભને રૂપે પશ્ચિમ દિશે ઉપાડે છે, ચાર હજાર દેવતા ઘોડાને રૂપે ઉત્તર દિશે ઉપાડે છે. એવં સોળ સોળ હજાર દેવતા ચંદ્રમા તથા સુયના વિમાનને ઉપાડે છે. આઠ હજાર દેવતા ગ્રહના વિમાનને ઉપાડે છે. ચાર હજાર દેવતા નક્ષત્રના વિમાનને ઉપાડે છે. બે હજાર દેવતા તારાના વિમાનને ઉપાડે છે. ચારે દિશે પાંચશે પાંચશે પુર્વે કહ્યા તે જ રૂપે જાણવા. રાહુને ચંદ્રમાની પેરે જાણવું.

**૩ વર્ણ** કહે છે—જ્યોતિષીના વિમાનનો માંહિ કનક વર્ણ, ને બાહિરનો સ્ફટિક રત્ન સમાન વર્ણ જાણવો.

**૪ વસ્ત્ર**—પુર્વનિ પેરે વિવિધ પ્રકારના જાણવા. તે પણ સંધ્યાના રાગ સરિખા જાણવા.

**૫ સામાનિક દેવતા**—તે ચાર ચાર હજાર જાણવા.

**૬ આત્મરક્ષક દેવતા** તે સામાનિકથી ચઉગુણા જાણવા.

**૭ લાંબપણું ને પહોલપણું, ૮ ઉંચપણું ને જાડપણું**, એ બે દ્વાર સાથે કહે છે.—૧ ચંદ્રમાનું વિમાન એક જોજનના ૬૧ ભાગ કરિયે તેહવા ૫૬ ભાગનું લાંબુ પહોળું અને ૨૮ ભાગનું ઉંચુ જાડું છે. ૨ સુર્યનું વિમાન એકસઠિયા ૪૮ ભાગનું લાંબુ પહોળું અને ૨૪ ભાગનું

ઉંચું જાડું છે. ૩ ગ્રહનું વિમાન બે ગાઉનું લાંબું પહોળું, અને એક ગાઉનું ઉંચું જાડું છે. ૪ નક્ષત્રનું વિમાન એક ગાઉનું લાંબુ પહોળું અને અડધ ગાઉનું ઉંચું જાડું છે. ૫ તારાનું વિમાન અડધ ગાઉનું લાંબું પહોળું અને પા ગાઉનું ઉંચું જાડું છે.

**૯ પંક્તિ** કહે છે—૬૬-૬૬ની ૪ પંક્તિ છે, ૧૩૨ ચંદ્રમા અને ૧૩૨ સુર્ય છે. એવં ૨૬૪ છે. હવે સર્વથી મંદ ગતિ ચંદ્રમાની, તેહથી શીઘ્ર ગતિ સુર્યની, તેહથી શીઘ્ર ગતિ ગ્રહની, તેહથી શીઘ્ર ગતિ નક્ષત્રની, તેહથી શીઘ્ર ગતિ તારાની. હવે સર્વથી થોડી રૂદ્ધી તારાની, તેહથી અધિક રૂદ્ધિ નક્ષત્રની, તેહથી અધિક રૂદ્ધિ ગ્રહની, તેહથી અધિક રૂદ્ધિ સુર્યની, તેહથી અધિક રૂદ્ધિ ચંદ્રમાની જાણવી.

**૧૦ પરિષદા**—૧ ઇશા, ૨ તુડિયા, ૩ પચ્ચા. પહેલીના ૮ હજાર દેવતા, બીજીના ૧૦ હજાર દેવતા, ત્રીજીના ૧૨ હજાર દેવતા.

**૧૧ ઉદ્યોત** કહે છે—૧ દેવતાનો, ૨ દેવીનો, ૩ આભરણનો, ૪ શુભ પુદ્દગલનો, ૫ વિમાનનો.

**૧૨ દેવાંગના** કહે છે—એકેકાને ચાર ચાર દેવીઓ છે. એકેકી દેવી ચાર ચાર હજાર રૂપ વિક્રય કરે, ધણી ભોગવવાને અર્થે, ધણી પણ એકલો એટલા રૂપ વિક્રય કરે.

**૧૩ નિત્ય રાહુ ને પર્વ રાહુ કહે છે**—તે નિત્ય રાહુ ચંદ્રમાની કેડે છે, તે અમાવાસ્યાના પડવાથી માંડિને એકેકી કલા છોડતો જાય, તે પુનમને દિને ૧૬ કલા ચંદ્રમા સંપુર્ણ થાય, અને પુનમને પડવેથી એકેકી કલા ચંદ્રમા ઢળાવતો જાય તે અમાવાસ્યાને દહાડે ૧ કલા ચંદ્રમાની રહે, અને પર્વ રાહુ બેહુને આવે. ચંદ્રમાનું ગ્રહણ જઘન્ય ૬ માસે, ઉત૦ ૪૨ માસે આવે, અને સુર્યનું ગ્રહણ જઘ૦ ૬ માસે, ઉત૦ ૪૮ વરસે આવે. તેમાં નિત્ય રાહુના

વિમાન સ્યામ વર્ણા છે, અને પર્વ રાહુના વિમાન પંચવર્ણા છે. તે નિત્ય રાહુના ૨ વિમાન અને પર્વ રાહુના ૨૦ વિમાન આ જંબુ-દ્વિપમાં છે. ચંદ્રમા તથા સુર્યના માડલા, ક્ષેત્ર ફરસે તો, ૫૧૦ જોજન ક્ષેત્ર ફરસે, તેમા ૧૮૦ જોજન જંબુદ્વિપ માંહિ ફરસે અને ૩૩૦ જોજન લવણ સમુદ્રમાં ફરસે. ચદ્રમાના ૧૫ માંડલા છે તેમાં ૫ માંડલા જંબુદ્વિપમાં કરે, અને ૧૦ માંડલા લવણ સમુ-દ્રમાં કરે. માંડલેનો માંડલે આવે તો ૧૫ દિવસે આવે. સુર્યના ૧૮૪ માંડલા છે, તેમાં ૬૫ માંડલા જંબુદ્વિપમાં કરે, અને ૧૧૯ માંડલા લવણ સમુદ્રણાં કરે, માંડલેનો માંડલે આવે તો ૬ માસે આવે. સુર્યને માંડલે માંડલે બે જોજનનું આંતરૂં છે અને ચંદ્રમાને માંડલે માડલે ૩૫ જોજન ને એકસઠિઆ ૩૧ ભાગ અને એકસ-ઠિઆ એક ભાગના ૭ ભાગ કરીએ, તેહવા ૪ ચુરણિયા ભાગનું આંતરૂ છે.

**૧૪ પરિવાર કહે છે**—એક ચદ્રમા ને એક સુર્યનો પરિ-વાર ૨૮ નક્ષત્ર, ૮૮ ગ્રહ, અને ૬૬૯૭૫ કોડાકોડિ તારા છે, એટલો પરિવાર જાણવો.

**૧૫ અણિકા ૭** કહે છે—૧ ગંધર્વ, ૨ નટ, ૩ હય, ૪ ગય, ૫ રથ, ૬ સુભટ, ૭ વૃષભ.

**૧૬ અણિકાના અધીપતિ**—એમજ જાણવા.

**૧૭ સંઘયણ**—તે છએ સંઘયણનો ધણી જ્યોતિષી થાય.

**૧૮ વ્યાઘાત કહે છે**—વ્યાઘાત સહિત આંતરૂં પડે તો એક વિમાનથી બીજા વિમાનને જઘ૦ ૨૬૬ જોજનનું આંતરૂ, તે કેમ જે નિષેધ નિલવત પર્વત ચાર ચારસે જોજનના ઉચા છે તેના ઉપરે પાંચ પાંચસેં જોજનના ઉચા કુટ છે, તે કુટ ઉપર અઢી અઢીસેં જોજનનાં પહોળા છે તે થકી જ્યોતિષી બે દિશે

આઠ આઠ જોજન વેગળા ચાલે છે એટલે આઠ દુ સોળ ને અઢીસેં એવં ૨૬૬ જોજનનું આંતરૂં, અને ઉત૦ ૧૨૨૪૨ જોજનનું આંતરૂં, તે કેમ જે ૧૦૦૦૦ જોજનનું મેરૂ પર્વત પહોલપણે છે અને તે થકી જ્યોતિષી બે દિશે ૧૧૨૧ જોજન, ૧૧૨૧ જોજન વેગળા ચાલે છે, એવં સર્વે મળી ૧૨૨૪૨ જોજનનું આંતરૂં છે.

**૧૯ નિર્વ્યાઘાત** કહે છે—નિર્વ્યાઘાત આશ્રી આંતરૂં પડે તો જઘન્ય ૫૦૦ ધનુષ્યનું, ઉત૦ વિમાન વિમાનને ૨ ગાઉનું આંતરૂં છે.

**૨૦ દેખ** કહે છે—આષાઢ માસે કર્ક સંક્રાંતિને દહાડે ૧૮ મુહૂર્તનો દિવસ ને ૧૨ મુહુર્તની રાત્રિ, તે દિવસે ઉગતો સુર્ય ૪૭૨૬૩ જોજન ને સાઠિયા ૨૧ ભાગ વેગળેથી ઉગતો દિશે, અને પોશ માસે મકર સંક્રાંતિને દહાડે ૧૨ મુહુર્તનો દિવસ ને ૧૮ મુહુર્તની રાત્રિ, તે દિવસે ઉગતો સુર્ય ૩૧૮૩૧ જોજન ને એકસઠિયા ૩૦ ભાગ વેગળેથી ઉગતો સુર્ય દિશે.

**૨૧ ચાલ** કહે છે—આષાઢ માસે કર્ક સંક્રાંતિને દહાડે એકેક મુહુર્તે સુર્ય ૫૧૫૧ જોજન ને સાઠિયા ૨૯ ભાગ ચાલે, આખે દિવસે થઇને ૯૪૫૨૬ જોજન ને સાઠિયા ૪૨ ભાગ ચાલે અને પોશ માસે મકર સંક્રાંતિને દહાડે એકેક મુહુર્તે સુર્ય ૫૩૦૫ જોજન ને સાઠિયા ૧૫ ભાગ ચાલે, આખે દિવસે થઇને ૬૩૬૬૩ જોજન ચાલે.

**૨૨ તપવો** કહે છે—સુર્ય ઉંચો ૧૦૦ જોજન તપે છે, હેઠો ૧૮૦૦ જોજન તપે છે, અને ત્રિછો ૪૭૨૬૩ જોજન, સાઠિયા ૨૧ ભાગ તપે છે.

**૨૩ ઉંચપણું** કહે છે—સમભુતલથકિ ૭૯૦ જોજન ઉંચા જઇયે તેવારે તારામંડલ આવે, તિહાંથી ૧૦ જોજન ઉંચપણે સુર્યનું વિમાન છે, તિહાંથી ૮૦ જોજન ઉંચપણે ચંદ્રમાનું વિમાન છે

તિહાંથી ૪ જોજન ઉંચપણે નક્ષત્રના વિમાન છે, તિહાંથી ૪ જોજન ઉંચપણે બુધનો તારો છે, તિહાંથી ૩ જોજન ઉંચપણે શુક્રનો તારો છે, તિહાંથી ૩ જોજન ઉચપણે બૃહસ્પતિનો તારો છે, તિહાંથી ૩ જોજન ઉંચપણે મંગલનો તારો છે, તિહાંથી ૩ જોજન ઉંચપણે છેલ્લો શનૈશ્ચરનો તારો આવે. એવં સર્વે ૧૧૦ જોજનમાં જ્યોતિષચક્ર છે.

**૨૪ અઢીદ્વિપ બાહિર આંતરૂં** કહે છે—ચંદ્રમા ચંદ્રમાને સુર્ય સુર્યને એકલાખ જોજનનું આંતરૂં છે, અને ચંદ્રમા સુર્યને અર્ધ લાખ જોજનતું આંતરૂં છે.

**૨૫ ચ્યાર બોલ**—૧ શુભવર્ણ, ૨ શુભગંધ, ૩ શુભરસ, ૪ શુભસ્પર્શ, ભોગવતા તથા જ્યોતિષી દેવતા વિચરે છે. ઇતિ ચોથો જ્યોતિષીનો દ્વાર સમાપ્ત

**પાંચમો વૈમાનીકનો દ્વાર** કહે છે—૧ નામ, ૨ આધાર, ૩ વર્ણ, ૪ વસ્ત્ર, ૫ સામાનિક, ૬ આત્મરક્ષક, ૭ જાડપણું, ૮ ઉંચપણું, ૯ પુષ્પવિકીર્ણ વિમાન, ૧૦ આવલિકાબંધ વિમાન, ૧૧ પરિષદા, ૧૨ ઉદ્યોત, ૧૩ દેવીઓ, ૧૪ લોકપાલ, ૧૫ ત્રાયત્રિંશક, ૧૬ અણિકા સાત, ૧૭ અણિકાના અધીપતિ, ૧૮ સંઘયણ, ૧૯ અવધિનું દેખવું, ૨૦ ચાર બોલ કહેવાશે.

**૧ નામ** કહે છે—૧ સુધર્મ, ૨ ઇશાન, ૩ સનતકુમાર, ૪ માહેંદ્ર, ૫ બ્રહ્મલોક, ૬ લંતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્ત્રાર, ૯ આણત, ૧૦ પ્રાણત, ૧૧ આરણ, ૧૨ અચ્યુત, નવ ગ્રીવેકના નામ—૧ ભદ્દે, ૨ સુભદ્દે, ૩ સુજાએ, ૪ સુમાણસે, ૫ પીયદંસણે, ૬ સુદંસણે, ૭ આમોહે, ૮ સુપડિબધે, ૯ જસોધરે. પાંચ અનુત્તર વિમાનના નામ—૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત, ૫ સર્વાર્થસિદ્ધ વિમાન. મુક્તિ શિલાના બાર નામ—૧ ઇસીતીવા, ૨ ઇસિપભારાતીવા, ૩ તણુતીવા, ૪ તણુ તણુતીવા, ૫ સિદ્ધિતીવા, ૬ સિદ્ધા-

લએતિવા, ૭ મુત્તિતિવા; ૮. મુત્તાલએતિવા, ૯ લોયગોતિવા, ૧૦ લોગથુભિએતિવા, ૧૧ લોગપડિઓહએતિવા, ૧૨ સવ્વપાણુ ભુયજીવસત સુહાવહેતિવા.

**૨ આધાર**—પહેલા બે દેવલોક ઘનોદધીને આધારે રહ્યા છે, ત્રિજુ ચોથું ને પાંચમું એ ત્રણ દેવલોક ઘનવાયને આધારે રહ્યા છે, છઠું, સાતમું, ને આઠમું એ ત્રણ દેવલોક ઘનોદધિ ઘનવાય એને આધારે રહ્યા છે, નવમાથી તે સર્વાર્થસિદ્ધ સુધી એક આકાશને આધારે પ્રતિષ્ટિત છે.

**૩ વર્ણ** કહે છે—પહેલે બીજે દેવલોકે ૫ વર્ણ લાભે, ત્રિજે ચોથે દેવલોકે ૧ કાળો વર્જિને ૪ વર્ણ લાભે, પાંચમે છઠે દેવલોકે ૩ વર્ણ લાભે તે ૧ કાળો, ૨ નિલો, એ બે વર્જ્યા, સાતમે આઠમે દેવલોકે ૨ વર્ણ લાભે તે ૧ પીળો, ૨ ધોળો. નવમા દેલલોકથી તે સર્વાર્થ સિદ્ધ વિમાન સુધી ૧ ધોળો વર્ણ લાભે.

**૪ વસ્ત્ર** કહે છે—બાર દેવલોકના દેવતાના વસ્ત્ર વિવિધ પ્રકારના, તે પણ સંખ્યાની રાગ સરિખા જાણવા. ઉપરે વસ્ત્રનું કારણ નથી.

**૫ [સા]માનિક**—૧ પહેલા દેવલોકના દેવતાને ૮૪૦૦૦ સામાનિક દેવતા, ૨ બીજાને ૮૦૦૦૦ સામાનિક, ૩ ત્રીજાને ૭૨૦૦૦ સામાનિક, ૪ ચોથાને ૭૦૦૦૦ સામાનિક, ૫ પાંચમાને ૬૦૦૦૦ સામાનિક, ૬ છઠ્ઠાને ૫૦૦૦૦ સામાનિક, ૭ સાતમાને ૪૦૦૦૦ સામાનિક, ૮ આઠમાને ૩૦૦૦૦ સામાનિક, ૯–૧૦ નવમા દશમાને ૨૦૦૦૦ સામાનિક ૧૧–૧૨ ઇગ્યારમા બારમાને ૧૦૦૦૦ સામાનિક દેવતા છે.

**૬ આત્મારક્ષક**, તે સામાનિકથી ચઉગુણા જાણવા.

**૭ વિમાનના [પ]ંયતલિયાનું ડપણું તથા ૮ મહોલનું ઊંચપ** એ બે દ્વારા સાથે કહે છે—પહેલા બીજા દેવલોકનું તલું ૨૭૦૦ જોજનનું જાડું, ને ૫૦૦ જોજનના ઉચ્યા મહોલ. ત્રીજા

ચોથા દેવલોકનુ તલુ ૨૬૦૦ જોજનનું જાડું, ને ૬૦૦ જોજનના ઉચા મહોલ. પાંચમા છઠા દેવલોકનું તલું ૨૫૦૦ જોજનનું જાડું, ને ૭૦૦ જોજનના ઉચા મહોલ. સાતમા આઠમા દેવલોકનું તલું ૨૪૦૦ જોજનનું જાડું, ને ૮૦૦ જોજનના ઉચા મહોલ. નવમા દશમા ઇગ્યારમા બારમા દેવલોકનું તલું ૨૩૦૦ જોજનનું જાડું, ને ૯૦૦ જોજનના ઉંચા મહોલ. નવ ગ્રીવેકનું તલું ૨૨૦૦ જોજનનું જાડું, ને ૧૦૦૦ જોજનના ઉંચા મહોલ. પાંચ અનુત્તર વિમાનનું તલું ૨૧૦૦ જોજનનું જાડું, ૧૧૦૦ જોજનના ઉંચા મહોલ. પહેલે બીજે દેવલોકે ૧૩ પ્રતર છે, ત્રીજે ચોથે દેવલોકે ૧૨ પ્રતર છે, પાંચમે દેવલોકે ૬ પ્રતર, છઠે દેવલોકે ૫ પ્રતર, સાતમે દેવલોકે ૪ પ્રતર, આઠમે દેવલોકે ૪ પ્રતર, નવમે દશમે દેવલોકે ૪ પ્રતર, ઇગ્યારમે બારમે દેવલોકે ૪ પ્રતર, નવ ગ્રીવેકમાં ૯ પ્રતર, પાંચ અનુત્તર વિમાનનો ૧ પ્રતર, એવં સર્વે મળી ૬૨ પ્રતર જાણવા.

૯ **પુષ્પાવિકીર્ણ વિમાન** કહે છે—૮૪૮૯૧૪૯ પુષ્પાવિકીર્ણ વિમાન જાણવા.

૧૦ **આવલીકાબંધ વિમાન**—૭૮૭૪ આવલિકાબંધ વિમાન જાણવા.

૧૧ **પરિષદા** કહે છે—પહેલા દેવલોકના ઇંદ્રને ૩ પરિષદા તેમાં પહેલીના ૧૨ હજાર દેવતા, બીજીના ૧૪ હજાર દેવતા, ત્રીજીના ૧૬ હજાર દેવતા, બીજા દેવલોકના ઇંદ્રને ૩ પરિષદા, ૧૦ હજાર, ૧૨ હજાર, ૧૪ હજાર. ત્રીજા દેવલોકના ઇંદ્રને ૩ પરિષદા, ૮ હજાર, ૧૦ હજાર, ૧૨ હજાર. ચોથા દેવલોકના ઇંદ્રને ૩ પરિષદા, ૬ હજાર, ૮ હજાર, ૧૦ હજાર, પાંચમે દેવલોકે ૪ હજાર, ૬ હજાર, ને ૮ હજાર. છઠે દેવલોકે ૨ હજાર, ૪ હજાર, ને ૬ હજાર. સાતમે દેવલોકે ૧ હજાર, ૨ હજાર, ને ૩ હજાર. આઠમે દેવલોકે ૫૦૦–૧૦૦૦ ને ૨૦૦૦. નવમે દશમે દેવલોકે ૨૫૦–૫૦૦–ને ૧૦૦૦ ઇગ્યારમે બારમે દેવલોકે ૧૨૫–૨૫૦ ને ૫૦૦. એ મુજબ પરિષદા જાણવી.

**૧૨ ઉદ્યોત** કહે છે—૧ દેવતાનો, ૨ દેવીનો, ૩ આભરણનો, ૪ શુભ પુદ્ગલનો, ૫ વિમાનનો.

**૧૩ દેવીઓ** કહે છે—એકેકા ઇંદ્રને ૮-૮ દેવીઓ છે, એકેકી દેવી ૧૬-૧૬ હજાર રૂપ વિક્રય કરે, ધણી ભોગવવાને અર્થે ધણી પણ એકલો એટલા રૂપ વિક્રય કરે.

**૧૪ લોકપાલ** કહે છે—એકેકા ઇંદ્રને ૪-૪ લોકપાલ છે, વારા પુર્વની પેરે જાણવા. સોમ ને જમનું ૧ પલ્યોપમ ને ૧ પલ્યોપમના ત્રીજા ભાગનું આયુષ્ય અધિક જાણવું. વરૂણનું દેશઉણા ૨ પલ્યોપમનું આયુષ્ય જાણવું. વેશમણનું પુરા ૨ પલ્યોપમનું આયુષ્ય જાણવું.

**૧૫ ત્રાયત્રિંશક** તે પુર્વની પેરે જાણવા.

**૧૬ અણિકા** ૭ કહે છે—૧ ગંધર્વ, ૨ નટ, ૩ હય, ૪ ગય, ૫ રથ, ૬ પાલા, ૭ વૃષભ.

**૧૭ અણિકાના અધિપતિ** એમજ જાણવા.

**૧૮ સંઘયણ** કહે છે—પહેલાથી તે ચોથા દેવલોક સુધી ૬ સંઘયણનો ધણી જાય, પાંચમે ને છઠે દેવલોકે ૧ છેવટુ વર્જિને. ૫ સંઘયણનો ધણી ઉપજે, સાતમે આઠમે દેવલોકે ૧ કિલકુ ને ૨ છેવટુ એવં ૨ વર્જિને બાકી ૪ સંઘયણનો ધણી ઉપજે, નવમે દશમે ઇગ્યારમે ને બારમે દેવલોકે ૩ સંઘયણનો ધણી ઉપજે, તે ૧ વજ્રરૂષભનારાચ સંઘયણ, ૨ રૂષભનારાચ, ૩ નારાચ, નવ ગ્રીવેકમાં ૨ સંઘયણનો ધણી જાય, તે ૧ વજ્ર રૂષભનારાચ સંઘયણ, ૨ રૂષભ નારાચ સંઘયણ, પાંચ અનુતર વિમાનમાં ૧ વજ્ર રૂષભનારાચ સંઘયણનો ધણી જાય.

**૧૯ અવધિનું દેખ** કહે છે—તે વિમાનીક સર્વ દેવતા ઉંચું પોતપોતાનો વિમાનની ધજા લગે દેખે, અને ત્રિછું અસંખ્યાતા દ્વીપ સમુદ્ર લગે દેખે, અને નીચું કેટલું કેટલું દેખે તે કહે છે—પહેલા બીજા દેવલોકના દેવતા નિચું પહેલી નરકના તલા સુધી દેખે,

ત્રીજા ચોથા દેવલોકના દેવતા નિચું બીજી નરકના તલા સુધી દેખે, પાંચમાં છઠ્ઠા દેવલોકના દેવતા નિચું ત્રિજી નરકના તલા સુધી દેખે, સાતમા આઠમા દેવલોકના દેવતા નિચું ચોથી નરકના તાલ સુધી દેખે, નવમા દશમા ઇગ્યારમા બારમા દેવલોકના દેવતા નિચું પાંચમી નરકના તલા સુધી દેખે, નવ ગ્રીવેકમાં હેઠલી બે ત્રિકના દેવતા નિચું છઠ્ઠી નરકના તલા સુધી દેખે, ઊપલી ત્રિકના દેવતા નિચું સાતમી નરકના તલા સુધી દેખે પાંચ અનુત્તર વિમાનના દેવતા કિચીતઊણી લોકનાલિ દેખે, નારકી ત્રાપાને આકારે દેખે, ભવનપતિ પાલાને આકારે દેખે, વાણુવ્યંતર ઝાલરને આકારે દેખે, જયોતિષી પડહાને આકારે દેખે, વિમાનીક ૧૨ દેવલોકના દેવતા માદ્લને આકારે દેખે, નવગ્રીવેકના દેવતા વિખર્યા ફુલને આકારે દેખે, પાંચ અનુત્તર વિમાનના દેવતા કુમારીના કંચુવાને આકારે દેખે.

૨૦ ચાર બોલ—૧ શુભ વર્ણ, ૨ શુભ ગંધ, ૩ શુભ રસ, ૪ શુભ સ્પર્શ, ભોગવતા થકા વિમાનીક દેવતા વિચરે છે. ઇતિ પાંચમો વિમાનીકનો દ્વાર સમાપ્ત.

**ઇતિ શ્રી પાંચ બોલનો થોકડો સમાપ્ત.**

---

# શિખામણના ૬૩ બોલ.



૧ શિષ્યે પુછ્યું ગુરને, કહો સ્વામી આદરવા જોગ તે શું ? ગુરુ કહે છે સદ્‌ગુરની શિખામણ ને સદ્‌ગુરુના વચન.

૨ શિ૦ છાંડવા જોગ તે શું ? અકારજનો કર્ત્તવ્ય ને કુસંગીની સંગત છાંડવી.

૩ શિ૦ ગુરૂ તે કોને કહીએ ? શુદ્ધ માર્ગના પરૂપક હોય તેને ગુરૂ કહીએ.

૪ શિ. અતિ ઉતાવળું કામ તે શું કરવું ? જે થકી વહેલા કર્મ ખપે તેમાં ઢીલ ન કરવી.

૫ શિ. મોક્ષ રૂપીયા વૃક્ષનો બીજ તે શું ? સમકિત સહિત ક્રિયાનું કરવું તે.

૬ શિ. સંસાર રૂપ પંથે ચાલતાં સાથે ભાતું તે શું લેવું ? દયા સંવર ધર્મધ્યાનનું ભાતું લેવું.

૭ શિ. પંડિત તે કોને કહીએ ? પરમ વિવેકી પરમ દયાલું દયા ડાહપણુ હોય તેને પંડિત કહીએ.

૮ શિ. પવિત્ર તે કોને કહીએ ? જેનું મન સદા પવિત્ર સિયલવ્રત સહિત હોય તેને પવિત્ર કહીએ.

૯ શિ. વિષ સમાન તે કોને કહીએ ? ગુરૂની હેલા નિંદા કરે ત ઉપગારનો ચોર કૃતઘ્નપણું તેને વિષ સમાન કહીએ,

૧૦ શિ, સંસારમાં સાર તે શું ? જૈન ધર્મ સહિત પ્રવર્તવું તે જ સાર છે.

૧૧ શિ. મદીરાના છાક સમાન તે શું ? વિષય રૂપ સ્નેહ તથા મિથ્યાત્વ મોહનીય.

૧૨ શિ. વેરી તે કોને કહીએ ? વિષય છે તે મહા મોટો વેરી .

૧૩ શિ. સંસારમાં ભમાવણહાર તે કોણ ? તૃષ્ણા રૂપણી વેલડી જીવને ભમાવણહાર છે,

૧૪ શિ. નિર્લજ તે કોને કહીએ ? અબ્રહ્મચારી ચોર મચ્છર હોય તેને નિર્લજ કહીએ.

૧૫ શિ. સર્વ જીવને મોટો ભય તે શું ? મરણ રૂપી મોટો ભય છે.

૧૬ શિ. અંધમાં અંધ તે કોને કહીએ ? કામી પુરૂષને અંધમાં અંધ કહીએ.

૧૭ શિ. શૂરો તે કોને કહીએ ? સ્ત્રીના સ્નેહ રૂપીયા બાણે કરી વિંધ્યો વિંધાય નહિ તેને શૂરો કહીએ.

૧૮ શિ. કાનને વિષે અમૃત સમાન તે શું ? સદ્ગુરૂની શિખામણ ને સદ્ગુરૂનાં વચન તે અમૃત સમાન જાણવા.

૧૯ શિ. મોટાઇપણાનો મુળ તે શું ? સંતોષ છે તે મોટાઈપણાનો મુળ છે.

૨૦ શિ. ગહન વનમાં લપસી પડયા ભુલા પડયા તે કોણ ? સ્ત્રીના ચરિત્રમાં પડયા તે.

૨૧ શિ. ચતુર તે કોને કહીએ ? જે પુરૂષ સ્ત્રીનો ચળાવ્યો ચળે નહિ અને જે સ્ત્રી પુરૂષની ચળાવી ચળે નહિ તેને ચતુર કહીએ.

૨૨ શિ. દરીદ્ર તે કોને કહીએ ? અસંતોષીને દરીદ્ર કહીએ.

૨૩ શિ. હલકાઇપણાનું મુળ તે શું ? પર જીવને લાલપાલનું બોલવું ને દીનપણે જાચવું તે હલકાઈપણાનું મુળ છે.

૨૪ શિ. લેખાનું જીવત્વ તે શું ? અધર્મને છાંડીને ધર્મનુ આદરવું તે.

૨૫ શિ. મુંઢ મુર્ખ તે કોને કહીએ ? છતી શક્તિએ છતી જોગવાઇએ જ્ઞાનનો અભ્યાસ ન કરે તેને મુંઢ મુર્ખ કહીએ.

૨૬ શિ. જાગતા તે કોને કહીએ ? પરમ વિવેકી પરમ દયાળુ હોય તેને જાગતા કહીએ.

૨૭ શિ. ઉંઘતા તે કોને કહીએ ? મુંઢ મુર્ખ હોય તેને ઉંઘતા કહીએ.

૨૮ શિ. કમલના પાન ઉપરે ઠારનાં બીંદુઓની પેરે ચંચળ તે શું ? ધન જોબન આયુષ્ય સજજન કુટુંબ પરિવાર વિગેરે ચંચળ જાણવા.

૨૯ શિ. ચંદ્રમાની પેરે સિતળ વાણીના પ્રકાશણહાર તે કોણ ? સાધુજી મહાપુરૂષ સિતળ વાણીના પ્રકાશણહાર જાણવા.

૩૦ શિ. દુઃખમાં દુઃખ તે શું ? પારકી આશાને પરવશપણું છે તે દુઃખમાં દુઃખ જાણવું.

૩૧ શિ. સુખમાં સુખ તે શું ? સંસારના સુખ છાંડવા તે સુખમાં સુખ છે.

૩૨ શિ૦ સત્યમાં સત્ય તે શું ? સર્વ પ્રાણી ભુત જીવ સત્વનું હિત વાંછવું તે સત્ય.

૩૩ શિ૦ સર્વ જીવને વહાલું તે શું ? જીવત્વ છે તે સર્વ જીવને વહાલું છે.

૩૪ શિ૦ દાનનું દેવું તે શું ? કેવળ ઉપગાર અને ધર્મનો બોધ દેવો તે.

૩૫ શિ૦ મિત્ર તે કોને કહીએ ? અધર્મથી નિવર્તાવી અને ધર્મને વિષે જોડે તેને વહાલો સગો મિત્ર કહીએ.

૩૬ શિ૦ શરીરનું મોટું આભરણ વિભુષણ તે શું ? સિયળવ્રત છે તે મોટું આભરણ વિભુષણ છે.

૩૭ શિ૦ વચનનું વિભુષણ તે શું ? સત્યવચન બોલવું તે વચનનું વિભુપણ છે.

૩૮ શિ૦ અનર્થનો હેતુ તે શું ? ક્રોધ છે તે અનર્થનો હેતુ છે.

૩૯ શિ૦ સંસારમાં જીવને સુખનો ઉપજાવણહાર તે કોણ ? ઉત્તમ મિત્રની પ્રિતી જીવને સુખની ઉપજાવણહાર છે.

૪૦ શિ૦ ડાહ્યા તે કોને કહીએ ? અણવિચાર્યો કામ ન કરે તેને ડાહ્યા કહીએ.

૪૧ શિ૦ ઘેલા તે કોને કહીએ ? અણવિચાર્યું કામ કરે તેને ઘેલા કહીએ.

૪૨ શિ૦ બેહરા તે કોને કહીએ ? હિત શિખામણ ન માને તેને બેહરા કહીએ.

૪૩ શિ૦ મુંગા તે કોને કહીએ ? અવસરે ન બોલે પછે તાડુકે તેને મુંગા કહીએ.

૪૪ શિ૦ મૃગપશુ સમાન તે કોને કહીએ ? મુંઢ મુર્ખને મૃગપશુ સમાન કહીએ.

૪૫ શિ૦ અલ્પમુલી વસ્તુ તે શું ? જે અવસરે સાધુ સાધવીજીને કામ ન આવે તે અલ્પમુલી વસ્તુ જાણવી.

૪૬ શિ૦ બહુમુલી વસ્તુ તે શું ? જે અવસરે સાધુ 'સાધવીજીને કામ આવે તે બહુમુલી વસ્તુ જાણવી.

૪૭ શિ૦ મરણને અંતે સલ્ય સમાન તે શું ? પરજીવને અછતા કુડા કલંકનું ચડાવવું તે મરણના અંત સુધી આલોવે નહિ, તે સલ્ય સમાન છે.

૪૮ શિ૦ અહોનિશ અભ્યાસ તે શેનો કરવો ? જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનો અહોનિશ અભ્યાસ કરવો.

૪૯ શિ૦ પુંઠ તે કોને દેવી ? પરસ્ત્રી, પરદ્રવ્ય ને ખળ માણસ તેને પુંઠ દેવી.

૫૦ શિ૦ મનમાં ચિતવવું તે શું ? સંસારનું અસ્થિરપણું ચિતવવું.

૫૧ શિ૦ કોણ સ્ત્રીશુ તલાલીન કહેવું ? કરૂણાવતી એને ક્ષમા સ્ત્રીશું તલાલીન રહેવું,

૫૨ શિ૦ કહેણાઇ આવે તે વારે કોને પણ ન આપવુ તે શું ? મુર્ખ અહંકારી અને કૃતઘ્ન એ ત્રણને સુત્ર સિદ્ધાંત વિદ્યા ન આપવી.

૫૩ શિ૦ વંદનીક પુજનીક તે કોને કહીએ ? જેની સહાય ભલી વ્રતી છે તેને વંદનીક પુજનીક કહીએ.

૫૪ શિ૦ અધર્મી તે કોને કહીએ ? જે ભલા આચારથી ચુકે તેહને અધર્મી કહીએ.

૫૫ શિ૦ જગજીત્યા તે કોને કહીએ ? ક્ષમાવંત ને દયાવંત હોય તેને જગજીત્યા કહીએ.

૫૬ શિ૦ દેવતા તે નમસ્કાર કોને કરે ? ક્ષમાવંત દયાવંત ને સિયળવંત હોય તેને દેવતા પણ નમસ્કાર કરે.

૫૭ શિ૦ અભંગ બીહામણી અટવી તે શું ? સંસારરૂપણી અટવી છે તે અભંગ બીહામણી અટવી જાણવી.

૫૮ શિ૦ સંસારમાં વશીકરણ તે શુ ? પરને મધુર વચનનું બોલવું અને પરનો વિનય કરવો તે સંસારમાં વશીકરણ જાણવો.

૫૯ શિ૦ કીએ માર્ગે ઉભા રહેવું ? શુદ્ધ ન્યાય માર્ગે ઉભા રહેવું.

૬૦ શિ૦ વિજળીની પેરે ચંચળ ચમત્કારી તે શું ? સ્ત્રીનો સ્નેહ તથા દુર્જનની પ્રિતી વિજળીની પેરે ચંચળ ચમત્કારી જાણવા.

૬૧ શિ૦ મેરૂની પેરે અડોલ તે કોને કહીએ ? શુરા પુરૂષ જે દેવતાના ડગાવ્યા ડગે નહિ તેને મેરૂની પેરે અડોલ કહીએ.

૬૨ શિ૦ નિંદવાજોગ તે કોને કહીએ ? છતી શક્તિએ, છતી જોગવાઇએ ધર્મને વિષે પ્રમાદ કરે તેને નિંદવા જોગ કહીએ.

૬૩ શિ૦ પ્રશંસવા જોગ તે કોને કહીએ ? છતા ભોગના ત્યાગી તેને પ્રશંસવા જોગ કહીએ.

**ઇતિ શ્રી શિખામણના ૬૩ બોલ સમાપ્ત.**



# શ્રી મહવીર સ્વામીના

| નંબર. | નામ. | ધરવાસમા ર..! | છદમસ્થ પ્રજા | કેવળ પ્રવજા | સર્વ આયુ. | ગામ. | પિતાનાં નામ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઇંદ્રભુતિ | ૫૦ | ૩૦ | ૧૨ | ૯૨ | ગૌવર. | વસુ તિ. |
| ૨ | અગ્નિભુતિ | ૪૭ | ૧૨ | ૧૫ | ૭૪ | ગૌવર. | વસુ તિ. |
| ૩ | વાયુ તિ. | ૪૨ | ૧૦ | ૧૮ | ૭૦ | ગૌવર. | વસુભુતિ. |
| ૪ | વિક્રેસ્વામી. | ૫૦ | ૧૨ | ૧૮ | ૮૦ | કોલાગ સનીવેસ | ધનમિત્ર. |
| ૫ | સુધર્માસ્વામી | ૫૦ | ૪૨ | ૮ | ૧૦૦ | કોલાગ સનીવેસ | ધમાલ. |
| ૬ | મંડીતસ્વામી | ૫૩ | ૧૪ | ૧૬ | ૮૩ | મોરી સનીવેસ. | ધનદેવ. |
| ૭ | મોરલીપુત્ર. | ૬૫ | ૧૪ | ૧૬ | ૯૫ | મોરી સનીવેસ. | મોરીદેવ. |
| ૮ | અકંપીત. | ૪૮ | ૯ | ૨૧ | ૭૮ | કોલાગ સનીવેસ | દેવદિન. |
| ૯ | અચલભ્રાંત. | ૪૬ | ૧૨ | ૧૪ | ૭૨ | તુંગીયા સનીવેસ. | વસુદેવ. |
| ૧૦ | મેતારજ. | ૪૬ | ૧૦ | ૧૬ | ૭૨ | વથુભુમિ | દત્ત |
| ૧૧ | પ્રભાસ. | ૧૬ | ૮ | ૧૬ | ૪૦ | રાજગ્રહી નગરી. | બલ. |

ઇતિ શ્રી મહાવીર સ્વામીના

# ૧૧ ગણધરને વિસ્તાર.

| નંબર | માતાનાં નામ, | ગૌત્ર. | જન્મ નક્ષત્ર. | ચેલા | સંશય હતો તે. |
|---|---|---|---|---|---|
| ૧ | પુઢવી. | ગૌતમ, | જેષ્ટા, | ૫૦૦ | જીવાસ્તિકાયનો ? |
| | પુઢવી. | ગૌતમ. | રોહિણી. | ૫૦૦ | આઠ કર્મનો ? |
| ૩ | પુઢવી. | ગૌતમ. | મૃગશર. | ૫૦૦ | જીવને કર્મનો ? |
| ૪ | વારૂણી. | ભારદ્વાજ. | શ્રવણ. | ૫૦૦ | પંચ ત આત્માનો ? |
| ૫ | ભદ્દલ. | અગ્નિવિશાલ, | ઉત્તરાફાલ્ગુણી | ૫૦૦ | મનુષ્ય મરીને મનુષ્ય થાય કે નહિ ? |
| ૬ | વિજયા. | વસીષ્ટ. | મૃગશર. | ૩૫૦ | બંધમોક્ષ છે કે નહિ? |
| ૭ | વિજયના. | કાસવ | રોહિણી. | ૩૫૦ | દેવલોક છે કે નહિ ? |
| ૮ | નંદા | ગૌતમ. | ઉતરાષાઢા. | ૩૦૭ | પુન્યના ફલ છે કે નહિ? |
| ૯ | વારૂણી. | હરીઆણું. | મઘા. | ૩૦૭ | પરલોક છે કે નહિ ? |
| ૧૦ | દેવા. | કોડીન. | અશ્વની. | ૩૦૦ | પરલોક છે કે નહિ ? |
| ૧૧ | આતભદ્રા. | કોડીન. | પુષ્ય. | ૩૦૦ | મોક્ષ છે કે નહિ ? |

૧૧ ગ ધરનો વિસ્તાર સમાપ્ત

# શ્રી સીઝણાના બોલ.

અથ શ્રી સીઝણાના બોલ લીખ્યતે. જે જે ગતિ માંહેથી નીકળી મનુષ્ય થઈ કર્મક્ષય કરી એક સમયમાં ઉત્કૃષ્ટા કેટલા કેટલા સીઝે તે કહે છે.

| | | |
|---|---|---|
| ૧ | સમુચે નરકમાંથી નીકળ્યા એકસમે જઘ૦ ૧-૨-૩ ઉત્કૃષ્ટા ૧૦ સીઝે. | |
| ૨ | પહેલી નરકમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૩ | બીજી નરકમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૪ | ત્રીજી નરકમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૫ | ચોથી નરકમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૪ સીઝે. |
| ૬ | દશ ભવનપતિમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૭ | તેહની દેવીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૫ સીઝે. |
| ૮ | પૃથ્વીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૪ સીઝે. |
| ૯ | પાણીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૪ સીઝે. |
| ૧૦ | વનસ્પતિમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૬ સીઝે. |
| ૧૧ | તિર્યંચમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૧૨ | તિર્યંચણીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૧૩ | મનુષ્યમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૧૪ | મનુષ્યણીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૨૦ સીઝે. |
| ૧૫ | વાણવ્યંતર દેવતામાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૧૬ | તેહની દેવીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૫ સીઝે. |
| ૧૭ | જ્યોતિષી દેવતામાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦ સીઝે. |
| ૧૮ | તેહની દેવીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૨૦ સીઝે. |
| ૧૯ | વિમાનીક દેવતામાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૧૦૮ સીઝે. |
| ૨૦ | તેહની દેવીમાંથી નીકળ્યા એકસમે | ઉત૦ ૨૦ સીઝે. |

૨૧ સ્ત્રી મરીને સ્ત્રી થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૨ સ્ત્રી મરીને પુરૂષ થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૩ સ્ત્રી મરીને નપુંસક થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૪ પુરૂષ મરીને સ્ત્રી થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૫ પુરૂષ મરીને પુરૂષ થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦૮ સીઝે.
૨૬ પુરૂષ મરીને નપુંસક થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૭ નપુંસક મરીને સ્ત્રી થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૮ નપુંસક મરીને પુરૂષ થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૨૯ નપુસક મરીને નપુંસક થઇને સીઝે તો એકસમે ઉત૦ ૧૦ સીઝે.
૩૦ ઉતકૃષ્ટી અવઘેણાવાલા સીઝે તો એકસમે ઉત૦ ૨ સીઝે.
૩૧ જઘન્ય અવઘેણાવાલા સીઝે તો એકસમે ઉત૦ ૪ સીઝે.
૩૨ મધ્યમ અવઘેણાવાલા સીઝે તો એકસમે ઉત૦ ૧૦૮ સીઝે.
૩૩ ઉંચે લોકે સીઝે તો એકસમે ઉત૦ ૪ સીઝે.
૩૪ નીચે લોકે સીઝે તો એકસમે ઉત૦ ૨૦ સીઝે.
૩૫ ત્રીછે લોકે સીઝે તો એકસમે ઉત૦ ૧૦૮ સીઝે.
૩૬ સમુદ્રમાં સીઝે તો એકસમે ઉત૦ ૨ સીઝે.
૩૭ નદી પ્રમુખ શેષ જલમાં સીઝે તો એકસમે ઉત૦ ૩ સીઝે.
૩૮ તિર્થમાં સીઝે તો એકસમે ઉત૦ ૧૦૮ સીઝે.
૩૯ અતિર્થમાં સીઝે તો એક સમે ઉત. ૧૦ સીઝે.
૪૦ તિર્થંકર સીઝે તો એક સમે ઉત. ૨૦ સીઝે.
૪૧ અતિર્થંકર સીઝે તો એક સમે ઉત. ૧૦૮ સીઝે.
૪૨ સ્વયંબુદ્ધ સીઝે તો એક સમે ઉત. ૪ સીઝે.
૪૩ પ્રત્યેક બુદ્ધ સીઝે તો એક સમે ઉત. ૪ સીઝે.
૪૪ બુદ્ધ બોહી સીઝે તો એક સમે ઉત. ૧૦૮ સીઝે.
૪૫ સ્વલિંગ સીઝે તો એક સમે ઉત. ૧૦૮ સીઝે.
૪૬ અન્યલિંગ સીઝે તો એક સમે ઉત. ૧૦ સીઝે.
૪૭ ગૃહસ્થલિંગ સીઝે તો એક સમે ઉત. ૪ સીઝે.

| | | |
|---|---|---|
| ૪૮ | સ્ત્રી લિંગ સીઝે તો એક સમે | ઉત. ૨૦ સીઝે. |
| ૪૯ | પુરૂષ લિંગ સીઝે તો એક સમે | ઉત. ૧૦૮ સીઝે. |
| ૫૦ | નપુંસકલિંગ સીઝે તો એક સમે | ઉત. ૧૦ સીઝે. |
| ૫૧ | એક સિદ્ધા તે એક સમે | ઉત. ૧ સીઝે. |
| ૫૨ | અનેક સિદ્ધ તે એક સમે | ઉત. ૧૦૮ સીઝે. |

—

૧ ૧ થી માંડીને ૩૨ સુધી સીઝે તો જઘ. ૧—૨—૩ સમા સુધી, ઉત. ૮ સમા સુધી.

૨ ૩૩ થી માંડીને ૪૮ સુધી સીઝે તો જઘ. ૧—૨—૩ સમા સુધી, ઉત. ૭ સમા સુધી.

૩ ૪૯ થી માંડીને ૬૦ સુધી સીઝે તો જઘ. ૧—૨—૩ સમા સુધી, ઉત. ૬ સમા સુધી.

૪ ૬૧ થી માંડીને ૭૨ સુધી સીઝે તો જઘ. ૧—૨—૩ સમા સુધી, ઉત. ૫ સમા સુધી.

૫ ૭૩ થી માંડીને ૮૪ સુધી સીઝે તો જઘ. ૧—૨—૩ સમા સુધી, ઉત. ૪ સમા સુધી.

૬ ૮૫ થી માંડીને ૯૬ સુધી સીઝે તો જઘ. ૧—૨ સમા સુધી, ઉત. ૩ સમા સુધી.

૭ ૯૭ થી માંડીને ૧૦૨ સુધી સીઝે તો જઘ. ૧ સમા સુધી, ઉત. ૨ સમા સુધી.

૮ ૧૦૩ થી માંડીને ૧૦૮ સુધી સીઝે તો એક સમે સીઝે અને બીજે સમે વિરહે પડે.

ઈતિ શ્રી સીઝણાના બોલ સમાપ્ત



# ચ ંદ ન.



૧૨ ધ્યાન—સેકંતં ઝાણે, ઝાણે ચઉવિહે પનંતે તંજહા, ૧ અટ્ટે ઝાણે, ૨ રૂદ્દે ઝાણે, ૩ ધમ્મે ઝાણે, ૪ શુક્કે ઝાણે.

**૧ અટ્ટે ઝાણે વિહે પનંતે તંજ ા. પ્રમ આર્ત-ધ્યાનના ચાર ભેદ** કહે છે—૧ અમણુન સંપઉગ. સંપઉતે કહેતાં પાડુયા ભુંડા શબ્દ રૂપ ગંધ રસ સ્પર્શની જોગવાઈ આવી મળી છે તે વારે એમ જાણે જે એ કે દીવસ પુરાં જાશે, એ પરાં જાય તો વારૂ, એમ મનને વિષે ચિતવે, ચિતા ઉપજે તેને આર્તધ્યાની જીવ કહીએ. ૨ મણુન સંપઉગ, સંપઉતે કહેતાં ભલા રૂડા શબ્દ રૂપ ગંધ રસ સ્પર્શની શુભ કર્મના ફળના ઉદયે કરી જોગવાઈ આવી મળી છે, તે વારે એમ જાણે જે એ ઘણા દીવસ રહે તો વારૂ, એ પરાં ન જાય તો વારૂ, એમ મનને વિષે ઘણી ઘણી ચીતવણા કરે તેને આર્તધ્યાની જીવ કહીએ. ૩ આયંક સંપઉગ, સંપઉતે કહેતાં શરીરને વિષે આતંકાદીક સોળ રોગ આવીને ઉપન્યા છે તેનાં નામ. ૧ સાસે, ૨ ખાંસે, ૩ જરે, ૪ દાહે, ૫ કુછીસુલ, ૬ ભગંદર, ૭ હરીષ, ૮ અજીરણ, ૯ દ્રષ્ટીસુલ, ૧૦ અરૂચી, ૧૧ આંખ વેદના, ૧૨ કાન વેદના, ૧૩ ખાજી (કંડુ), ૧૪ જળોદર, ૧૫ કુષ્ટીસુલ (વાંસામાં સટકો). ૧૬ પુષ્ટી સુલ (પાંસળીમાં સટકો) ઇત્યાદીક સોળ પ્રકારના રોગાદીકની વ્યાધી આવીને પીડા ઘણી ઉપની છે, તે વારે એમ જાણે જે એ કે દીવસ પરાં જાશે, એ પરાં જાય તો વારૂ, એમ ઘણું ઘણું વિલાપ કરે, ચિતવણા કરે તેને આર્તધ્યાની જીવ કહીએ. ૪ પડિજુસીય કામભોગ સંપઉગ, ઉંપઉતે કહેતાં પાંચે ઇંદ્રિના કામ ભોગ વિષય સુખ તે ખાવા પીવાના પહેરવા ઓઢવાના ઇત્યા-દીક ઘણા પ્રકારના આવીને મળ્યા છે તે વારે એમ જાણે જે એ સુખ ઘણા દીવસ રહે તો વારૂ, એ પરાં ન જાય તો વારૂ, એમ

મનને વિષે ઘણી ઘણી લાલસા આણે, ચિતવણા ગવેષણા કરે તેને આર્તધ્યાની જીવ કહીએ.

**આર્તધ્યાનનાં ચાર લક્ષણ** કહે છે—૧ કંદણયા. કંદણયા કહેતાં ગાઢે ગાઢે શબ્દે કરી રોવે, આક્રંદ શબ્દ કરે, તેને કંદણયા કહીએ. ૨ સોયણયા. સોયણયા કહેતાં સોચ કરે બેઠો બેઠો ગલે ગલોથો તે હાથ દઇને ઘણું શોચ કરે તેને સોયણયા કહીએ. ૩ ટિપણયા. ટિપણયા કહેતાં વિજોગ પડે વહાલી વસ્તુનો તે વારે આંસુ પાત ખેરે, હા હા મારી વસ્તુ ગઈ, એમ કહી આંસુ પાત ખેરે, તેને ટિપણયા કહીએ. ૪ વિલવણયા. વિલવણયા કહેતાં વિલાપ કરે, દીનપણું કરે, અનેરા આગલ દીનપણું ભાંખે, તેને વિલવણયા કહીએ. ઇતિશ્રી ચાર લક્ષણ સમાપ્ત. ઇતિ આર્તધ્યાન સમાપ્ત.

**૨ સેકંતં રૂદ્દે ઝાણે, રૂદ્દે ઝાણે ચઉપડિહારે પનંતે તંજહા. રૂદ્ર ધ્યાનના ચાર ભેદ**—૧ હિંસાણુંબંધી, ૨ મોસાણું-બંધી, ૩ તેણાણુંબંધી, ૪ સારખણાણુંબંધી. હવે વિસ્તાર કહે છે. ૧ હિંસાણુંબંધી. હિંસાણુંબંધી કહેતાં હીંસાકારી જીવને હણવાનું ધ્યાન ચિંતવે તથા હીંસા કરીને મનમાં આનંદ માને, સુખ માને, તેને હીંસાણુંબંધી કહીએ. ૨ મોસાણુંબંધી મોસાણુંબંધી કહેતાં મૃષાવાદ બોલવાનો ધ્યાન ચીંતવે તથા મૃષાવાદ બોલીને મનમાં આનંદ માને સુખ માને તેને મોસાણુંબંધી કહીએ. ૩ તેણાણું બંધી. તેણાણુંબંધી કહેતાં ચોરી કરવાનો ધ્યાન ચીંતવે તથા ચોરી કરીને મનમાં આનંદ માને સુખ માને તેને તેણાણુંબંધી કહીએ. ૪ સારખણાણુંબંધી. સારખણાણુંબંધી કહેતાં મારવો કુટવો બાંધવો બંધીખાને દેવરાવવાનું ધ્યાન ચિંતવે તથા બંધીખાને દેવરાવીને રોકા-વીને મનમાં આનંદ માને, સુખ માને, તેને સારખણાણુંબંધી કહીએ. ઇતિ ચાર ભેદ સમાપ્ત.

**ચાર લક્ષણ** કહે છે—રૂદસણુ ઝાણસ ચતારી લખણા પનંતા

તંજહા. ૧ ઉસનદોષે, ૨ બહુદોષે, ૩ અનાણદોષે, ૪ આમરણંતદોષે. હવે વિસ્તાર કહે છે—૧ ઉસનદોષે, ઉસનદોષે કહેતાં જાણી પ્રીછી ઉત્તર ગુણ દસવિધ પચ્ચખાણને વિષે દોષ લગાડે તેને ઉસનદોષ કહીએ. ૨ બહુદોષે, બહુદોષે કહેતાં મુલ ગુણ પાંચ મહાવ્રતને વિષે વારંવાર દોષ લગાડે તેને બહુદોષે કહીએ. ૩ અનાણદોષે, અનાણદોષે કહેતાં અજ્ઞાનશાસ્ત્ર ભણે, ભણીને તે પરૂપે, અજ્ઞાનશાસ્ત્ર સુણે, સુણીને તે અધર્મને ધર્મ કરી જાણે, ધર્મને અર્થે હીંસા કરે તેને અનાણદોષે કહીએ, ૪ આમરણંતદોષે, આમરણંતદોષે કહેતાં મરણના અંત લગે મિથ્યાત થકી નિવર્તે નહિ, હીંસા પાપને વિષે પ્રવર્તે, માઠી ચિંતવણાનાં પ્રણામ રાખે, તથા મરણનાં અંત લગે પાપ આલોવે નહિ, નિંદે નહિ, પ્રાયશ્ચીત પડિવરજે નહિ, મિચ્છામી દુઃક્કડ લે નહિ, તેને આમરણંત દોષે કહીએ. ઇતિ ચાર લક્ષણ સમાપ્ત. ઇતિ રૂદ્રધ્યાન સમાપ્ત.

**૩ સેકંતં ધમે ઝાણે, ધમે ઝાણે ૭વિ ચઉપડયારે પનંતે તંજ** ા. ૧ આણાવિજએ, ૨ અવાયવિજએ, ૩ વિવાગવિજએ, ૪ સંઠાણવિજએ. ધમસણં ઝાણસ ચતારિ લખણા પનંતા તંજહા, ૧ આણારૂઈ, ૨ નિસગ્ગરૂઈ, ૩ સૂતરૂઈ, ૪ ઉવએસરૂઈ. ધમસણં ઝાણસ ચતારિ આલંબણા પનંતા તંજહા, ૧ વાયણા, ૨ પુછણા, ૩ પરિયટ્ટણા, ૪ ધમકહા. ધમસણં ઝાણસ ચતારિ અણુપેહા પનંતા તંજહા, ૧ એગચાણુપેહા, ૨ અણિચાણુપેહા, ૩ અસરણાણુંપેહા, ૪ સંસારાણુંપેહા. એ સુત્ર પાઠ કહ્યો. હવે સુત્રના અર્થ કહે છે.

**ધર્મધ્યાનના ચાર** ભેદ તેમાં પહેલો ભેદ. ૧ આણાવિજએ. આણાવિજએ કહેતાં વિતરાગની આજ્ઞાનો વિચાર ચીંતવવો, તે એ વીતરાગની આજ્ઞા જે સમકિત સહિત બારવ્રત, શ્રાવકની અગ્યાર પડિમા, સાધુજીના પંચ મહાવ્રત, ભીક્ષુની બાર પડિમા, શુભ ધ્યાન, શુભ જોગ, જ્ઞાન દર્શન ચારિત્ર તપ, ૭ કાયની રક્ષા, એ વીતરાગની

આજ્ઞા આરાધવી તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો, ચતુર્વિધ સંઘ-તીર્થનાં ગુણ કીર્તન કરવા, એ ધર્મધ્યાનનો પહેલો ભેદ કહ્યો. હવે ધર્મધ્યાનનો બીજો ભેદ કહે છે. ૨ અવાયવિજય, અવાયવિજએ, કહેતાં સંસારમાંહી જીવ જેહ થકી દુ:ખ પામે છે તેહનો વિચાર ચીંતવવો, તે એહનો એ વિચાર જે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ કષાય, અશુભ જોગ, તથા અઢાર પાપસ્થાનક સેવવાથી ૭ કાયની હીંસા કરવાથી જીવ દુઃખ પામે છે, એહ દુખના કારણ જાણી એહવો આસ્રવ માર્ગ છાડીને સંવરમાર્ગ આદરવો, જેહથી જીવ દુઃખ ન પામે. એ ધર્મધ્યાનનો બીજો ભેદ કહ્યો. હવે ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહે છે. ૩ વિવાગવિજએ, વિવાગવિજએ કહેતાં જીવ જે સુ.ખ દુઃખ ભોગવે છે તે શાથકી તેહનો વિચાર ચીંતવવો, તેહનો એ વિચાર જે જીવે જેહવે રસે કરી પુર્વે જેહવા શુભાશુભ જ્ઞાનાવરણીયાદિક આઠે કર્મ ઉપરાજ્યા છે તે શુભાશુભ કર્મના ઉદયથી જીવ તેહવાં સુખ દુઃખ અનુભવે છે, તે સુખ દુ.ખ અનુભવતા થકા કોઇ ઉપરે રાગ દ્વેષ ન આણવું સમતાભાવ આણવું, મન વચન કાયાનાં શુભ જોગ સહિત શ્રી જિનધર્મને વિષે પ્રવર્તવું, જિમ નિરાબાધ પરમ સુખ પામીએ. એ ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહ્યો. હવે ધર્મધ્યાનનો ચોથો ભેદ કહે છે. ૪ સઠાણાવિજએ, સઠાણાવિજએ કહેતા ત્રણ લોકના આકારનું સ્વરૂપ ચીંતવીએ, તેનું એ સ્વરૂપ જે એ લોક સુપઇઠિકને આકારે છે, જીવે અજીવે કરી સંપુર્ણ લોક ભર્યો છે, તેના ત્રણ ભાગ કરીએ ઉંચો, હેઠો ને ત્રીછોલોક. તેમાં પ્રથમ ત્રીછોલોક અસંખ્યાતા જોજનની કોડાકોડિ પ્રમાણે છે, તિહાં અસંખ્યાતા દ્વીપસમુદ્ર છે, તથા અસંખ્યાતા વાણવ્યંતરના નગર છે, અસંખ્યાતા જયોતિષીના વિમાન છે તથા અસંખ્યાતી દેવતાની રાજધાની છે. તેહના મધ્યભાગમાં અઢી દ્વીપ છે તેહમાં જઘ. ૨૦ તિર્થંકર દેવ, ઉત ૧૭૦ તિર્થંકર દેવ હોય તથા જઘ. બે ક્રોડ કેવળી, ઉત. નવ ક્રોડ કેવળી તથા જઘ. બે હજાર ક્રોડ સાધુ સાધવીજી, ઉત. નવ હજાર ક્રોડ સાધુસાધવીજી

હોય, તેહને વંદામી નમંસામી સકારેમી સમાણેમી કલ્લાણં મંગલં દેવયં ચેઇયં પજુવાસામી, તથા ત્રિછાલોક માંહી અસંખ્યાતા શ્રાવક શ્રાવીકા છે તેહના ગુણ ગ્રામ કરીએ. તે ત્રિછાલોક થકી અસંખ્યાતં ગુણો અધીકો ઉર્ધલોક છે તે સાત રાજ માઠેરાનોછે, તિહાં બાર દેવલોક છે, નવ ગ્રીવેક, પાંચ અનુતર વિમાન, સર્વ થઈ ચોરાસી લાખ સતાણું હજાર ત્રેવીસ વિમાનિકનાં વિમાન છે. છેલા સર્વાર્થસિદ્ધ વિમાનની ધજા થકી ૧૨ જોજન ઉંચા જોઇએ તે વારે મુક્તિ શિલા આવે તેના ઉપરે એક જોજનનું સિદ્ધક્ષેત્ર છે, તેહના છેલા ગાઉને છઠે ભાગે અનંતા સિદ્ધ ભગવંત બીરાજે છે. તેહને વંદામી, જાવ પજુ-વાસામી. તે ઉર્ધલોકથી કાંઇક વિશેષ અધિક અધોલોક છે તે સાત રાજ ઝાઝેરાનો છે, તેમાં સાત નરક છે, ચોરાસી લાખ નરકાવાસા છે, સાત ક્રોડી બહુંતેર લાખ ભવનપતિના ભવન છે, એહવા ત્રણ લોકના સર્વ સ્થાનક સમકિત સહિત કરણી વિના સર્વ જીવે અનંતી અનંતી વાર જન્મ મરણ કરી ફરસી મુકયા છે, એમ જાણી સમકિત સહિત શ્રુત અને ચારિત્ર ધર્મની આરાધના કરવી, જિમ અજરામર પદ પામીએ. એ ધર્મધ્યાનનો ચોથો ભેદ કહ્યો.

**ધર્મધ્યાનનાં ચાર લક્ષણ** કહે છે—૧ આણારૂઈ. અણારૂઇ કહેતા જેમ રોગીયાનો રોગ ગયો ને અન્નની રૂચી ઉપજે તેમ જીવને મિથ્યાત રૂપીયો રોગ ગયે થકે ભગવતની આજ્ઞા અંગીકાર કરવાની રૂચી ઉપજે, તેને આણારૂઈ કહીએ. એ ધર્મધ્યાનનું પહેલું લક્ષણ કહ્યું. હવે ધર્મધ્યાનનું બીજું લક્ષણ કહે છે. ૨ નિસગ્ગરૂઈ. નિસગ્ગરૂઇ કહેતાં જીવને સભાવેજ તથા જાતિ સ્મરણાદિક જ્ઞાને કરી શ્રુત સહિત ચારિત્ર ધર્મ કરવાની તથા પાળવાની રૂચી ઉપજે તેહને નિસગ્ગરૂઇ કહીએ, તે મૃગાપુત્ર, મેઘ કુમારની પેરે. એ ધર્મધ્યાનનું બીજું લક્ષણ કહ્યું. હવે ધર્મધ્યાનનું ત્રીજું લક્ષણ કહે છે. ૩ સુત્તરૂઈ. સુત્તરૂઈ કહેતાં સુત્રના બે ભેદ. ૧ અંગપવિઠ, અને ૨ અંગબાહિર અંગપવિઠ

તે આચારાંગાદિ ૧૨ અંગ તેમાં ૧૧ અંગ કાલીક અને બારમુ અંગ દૃષ્ટિવાદ તે ઉત્કાલિક. ૨ અંગબાહિરનાં બે ભેદ. ૧ આવશ્યક, અને ૨ આવશ્યકથી વ્યતરિક્ત. આવશ્યક તે સામાયકાદિક ૭ અધ્યયન તે ઉત્કાલિક અને આવશ્યકથી વ્યતિરીક્ત તેનાં બે ભેદ. કાલીક, ને ઉત્કાલિક. કાલિક તે ઉત્તરાધ્યાનાદિક સુત્ર અને ઉત્કાલિક તે દશ વિકાલિકાદિક સુત્ર સાંભળવા તથા ભણવાની રૂચી ઉપજે તેહને સુત્ર રુચિ કહીએ. એ ધર્મધ્યાનનું ત્રીજું લક્ષણ કહ્યું. હવે ધર્મધ્યાનનું ચોથું લક્ષણ કહે છે. ૪ ઉવએસરૂઇ ઉવએસરૂઈ કહેતાં ૧ અજ્ઞાને કરી ઉપરાજ્યા કર્મને જ્ઞાને કરી ખપાવીએ, અને જ્ઞાને કરી નવા કર્મ ન બાંધીએ. ૨ મિથ્યાતે કરી ઉપરાજ્યા કર્મ તે સમકિતે કરી ખપા વીએ, અને સમકિતે કરી નવા કર્મ ન બાંધીએ. ૩ અવિરતે કરી ઉપરાજ્યા કર્મ તે વિરતે કરી ખપાવીએ, અને વિરતે કરી નવા કર્મ ન બાંધીએ. ૪ પ્રમાદે કરી ઉપરાજ્યા કર્મ તે અપ્રમાદે કરી ખપા- વીએ, અને અપ્રમાદે કરી નવા કર્મ ન બાંધીએ. ૫ કષાય કરી ઉપરાજ્યા કર્મ તે કષાયને અણકરવે કરીને ખપાવીએ. અને કષાયને અણકરવે કરીને નવા કર્મ ન બાંધીએ. ૬ અશુભયોગે કરી ઉપ- રાજ્ય કર્મ તે શુભયોગે કરી ખપાવીએ, અને શુભયોગે કરી નવા કર્મ ન બાંધીએ. ૭ પાચ ઇંદ્રીયના ૨૩ વિષય જે શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ ઇત્યાદિક પાંચે આસ્રવ દ્વારે કરી ઉપરાજ્યા કર્મ તે તપ રૂપ સંવરે કરી ખપાવીએ, અને તપ રૂપ સંવરે કરી નવા કર્મ ન બાંધીએ, તે માટે એ અજ્ઞાનાદિક આસ્રવ માર્ગ છાંડીને, આ જ્ઞાનાદિક સંવર માર્ગ આદરવો. એહવો તિર્થંકરનો ઉપદેશ સાંભળવાની રૂચી ઉપજે તેહને ઉપદેશરૂચી કહીએ, તથા ઉગાઢ રૂચી પણ કહીએ. એ ધર્મ- ધ્યાનનું ચોથું લક્ષણ કહ્યું.

**ધર્મધ્યાનનાં ચાર આલંબન** કહે છે—૧ વાયણા, ૨ પુછણા, ૩ પરિયટણા, ૪ ધર્મકથા. હવે ધર્મધ્યાનનું પહેલું આલબંન કહે છે. ૧ વાયણા. વાયણા કહેતાં વિનય સહિત જ્ઞાન તથા નિર્જરાને

અર્થે સુત્રાર્થના જાણ ગુર્વાદિક સમીપે સુત્રાર્થની વારંવાર વાંચણ લીજીએ, તેને વાયણા કહીએ. ૨ પુછણા. પુછણા કહેતાં અપુર્વ જ્ઞાન પામવાને અર્થે, તથા જિનમત દીપાવવાને અર્થે, તથા સંદેહ નિવારવાને અર્થે, તથા પરની પરિક્ષા લેવાને અર્થે, તથા વિશેષે અર્થ નિશ્ચે કરવાને અર્થે યથાયોગ વિનય સહિત ગુર્વાદિકને પ્રશ્ન પુછીએ, તેહને પુછણા કહીએ. ૩ પરિયટ્ટણા. પરિયટ્ટણા કહેતાં પુર્વે જે જિનભાષીત સુત્રાર્થ ભણ્યા છે તે અસ્ખલિત કરવાને અર્થે, તથા નિર્જરાને અર્થે શુદ્ધ ઉપયોગ સહિત શુદ્ધ સુત્રાર્થની વારંવાર સઝાય કરીને તેહને પરિયટ્ટણા કહીએ. ૪ ધર્મકથા. ધર્મકથા કહેતાં જે શ્રી વિતરાગે જે ભાવ જેહવા પરૂપ્યા છે તે ભાવ પોતે તેહવા લહીને ગ્રહીને વિશેષે નિશ્ચય કરીને શંકાકંખા વિતિગિછા રહિતપણે પોતાની નિર્જરાને અર્થે તથા પરના ઉપગારને અર્થે સભા મધ્યે તે ભાવ તેહવા પરૂપે તેહને ધર્મકથા કહીએ. એહવી ધર્મકથા કહેતાં થકા અને સાંભળીને સરદહતા થકા તે બેઉ વિતરાગની આજ્ઞાના આરાધક હોય, તે ધર્મકથા. સંવર રૂપીઉ વૃક્ષ કેવો છે? તે સંવર રૂપીઆ વૃક્ષનાં ૧૩ બોલ કહ્યા છે તે કહે છે. ૧ વિશુદ્ધ તે શુદ્ધ સમકિત રૂપ મુલ છે જેહનુ, ૨ ધીર્ય રૂપ કંદ છે જેહનું, ૩ વિનય રૂપ વેદિકા છે જેહની, ૪ તિર્થંકર તથા ચાર તીર્થના ગુણકીર્તન રૂપ ખંધ છે જેહનું, ૫ પાંચ મહાવ્રત રૂપ મોટી શાખા છે જેહની, ૬ પંચવીસ ભાવના રૂપ પ્રતિશાખા છે જેહની, ૭ શુભ ધ્યાનને શુભ યોગ રૂપ અંકોરા જેહનાં, ૮ જ્ઞાન રૂપ પ્રધાન પલવપત્ર છે જેહના, ૯ બહુ સુત્ર રૂપ ફુલ છે જેહના, ૧૦ સીયલ રૂપ સુગંધ વાસના છે જેહની, ૧૧ આસ્રવ રહિત સંવર રૂપ ફલ છે જેહનાં, ૧૨ દયા રૂપ રસ છે જેહનું, ૧૩ મો રૂપ પ્રધાન અનુપમ બીજ છે જેહનું, જેમ મંદરગિરીનાં શિખર ઉપરે જેમ ચુલિકા બીરાજે છે, શોભે છે, તેમ સમદ્રષ્ટીના હૃદયમાં સંવર રૂપીઉ વૃક્ષ શોભે છે. જેના હૃદયમાં સંવર રૂપીઆ વૃક્ષની શીતલલેશા પ્રગમી છે તે જીવે ભવોભવના દુઃખદારીદ્ર પાપતાપ ટાળીને

શ્રીનલીભુત થઇને પરમ અતુલ ઘણા સુખ પામ્યા, પામે છે અને પામશે. વળી ચાર પ્રકારની કથા, ૧ આક્ષેપણી, ૨ વિક્ષેપણી, ૩ સંવેગણી, ૪ નિર્વેગણી, એ ચાર પ્રકારની કથા વિસ્તારપણે કરીને કહીએ તેહને ધર્મકથા કહીએ. એ ધર્મધ્યાનનું ચોથું આલંબન કહ્યું.

**ધર્મધ્યાનની ચાર અણુપેહા** કહે છે—અણુપેહા તે કેહને કહીએ? જીવદ્રવ્ય અને અજીવદ્રવ્ય તેહનો સ્વભાવ સરૂપ જાણવાને અર્થે સુત્રના અર્થ વિસ્તારે ચીંતવીએ, તેહને અણુપેહા કહીએ. હવે ધર્મધ્યાનની પહેલી અણુપેહા કહે છે. ૧ એકચ્ચાણુપેહા. એકચ્ચાણુપેહા તે કેહને કહીએ? જીવ અસંખ્યાત પ્રદેશી અરૂપી સદા સઉપયોગી તે ચૈતન્ય રૂપ એહવો એક માહરો આત્મા નિશ્ચય નયે છે, તેમ સર્વ આત્મા નિશ્ચય નયે એહવા છે, અને વ્યવહાર નયે એહવો આત્મા અનાદિકાલનો તે અચૈતન જડ વર્ણાદિ ૨૦ રૂપ સહિત પુદ્ગલનો સંજોગીથકો ૧ ત્રસ, અને ૨ સ્થાવર એ બે રૂપ લઇને અનેક નૃત્યકાર નટુવાની પેરે અનેક રૂપ અનેક છાંદે પ્રવર્તે છે, તે ત્રસનો ત્રસ રૂપે પ્રવર્તે તો જઘન્ય અંતરમુહુર્ત ઉત્કૃષ્ટો બે હજાર સાગર ઝાઝેરા મુધી રહે, અને સ્થાવરનો સ્થાવરપણે પ્રવર્તે તો જઘન્ય અંતરમુહુર્ત, ઉત્કૃષ્ટો અનંતી ઉત્સર્પણી અવસર્પણી, કાલથી ક્ષેત્રથી અનંતા લોક પ્રમાણે અલોકના આકાશ પ્રદેશ તેટલા કાલચક્ર ઉત્સર્પણી અવસર્પણી જાણવી. તેના અસંખ્યાતા પુદગલ પરાવર્તન થાય. અંગુલને અસંખ્યાતમે ભાગે આકાશ પ્રદેશ આવે તેટલા અસંખ્યાતા પુદ્ગલ પરાવર્તન, અથવા આવલીકાને અસંખ્યાતમે ભાગે જેટલા સમા આવે તેટલા અસંખ્યાતા પુદગલ પરાવર્તન સ્થાવર મધ્યે પુદ્ગલ લેઇને ખેલ્યો, એવં વ્યવહાર નયથી જીવ જાણીએ. વલી ત્રસ, સ્થાવર મધ્યે રહ્યો થકો, ૧ સ્ત્રી, ૨ પુરૂષ, ૩ નપુંસક, એ ત્રણ વેદ પુદ્ગલને સંયોગે ખેલ્યો, પ્રવર્ત્યો અનેક રૂપ નવા લાવ્યો. તિહા સ્ત્રી પુરૂષના રૂપ કોણ કોણ રીતના લાવ્યો તે કહે છે. કોઇક પ્રસ્તાવે દેવ દેવીપણે, તત્ર દેવીપણે, ભવનપત્યાદિકથી માંડી ઇશાન દેવલોક સુધી

દેવી ઇંદ્રની ઈંદ્રાણી મહા સુરૂપવંતી અપસરા થઈ જઘન્ય ૧૦ હજાર વરસ, ઉત્કૃષ્ટા ૫૫ પલ્યોપમ દેવાંગનાને રૂપે અનંતી વાર એ જીવ ખેલ્યો. વળી પુરૂષ મધ્યે દેવતાપણે ભવનપત્યાદિકથી માંડી જાવ નવ નવમી ગ્રીવેક સુધી મહાર્ધિક દેવ મહાશક્તિવંત ઇંદ્રાદિક લોકપાલ પ્રમુખપણે રૂપવંત દેદીપમાન મનવંછીત ભોગ સંયોગપણે પ્રવર્ત્યો. તિહાં જઘન્ય ૧૦ હજાર વર્ષ ઉત્કૃષ્ટા ૩૧ સાગરોપમ, એમ અનંતી વાર એ જીવ ભોગી હૂઓ, શક્રેંદ્રે એક ભવ માંહિ ૭ પલ્યોપમની સ્થિતી-વાળી દેવી, બાવિસ ક્રોડાક્રોડ પંચાસી લાખ ક્રોડ એકોતેર હજાર ક્રોડ ચારસેં અઠ્ઠાવીસ ક્રોડ સતાવન લાખ ચઉદ હજાર બસેં અઠ્યાસી દેવી. તે ઉપર પાંચ પલ્યની ૮ દેવી એવં એટલી દેવી ભોગવી તોપણ તૃપ્તિ ન પામ્યો. હવે મનુષ્ય મધ્યે સ્ત્રીવેદ પુરૂષવેદપણે દેવકુરૂ ઉત્તર કુરૂ મધ્યે યુગલ યુગલાણી થયો, તિહાં મહા મનોહરરૂપ, મનવંછીત સુખ ભોગવ્યાં, તિહાં દસ પ્રકારના કલ્પવૃક્ષ માનવંછીત સુખ પહુચાડે છે. સ્ત્રી પુરૂષને ક્ષણ માત્રનો વિયોગ પડે નહિ, તિહાં ૩ પલ્યોપમ સુધી નિરંતર સુખ વિલસ્યાં. વળી હરિવાસ રમકવાસ મધ્યે બે પલ્યોપમ, હેમવય હીરણવય ક્ષેત્ર મધ્યે ૧ પલ્યોપમ, છપનઅંતર દ્રીપા મધ્યે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ, જુગલ પુરૂષવેદ, અને જુગલાણી સ્ત્રીવેદપણે એમ અનંતીવાર સ્ત્રીવેદ પુરૂષવેદનાં રૂપ લેઈ ખેલ્યો પણ તૃપ્તિ ન પામ્યો. વળી ચક્રવર્તિને ઘરે સ્ત્રી રત્નપણે લક્ષ્મી દેવી સરિખા રૂપ તણા વાસુદેવ બાલદેવ મંડલીક રાજા પ્રધાન વ્યવહારીયાને ઘરે સ્ત્રીવેદે મનોજ્ઞ સુખ વંછિત ભોગ દીર્ઘ પુર્વ ક્રોડાદિકનાં આઉખા સ્ત્રી પુરૂષપણે પ્રવર્ત્યો, તો પણ એ જીવ તૃપ્તિ ન પામ્યો. વળી તેજ જીવ મનુષ્ય મધ્યે દૂર્ભાગી કુલ, દરીદ્રી ભર્તાર, સ્રીપણે અછલરૂપ દુર્ભાગિણી પણે એ જીવ નટવાપણે પ્રવર્ત્યો, તો પણ મનુષ્યપણે સ્ત્રી પુરૂષનો અવતાર પુરો ન થયો. વળી તિર્યચપંચેંદ્રી મધ્યે જલચરાદિ ૫ મધ્યે સ્રીવેદે પુરૂષવેદે પ્રવર્ત્યો. વળી તે જીવ ૭ નરક પાંચ એકેંદ્રીય ત્રણ વિગલેંદ્રીય તથા અસંજ્ઞી તિર્યંચ મનુષ્ય એ નિયમાં નપુંસકવેદ, અને સંજ્ઞી

તિર્યંચ મનુષ્ય મધ્યે પણ નપુંસકવેદ હોય તે સર્વે નપુંસકવેદે એ જીવ પ્રવર્ત્યો, પ્રમાર્થે લાગઠ સ્ત્રીવેદે પ્રવર્ત્યો તો ઉત્કૃષ્ટા એક સો દસ પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડ સુધી સ્ત્રીવેદે ખેલ્યો, અને જઘન્ય આઉખા ભોગવ્યા આશ્રી અંતરમુહુર્ત છે. પુરૂષવેદે ઉત્કૃષ્ટો પૃથક સો સાગર ઝાઝેરા સુધી પુરૂષવેદ મધ્યે ખેલ્યો, અને જઘન્ય આઉખા ભોગવ્યા આશ્રી અંતરમુહુર્ત છે નપુંસકવેદે ઉત્કૃષ્ટો અનંતા કાલ ચક્ર અસંખ્યાતા પુદગલ પરાવર્તન સુધી નપુંસકવેદે ખેલ્યો. જઘન્ય આઉખા ભોગવ્યા આશ્રી અંતરમુહુર્ત છે. એ જિહાં ગયો તિહાં એકલો પુદગલને સંયોગે અનેક રૂપ પરાવર્તન કીધા, એ સર્વ વ્યવહાર નય જીવને વિષે જાણવો. એવા પ્રાવર્તનનો મિટાડણહાર એકશ્રી જિનધર્મ છે, તે શ્રી જિનધર્મને વિષે શુદ્ધ સદહણા સહિત શુદ્ધ ઉદ્યમ પરાક્રમનું ફોરવવું એહવા શુદ્ધ જિનમતે કરી આત્માનું સાધન થાય તે વારે સિદ્ધપણું પામે, તત્રજ એકલો નિશ્ચય નય આત્મા જાણવો, તે માટે શુદ્ધ વ્યવહાર પ્રવર્તવે, અશુદ્ધ વ્યવહાર મિટે, તે વારે સિદ્ધ હોય. એહવો માહરો એક આત્મા છે, જે ભણી અપર પરિવાર તે સ્વાર્થરૂપી અને ૧ પઉગસા, ૨ મીસસા, ૩ વીસસા, પુદગલ તે વર્ણ પર્જવે કરી જે જેહવે સભાવે છે તે તેહવે સભાવે ન રહે તે પણ આશાશ્વતા છે. તે માટે એક માહરો પોતાનો આત્મા પોતાના કારજનો સાધક શાશ્વતો જાણીને પોતાના આત્માનું સાધન કરીયે. એ ધર્મધ્યાનની પેહેલી અણુપેહા કહી.

**ધર્મધ્યનની બીજી અણુપેહા** કહે છે. ૨ અણીચાણુપેહા. અણીચાણુપેહા, તે કેહને કહીયે? જે રૂપી પુદગલને ઘણા અનેક પ્રકારે જતના કરીએ તો પણ તે રહે નહિ, તે અનિત્ય છે એટલે નિત્ય નહિ, જે ભણી નિત્ય એક શ્રી જિનધર્મ છે, તે પરમ સુખદાયક પોતાના આત્માને, તે માટે આત્મા નિત્ય જાણીને સમકિતાદિક સંવરે કરિ પુંષ્ટા કરીયે તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ. એ ધર્મધ્યાનની બીજી અણુપેહા કહી.

**ધ ર્ધ્યાનની ત્રીજી અણુપે ।** કહે છે. ૩ અસરણાણુપેહા. અસરણાણુપેહા તે કેહને કહીએ ? આ ભવને વિષે અને પરભવને વિષે જીવને એક સમકિત પુર્વક જિનધર્મ વિના તથા વિરત પચ્ચખાણ વિના જન્મ જરા અને મરણના દુઃખ નિવારવા ભણી બીજો કોઇ શરણ સમર્થ નથી, એમ જાણી શ્રી જિનધર્મનું શરણ કરીયે, જિમ પરમપદ ઊત્કૃષ્ટા મોક્ષના સુખ પામીએ. એ ધર્મ ધ્યાનની ત્રીજી અણુપેહા કહી.

**ધ ર્ધ્યાનની ચોથી અણુપે ।** કહે છે. ૪ સંસારાણુપેહા. સંસારાણુપેહા તે કેહને કહીયે ? સ્વાર્થ રૂપ સંસાર સમુદ્ર માંહે જન્મ જરા અને મરણ, સંજોગ વિજોગ, શારીરીક માનસીક દુઃખ, કપાય મિથ્યાત અવિરત ત્રષ્ણાદિક બહુત જલ કલ્લોલાદિકની લહેરે કરી ચાર ગતિ ચોવીસ દંડકને વિષે પરિભ્રમણ કરતા જગતવાસી જીવને એક શ્રીજિનધર્મ રૂપ દ્વીપનો આધાર છે, તથા સંજમ રૂપ નાવા છે, તિહાં શુદ્ધ સમકિતરૂપ નિર્જામક નાવાનો ખેડણહાર છે, એહવી નાવાયે કરીને એ જીવ સિદ્ધ ગતિ રૂપ નગર તે મહા મોટા પુર પાટણને વિષે પહુંચે. તિહાં અનંત અતુલ વિમલ નિરાબાધ સિદ્ધના સૂખ જીવ પામે. એ ધર્મધ્યાનની ચોથી અણુપેહા કહી. એહવા ધર્મધ્યાનના ગુણ જાણીને સદા ધર્મધ્યાન ધ્યાઈ યે જેથી પરમ આત્મિક સુખ પામીએ. ઇતિ શ્રીધર્મધ્યાન સમાપ્ત.

**૪ શુકલ ધ્યાન કહે છે. સેકંતં સુકે ઝાણે, સુકે ઝાણે ઉવિહે પડિ ।રે પનંતે તંજ ।. પ્રથમ શુક ધ્યાનના ।ર ભેદ.** ૧ પહુંત વિયેગે સવીયારી, ૨ એગંત વિયેગે અવીયારી, ૩ સુહુમ ક્રિયા અતડિવાઈ, ૪ સમુછીન ક્રિયા અનિયટ્ટી. હવે વિસ્તાર કહે છે. ૧ પહુંત વિયેગે સવીયારી. કહેતાં એકેંદ્રી આશ્રી આદિ દઇને પંચેંદ્રી લગે ઊત્પાત તે ઉપજવું, વિયે ॰ મરણ ધ્રુવ તે નિશ્ચલ, એ ત્રણ પ્રજાએ એમ અનેક ઘણા પુદ્ગલ આશ્રી વિચારણા છે, તે ૧ શબ્દ, ૨ રૂપ, ૩ ગંધ, ૪ રસ, ૫ સ્પર્શ આ-

શ્રી અટ્ઠકમ દેહ કહેતા આઠ કર્મ, પાવઠાણું કહેતાં અઢાર પાપ સ્થાનક, મન, વચન, જોગ, કમદેહ કહેતાં કાર્મણ શરીર, એવં ૨૯ બોલમાં ચાર ફરસ લાભે, ૧ સીત, ૨ ઉષ્ન, ૩ સ્નિગ્ધ, ૪ લુખો, તે એક ગુણ કાલો, જાવ એક ગુણ લુખો. ૧ ધનવા, ૨ તનવા, ધનોદધી, ૪ ઉદારીક શરીર, ૫ વિક્રય શરીર, ૬ આહારક શરીર, ૭ તેજસ શરીર, ૮ પુદગલાસ્તિ કાય, ૭ દ્રવ્ય લેશ્યા, એવં ૧૪ અને ૧૫ કાય જોગ, એવં ૧૫ બોલમાં આઠ ફરસ લાભે, એવં સર્વે ૪૪ બોલ કહ્યા, તે સઘલા રૂપી પુદગલના જાણવા. હવે અરૂપી પુદગલના ૬૧ ભેદ કહે છે. ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિ કાય, ૪ જીવાસ્તિકાય, ૫ કાલ, અને અઢાર પાપ સ્થાનકથી નિવર્ત્તવું, એવં ૨૩, ત્રણ દ્રષ્ટી, એવં ૨૬, તથા ૨૭ ઉઠાણે, ૨૮ કમે, ૨૯ બલે, ૩૦ વીરીએ, ૩૧ પુરીષકાર પ્રાક્રમ, બાર ઉપયોગ, ૭ ભાવ લેસ્યા, એવં ૪૯ તથા (ચાર મતિ) ૫૦ અવગ્રહ, ૫૧ ઇહિા, ૫૨ અવાય, ૫૩ ધારણામતિ, (ચાર સંજ્ઞા) ૫૪ આહાર, ૫૫ ભય, ૫૬ મૈથુન, ૫૭ પરિગ્રહ, (ચાર પ્રકારની બુદ્ધિ) ૫૮ ઉત્પતિયા, ૫૯ વણીયા, ૬૦ કમીયા, ૬૧ પરિણામીયા. એવં સર્વે ૬૧ બોલ કહ્યા. તે સઘળા અરૂપી પુદગલના ભેદ કહ્યા; તિંથકરદેવ, તિર્થનાથે, તથા જગનાથે, ઇતિ પુદગલ વિચાર પુદ્ગલ ધણા આશ્રી રૂપી અરૂપીના ભેદ કહ્યા, તે વિચારી વિચારી વિયગે વિયગે ચીંતવણા કરે તિણ માંહિ જીવ કાયા જુદા સરધે, ધન જે પુરૂષ એમ ચિંતવે, ધન જે પુરૂષ એમ ધારે, એવો શુકલ ધ્યાન ચીંતવીએ તો પરમ ઉત્કૃષ્ટા મોક્ષનાં સુખ પામીએ. ઇતિ શુકલ ધ્યાનનો પહેલો ભેદ સમાપ્ત.

હવે શુકલ ધ્યાનનો બીજો ભેદ કહે છે. ૨ એગંત વિયેગે આવીયાગે કહેતાં એક પરમાણુ પુદગલ આશ્રી વિચારણા કહે છે. પરમ— આણુ કહેતાં ઉત્કૃષ્ટો નાનો પણ તે કેહવો છે, તે ચાર પ્રકારે, ૧ દ્રવ્યથકી અપ્રદેશી તે એકદ્રવ્ય, ૨ ક્ષેત્રથકી અપ્રદેશી તે એક આકાશ

પ્રદેશને વિષે રહ્યો છે, ૩ કાલથકી અપ્રદેશી તે એકસમાની સ્થિતીનો, ૪ ભાવથકી અપ્રદેશી તે એકગુણ કાળો, જાવ એક ગુણ લુખો, એહિજ ચાર ભાગા સ્પર્શના સર્વ પરમાણુમાંહિ પાઇજે, અને એક પરમાણુમાંહિ એ ચાર ભાંગા માંહિલો એક ભાંગો પાવે, અને સર્વ પરમાણુમાંહિ પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, ચાર સ્પર્શ, એવં સોળ બોલ પાવે, સર્વ પરમાણુમાંહિ એમ જ જાણવું. ઇતિ શુકલ ધ્યાનનો બીજો ભેદ સમાપ્ત.

હવે શુકલ ધ્યાનનો ત્રીજો ભેદ કહે છે. ૩ સુહુમ ક્રિયા અપડિવાઈ કહેતાં તેરમે ગુણઠાણે ચઢયો થકો ફરી પાછો પડે નહિ, તે મનજોગ, વચનજોગ, અને કાયજોગે કરીને સુહુમક્રિયા તે ઇરીયાવહી કર્મ બાંધે, તે પહેલે સમે બાંધે, બીજે સમે વેદે, ત્રીજે સમે નિર્જરે, તે કેમ જે તે વર્ધમાન પ્રણામ થકી નિવર્તે નહિ, તે વાસ્તે તેને ન લાગે એવું શુકલ ધ્યાન તો કેવળીને હોય, એવા પરમ શુકલધ્યાનનો ત્રીજો પાઇયો ચઢયા, પામ્યા, તેમને ધન છે, એહવું શુકલ ધ્યાન મારે ઉદે કેવારે આવશે, એવી ચીંતવણા ચીતવીએ, તો પરમ ઉત્કૃષ્ટા મોક્ષનાં સુખ પામીએ. ઇતિ શુકલ ધ્યાનનો ત્રીજો ભેદ સમાપ્ત.

હવે શુકલ ધ્યાનનો ચોથો ભેદ કહે છે. ૪ સમુછિન ક્રિયા અનિયટ્ટી કહેતાં જે સેલેસીકરણને વિષે મેરૂની પેરે અડોલ તે ડગે નહિ, તે મન વચન કાયાના જોગ રૂંધવે કરી ચઉદમે ગુણઠાણે ચઢે તે વારે ઇરીયાવહી કર્મ છેદે, તે ક્ષય કરે, તે માટે એ ધ્યાન સેલેસીકરણને વિષે લાભે, અજોગીમાં, માટે તેની સ્થિતિ પાંચ લઘુ અક્ષરની, અ, ઈ, ઉ, ઋ, લૃ, બોલવા પ્રમાણે જાણવી. ઇતિ શુકલ ધ્યાનનો ચોથો ભેદ સમાપ્ત.

**શુકલ ધ્યાનનાં ૧૨ લક્ષણ** કહે છે. સુકસણ ઝાણુસ ચતારિ લખણા પનંતા તંજહા. ૧ વિવેગે, ૨ વિઉસગે, ૩ અવહે, ૪ અસમોહીયા. હવે વિસ્તાર કહે છે. ૧ વિવેગે કહેતાં, રે જીવ વિવે-

કપણું ચીંતવવું, જો જે જીવ છે તે જુદો છે અને કાયા જુદી છે, એમ જાણી કાયા ઉપરે મમતા ન આણવી, એ કાયા તો પુદગલ છે, તેનો વિણસવાનો સ્વભાવ છે, તેને વિવેગે કહીએ. ૨ વિઉસગે કહેતાં કાયા વોસરાવીને કાઉસગ્ગ કરે, કાઉસગ્ગ કરીને નિકાચીત કર્મ તોડે, અથવા તો દેવતા મનુષ્ય અને તિર્યંચ સંબંધીઆ અનેક પરિષહ ઉપસર્ગ ઉપજે તે સમભાવે ખમે, ધર્મથકી ડગાવ્યો ડગે નહિ, ચળાવ્યો ચળે નહિ, ચુકાવ્યો ચુકે નહિ, શુદ્ધ પ્રણામે સમ્યક પ્રકારે તે ખમે, તેને વિઉસગે કહીએ. ૩ અવહે કહેતાં, અહો જીવ, રોગાદીક આવી ઉપન્યા થકા કાયરપણું વેદે નહિ, મોઢું બગાડે નહિ, અહો જીવ, એ કર્મ તારાજ સંચ્યાં છે. ઉપરાજ્યાં છે, તે તો સમભાવે કરી અહિઆસે ખમે, તેને અવહે કહીએ. ૪ અસમોહીયા કહેતાં કોઈક બીજાની રિદ્ધી સંપદા દેખીને મુંઝાય નહિ, મુર્છાય નહિ, અહો જીવ, જે ભાવ સવારે હતા તે ભાવ સાંજે નહિ, જે ભાવ સાંજે હતા તે ભાવ સવારે નહિ, જે જીવ ઉઠ્યા તે જીવ સુતા નહિ, જે જીવ સુતા હતા તે જીવ ઉઠ્યા નહિ, એમ અશાશ્વતી રિદ્ધીને વિષે મુંઝાય નહિ, વાંછે નહિ, અને મન માંહે ભલી પણ જાણે નહિ, એહવી રિદ્ધી તો જીવ ઘણીવાર પામ્યો, પામે છે, અને પામશે, પણ એ કાંઈ જીવને ત્રાણ શરણ નથી, એમ જાણીને દયા સિયલ સંતોષ તપ સંજમ આદરીએ પાલીએ જેથી પરમ ઉત્કૃષ્ટા મોક્ષનાં સુખ પામીએ, ઇતિથી શુકલ ધ્યાનનાં ચાર લક્ષણ સમાપ્ત.

**ચાર આલંબન**–સુક્કસ્સ ઝાણસ્સ ચતારિ આલંબણા પનંતા તંજહા. શુકલ ધ્યાનના ચાર આલંબન કહે છે. ૧ ખંતિ, ૨ મુતિ, ૩ અજવે, ૪ મદવે. હવે વિસ્તાર કહે છે. ૧ ખંતિ કહેતાં, રે જીવ, ખંતી ક્ષમાનો કરવો, ક્ષમા ઘણી કરવી, ક્ષમા ઉપરાંત કોઈ તપ નથી, માટે, ક્ષમા કરવી અને ક્રોધનો ત્યાગ કરવો, ક્ષમા ઘણી કરવી, તેને ખંતી કહીએ. ૨ મુતિ કહેતા નિરલોભપણું આણવું, લોભ તજી દેવો, લોભ તો પાપનો મુળ છે, તે વાસ્તે લોભનો ત્યાગ કરવો, તેને

## અંગ નવમું અનુતરોવવાઇ સુત્રના વર્ગ ૩ અધ્ય૦ ૩૩.

વર્ગ પહેલો અ૦ ૧૦

૧ જાલી
૨ મયાલી
૩ ઉવયાલી
૪ પુરીસેન
૫ વારીસેન
૬ ગણદત
૭ લઠદત
૮ વેલ કુમાર
૯ વ્યાસ કુમાર
૧૦ અભય કુમાર

વર્ગ બીજો અ૦ ૧૩

૧ દીરગસેન
૨ મહાસેન
૩ દેવદત્ત
૪ લઠદત
૫ ગુઢદત
૬ હુલ કુમાર
૭ દ્રુમ કુમાર
૮ દ્રુમસેન કુમાર
૯ મહાદ્રુમસેન કુમાર
૧૦ સિંહ કુમાર
૧૧ સિંહસેન કુમાર
૧૨ મહા સિંહસેન કુમાર
૧૩ પુરીશસેન કુમાર અથવા પુનસેન કુમાર

વર્ગ ત્રીજો અ૦ ૧૦

૧ ધનાનો
૨ ઇશીદારાનો
૩ સુનક્ષત્રનો
૪ પેલક કુમારનો
૫ રામ પુત્રનો
૬ ચંદીમાનનો
૭ પુસ્ટીમાનનો
૮ પેઢાલનો
૯ પોટીલ કુમારનો
૧૦ વેલ કુમારનો

ઇતિ નવમું અંગ સમાપ્ત.

## અંગ દશમું પ્રશ્ન વ્યાકરણ સુત્ર, તેના અધ્યયન ૧૦

પાંચ આસ્રવ

૧ પ્રાણાતીપાત
૨ મૃષાવાદ
૩ અદત્તાદાન
૪ મૈથુન
૫ પરિગ્રહ

પાંચ સંવર

૧ જીવદયા
૨ સત્યવચન
૩ દત્તવ્રત
૪ બ્રહ્મચર્ય
૫ અપરિગ્રહ

ઇતિ દશમું અંગ સમાપ્ત

## અંગ અગીઆરમું, શ્રી વિપાક સુત્ર તેના અધ્યન ૨૦

| દુઃખ વિપાકના. અ૦ ૧૦ | સુખ વિપાકના અ૦ ૧૦ |
|---|---|
| ૧ મરગા લોઢીઆનો | ૧ સુબાહુ કુમારનો |
| ૨ ઉજીઆનો | ૨ ભદ્રનંદી કુમારનો |
| ૩ અભંગસેન ચોરનો | ૩ સુજાતનો |
| ૪ શગડનો | ૪ સુપાસનો |
| ૫ વરશીદતનો | ૫ જીનદાસનો |
| ૬ નંદીવર્ધનનો | ૬ વેશમણનો |
| ૭ ઉમરદતનો | ૭ મહાબલનો |
| ૮ શોરીદત્તનો | ૮ ભદ્રનંદી કુમારનો |
| ૯ દેવદતાનો | ૯ મહાચંદનો |
| ૧૦ અંજુરાણીનો | ૧૦ વરદતનો |

ઇતિ ૧૧ ંગ સમાસ.

# શ્રી બાર ઉપં

**પહેલું શ્રી વવાઇ સુત્ર** તેમાં કોણીક રાજાનો અધીકાર સમોસરણનો, બાવીસ પ્રશ્ન શ્રી ગૌતમ સ્વામીએ શ્રી ભગવત દેવને પુછ્યા.

**બીજું શ્રી રાયપસેણ સુત્ર** તેમાં રાજા પરદેશીના ત્રણ ભવનો અધીકાર.

**ત્રીજું શ્રી જીવાભીગમ સુત્ર** તેનાં નવપ્રવૃતી સંસારી જીવ તથા સર્વે જીવની તેનો અધીકાર

**ચોથું શ્રી પનવણા સુત્ર** તેમાં ૩૬ પદ તે નિચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧ પનવણા | પદ |
| ૨ થાણ | ,, |
| ૩ અલ્પબહુત | ,, |
| ૪ સ્થીતી | ,, |
| ૫ પ્રજવ | ,, |
| ૬ વંકતી | ,, |
| ૭ શ્વાસોશ્વાસ | ,, |
| ૮ સંગ્ના | ,, |
| ૯ જોની | ,, |
| ૧૦ ચરમ | ,, |

| | |
|---|---|
| ૧૧ ભાષા | પદ |
| ૧૨ શરીર | ,, |
| ૧૩ પ્રણામ | ,, |
| ૧૪ કષાય | ,, |
| ૧૫ ઇંદ્રી | ,, |
| ૧૬ જોગ | ,, |
| ૧૭ લેશા | ,, |
| ૧૮ કાય સ્થીતી | ,, |
| ૧૯ દ્રષ્ટી | ,, |
| ૨૦ અંત કરીયા | ,, |
| ૨૧ અવઘેણા સંઠાણ | ,, |
| ૨૨ ક્રીયા | ,, |
| ૨૩ કર્મ પ્રકૃતિ | ,, |
| ૨૪ બાંધ્યો બાંધે | ,, |
| ૨૫ બાંધ્યો વેદે | ,, |
| ૨૬ વેદ્યો બાંધે | ,, |
| ૨૭ વેદ્યો વેદે | ,, |
| ૨૮ આહારનો | ,, |
| ૨૯ ઉપયોગનો | ,, |
| ૩૦ પાશવણીઆનો | ,, |
| ૩૧ સંગ્ની | ,, |
| ૩૨ સંજતી | ,, |
| ૩૩ અવધીજ્ઞાન | ,, |
| ૩૪ પરીચારણા | ,, |
| ૩૫ વેદની | ,, |
| ૩૬ સમુદઘાત | ,, |

ઇતિ ચોથો પનવણા સુત્ર સમાપ્ત.

પાંચમું શ્રી જંબુદ્વીપ પનંતી સુત્ર તેમાં જંબુદ્વીપનો અધી-કાર છે.

છઠું શ્રી ચંદ્ર પનંતી સુત્ર તેમાં ચંદ્રમાનો અધીકાર છે.

સાતમું શ્રી સુર્યપનંતી સુત્ર તેમાં સુર્યનો અધીકાર છે.

આઠમું શ્રી નિરીયાવલીકા સુત્ર તેના અધ્યયન ૧૦

| | |
|---|---|
| ૧ કાલ | કુમાર |
| ૨ સુકાલ | ,, |
| ૩ મહાકાલ | ,, |
| ૪ ક્રશના | ,, |
| ૫ સુક્રશના | ,, |
| ૬ મહાક્રસના | ,, |
| ૭ રામસેન | ,, |
| ૮ પીયુસેન | ,, |
| ૯ વીરસેન | ,, |
| ૧૦ મહાસેન | કુમાર |

નવમું શ્રી કંપવડીશીયા તેના અધ્યયન ૧૦

| | |
|---|---|
| ૧ પદમ | કુમાર |
| ૨ મહાપદમ | ,, |
| ૩ ભદ્ર | ,, |
| ૪ મહાભદ્ર | ,, |
| ૫ સુભદ્ર | ,, |
| ૬ પદમભદ્ર | ,, |

૭ પદમગુલમ કુમાર
૮ પદમનલીન ,,
૯ આણુંદ ,,
૧૦ નંદ કુમાર

**દશમું શ્રી પુષ્પીયા સુત્ર તેના**
અધ્યયન ૧૦

૧ ચંદ્રમાનું
૨ સુરજનું
૩ શુક્રગ્રહનું
૪ બહુપોતેઆ દેવીનું
૫ પુરણભદ્રનું
૬ મણીભદ્રનું
૭ શવદેવતાનું
૮ બલદેવતાનું
૯ દતદેવતાનું
૧૦ અણાધી દેવતાનું

**અગ્યારમું શ્રી પુષ્ફ ચુલીયા**
તેના અધ્યયન ૧૦

૧ સીરી દેવી
૨ હીરી ,,
૩ ધીતી ,,
૪ કીર્તી ,,
૫ બુદ્ધી ,,
૬ લક્ષ્મી ,,
૭ એલા ,,
૮ સુરા ,,
૯ ગંધા ,,
૧૦ રસા ,,

**બારમું શ્રી વન્હિદશા સૂત્ર.**
તેના અધ્યયન ૧૨

૧ નીષધ કુમાર
૨ અનીય ,,
૩ વો ,,
૪ વેલ ,,
૫ પગતી ,,
૬ જાતી ,,
૭ દઢરથ ,,
૮ શતરથ ,,
૯ મહાધનુ ,,
૧૦ શતધનુ ,,
૧૧ દશધનુ ,,
૧૨ શયધનુ કુમાર

ઇતિ શ્રી બાર ઉપાંગ સમાપ્ત.

**શ્રી ૧૨ મુ .**

**પ્રથમ શ્રી ઉત્તરાધ્યયન**
તેના અધ્યયન ૩૬

| | | |
|---|---|---|
| ૧ વિનય | ગાથા | ૪૮ |
| ૨ બાવીશ પરીસા | | ૪૬ |
| ૩ ચાર બોલ પામ્યા | | ૨૦ |
| ૪ આઉખા ત્રુટાનું | | ૧૩ |
| ૫ સકામ મરણ અકામ મરણનો | | ૩૨ |
| ૬ સુવધ્યા કુવધ્યાનો | | ૧૮ |
| ૭ બોકડાનો | | ૩૦ |
| ૮ કંપીલ કેવલીનો | | ૨૦ |

**બીજું શ્રી દશવીકાલીક સુત્ર**

તેના અધ્યયન ૧૦



**ત્રીજું શ્રી નંદી સુત્ર** તેમાં પાંચ જ્ઞાનનું અધીકાર છે.

**ચોથું શ્રી અનુયોગદ્વાર સુત્ર** તેમાં સાત નય ચાર નિક્ષેપાનો અધીકાર છે. ઇતિ ચાર મુળ સમાપ્ત.

**શ્રી ચાર છેદ.**

**પ્રથમ શ્રી વ્યવહાર સુત્ર** તેના શતક દશ તેનાં નામ દશાશ્રુતસ્કંધની પેરે જાણવા.

**બીજું શ્રી વેદકલ્પ ત્ર** તેના શતક છ.

**ત્રીજું શ્રી નિશીથ સુત્ર** તેના શતક વીશ.

**ચો. શ્રી દસા શ્રુતસ્કંધ સુત્ર**

તેના અધ્યયન ૧૦

૧ વીસ અસમાધીનું
૨ એકવિશ શબલા દોષનું
૩ તેત્રીશ અશાતનાનું
૪ ચોસ્ઠ સંપદાનું
૫ ચિતસમાધીનું
૬ શ્રાવકની પડિમાનું
૭ ભીખુની પડિમાનુ
૮ પાંચ કલ્યાણીકનું
૯ ત્રીશ મહામોહનીયના સ્થાનકનું
૧૦ નિઆણાનું

ઇતિ શ્રી ચાર છેદ સમાપ્ત.

**બત્રીશમું શ્રી આવશ્યક**

તેના અધ્યયન ૬

૧ સામાયક
૨ ચોવીસંથો
૩ વંદણા
૪ પ્રતિક્રમણ
૫ કાઉસગ્ગ
૬ પચ્ચખાણ

ઇતિ શ્રી ૧૧ અંગ તથા ૧૨ ઉપાંગ તથા ૪ મુલ તથા ૪ છેદ તથા ૧ આવશ્યક સર્વે મળીને ૩૨ સુત્ર સંપુર્ણ થયા.

# મોટો બાસઠીયો.

---

**ગાથા**

**૧ જીવ, ૨ ગઈ, ૩ ઇંદ્રિય, ૪ કાય, ૫ જોગ, ૬ વેય, ૭ કષાય, ૮ લેશ્યા, ૯ સંમત્તં,**

**૧૦ નાણ, ૧૧ દંસણ, ૧૨ સંજય. ૧૩ વઉગ, ૧૪ આહારે ॥ ૧ ॥**

**૧૫ ભાસગ, ૧૬ પરિત, ૧૭ પજત. ૧૮ સુહુમ, ૧૯ સન્નિ, ૨૦ ભવથ, ૨૧ ચરિમ ય.**

**જીવેયખેતે બંધે, પુગ્ગલએ મહાદંડ એ ચેવ ॥ ૨ ॥**

એ બે ગાથાનો વિસ્તાર કહે છે.

## ૧ સમુચય જીવ દ્વાર.

૧ સમુચય જીવમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪, ઇતિ પહેલો દ્વાર સમાપ્ત.

## ૨ ગતિ દ્વાર.

૧ નરક ગતિમાં જીવના ભેદ ૨, ગુણ૦ ૪, જોગ ૧૧, ઉપયોગ ૯, લેશા ૩, દંડક ૧.

૨ તિર્યંચ ગતિમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૫, જોગ ૧૩, ઉપયોગ ૯, લેશા ૬, દંડક ૯.

૩ તિર્યંચણીમાં જીવના ભેદ ૨, ગુણ૦ ૫, જોગ ૧૩, ઉપયોગ ૯, લેશા ૬, દંડક ૯.

૪ મનુષ્યમાં જીવના ભેદ ૩, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨. લેશા ૬, દંડક ૧.

૫ મનુષ્યણીમાં જીવના ભેદ ૨, ગુણ૦ ૧૪, જોગ ૧૩, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૧.

૬ દેવતામાં જીવના ભેદ ૨, ગુણ૦ ૪, જોગ ૧૧, ઉપયોગ ૯, લેશા ૬, દંડક ૧.

૭ દેવાંગનામાં જીવના ભેદ ૨, ગુણ૦ ૪, જોગ ૧૧, ઉપયોગ ૯, લેશા ૪, દંડક ૧.

૮ સિદ્ધ ગતિમાં જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી, દંડક નથી.

એ ૮ બોલનો અલ્પ બહુત્વ કહે છે ૧ સર્વથી થોડી મનુષ્યણી, ૨ તેથી મનુષ્ય સમુર્છિમ ભેળવતા અસંખેજ ગુણા, ૩ તેથી નારકી અસંખેજ ગુણા, ૪ તેથી તિર્યંચણી અસંખેજ ગુણી, ૫ તેથી દેવતા અસંખેજ ગુણા, ૬ તેથી દેવી સંખેજ ગુણી, ૭ તેથી સિદ્ધ ભગવંત અનંત ગુણા, ૮ તેથી તિર્યંચ અનંત ગુણા. ઇતિ બીજો ગતિ દ્વાર સમાપ્ત.

## ૩ ઇંદ્રિ દ્વાર.

૧ સઇંદ્રિયામાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૨, જોગ ૧૫, ઉપયોગ ૧૦, તે ૧ કેવળજ્ઞાન ને ૨ કેવળદર્શન એ વર્જીને, લેશા ૬, દંડક ૨૪.

૨ એકેંદ્રિમાં જીવના ભેદ ૪, ગુણ૦ ૧, જોગ ૫, ઉપયોગ ૩, લેશા ૪, દંડક ૫.

૫ બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌઇંદ્રિ, એ ૩ માં જીવના ભેદ ૨ પોતપોતાના, ૧ અપ્રજાપ્તો ને ૨ પ્રજાપ્તો, ગુણ૦ ૨ પહેલા, જોગ ૪ તે ૨ ઉદારીકના, ૧ કાર્મણનો, ૧ વ્યવહાર વચનનો, એવં ૪, ઉપયોગ બેઇંદ્રિમાં તેઇંદ્રિમાં ૫ તે ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૧ અચક્ષુદર્શન, એવં ૫, અને ચૌઇંદ્રિમાં ૬ તે ૧ ચક્ષુદર્શન વધ્યું. લેશા ૩, દંડક ૧ પોતપોતાનો.

૬ પંચેંદ્રિમાં જીવના ભેદ ૪ તે સંજ્ઞીના ૧ અપ્રજાપ્તા, ને ૨ પ્રજાપ્તા, અસંજ્ઞીના ૩ અપ્રજાપ્તા, ને ૪ પ્રજાપ્તા, ગુણ૦ ૧૨ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦ તે કેવળના બે વર્જિને, લેશા ૬, દંડક ૧૬.

૭ અણઇંદીયામાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૨ ઉપલા, જોગ ૭ તે (૨ મનનાં) ૧ સત્યમન, ૨ વ્યવહાર મન, (૨ વચનનાં) ૧ સત્યવચન, ને ૨ વ્યવહાર વચન, એવં ૪ તથા ૫ ઉદારીકનો, ૬ ઉદારીકનો મિશ્ર, ૭ કાર્મણ કાયજોગ, ઉપયોગ ૨ તે ૧ કેવળજ્ઞાન, ને ૨ કેવળદર્શન, લેશા ૧ શુકલ, દંડક ૧.

એ ૭ બોલનો અલ્પ બહુત્વ કહે છે. ૧ સર્વથી થોડા પંચેંદ્રિયા, ૨ તેથી ચૌઇંદ્રિ વિશેષાધિયા, ૩ તેથી તેઇંદ્રિ વિશેષાધિયા, ૪ તેથી બેઇંદ્રિ વિશેષાધ્યા, ૫ તેથી અણઇંદિયા અનંતગુણા, ૬ તેથી એકેંદ્રિ અનંતગુણા, ૭ તેથી સઇંદ્રિયા વિશેષાહીયા. ઇતિ ત્રીજો ઇંદ્રિ દ્વાર સમાપ્ત.

### ૪ કાય દ્વાર.

૧ સકાયામાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૪ પૃથ્વીકાય, અપકાય, ને વનસ્પતિકાય એ ૩ માં જીવનાભેદ ૪, ગુણ૦ ૧, જોગ ૩, ઉપયોગ ૩, લેશા ૪, દંડક ૧ પોતપોતાનો.

૬ તેઉકાય, ને વાઉકાય એ ૨ માં જીવના ભેદ ૪, ગુણ૦ ૧,

જોગ તેઉમાં ૩ અને વાઉમાં ૫ તે ૨ વિક્રયના વધ્યા, ઉપયોગ ૩, લેશા ૩, દંડક ૧ પોતપોતાનો.

૭ ત્રસકાયમાં જીવના ભેદ ૧૦ તે ૪ એકેંદ્રિના વજ્યાં, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૧૯ તે એકેંદ્રિનાં ૫ દંડક વજ્યાં.

૮ અકાયામા જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી, દંડક નથી.

એ ૮ બોલનો અલ્પ બહુત્વ. ૧ સર્વથી થોડા ત્રસકાય, ૨ તેથી તેઉકાયા અસંખેજ ગુણા, ૩ તેથી પૃથ્વી કાયા વિશેષાહીયા, ૪ તેથી અપકાયા વિશેષાહીયા, ૫ તેથી વાઉકાયા વિશેષાહીયા, ૬ તેથી અકાયા અનંતગુણા, ૭ તેથી વનસ્પતિ કાયા અનંતગુણા, ૮ તેથી સકાયા વિશેષાહીયા. ઇતિ ચોથો કાય દ્વાર સમાપ્ત.

## ૫ જોગ દ્વાર.

૧ સજોગીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૩, જોગ ૧૫, ઉપથોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ મનજોગીમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૧૩, જોગ ૧૪ તે ૧ કાર્મણનો વર્જીને, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૧૬ સંજ્ઞીના.

૩ વચનજોગીમાં જીવના ભેદ ૫ બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌઇંદ્રિ, અસંજ્ઞીપંચેદ્રિ, ને સંજ્ઞીપંચેદ્રિ, એ ૫ ના પ્રજાપ્તા, ગુણ૦ ૧૩, જોગ ૧૪ તે કાર્મણ વર્જીને, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૧૯ ત્રસના.

૪ કાયજોગીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૩, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

અજોગીમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૧, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી, દંડક ૧.

એ ૫ બોલનો અલ્પબહુત્વ–૧ સર્વથી થોડા મન જોગી, ૨ તેથી વચન જોગી અસંખેજ ગુણા, ૩ તેથી અજોગી અનંતગુણા, ૪

તેથી કાય જોગી અનંતગુણા, ૫ તેથી સજોગી વિશેષાહીયા. ઇતિ પાંચમો જોગ દ્વાર સમાપ્ત.

### ૬ વેદ દ્વાર.

૧ સવેદીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૯ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦ તે કેવળજ્ઞાન ને કેવળદર્શન વર્જીને, લેશા ૬, દંડક ૨૪.

૩ સ્ત્રીવેદ ને પુરૂષવેદ, એ ૨ માં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૯ પ્રથમના, જોગ પુરૂષવેદમાં ૧૫ અને સ્ત્રીવેદમાં ૧૩ તે આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૧૦, લેશા ૬, દંડક ૧૫, સંજ્ઞીનાં ૧૬ દંડકમાંથી ૧ નારકીનો વર્જિને.

૪ નપુંસકવેદમાં જીવના ભેદ ૧૪, ગુણ૦૯, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬ દંડક ૧૧ તે પાંચ થાવર, ત્રણ વિગલેંદ્રિ, મનુષ્ય, તિર્યંચ, ને નારકી, એવં ૧૧.

૫ અવેદીમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૬ ઉપલા, જોગ ૧૧ તે ૪ મનના, ૪ વચનના, ૨ ઉદારિકના, ૧ કાર્મણનો, એવં ૧૧ જોગ, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૧ શુકલ, દંડક ૧.

એ ૫ બોલનો અલ્પ બહુત્વ. ૧ સર્વથી થોડા પુરૂષવેદી, ૨ તેથી સ્ત્રીવેદી સંખેજગુણા, ૩ તેથી અવેદી અનંતગુણા, ૪ તેથી નપુંસકવેદી અનંતગુણા, ૫ તેથી સવેદી વિશેષાહીયા. ઇતિ છઠ્ઠો વેદ દ્વાર સમાપ્ત.

### ૭ કષાય દ્વાર.

૧ સકષાયામાં જીવના ભેદ ૧૪, ગુણ૦૧૦ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬, દંડક ૨૪.

૨ ક્રોધ કષાયામાં જીવના ભેદ ૧૪, ગુણ૦૬, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬, દંડક ૨૪.

૫ માનકષાયા, માયાકષાયા, ને લોભકષાયા, એ ૩ માં જીવના ભેદ ૧૪, ગુણ૦ માનમાં ૭, માયામાં ૮, લોભમાં ૧૦, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬, દંડક ૨૪.

૬ અકષાયામાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો, ગુણ૦ ૪ ઉપલા, જોગ ૧૧, ઉપયોગ ૯, લેશા ૧ શુકલ, દંડક ૧ મનુષ્યનો.

એ ૬ બોલનો અલ્પ બહુત્વ. ૧ સર્વથી થોડા અકષાયા, ૨ તેથી માન કષાયા અનંતાગુણ, ૩ તેથી ક્રોધકષાયા વિશેષાહીયા, ૪ તેથી માયા કષાયા વિશેષાહીયા, ૫ તેથી લોભ કષાયા વિશેષાહીયા, ૬ તેથી સકષાયા વિશેષાહીયા, ઇતિ સાતમો કષાય દ્વાર સમાપ્ત.

## ૮ લેશા દ્વાર

૧ સલેશીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૩, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૪ કૃષ્ણ, નિલ ને કાપુત, એ ૩ લેશામાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૬ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા પોતપોતાની, દંડક ૨૨ તે જ્યોતિષી, ને વિમાનીક એ ૨ વર્જીને.

૫ તેજુ લેશામાં જીવના ભેદ ૩, તે સંજ્ઞીનો ૧ અપ્રજાપ્તો, ને ૨ પ્રજાપ્તો, ૩ બાદર એકેંદ્રિનો અપ્રજાપ્તો, ગુણ૦ ૭ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૧ તેજુ, દંડક ૧૮ ને ત્રણ વિગલેંદ્રિ, તેઉ, વાઉ, અને નારકી, એવં ૬ દંડક વર્જીને.

૬ પદ્મ લેશામાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૭ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૧ પદ્મ, દંડક ૩ તે ૧ મનુષ્ય, ૨ તિર્યંચ, ૩ વિમાનીક.

૭ શુકલ લેશામાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૧૩, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૧, દંડક ૩.

૮ અલેશીમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૧ ચઉદમો, જોગ નથી, ઉપયોગ ૨ કેવળજ્ઞાન, ને કેવળદર્શન, લેશા નથી, દંડક ૧.

એ ૮ બોલનો અલ્પ બહુત્વ. ૧ સર્વથી થોડા શુકલલેશી, ૨ તેથી પદ્મલેશી સંખેજગુણા, ૩ તેથી તેજુલેશી સંખેજગુણા, ૪ તેથી અલેશી અનંતગુણા, ૫ તેથી કાપુત લેશી અનંતગુણા, ૬ તેથી નિલલેશી

વિશેષાહીયા, ૭ તેથી કૃષ્ણલેશી વીશેષાહીયા, ૮ તેથી સલેશી વિશેષાહીયા. ઇતિ આઠમો લેશા દ્વાર સમાપ્ત.

## ૯ સ કિત દ્વાર.

૧ સમુચ્ચય સમકિત દ્રષ્ટીમાં જીવના ભેદ ૬ તે ત્રણ વિગલેંદ્રિ, અસંજ્ઞી તિર્યંચ પંચેદ્રિ એ ૪ના અપ્રજાપ્તા, અને સંજ્ઞીપંચેંદ્રિના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા, એવં ૬ ભેદ, ગુણ૦૧૨ તે પહેલું ત્રીજું વર્જિને, જોગ ૧૫, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬, દંડક ૧૯.

૨ સાસ્વાદાન સમકિતમાં જીવના ભેદ ૬, ગુણ૦૧ બીજું, જોગ ૧૩ આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૬ તે ૩ જ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૧૯ તે ૫ સ્થાવરના વર્જિને.

૫ ઉપશમ, ક્ષયોપશમ, ને વેદક, એ ૩ સમકિતમાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ઉપસમ ક્ષયોપસમમાં ૮ તે ચોથાથી ઇગ્યારમા સુધી, વેદકમાં ૪ તે ચોથાથી સાતમા સુધી, જોગ ૧૫, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન ને ૩ દર્શન, લેશા, ૬ દંડક ૧૬ સંજ્ઞીના.

૬ ક્ષાયક સમકિતમાં જીવના ભેદ ૨, ગુણ૦ ૧૧ ઉપલા, જોગ ૧૫, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬, દંડક ૧૬.

૭ મિથ્યાતીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ પહેલો, જોગ ૧૩ આહારકનાં ૨ વર્જિને, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન, ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨૪.

૮ સમા મિથ્યાતીમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૧ ત્રીજું, જોગ ૧૦ તે ૪ મનના, ૪ વચનનાં, ૯ ઉદારીકનો, ૧૦ વિક્રયનો, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૧૬ સંજ્ઞીના.

એ ૮ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા સાસ્વાદાન સમકિતી, ૨ તેથી ઉપસમ સમકિતી સંખેજ ગુણા, ૩ તેથી સમામિથ્યાતવાળા અસંખેજ ગુણા, ૫ તેથી ક્ષયોપશમ વેદકવાળા અસંખેજ ગુણા, ૬ તેથી ક્ષાયક સમકિતી અનંતગુણા, ૭ તેથી સમુચ્ચય સમ-

કિતી વિશેષાહીયા, ૮ તેથી મિથ્યાતી અનંત ગુણા. ઇતિ નવમો સમકિત દ્વાર સમાપ્ત.

## ૧૦ જ્ઞાન દ્વાર

૧ સમુચય જ્ઞાનીમાં જીવના ભેદ ૬ સમુચ્ચય સમકિતીના કહ્યા તે મુજબ, ગુણ૦ ૧૨ પહેલો ત્રીજો વર્જીને, જોગ ૧૫, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જીને, લેશા ૬, દંડક ૧૯ તે ૫ સ્થાવર વર્જીને.

૩ મતિ, શ્રુત જ્ઞાનીમાં જીવના ભેદ ૬, ગુણ૦ ૧૦ તે પહેલો, ત્રીજો, તેરમું ચઉદમું એ ૪ વર્જીને, જોગ ૧૫, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૧૯.

૪ અવધિજ્ઞાનીમાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૧૦, જોગ ૧૫, ઉપયોગ ૭, લેશા ૬, દંડક ૧૬ સંજ્ઞીના.

૫ મનપર્યવ જ્ઞાનીમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૭ છઠ્ઠાથી બારમા સુધી, જોગ ૧૪ તે ૧ કાર્મણ કાયજોગ વર્જીને, ઉપયોગ ૭, લેશા ૬, દંડક ૧ મનુષ્યનો.

૬ કેવળ જ્ઞાનીમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૨ ઉપલા, જોગ ૭ તે ૨ મનનાં, ૨ વચનના, ૫ ઉદારીક, ૬ ઉદારીકનો મિશ્ર, ૭ કાર્મણ કાયજોગ, ઉપયોગ ૨, લેશા ૧ પરમશુકલ, દંડક ૧.

૮ મતિ, શ્રુત અજ્ઞાનીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦૨ પહેલું ને ત્રીજું, જોગ ૧૩ આહારકનાં ૨ વર્જીને, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન, ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨૪.

૯ વિભંગ જ્ઞાનીમાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૨ પહેલું ને ત્રીજું , જોગ ૧૩, ઉપયોગ ૬, લેશા ૬, દંડક ૧૬ સંજ્ઞીના.

એ ૯ બોલનો અલ્પ બહુત્વ. ૧ સર્વથી થોડા મન પર્યવજ્ઞાની, ૨ તેથી અવધિજ્ઞાની અસંખેજ ગુણા, ૪ તેથી મતિ શ્રુત જ્ઞાની માંહોમાંહે તુલ્ય ને વિશેષાહીયા, ૫ તેથી વિભંગ જ્ઞાની અસંખેજ ગુણા, ૬ તેથી કેવળજ્ઞાની અનંતગુણા, ૮ તેથી મતિ શ્રુત અજ્ઞાની માંહોમાંહે તુલ્ય ને અનંત ગુણા, ૯ તેથી સમુચયજ્ઞાની વિશેષાહીયા. ઇતિ દસમું જ્ઞાનદ્વાર સમાપ્ત.

## ૧૧ દર્શન દ્વાર.

૧ ચક્ષુ દર્શનીમાં જીવના ભેદ ૬ ચોઇંદ્રિ, અસંગ્ની પંચેંદ્રિ, સંગ્ની પંચેંદ્રિ, એ ૩ ના અપ્રજાપ્તાને પ્રજાપ્તા, એવં ૬, ગુણ૦ ૧૨ પ્રથમના, જોગ ૧૪ ને ૧ કાર્મણ કાયજોગ વર્જિને, ઉપયોગ ૧૦ તે કેવળનાં ૨ વર્જિને, લેશા ૬, દંડક ૧૭ તે ૧૬ પંચેંદ્રીના, ૧ ચૌઇંદ્રિનો, એવં ૧૭.

૨ અચક્ષુ દર્શનીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૨ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬, દંડક ૨૪.

૩ અવધિ દર્શનીમાં જીવના ભેદ ૨ સંગ્નીના, ગુણ૦ ૧૨ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬, દંડક ૧૬ સંગ્નીના.

૪ કેવળ દર્શનીમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૨, જોગ ૭, ઉપયોગ ૨, લેશા ૧ પરમ શુકલ, દંડક ૧.

એ ૪ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વ થોડા અવધિદર્શની, ૨ તેથી ચક્ષુદર્શની અસંખેજ ગુણા. ૩ તેથી કેવળદર્શની અનંતગુણા, ૪ તેથી અચક્ષુદર્શની અનંત ગુણા, ઇતિ ઇગ્યારમું દર્શનદ્વાર સમાપ્ત.

## ૧૨ ંજિત દ્વાર.

૧ સમુચ્ચય સંજતિમાં જીવનો ભેદ ૧ સંગ્નીનો પ્રજાપ્તો, ગુણ૦ ૯ ઉપલા, જોગ ૧૫, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬, દંડક ૧.

૩ સામાયક, ને છેદોપસ્થાનીક, એ ૨ ચારીત્રમાં જીવનો ભેદ ૧ ગુણ૦ ૪ છઠ્ઠાથી નવમા સુધી, જોગ ૧૪ તે ૧ કાર્મણનો વર્જિને, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન, ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૧.

૪ પરિહાર વિશુધ ચારિત્રમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૨ છઠ્ઠો ને સાતમો, જોગ ૯ તે ૪ મનનાં ૪ વચનનાં, ૯ ઉદારીકનો, ઉપયોગ ૭, લેશા ૩ ઉપલી, દંડક ૧.

૫ સુક્ષ્મ સંપરાય ચારિત્રમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૧ દસમું, જોગ ૯, ઉપયોગ ૭, લેશા ૧ શુકલ, દંડક ૧.

૬ જથાખ્યાત ચારિત્રમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૪ ઉપલા,

જોગ ૧૧ તે ૪ મનનાં ૪ વચનનાં, ૯ ઉદારીક, ૧૦ ઉદારીકનો મિશ્ર, ૧૧ કાર્મણ કાયજોગ, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૧, દંડક ૧.

૭ અસંજતીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૪ પ્રથમના, જોગ ૧૩ તે આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૯ તે ૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨૪.

૮ સંજતાસંજતીમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૧ પાંચમો, જોગ ૧૨ તે આહારકના ૨ અને ૧ કાર્મણ કાયજોગ, એવં ૩ વર્જિને, ઉપયોગ ૬ તે ૩ જ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨ મનુષ્ય અને તીર્યંચ.

૯ નોસંજતી નોઅસંજતી નોસંજતાસંજતીમાં જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨ તે ૧ કેવળજ્ઞાન, ને ૨ કેવળદર્શન, લેશા નથી, દંડક નથી.

એ ૯ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા સુક્ષ્મ સંપરાય ચારિત્રવાળા, ૨ તેથી પરિહાર વિશુધ ચારીત્રવાળા સંખેજ ગુણા, ૩ તેથી જથાખ્યાત ચારીત્રવાળા સંખેજગુણા, ૪તેથી છેદોપસ્થાપનીક ચારીત્રવાળા સંખેજગુણા, ૫ તેથી સામાયક ચારીત્રવાળા સંખેજ· ગુણા, ૬ તેથી સંજતી વિશેષાહીયા ૭, તેથી સંજતાસંજતી અસંખેજ ગુણા, ૮ તેથી નોસંજતી નોઅસંજતી નોસંજતાસંજતી અનંતગુણા, ૯ તેથી અસંજતી અનંત ગુણા. ઇતિ બારમું સંજતી દ્વાર સમાપ્ત.

## ૧૩ પયોગ દ્વાર.

૧ સાગારોવઉતામા જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ અણાગારો વઉતામાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૩ તે ૧ દસમું વર્જિને, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

એ ૨ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા અણાગારોવઉતા તેથી સાગરોવઉતા સંખેજ ગુણા. ઇતિ તેરમું ઉપયોગ દ્વાર સમાપ્ત.

## ૧૪ આહાર દ્વાર.

૧ આહારીકમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૩ પ્રથમના, જોગ ૧૪ તે ૧ કાર્મણનો વર્જીને, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ અણાહારીકમાં જીવના ભેદ ૮ તે ૭ અપ્રજાપ્તાના, ૧ સંજ્ઞી પંચેદ્રિનો પ્રજાપ્તો, ગુણ૦ ૫ તે પહેલું બીજું ચોથું તેરમું ને ચઉદમું, જોગ ૧ કાર્મણનો, ઉપયોગ ૧૦ તે ૧ મન પર્યવજ્ઞાન, ને ૨ ચક્ષુ દર્શન વર્જીને, લેશા ૬, દંડક ૨૪.

એ ૨ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા અણાહારીક, ૨ તેથી આહારીક અસંખેજ ગુણા. ઇતિ ચઉદમું આહારદ્વાર સમાપ્ત.

## ૧૫ ।સકા દ્વાર.

૧ ભાસકામાં જીવના ભેદ ૫ તે બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌઇંદ્રિ, અસંજ્ઞીપંચેંદ્રિ, સંજ્ઞીપંચેદ્રિ, એ ૫ ના પ્રજાપ્તા, ગુણ૦ ૧૩ પ્રથમના, જોગ ૧૪ તે ૧ કાર્મણનો વર્જીને, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૧૯ તે ૫ સ્થાવરના વર્જીને.

૨ અભાસકામાં જીવના ભેદ ૧૦ તે ત્રણ વિગલેંદ્રિ, ને અસંજ્ઞી પંચેંદ્રિ, એ ૪ ના પ્રજાપ્તા વર્જીને, ગુણ૦ ૫ અણાહારીકમાં કહ્યા તેજ, જોગ ૫ તે ૨ ઉદારીકના, ૨ વિક્રયના, ૧ કાર્મણનો, એવં ૫, ઉપયોગ ૧૧ તે ૧ મનપર્યવ વર્જીને, લેશા ૬, દંડક ૨૪.

એ ૨ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા ભાસકા, ૨ તેથી અભાસકા અનંતગુણા. ઇતિ પંદરમું ભાસકા દ્વાર સમાપ્ત.

## ૧૬ પરિત અપરિત દ્વાર

૧ પરીત સંસારીમા જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ અપરીત સંસારીમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧ પહેલો, જોગ ૧૩ તે આહારકના ૨ વર્જીને, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨૪,

૩ નોપરીત નોઅપરીતમાં જીવના ભેદ નથી, જોગ નથી, ઉપ-યોગ ૨, લેશા નથી, દંડક નથી.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા પરીતસંસારી, ૨ તેથી નોપરીત નોઅપરિત અનંતગુણા, ૩ તેથી અપરિત સંસારી અનંતગુણા. ઇતિ સોળમું પરીત અપરિત દ્વાર સમાપ્ત.

## ૧૭ પ્રજાપ્તા અપ્રજાપ્તા દ્વાર.

૧ પ્રજાપ્તામાં જીવના ભેદ ૭, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ અપ્રજાપ્તામાં જીવના ભેદ ૭, ગુણ૦ ૩ પહેલું બીજું ને ચોથું, જોગ ૫ અભાસકામાં કહ્યા તેજ, ઉપયોગ ૯ તે ૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨૪.

૩ નોપ્રજાપ્તા નોઅપ્રજાપ્તામાં જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી, દંડક નથી.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા નોપ્રજાપ્તા નોઅપ્રજાપ્તા, ૨ તેથી અપ્રજાપ્તા અનંતગુણા ૩ તેથી પ્રજાપ્તા સંખેજગુણા. ઇતિ સતરમું પ્રજાપ્તા અપ્રજાપ્તા દ્વાર સમાપ્ત.

## ૧૮ સુક્ષ્મ બાદર દ્વાર.

૧ સુક્ષ્મમાં જીવના ભેદ ૨, ગુણ૦ ૧ પહેલો, જોગ ૩ તે ૨ ઉદારીકના, ૧ કાર્મણનો, ઉપયોગ ૩ તે ૨ અજ્ઞાન, ને ૧ અચક્ષુ-દર્શન, લેશા ૩ પ્રથમની, દંડક ૫.

૨ બાદરમાં જીવના ભેદ ૧૨, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૩ નોસુક્ષ્મ નોબાદરમાં જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી, દંડક નથી.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા નોસુક્ષ્મ નોબાદર, ૨ તેથી બાદર અનંતગુણા, ૩ તેથી સુક્ષ્મ અસંખ્યાત ગુણા. ઇતિ અઢારમું સુક્ષ્મ બાદર દ્વાર સમાપ્ત.

## ૧૯ સંજ્ઞી અસંજ્ઞી દ્વાર.

૧ સંજ્ઞીમાં જીવના ભેદ ૨ તે ૧ અપ્રજાપ્તો, ૨ પ્રજાપ્તો, ગુણ૦ ૧૨ પ્રથમના, જોગ ૧૫, ઉપયોગ ૧૦, તે કેવળના ૨ વર્જીને, લેશા ૬, દંડક ૧૬ પંચેદ્રિના.

૨ અસંજ્ઞીમાં જીવના ભેદ ૧૨ તે સંજ્ઞીના ૨ વર્જીને, ગુણ૦ ૨ પ્રથમના, જોગ ૬ તે ૨ ઉદારીકના, ૨ વિક્રયના, ૫ કાર્મણનો, ૬ વ્યવહાર વચન, ઉપયોગ ૬ તે ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ને ૨ દર્શન, લેશા ૪ પ્રથમની, દંડક ૧૦ તે ૫ સ્થાવરના, ૩ વિગલેંદ્રિના, ૧ મનુષ્યનો, ૧ તિર્યંચનો, એવં ૧૦.

૩ નોસંજ્ઞી નોઅસંજ્ઞીમાં જીવનો ભેદ ૧, ગુણ૦ ૨ ઉપલા, જોગ ૭ તે ૨ મનના, ૨ વચનના, ૨ ઉદારીકના, ૧ કાર્મણનો, એવં ૭, ઉપયોગ ૨, લેશા ૧ પરમશુકલ, દંડક ૧.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા સંજ્ઞી, ૨ તેથી નોસંજ્ઞી નોઅસંજ્ઞી અનંતગુણા, ૩ તેથી અસંજ્ઞી અનંતગુણા. ઇતિ ઓગણીસમું સંજ્ઞી અસંજ્ઞી દ્વાર સમાપ્ત.

## ૨૦ વી અ વી દ્વાર.

૧ ભવ્યમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ અભવ્યમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧ પ્રથમનું, જોગ ૧૩ તે આહારકનાં ૨ વર્જીને, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન, ને ૩ દર્શન, લેશા ૬, દંડક ૨૪.

૩ નોભવ્ય નોઅભવ્યમાં જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી. દંડક નથી.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા અભવ્ય, ૨ તેથી નોભવ્ય નોઅભવ્ય અનંતગુણા, ૩ તેથી ભવ્ય જીવ અનંતગુણા. ઇતિ વિશમું ભવ્ય અભવ્ય દ્વાર સમાપ્ત.

## ૨૧ ચરીમ અચરીમ દ્વાર.

૧ ચરીમમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

૨ અચરીમમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧, જોગ ૧૩, ઉપયોગ ૬, (અભવ્યમાં કહ્યા તેજ), લેશા ૬, દંડક ૨૪.

૩ નોચરીમ નોઅચરીમમાં જીવના ભેદ નથી, ગુણ૦ નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી, દંડક નથી.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા અચરીમ, ૨ તેથી નોચરીમ નોઅચરીમ અનંતગુણા, ૩ તેથી ચરીમ અનંતગુણા ઇતિ એકવીશમું ચરીમ અચરીમ દ્વાર સમાપ્ત.

## ૨૨ વિતરાગ દ્વાર.

૧ વીતરાગીમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્તો, ગુણ૦ ૪ ઉપલા, જોગ ૧૧ તે ૪ મનનાં, ૪ વચનનાં, ૨ ઉદારીકનાં, ૧ કાર્મણનો, એવં ૧૧, ઉપયોગ ૯ તે ૩ અજ્ઞાન વર્જીને, લેશા ૧ શુકલ, દંડક ૧.

૨ જુગલીયામાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૨ પહેલું ને ચોથું, જોગ ૧૧ (વીતરાગમાં કહ્યા તેજ). ઉપયોગ ૬ તે ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ને ૨ દર્શન, લેશા ૪ પ્રથમની, દંડક ૨ મનુષ્ય ને તિર્યંચનાં.

૩ સમુર્છિમ મનુષ્યમાં જીવનો ભેદ ૧ અસંજ્ઞીનો અપ્રજાપ્તો, ગુણ૦ ૧ પહેલું, જોગ ૩ તે ઉદારીક, ઉદારીકનો મિશ્ર, ને કાર્મણ કાયજોગ, ઉપયોગ ૪ તે ૨ અજ્ઞાન, ને ૨ દર્શન, લેશા ૩ પ્રથમની, દંડક ૧.

એ ૩ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડા વીતરાગી, ૨ તેથી જુગલીયા સંખેજ ગુણા, ૩ તેથી સમુર્છિમ મનુષ્ય અસંખેજ ગુણા, ઇતિ બાવીસમું વિતરાગી દ્વાર સમાપ્ત.

## ૨૩ શરીર દ્વાર.

૧ ઉદારીક શરીરમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૧૦ મનુષ્ય તિર્યંચનાં.

૨ વિક્રય શરીરમાં જીવના ભેદ ૩ તે ૨ સંજ્ઞીના, ને ૧ બાદર એકેંદ્રિનો પ્રજાપ્રો, એવં ૩ ભેદ, ગુણ૦ ૭ પ્રથમનાં, જોગ ૧૨ તે ૨ આહારકના, ને ૧ કાર્મણુનો એ ૩ વાજને, ઉપયોગ ૧૦ તે કેવળજ્ઞાન ને કેવળદર્શન વર્જિને, લેશા ૬, દંડક ૧૭ તે ૧૬ સંજ્ઞીનાં અને ૧ બાદરવાયરાનો, એવં ૧૭.

૩ આહારક શરીરમાં જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પ્રજાપ્રો, ગુણ૦ ૨ છઠું ને સાતમું, જોગ ૧૨ તે ૨ વિક્રયના, ને ૧ કાર્મણુનો એવં ૩ વર્જિને, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન, ને ૩દર્શન, લેશા ૬, દંડક ૧,

૫ તેજસ ને કાર્મણ, એવં ૨ શરીરમાં જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬, દંડક ૨૪.

એ ૫ બોલનો અલ્પબહુત્વ. ૧ સર્વથી થોડાં આહારક શરીરવાળા, ૨ તેથી વિક્રય શરીરવાળા અસંખેજ ગુણા, ૩ તેથી ઉદારીક શરીરવાળા અસંખેજ ગુણા, ૫ તેથી તેજસ કાર્મણ શરીરવાળા માંહેમાંહે તુલ્ય ને અનંત ગુણા. ઇતિ ત્રેવીસમું શરીર દ્વાર સમાપ્ત.

**ઇતિ મોટો બાસઠિયો સમાપ્ત.**

# સંજયા

---

### ગાથા

**૧ પનવણા, ૨ વેય, ૩ રાગે, ૪ કપ, ૫ રિત, ૬ પડિસેવણા, ૭ નાણે.**

**૮ તિથે, ૯ લિંગે, ૧૦ શરીરે, ૧૧ ખેત, ૧૨ કાલ, ૧૩ ગઈ, ૧૪ ઠીઈ, ૧૫ સં મ, ૧૬ નિકાસે. ॥ ૧ ॥**

૧૭ જોગુ, ૧૮ વ ગે, ૧૯ કષાએ, ૨૦ લે ા, ૨૧ પરિ-
ણામ, ૨૨ બંધ, ૨૩ વેદેય,

૨૪ કમોદીરણા, ૨૫ ઉવસંચજ ણા. ૨૬ નાય,
૨ આહારે ॥ ૨ ॥

૨૮ વ, ૨૯ આગરીસે, ૩૦ કાલં, ૩૧ તરેય, ૩૨
સુઘાય, ૩૩ એત, ૩૪ ફુસણાય,

૩૫ ભાવેય, ૩૬ પરિમાણે, ૩૭ ખલુ અપ્પાબહુ
જયાણં. ॥ ૩ ॥

ઇતિ ત્રણ ગાથા માસ. હવે તેનો વિસ્તાર કહે છે.

**૧ પનવણા દ્વાર** કહે છે—કેટલા પ્રકારનાં ચારિત્ર ? ઉત્તર—પાંચ પ્રકારના તે ૧ સામાયક, ૧ છેદોપસ્થાપનિય, ૩ પરિહારવિશુદ્ધ, ૪ સુક્ષ્મસંપરાય, ૫ જથાખ્યાત. હવે ૧ સામાયક તેના બે ભેદ, એક થોડા કાલનું, બીજું જાવજીવનું. થોડા કાલનું તે પહેલા છેલ્લા તિર્થંકરની વારે હોય, અને જાવજીવનું તે મધ્યના ૨૨ તિર્થંકરની વારે, તથા શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં લાભે. ૨ છેદોપસ્થાપનીય તેના બે ભેદ. એક અતિચાર સહિત પાંચ મહાવ્રત આરોપે. અને બીજો અતિચાર રહિત પાંચ મહાવ્રત આરોપે. ૩ પરિહાર વિશુદ્ધ તેના બે ભેદ, એક તપ કરવા પેઠો, અને બીજો પરિહાર વિશુદ્ધ સેવીને નિસર્યો. ૪ સુક્ષ્મ સંપરાય તેના બે ભેદ. એક ઉપસમ શ્રેણીએ પડતો, અને બીજો ક્ષપક શ્રેણીએ ચડતો. ૫ જથાખ્યાત ચારિત્ર તેના બે ભેદ. એક છદ્મસ્થ, અને બીજો કેવળી. ઇતિ પહેલો પનવણા દ્વાર સમાપ્ત.

**૨ વેદ દ્વાર** કહે છે—૧ સામાયક ને ૨ છેદોપસ્થાપનિય, એ બે ચારિત્ર સવેદી હોય, અને અવેદી હોય. જો સવેદી હોય તો ૩ વેદમાં હોય, અને અવેદી હોય તો ઉપસમવેદી, અથવા ક્ષીણવેદી. પરિહાર વિશુદ્ધ સવેદી હોય પણ અવેદી ન હોય, તે ૧ પુરૂષ, ને ૨ પુરૂષ નપુંસક, એ બે વેદમાં હોય. છેલ્લા બે ચારિત્રવાળા એકલા અવેદી તે ઉપસમવેદી, અથવા ક્ષીણવેદી. ઇતિ બીજો વેદદ્વાર સમાપ્ત.

**૩ રાગ દ્વાર** કહે છે—આગલા ૪ ચારિત્રવાળા સરાગી હોય, અને ૫ જથાખ્યાત ચારિત્રવાળા વીતરાગી, તે ઉપસમ વીતરાગી,ને ક્ષીણ વીતરાગી. ઇતિ શ્રી ત્રીજો રાગ દ્વાર સમાપ્ત.

**૪ કલ્પ દ્વાર** કહે છે-કલ્પ પાંચ પ્રકારના, તે ૧ સ્થિતિ કલ્પ, ૨ અ-સ્થિતિ કલ્પ, ૩ જીન કલ્પ, ૪ સ્થિવર કલ્પ, ૫ કલ્પાતીત તેમાં સા-માયકમાં પાંચે કલ્પ લાભે. છેદોપસ્થાપનિય, ને પરિહાર વિશુદ્ધમાં ત્રણ કલ્પ લાભે, ૧ સ્થિતિ, ૨ જીન, ને ૩ સ્થિવર કલ્પ. ઉપલા એ ચારિત્રમાં ત્રણ કલ્પ લાભે, તે ૧ સ્થિતિ, ૨ અસ્થિતિ, ને ૩ કલ્પાતીત. ઇતિ ચોથો કલ્પ દ્વાર સમાપ્ત.

**૫ ચારિત્ર દ્વાર** કહે છે-૧ સામાયક ને ૨ છેદોપસ્થાપનીય, એ બે ચારિત્રમાં આગલા ૪ નિયંઠા લાભે. પરિહાર વિશુદ્ધ, ને સુક્ષ્મ સંપરાયમાં ૧ કષાય કુશીલ નિયંઠા લાભે. જથાખ્યાત ચારિ-ત્રમાં ૧ નિગ્રંથ, ને ૨ સ્નાતક, એ બે નિયંઠો લાભે. ઇતિ પાંચમો ચારિત્ર દ્વાર સમાપ્ત.

**૬ પડિસેવણા દ્વાર** કહે છે—૧ સામાયક, ૨ છેદોપસ્થાપ-નિય, એ બે પડિસેવી હોય અને અપડિસેવી હોય. જો પડિસેવી હોય તો મુલ ગુણ પડિસેવી હોય, અને ઉત્તર ગુણ પડિસેવી હોય. મુલ ગુણ પડિસેવી તે પાંચ મહાવ્રતમાં દોષ લગાડે. અને ઉત્તર ગુણ પડિસેવી તે દસવિધ પચ્ચખાણમાં દોષ લગાડે તથા અપડિસેવી પણ હોય. ઉપલા ૩ ચારિત્રવાળા અપડિસેવી હોય. ઈતિ છઠ્ઠો પડિસેવણા દ્વાર સમાપ્ત.

**૭ નાણ દ્વાર** કહે છે—આગલા ચાર ચારિત્રમાં ચાર જ્ઞાનની ભજના, જથાખ્યાત ચારિત્રમાં પાંચ જ્ઞાનની ભજના, હવે જ્ઞાનની વૃદ્ધિ કહે છે. પરિહાર વિશુદ્ધ વર્જીને બાકી ચાર ચારિત્રવાળા જઘન્ય આઠ પ્રવચન માતા ભણે, ઉત્કૃષ્ટા ચઉદ પુર્વ ભણે. પરિહાર વિશુદ્ધ ચારિત્રવાળા જઘન્ય નવમા પુર્વની ત્રીજી આચારવથુ ભણે, ઉત૦

દસપુર્વ દેશે ઉણા ભણે. જથાખ્યાત ચારિત્રવાળા સુત્રથી વ્યતીરિક્ત પણ હોય ઈતિ સાતમો નાણ દ્વાર સમાપ્ત.

**૮ તીર્થ દ્વાર** કહે છે–તે તીરથમાં પાંચે ચારિત્ર લાભે. અતીરથ તે તિર્થંકર, અને પ્રત્યેક બુધમાં ૩ ચારિત્ર લાભે, તે ૧ સામાયક, ૨ સુક્ષ્મસંપરાય, અને ૩ જથાખ્યાત. ઇતિ આઠમો તીર્થ દ્વાર સમાપ્ત.

**લિંગ દ્વાર** કહે છે—દ્રવ્યલિંગ આશ્રી સ્વલિંગમાં પાંચે ચારિત્ર લાભે, અન્યલિંગ, અને ગ્રહસ્થલિંગમાં પરિહાર વિશુદ્ધ વર્જીને બાકી ચાર ચારિત્ર લાભે, ભાવલિંગ આશ્રી સ્વલિંગમાં પાંચે ચારિત્ર લાભે. અન્યલિંગમાં અને ગ્રહસ્થલિંગમાં એકે ચારિત્ર ન લાભે. ઇતિ નવમો લિંગ દ્વાર સમાપ્ત.

**૧૦ શરીર દ્વાર** કહે છે—સામા. છેદો. ચારિત્રમાં પાંચ શરીરની ભજના, ઉપલા ત્રણ ચારિત્રમાં ત્રણ શરીર નિયમા, ઇતિ દસમો શરીર દ્વાર સમાપ્ત.

**૧૧ ક્ષેત્ર દ્વાર** કહે છે—પાંચ ભરત ને પાંચ ઇરિવતમાં જન્મ છત આશ્રી પાંચે ચારિત્ર લાભે. પાંચ મહાવિદેહમાં જન્મ છત આશ્રી ત્રણ ચારિત્ર લાભે, તે ૧ સામાયક, ૨ સુક્ષ્મસંપરાય, ને ૩ જથાખ્યાત. અકર્મ ભુમીમાં એકે ચારિત્ર ન લાભે. સાહારણ આશ્રી સર્વ ક્ષેત્રમાં પરિહાર વિશુધ વર્જીને ચાર ચારિત્ર લાભે. ઇતિ ૧૧મો ક્ષેત્ર દ્વાર સમાપ્ત.

**૧૨ કાલ દ્વાર** કહે છે—ઉત્સર્પણી કાલમાં ને અવસર્પણી કાલમાં જનમ છત આશ્રી પાંચે ચારિત્ર લાભે, નોઉત્સર્પણી કાલમાં ને નોઅવસર્પણી કાલમાં જન્મ છત આશ્રી ત્રણ ચારિત્ર લાભે, તે ૧ સામા૦ ૨ સુક્ષ્મ૦ ૩ જથા૦ ઉત્સર્પણી કાલમાં પહેલે આરે એકે ચારિત્ર ન હોય, બીજે આરે જન્મ આશ્રી પાંચ, અને છત આશ્રી એકે ન લાભે, ત્રીજે ચોથે આરે જન્મ છત આશ્રી પાંચે

ચારિત્ર લાભે, પાંચમે છઠ્ઠે આરે એકે ચારિત્ર ન લાભે. હવે અવસર્પણી કાલમાં પહેલે બીજે આરે એકે ચારિત્ર ન હોય. ત્રીજે ચોથે આરે જન્મ છત આશ્રી પાંચે ચારિત્ર લાભે, પાંચમે આરે જન્મઆશ્રી પ્રથમનાં બે ચારિત્ર લાભે, અને છત આશ્રી પાંચે ચારિત્ર લાભે. છઠે આરે જન્મ છત આશ્રી એકે ચારિત્ર ન લાભે. નોઉત૦ નોઅવ૦ સુસમ સુસમ પલીભાગ તે દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રમાં એકે ચારિત્ર ન હોય, નોઉત૦ નોઅવ૦ સુસમ પલીભાગ તે હરિવાસ રમકવાસ ક્ષેત્રમાં એકે ચારિત્ર ન હોય, નોઉત૦ નોઅવ૦ સુસમ દુસમ પલીભાગ તે હેમવય, હિરણવય ક્ષેત્રમાં એકે ચારિત્ર ન હોય, નોઉત૦ નોઅવ૦ દુસમ સુસમ પલીભાગ તે મહાવિદેહ ક્ષેત્રમાં ત્રણ ચારિત્ર લાભે, તે ૧ સામાયક, ૨ સુક્ષ્મસંપરાય, ને ૩ જથાખ્યાત. સાહારણ આશ્રી સર્વ ક્ષેત્રમાં પરિહાર વિશુદ્ધ વર્જિને શેષ ચાર ચારિત્ર લાભે. ઇતિ બારમો કાલ દ્વાર સમાપ્ત.

**૧૩ ગતિ દ્વાર** કહે છે—આરાધીક આશ્રી પાંચે ચારિત્રવાળા વિમાનીકમાં ઉપજે, જથાખ્યાત ચારિત્રવાળા મોક્ષમાં પણ જાય. વિરાધીક આશ્રી જઘન્ય ભવનપતિમાં ઉપજે, ઉત૦ પહેલે દેવલોકે ઉપજે, તિહાં પદવી એકે ન પામે અને આરાધકવાળા પાંચ પદવી પામે, તે ૧ ઇંદ્રની, ૨ સામાનીકની, ૩ ત્રાયત્રિસકની, ૪ લોકપાલની, ૫ અહમેંદ્રની, તેમાં સામા૦ છેદો૦ એ બે ચારિત્રવાળા પાંચે પદવી પામે. પરિહાર વિશુધવાળા આગલી ચાર પદવી પામે. ઉપલા બે ચારિત્રવાળા એકજ અહમેંદ્રની પદવી પામે. ઇતિ તેરમો ગતિ દ્વાર સમાપ્ત..

**૧૪ સ્થિતિ દ્વાર** કહે છે—સામા૦ છેદો૦ એ બે ચારિત્રવાળા જઘ૦ બે પલ્યોપમની, ઉત૦ ૩૩ સાગરોપમની સ્થિતિ પામે. પરિહાર વિશુધ ચારિત્રવાળા જઘ૦ બે પલ્યોપમની ઉત૦ ૧૮ સાગરોપમની સ્થિતિ પામે. ઉપલા બે ચારિત્રવાળા જઘ૦ ઉત૦ ૩૩ સાગરોપમની સ્થિતિ પામે. ઇતિ ચૌદમો સ્થિતિ દ્વાર સમાપ્ત.

૧૫ **સંજમનાં સ્થાનક દ્વાર** કહે છે—આગલા ૩ ચારિત્રનાં સંજમના અસંખ્યાવા સ્થાનક છે. સુક્ષ્મ સંપરાય ચારિત્રનાં અંતર મુહુર્ત આશ્રી સંજમના અસંખ્યાતા સ્થાનક છે. જથાખ્યાત ચારિત્રનો સંજમનો એક સ્થાનક છે. તેનો અલ્પબહુત્વ કહે છે. ૧ સર્વથી થોડા જથાખ્યાતનો એક સ્થાનક, ૨ તેથી સુક્ષ્મસંપરાયનાં અંતર મુહુર્ત આશ્રી અસંખ્યાત ગુણા, ૩ તેથી પરિહાર વિશુદ્ધના અસંખ્યાત ગુણા, ૫ તેથી સામા૦ છેદો૦ એ બે ચારિત્રવાળાના માંહોમાંહે તુલ્ય ને અસંખ્યાત ગુણા. ઇતિ ૧૫મો દ્વાર સમાપ્ત.

૧૬ **નિકાસ દ્વાર** કહે છે—પાંચે ચારિત્રનાં ચારિત્ર પરજવ અનંતા છે. સામાયક સામાયક સઘાતે હીણુ હોય, તુલ્ય હોય, અને અધીક પણ હોય. જો હીણુ હોય તો અનંત ભાગ હીણુ, અસંખ્યાત ભાગ હીણુ, સંખ્યાત ભાગ હીણુ, સંખ્યાત ગુણ હીણુ, અસંખ્યાત ગુણ હીણુ, અનંતગુણ હીણુ, છઠાણુ વડીએ અને તુલ્ય પણ હોય, અને અધીક પણ હોય, તે પણ છઠાણુ વડીએ. સામાયક તે છેદો૦ પરિ૦ એ બે સંઘાતે છઠાણુ વડીએ, ઉપલા બે ચારિત્રથી અનંત ગુણ હીણુ. છેદો૦ પરિ૦ એ બે આગલા ૩ થી છઠાણુ વડીએ, અને ઉપલા બેથી અનંત ગુણ હીણુ, સુક્ષ્મ સંપરાય આગલા ૩થી અનંત ગુણો અધીક, પોતા થકી હીણુ હોય. તુલ્ય હોય, અને અધીક પણ હોય, જો હીણુ હોય તો અનંત ગુણ હીણુ, તુલ્ય પણ હોય, અને અધીક હોય તો અનંત ગુણ અધીક એક ઠાણવડીએ, અને જથાખ્યાતથી અનંતા ગુણ હીણુ. જથાખ્યાંત આગલા ચારથી અનંત ગુણ અધીક, અને પોતાથકી તુલ્ય હોય. હવે તેનો અલ્પબહુત્વ—સર્વથી થોડા સામા૦ છેદો૦ નાં જઘન્ય ચારિત્ર પરજવ, તેથી પરિહાર વિશુદ્ધના જઘન્ય ચારિત્ર પરજવ અનંત ગુણા, તેથી પરિહાર વિશુદ્ધના ઉત૦ પરજવ અનંત ગુણા, તેથી સામા૦ છેદો૦ ના ઉત૦ પરજવ માંહોમાંહે તુલ્ય, ને અનંતગુણા, તેથી સુક્ષ્મ સંપરાયના જઘન્ય પરજવ અનંતગુણા, તેથી સુક્ષ્મ સંપરાયના ઉત૦ પરજવ

અનંતગુણા, તેથી જથાખ્યાત ચારિત્રના જઘન્ય ઉત૦ ચારિત્ર પર જવ અનંતગુણા. ઇત્તિ સોળમો નીકાસ દ્વાર સમાપ્ત.

**૧૭ જોગ દ્વાર** કહે છે—પાંચે ચારિત્રવાળા સજોગી છે, તેમાં જથાખ્યાત ચારિત્રવાળા અજોગી પણ હોય. ઇતિ ૧૭ મો જોગ દ્વાર સમાપ્ત.

**૧૮ પયોગ દ્વાર** કહે છે—સાગારોવઉતામાં પાંચે ચારિત્ર લાભે, અણાગારોવઉતામાં સુક્ષ્મ સંપરાય વર્જિને શેષ ચાર ચારિત્ર લાભે. ઇતિ ૧૮ મો ઉપયોગ દ્વાર સમાપ્ત.

**૧૯ કષાય દ્વાર** કહે છે—સામા૦ છેદો૦ એ બે ચારિત્રમાં ચાર કષાય લાભે, ત્રણ હોય તો ક્રોધ વર્જિને, બે હોય તો માન વર્જિને, એક હોય તો માયા વર્જિને, એક લોભ હોય. પરિહાર વિશુધમાં ચાર કષાય લાભે, ત્રણ હોય તો ક્રોધ વર્જિને. સુક્ષ્મસંપરાયમાં એક લોભ હોય. જથાખ્યાત ચારિત્રવાળા અકષાઇયા, તે ઉપસમકષાયી, અથવા ક્ષીણકષાયી હોય. ઇતિ ૧૯ મો કષાય દ્વાર સમાપ્ત.

**૨૦ લેશા દ્વાર** કહે છે—સામા૦ છેદો૦ માં ૭ લેશા હોય, પરિહાર વિશુદ્ધમાં ઉપલી ત્રણ લેશા હોય, સુક્ષ્મસંપરાયમાં એક શુકલ લેશા, જથાખ્યાતમાં શુકલ લેશી, પરમ શુકલ લેશી, તથા અલેશી પણ હોય. ઇતિ ૨૦ મો લેસા દ્વાર સમાપ્ત.

**૨૧ પરિણામ દ્વાર** કહે છે—વર્ધમાન પરિણામ આશ્રી પાંચે ચારિત્ર લાભે, હાયમાનમાં આગલા ચાર ચારિત્ર, અને અવસ્થિતમાં સુક્ષ્મસંપરાય વર્જિને ચાર ચારિત્ર લાભે. આગલા ચારનું વર્ધમાન જઘ૦ એક સમય, ઉત૦ અંતરમુહુર્ત. જથાખ્યાતનું વર્ધમાન જઘ૦ ઉત૦ અંતરમુહુર્ત. આગલા ચારનું હાયમાન જઘ૦ એક સમય, ઉત૦ અંતરમુહુર્ત. જથાખ્યાતનું હાયમાન નથી. આગલા ત્રણનું અવસ્થિત જઘ૦ એક સમયનું, ઉત૦ સાત સમયનું. સુક્ષ્મસંપરાયનું અવસ્થિત નથી. જથાખ્યાતનું અવસ્થિત જઘ૦ એક સમયનું, ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વનું. ઇતિ ૨૧ મો પરિણામ દ્વાર સમાપ્ત.

**૨૨ બંધ દ્વાર** કહે છે—આગલા ત્રણ ચારિત્રવાળા આઠ કર્મ બાંધે, ૭ બાંધે તો આયુષ્ય વર્જિને. સૂક્ષ્મ સંપરાયવાળા ૬ કર્મ બાંધે, તે એક આયુષ્ય, ને ૨ મોહનીય વર્જિને. જથાખ્યાત ચારિત્રવાળા એક સાતાવેદની કર્મ બાંધે, તથા અબંધક પણ હોય. ઇતિ બાવીસમો બધ દ્વાર સમાપ્ત.

**૨૩ વેદે દ્વાર** કહે છે—આગલા ચાર ચારિત્રવાળા આઠે કર્મ વેદે, જથાખ્યાત ચારિત્રવાળા મોહનીય વર્જિને સાત કર્મ વેદે અથવા ચાર વેદે તો ૧ વેદની, ૨ આઉખું, ૩ નામ ને ચાર ગોત્ર એવં ચાર કર્મ વેદે. ઇતિ ૨૩ મો વેદે દ્વાર સમાપ્ત.

**૨૪ ઉદીરણા દ્વાર** કહે છે—આગલા ૩ ચારિત્રવાળા ૮ કર્મની ઉદીરણા કરે, ૭ ની કરે તો આઉખું વર્જિને, ૬ની કરે તો ૧ આઉખું, ને ૨ વેદની, એ વર્જિને. સુક્ષ્મસંપરાયવાળા ૬ ની કરે, અને ૫ ની કરે તો મોહનીય વર્જિને. જથાખ્યાતવાળા પાંચની કરે અને બેની કરે તો ૧ નામ, ને ૨ ગોત્રની. ઇતિ ૨૪ મો ઉદી· રણા દ્વાર સમાપ્ત.

**૨૫ ઉવસ પજહણા દ્વાર** કહે છે—સામાયક ચારિત્રવાળા સામા૦ ચારિત્ર છાંડે તો શું પામે ? ચાર બોલ પામે. ૧ છેદો૦, ૨ સુક્ષ્મ૦, ૩ અસંજમ, ૪ સંજમાસંજમ. છેદો૦ ચારિત્રવાળા છેદો૦ ચારિત્ર છાંડે તો, પાંચ બોલ પામે તે ૧ સામા૦ ૨ પરિહાર૦ ૩ સુક્ષ્મ૦ ૪ અસંજમ, ૫ સંજમાસંજમ. પરિહાર૦ ચારિત્રવાળા પરિહાર૦ છાંડે તો બે બોલ પામે, ૧ છેદો૦ ૨ અસંજમ. સુક્ષ્મ૦ ચારિત્રવાળા સુક્ષ્મ૦ છાંડે તો ચાર બોલ પામે, તે ૧ જથાખ્યાત, ૨ સામાયક, ૩ છેદો૦ ૪ અસંજમ. જથાખ્યાત ચારિત્રવાળા જથા- ખ્યાત ચારિત્ર છાંડે તો ત્રણ બોલ પામે, તે ૧ સિદ્ધગતિ, ૨ સુક્ષ્મ૦ ૩ અસંજમ. ઇતિ ૨૫ મો દ્વાર સમાપ્ત,

**૨૬ સંજ્ઞા દ્વાર** કહે છે—આગલા ૩ ચારિત્રવાળા સનાવઉતા

હોય, અને નોસનાવઉતા પણ હોય. ઉપલા બે ચારિત્રવાળા નોસના-વઉતા. ઇતિ ૨૬ મો સંજ્ઞા દ્વાર સમાપ્ત.

**૨૭ આ ાર દ્વાર** કહે છે—પાંચે ચારિત્રવાળા આહારીક છે, તેમાં જથાખ્યાત ચારિત્રવાળા અણાહારીક પણ હોય. ઇતિ ૨૭ મો આહાર દ્વાર સમાપ્ત.

**૨૮ ભવ દ્વાર** કહે છે—સામા૦ છેદો૦વાળા જઘ૦ એક ભવ, ઉત૦ આઠ ભવ કરે. ઉપલા ૩ ચારિત્રવાળા જઘ૦ એક ભવ, ઉત૦ ત્રણ ભવ કરે. ઇતિ ૨૮ મો ભવ દ્વાર સમાપ્ત.

**૨૯ આકરખા દ્વાર** કહે છે—એક ભવ આશ્રી, સામાયક ચારિત જઘ૦ એકવાર, ઉત૦ ૯૦૦ વાર આવે, છેદો૦ જઘ૦ એક વાર, ઉત૦ ૧૨૦ વાર આવે, પરિહાર૦ જઘ એકવાર, ઉત૦ ત્રણવાર આવે, સુક્ષ્મ૦ જઘ૦ એકવાર, ઉત૦ ચાર વાર આવે, જથા-ખ્યાત જઘ૦ એકવાર, ઉત૦ બેવાર આવે. હવે ઘણા ભવ આશ્રી, સામા૦ જઘ૦ બેવાર, ઉત૦ ૭૨૦૦ વાર આવે, છેદો૦ જઘ૦ બેવાર, ઉત૦ ૯૬૦ વાર આવે, પરિહાર,૦ જઘ૦ બેવાર, ઉત૦ સાત વાર આવે, સુક્ષ્મ૦ જઘ૦ બે વાર, ઉત૦ નવ વાર આવે, જથાખ્યાત જઘ૦ બે વાર, ઉત૦ પાંચ વાર આવે. ઇતિ ૨૯ મો આકરખા દ્વાર સમાપ્ત.

**૩૦ સ્થિતિ દ્વાર** કહે છે—એક જીવ આશ્રી ૧ સામા૦ ૨ છેદો૦ ૩ જથા૦ એ ત્રણ ચારિત્રની સ્થિતિ જઘ૦ એક સમાની, ઉત૦ દેશેઉણા ક્રોડ પુર્વની. પરિહારવિશુદ્ધની જઘ૦ એક સમાની, ઉત૦ ૨૯ વર્ષ દેશેઉણા ક્રોડપુર્વની. સુક્ષ્મસંપરાયની જઘ૦ એક સમાની, ઉત૦ અંતરમુહુર્તની. હવે ઘણા જીવ આશ્રી, સામાયકની સવધાકા-લની, છેદો૦ જઘ૦ ૨૫૦ વરસની, ઉત૦ પચાસ લાખ ક્રોડ સાગ-રની, પરિહારની જઘ૦ ૧૪૨ વરસની, ઉત૦ દેશેઉણા બે ક્રોડ પુર્વ-ની. સુક્ષ્મસંપરાયની જઘ૦ એક સમાની, ઉત૦ અંતરમુહુર્તની. જથા-ખ્યાતની જઘ૦ ઉત૦ સવધાકાલની. ઇતિ ૩૦ મો સ્થિતિ દ્વાર સમાપ્ત.

૩૧ **આંતરા દ્વાર** કહે છે—એક જીવ આશ્રી, પાંચે ચારિત્રનું આંતરૂ જઘ૦ અ તરમુહુર્તનુ, ઉત૦ અર્ધપુદગલપરાવર્તન દેશેઉણાનું. હવે ઘણા જીવ આશ્રી, સમાયક ચારિત્રનું આંતરૂં નથી. છેદો૦ ચારિત્રનું જઘ૦ ૬૩૦૦૦ વરસનું, ઉત૦ ૧૮ ક્રોડા કોડી સાગરોપમનું; પરિહારવિશુદ્ધનુ જઘ૦ ૮૪૦૦૦ વરસનું, ઉત૦ ૧૮ ક્રોડા કોડી સાગરોપમનું. સુક્ષ્મસંપરાયનું જઘ૦ એક સમાનું, ઉત૦ ૭ માસનું. જથાખ્યાત ચારિત્રનું આંતરૂં નથી. ઇતિ ૩૧ મો આંતરા દ્વાર સમાપ્ત.

**૩૨ સમુદ્ઘાત દ્વાર** કહે છે—સામા૦ છેદો૦ એ બે ચારિત્રમાં ૭ સમુદ્ઘાત લાભે. પરિહારવિશુદ્ધમાં આગલી ત્રણ સમુદ્ઘાત લાભે. સુક્ષ્મસંપરાયમાં સમુદ્ઘાત નથી. જથાખ્યાતમાં એક કેવલ સમુદ્ઘાત લાભે. ઇતિ ૩૨ મો સમુદ્ઘાત દ્વાર સમાપ્ત.

**૩૩ ક્ષેત્ર દ્વાર** કહે છે—આગલા ચાર ચારિત્ર લોકને અસંખ્યાતમે ભાગે છે જથાખ્યાત ચારિત્ર લોકને અસંખ્યાતમે ભાગે, ઘણે અસંખ્યાતમે ભાગે, સર્વ લોકમા છે. ઇતિ ૩૩મો ક્ષેત્ર દ્વાર સમાપ્ત,

**૩૪ સ્પર્શના દ્વાર** કહે છે—તે ક્ષેત્ર દ્વારની પેરે જાણવો. ઇતિ ૩૪ મો સ્પર્શના દ્વાર સમાપ્ત

**૩૫ ાવ દ્વાર** કહે છે—આગલા ચાર ચારિત્ર ક્ષયોપશમ ભાવે. જથાખ્યાત ચારિત્ર, ઉપસમ તથા ક્ષપકભાવે, ઇતિ ૩૫ મો ભાવ દ્વાર સમાપ્ત.

**૩૬ પરિમાણ દ્વાર** કહે છે—વર્તમાન પડીવજમાણ આશ્રી સામાયક ચારિત્ર હોય પણ, અથવા ન પણ; હોય જો હોય તો જઘ૦ ૧–૨–૩ ઉત૦ ૯૦૦૦ હોય. છેદોપસ્થાપનીક ને પારહારવિશુદ્ધ, જો હોય તો જઘ૦ ૧–૨–૩ ઉત૦ ૯૦૦ હોય. સુક્ષ્મસંપરાય, ને જથાખ્યાત, જો હોય તો જઘ૦ ૧–૨–૩ ઉત૦ ૧૬૨, તેમાં ૫૪ ઉપસમ શ્રેણીવાળા, અને ૧૦૮ ક્ષપક શ્રેણીવાળા હોય. હવે પુર્વ પડીવજમાણ આશ્રી સામાયક ચારિત્રવાળા જઘ૦ બે હજાર ક્રોડ, ઉત૦ નવ હજાર ક્રોડ. છેદોપસ્થાપનીકવાળા જઘ૦ ૧–૨–૩ ઉત૦ પ્રત્યેક

સો ક્રોડ. પરિહારવિશુદ્ધ જો હોય તો જઘ૦ ૧-૨-૩ ઉત૦ પ્રત્યેક હજાર. સુક્ષ્મસંપરાયવાળા જઘ૦ ૧-૨-૩ ઉત૦ પ્રત્યેક સો હોય. જથાખ્યાત ચારિત્રવાળા૦ જઘ૦ બે ક્રોડ, ઉત૦ નવ ક્રોડ, ઇતિ ૩૬ મો પરિમાણ દ્વાર સમાપ્ત.

**૩૭ અલ્પબહુત્વ દ્વાર** કહે છે-૧ સર્વથી થોડા સુક્ષ્મસંપરાય ચારિત્રવાળા, ૨ તેથી પરિહારવિશુદ્ધવાળા સંખ્યાત ગુણા, ૩ તેથી જથાખ્યાત ચારિત્રવાળા સંખ્યાત ગુણા, ૪ તેથી છેદોપસ્થાપનીક ચારિત્રવાળા સંખ્યાત ગુણા ૫ તેથી સામાયક ચારિત્રવાળા સંખ્યાત ગુણા, ઇતિ ૩૭ મો અલ્પબહુત્વ દ્વાર સમાપ્ત.

**ઇતિશ્રી સંજયાના બોલ સમાપ્ત.**

# શ્રી ખેત ણુવાઇ.

**શ્રી પ ન ા સુત્રના ત્રી પદનો અધીકાર.**

ત્રણ લોકના અહિં ૭ ભેદ કરીને દરેક ભાગમાં કોણ રહે તે બતાવે છે.

(૧) ઉર્ધ્વ લોક (જ્યોતિષી દેવોનો ઉપલા તળાથી ઉપર)માં-૧૨ દેવલોક, ૩ કિલ્વિષી, ૯ લોકાંતિક, ૯ ગ્રીવેક, ૫ અનુત્તર વિમાન, એ ૩૮ દેવના અપ્રજાપ્ત ને પ્રજાપ્ત (૭૬ દેવ.) તથા મેરૂની વાપી અપેક્ષા બાદર તેઉના પ્રજાપ્ત ને અપ્રજાપ્ત સિવાય ૪૬ જાતના તિર્યંચ હોય, એમ ૭૬+૪૬=૧૨૨ ભેદના જીવો છે.

(૨) આધોલોક (મેરૂની સમ ભૂમીથી ૯૦૦ જોજન નિચે તિર્છો લોક છે તેથી નીચે) માં જીવના ભેદ ૧૧૫ છેઃ—૭ નારકીના ૧૪ ભેદ, ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામીના અપ્રજા૦ પ્રજા૦ એવં ૫૦ ભેદ દેવના, સલીલાવતી વિજય અપેક્ષા (૧ મહા વિદેહના

અપ્રજા૦ પ્રજા૦ અને સંમૂર્છિમ મનુષ્ય એમ ) ૩ ભેદ મનુષ્યના, ૪૮ ભેદ તિર્યંચના મળી ૧૪+૫૦+૩+૪૮=૧૧૫ ભેદ છે.

(૩) તિર્છાલોક (૧૮૦૦ જોજન)માં ૩૦૩ મનુષ્ય, ૪૮ તિર્યંચ, અને ૭૨ દેવ (૧૬ વ્યંતર, ૧૦ જંભકા, ૧૦ જ્યોતિષી, એ ૩૬ના અપ્રજા૦ ને પ્રજા૦) કુલ ૩૦૩+૪૮+૭૨=૪૨૩ ભેદના જીવો છે.

(૪) ઉર્ધ્વ—તિર્છા લોક (જ્યોતિષીના ઉપલા તળાના ૧ પ્રદેશી પ્રતરથી અને ઉર્ધ્વ લોકની નીચેના ૧ પ્રદેશી પ્રતરની વચ્ચે) માં દેવો ગમનાગમન વખતે સ્પર્શ કરે છે.

(૫) અધો—તિર્છા લોકમાં પણ બન્ને પ્રતરોને ચવીને જતા-આવતા જીવો સ્પર્શે છે.

ત્રણે લોક ( ઉર્ધ્વ, અધો અને તિર્છો લોક ) ને દેવતા દેવી કે મરણાંતિક સમુદ્‌ઘાત કરતા જીવો એક સાથે સ્પર્શ કરે.

૨૪ દંડકના જીવો ઉપરોક્ત ૬ લોકમાં કયાં ન્યૂનાધક છે ? તેનો અલ્પબહુત્વઃ—

**૨૦ બોલ** —(સમુચ્ચય એકેંદ્રીય, ૫ સ્થાવર એ ૬ શમુચ્ચય, ૬ અપ્રજાપ્તા, ૬ પ્રજાપ્તા, ૧ સમુચ્ચય જીવ અને ૧ સમુચ્ચય તિર્યંચ)નો અલ્પ બહુત્વ.—

સૌથી થોડા ઉર્ધ્વ—તિર્છા લોકમાં. તેથી અનોં–તિર્છા લોકમાં વિશેષ. તેથી તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી ત્રણે લોકમાં અસંખ્યાત ગુણા. તેથી ઉર્ધ્વ લોકમાં અસંખ્યાત ગુણા. તેથી અધો લોકમા વિશેષ.

**૩ બોલ**—(સમુચ્ચય નારકી, અપ્રજા૦ ને પ્રજા૦) નારકીનો અલ્પબહુત્વ–સૌથી થોડા ત્રણે લોકમાં, અધો–તિર્છા લોકમાં અસંખ્ય૦, અધો લોકમાં અસંખ્યાત ગુણા.

**૭ બોલ**—ભવનપતિના (૧ સમુચ્ચય, ૧ અપ્રજા૦, ૧ પ્રજા૦ એવં ૩ દેવીના) સૌથી થોડા ઉર્ધ્વ લોકમાં. તેથી ઉર્ધ્વ–તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી ત્રણે લોકમાં સંખ્યાત ગુણા. તેથી

અધો-તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી તીર્છા લોકમાં અસં-ખ્યાત ગુણા. તેથી અધો લોકમાં અસંખ્યાત ગુણા.

**૪ બોલ**—(તિર્યંચણી, સમુચ્ચય દેવ, સમુ૦ દેવી, પંચેંદ્રિયના પ્રજાપ્તા) નો અલ્પબહુત્વ-સૌથી થોડા ઉર્ધ્વ લોકમાં તેથી ઉર્ધ્વ-તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી ત્રણે લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો-તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો લોકમાં સંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં ૩ બોલ સંખ્યાત ગુણા અને પંચેંદ્રીના પ્રજાપ્તા અસંખ્યાત ગુણા.

**૭ બોલ-મનુષ્યના**—(સમુ૦ મનુષ્ય અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવં ૩ મનુષ્યણીના) બોલ. સૌથી થોડા ત્રણે લોકમાં, તેથી ઉર્ધ્વ-તિર્છા લોકમાં મનુષ્ય અસંખ્યાત ગુણા. મનુષ્યણી સંખ્યાત ગુણી. તેથી અધો તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેથી ઉર્ધ્વ લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો લોકમાં સંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં સંખ્યાત ગુણા.

**૭ બોલ** વાણવ્યંતરના (સમુ૦ વાણવ્યંતરના દેવ અપ્રજા૦ ને પ્રજા૦ એવં ૩ દેવીના) બોલ. સૌથી થોડા ઉર્ધ્વ લોકમાં. તેથી ઉર્ધ્વ-તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી ત્રણ લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો-તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી અધો લોકમાં સંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં સંખ્યાત ગુણા.

**૭ બોલ-જ્યોતિષીના** (૩ દેવના, ૩ દેવીના ઉપરવત) સૌથી થોડા ઉર્ધ્વ લોકમાં. તેથી ઉર્વ-તિર્છા લોકમાં અસં૦ ગુણા. તેથી ત્રણે લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો-તિર્છા લોકમાં અસં૦ ગુણા. તેથી-અધો લોકમાં સંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં અ-સંખ્યયાત ગુણા.

**૭ બોલ-વૈ ાનિક**—(૩ દેવના, ૩ દેવીના, ઉપરવત) ના સૌથી થોડા ઉર્ધ્વ-તિર્છા લોકમાં. તેથી ત્રણે લોકમાં સંખ્યાત ગુણા.

તેથી અધો–તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો લોકમાં સંખ્યાત ગુણા૦ તેથી તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેથી ઉર્ધ્વ લોકમાં અસંખ્યાત ગુણા.

**૭ બોલ–ત્રણ વિગલેંદ્રીના** (૩ અપ્રજાપ્તા ને ૩ પ્રજાપ્તાના) સૌથી થોડા ઉર્ધ્વ લોકમાં. તેથી ઉર્ધ્વ–તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેની અધો તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા. તેથી અધો લોકમાં સંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં સંખ્યાત ગુણા.

**૫ બોલ** (સમુ૦ પંચેંદ્રી, સમુ૦ અપ્રજાપ્તા, સમુ૦ ત્રસ, ત્રસના અપ્રજા૦ પ્રજા૦) સૌથી થોડા ત્રણે લોકમાં. તેથી ઉર્ધ્વ-તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેથી અધો—તિર્છા લોકમાં સંખ્યાત ગુણા. તેથી ઉર્ધ્વ લોકમાં સખ્યાત ગુણા. તેથી અધો લોકમાં સંખ્યાત ગુણા. તેથી તિર્છા લોકમાં અસંખ્યાત ગુણા.

## પુદ્ગલ ક્ષેત્રાપેક્ષા.

સૌથી થોડા ત્રણે લોકમાં તેથી ઉર્ધ્વ—તિર્છા લોકમાં અનંતગુણા. તેથી અધો–તિર્છાલોકમાં વિશેષ. તેથી તિર્છાલોકમાં અસંખ્યાતગુણા. તેથી ઉર્ધ્વ લોકમાં અસંખ્યાતગુણા. નેથી અધો લોકમાં વિશેષ.

## દ્રવ્ય ક્ષેત્રાપેક્ષા.

સૌથી થોડા ત્રણે લોકમાં. તેથી ઉર્ધ્વ—તિર્છા લોકમાં અનંતગુણા. તેથી અધો–તિર્છા લોકમાં વિશેષ. તેથી ઉર્ધ્વ લોકમાં અસંખ્યાતગુણા. તેથી અધો લોકમાં અનંતગુણા. તેથી તિર્છા લોકમાં સંખ્યાતગુણા.

## પુદ્ગલ દિશાપેક્ષા.

સૌથી થોડા ઉર્ધ્વ દિશામાં, તેથી અધો દિશામા વિશેષ, તેથી ઈશાન, નૈઋત્ય કોણમાં અસંખ્યાતગુણા, તેથી અગ્નિ વાયુ કોણમાં

વિશેષ, તેથી પુર્વ દિશામાં અસંખ્યાતગુણા, તેથી પશ્ચિમ દિશામાં વિશેષ, તેથી દક્ષિણ દિશામાં વિશેષ, અને તેથી ઉત્તર દિશામાં વિશેષ પુદ્દગલ જાણવા.

## દ્રવ્ય દિશાપેક્ષા.

સૌથી થોડા દ્રવ્ય અધો દિશામાં, તેથી ઉર્ધ્વ દિશામાં અનંત ગુણા, તેથી ઇશાન નૈઋત્ય કોણમાં અનંત ગુણા, તેથી અગ્નિ વાયુ કોણમાં વિશેષ તેથી પૂર્વ દિશામાં અસંખ્યાત ગુણા, તેથી પશ્ચિમ દિશામાં વિશેષ, તેથી દક્ષિણ દિશામાં વિશેષ, તેથી ઉત્તર દિશામાં વિશેષ.

ઇતિ એતાણુવાઇ સમાપ્ત.



# શ્રાથે કજ્ઞાનસંગ્રહ

ાગ ૨ જો



## શ્રાવની આલોચણ

શ્રી સુશ્રાવકને સઘળાં પાંતિક ટાળવાને અર્થે મરણપર્યંત જ્ઞાન, *દર્શન, ચારિત્ર અને તપમાંહી અતિચારાદિ દુષ્ટ દોષ લાગવે કરી કોઈ ×મૂળગુણ–ઉત્તરગુણની વિરાધના થઇ હોય તે અનંત સિદ્ધ કેવળીની શાખે, ગુરૂની શાખે, આત્માની શાખે આળોવું છું.

શ્રી નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયણં, નમો લોએ સવ્વ સાહૂણં. પછી ચત્તારિમંગલં, કહેવું. પ્રથમ જીવને વિચારવું જે–મારો આત્મા અનાદિ કાળનો સંસાર માંહી નૃતકાર નટુઆની પેરે અનેક છાંદે પ્રવર્ત્યો એમ અનંત કોટાનુકોટી ભવ થયા પરંતુ જન્મ, જરા, મરણ રૂપ મહા વેદના–દુઃખનો પાર આવ્યો નહિ. વળી હે આત્મા ! તેં ત્રસ–સ્થાવર મધ્યે રહ્યા થકાં સ્ત્રી–પુરૂષ નપુંસકપણે, સધન–નિર્ધનપણે, ઉંચ–નીચપણે, સુભાગી–દુર્ભાગીપણે, પશુ–પંખીપણે, સુરૂપ–કુરૂપપણે, રંક–રાજાપણે, દેવ–દેવીપણે, નર્ક–નિગોદપણે, સઘળા જીવ સાથે શગપણ નિપજાવ્યાં, સંબંધ કર્યા. જેવા કેઃ—માતાપણે, પિતાપણે, ભાઈપણે, બેનપણે, સ્ત્રીપણે, સ્વામીપણે, પુત્રપણે, પુત્રીપણે, દાસપણે, મિત્રપણે, શત્રુપણે, અનંતિવાર

---

* સમકિત. × પાંચ મહાવ્રત એ મુળગુણ અને બાકીનાં બધાં વ્રતો ઉત્તરગુણ.

અવતાર કર્યો. અને એ મારો શત્રુ, એ મારો મિત્ર, એમ મમત્વ ભાવે ચૌદ રાજલોકનાં સ્થાનક અનંત પુદગલ પરાવર્તને કરી પરિભ્રમણ કરતાં સ્પર્શી આવ્યો પણ સમકીત વિના કાંઈ ગરજ સરી નહિ. માટે હે આત્મન્! હમણાં તુજને પૂર્વ ભવના પુન્યોદયે અને શ્રી ગુરૂદેવની કૃપાવડે શ્રી જિનેંદ્રનો ધર્મ મળેલો , તેથી પ્રમાદ, ગાફલપણું છોડી તું તારૂં આત્મસાર્થક કર. કારણ કે એ વીતરાગનો ધર્મ, શ્રદ્ધા, પ્રરૂપણા અને સ્પર્શનાની જોગવાઈ ફરી મળવી દુર્લ્લભ છે. અને એ સંસારી સંબંધ માતા, પિતા, ભાઈ, બેન, પુત્ર, સ્ત્રી, દાસ, દાસી, મિત્ર, સસરાદિક જ્યારે તને મસ્તકાદિકની પીડા જ્વર, શૂળાદિક રોગ ઉપજે તેવારે તે રોગોથી મુકાવવા તેઓ સમર્થ નથી. તથા મરણ આવ્યે તારૂં કોઇ શરણ નથી. એવો માયા કલ્પિત સંબંધ જાણી તેના પર મુર્છાભાવ ન રાખવો તથા ક્ષેત્ર, ઘર, રૂપું, સોનું, ગાય, ભેંસ, બકરી, બળદ, થાળી, કચોળાં, કળસ, કરંડિયા, પુષ્કળ, ધન, કણ, રત્ન, મણી, મોતી, શંખ, શીલા, પરવાળાં, ઈત્યાદિ તે પણ તારૂં કોઈ શરણ નથી, વળી આરંભ અને પરિગ્રહ થોડો અને ઘણો, સચેત ને અચેત, હળવો ને ભારે, સૂક્ષ્મ ને બાદર, +અભ્યંતર ને બાહ્ય–તે મહા દુઃખકારી મહા અનર્થકારી, મહા પાપનું મુળ, મહા દુર્ગતિનો વધારનાર, મહા કામ–ક્રોધ–માન–માયા–લોભ કષાયનો સ્વામી, મહા અજ્ઞાની, મોહ–મચ્છર–રાગ–દ્વેષનું મુળ, દસ વિધ જતિ ધર્મ રૂપ કલ્પવૃક્ષ તેનો દાવાનળ, મહા ન્યાય–ક્રિયા–ક્ષમા–સંતોષનો નસાડનારો, મહા બોધબીજ સમકીતનો ઢેડણહારો, મહા સંજમ–સંવર–બ્રહ્મચર્યની ધાતનો કરનારો, મહા જન્મ–જરા–મરણ–ભયનો દેનારો, મહા મોક્ષ માર્ગના વિઘ્નનનો કરનારો, કડવાં કર્મ વિપાક ફળનો દેનારો, મહા અનંત સંસારનો વધારનારો, મહા પાપી,

+ ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ–ષડ્ શત્રુ એ અભ્યંતર (ભાવ) પરિગ્રહ છે અને ઘર, વાડી, પૈસા, આભુષણ વીગેરે બાહ્ય (દ્રવ્ય) પરિગ્રહ છે.

પાંચ ઇંદ્રિના *તેવીશ વિષય રૂપ વૈરી તેનો પોષનારો મહા ચિંતા-સોગ સાગરનો વધારનારો, મહા અનંત તૃષ્ણા-વિષય વેલનો સીંચણહારો, મહા કુડકપટનો નગર, મહા +વહ-બંધ-કલેશનો આગર, મહા ગૌરવ, ચૌગતિ કર્મ બંધનો ×મદાર મહા મંદ બુદ્ધિનો આદર, સર્વ સાધ નિગ્રંથનો નિંદનિક, સર્વ જીવ લોકના વિષે એ સરખો બીજો કોઈ નથી, મોહ પાસ પ્રતિબંધ, ઇહ લોક-પરલોક સુખ રહિત, ÷પાંચ આશ્રવનો આગર, મહા અનંત દારણ-કરકસ-કઠોર દુઃખ અશાતા, ભયનો દેનારો, અસાસ્વતો, અત્રાણ, અશરણ, ઇત્યાદિક દુઃખનો કારણિક જાણી એની વાંછા છાંડવી.

વળી આ ઉદારિક શરીર મળમૂત્રનું ભાજન, ચામડીએ વીંટયા હાડકાનાં પીંજર, ફુટેલાં હાલ્લાં સરખું, અશુચી અને દુઃખનું સ્થાનક, જુના-કોહેલા વસ્ત્ર સરખું, ક્રમિયાદિક જીવની કોથળી, પીત પ્રકોપ-વાયુ પ્રકોપ-શ્લેશ્મ સન્નિપાત, વ્યાધિ-પ્રકોપ વેદનાએ પીડયું. મહા નાઠે રોગે તથા જરાંએ કરી જીર્ણ, વળી વિશેષે સ્ત્રીનું શરીરતો દેખતાંજ લજ્જામણું સદાકાળ દુર્ગંધવાળું, અપત્ર, અશુચિવાળું, અપવિત્ર, મળમુત્રનું ઘર, એવું શરીર જાણી એ ભાજનથી મોહ ઉતારી, પોતાનું સ્વરૂપ નિર્વિકલ્પ, સર્વ વિકારથી વેગળું જાણી જે મહાપુરૂષ નિર્મળ પંચ મહાવ્રત ધારણ કરે તેને ધન્ય! તથા મુળ ગુણ-ઉતરગુણ ધારી શ્રાવક-જેઓ શીયલવંત, સત્યવાદી, ન્યાયવંત,

---

* (૧) શ્રોતેંદ્રિના ૩ વિષય-સચેત અચેત, મિશ્ર, (૨) ચક્ષુ ઇંદ્રિના ૫ વિષય-કાળો લીલો, રાતો, પીળો, ધોળો. (૩) ઘ્રાણેંદ્રિના ૨ વિષય-સુભિંગંધ, દુર્ભિંગંધ, (૪) રસેંદ્રિના ૫ વિષય-તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો (૫) સ્પર્શેંદ્રિના ૮ વિષય-હળવો, ભારે, સુંવાળો, ખરખરો, ટાઢો, ઉનો, લુખો, ચોપડેલો + વધ કરવો, મારવું. × મદારી હશે? ÷ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ ૫ ઘર.

નીતિવંત, ક્ષમાવંત, ધૈર્યવંત, પાપભીરૂં, લજ્જાવંત, શીતળ વાણી વદનાર, ગુણગ્રાહી, પરદુઃખભંજનદાતા, પુન્યાત્મા, વનિત, કલ્યાણ બુદ્ધિ–ઉપગાર બુદ્ધિવાળા દીપક સમાન ગંભીર નમણા,* ખમણા× સરળ સ્વભાવિક વાત્સલ્યકારી,+ તથા ચતુર્વિધ સંઘના અનુચર÷ છે એવા શ્રાવકને ધન્ય છે !

હું અભાગી, દુષ્ટ, ખળબુદ્ધિનો ધણી, નીચ, છિદ્રગ્રાહી, અવગુણગ્રાહી, હઠીલો, વ્યસની, અલ્પ બુદ્ધિવંત, નિર્દય, આશા ગુલામ, વિષય ભિખારી, ગુણનો દ્વેષી, અવગુણનો પ્રેમી, આપમતલબી, વિષય લાલચી, રસલંપટ, નિર્લજ દુષ્ટાત્મા, ગર્ધવ (ગધેડા) તુલ્ય, ગુણચોર, વિશ્વાસઘાતી, સ્વામીદ્રોહી, પાપી, આત્મઘાતી, કલેષ, મમત્વી, અવગુણ ભંડાર, સ્વચ્છંદ વિહારી, જન્મોજન્મ આત્મકાર્ય વીણસાડી અવળે માર્ગે ચાલ્યો તે માટે આજ પરમ શુભ શ્રીવીતરાગનો માર્ગ પામી, સકળ સંબંધ જુઠો અને અસ્થિર જાણી, પાપથી પાછાં પગલાં ભરી આત્માને વિશુદ્ધ કરવા ભણી. સંભારી, સંભારી, વિચારી વિચારી, ધારી ધારી, સર્વ દોષ નિવારૂં છું.

મારા જીવે ખાટકી, ચડીમાર, મચ્છીમાર, ધીવર, કોળી ભીલ એ અનાર્ય ભવના વિષે જીવહિંસા કરી કરાવી હોય, કાજી મુલાંના ભવે મંત્ર પઢયા હોય, જીવ માર્યા હોય કોટવાળના ભવે બંધીવાનને બંધીખાને નાખ્યા હોય, ભુખે માર્યા હોય, સુળીએ ચડાવ્યા હોય, પરધામીનાં ભવ નારકીને માર માર્યો હોય, કુંભારના ભવે નીંભા પ્રચાવ્યા (પકાવ્યા) હોય તેલી (ઘાંચી)ના ભવે તલ પીલ્યા હોય, હાળી (ખેડુત)ના ભવે હળ ખેડયાં હોય, પૃથ્વી ખોદી હોય, બળદને ભુખે માર્યા હોય, સૂડ–નિંદણ કઢાવ્યાં હોય, સેલડીના વાઢ પીલાવ્યા હોય, કપાસ લોઢાવ્યા હોય, માળીના ભવે રોપ રોપાવ્યા હોય, ફુલ

---

* નમ્રતાવાળા × ક્ષમા ગુણવાલા. + સ્વધર્મીના વિનય, ભક્તિ વીગરે કરનાર. ÷ સેવક.

તોડયા હોય, રંગારાના ભવે રંગણપાસ, અગ્નિના આરંભ કીધા હોય લોઢા-ત્રાંબાની ધાતુની ખાણ ખણાવી હોય, ધાતુવાંદિના કસબ કર્યા હોય, હિંસક જીવ જેવા કે—સકરા, સમળી, વાઘ, ચિત્તા, શ્વાન, મંજાર, સર્પ ગરોળી ઇત્યાદિકના ભવના વિષે જીવહિંસા કરી હોય, સૂયાણીના ભવે સુવાવડ કર્મ આચર્યાં હોય, ગર્ભ ગળાવ્યા હોય, વ્હાલાના વિયોગ પાડયા હોય, સાધુ-શ્રાવકના વ્રત લઇને ભાંગ્યા હોય, મુળગુણ-ઉતરગુણ વિરાધ્યા હોય ઇત્યાદિક ક્રોધે, માને, માયાએ, લોભે, લાલચે, હાસ્યે કરી, કદાગ્રહે કરી, છઠ્ઠ પ્રમાદે કરી, જન્મોજન્મ પાપકર્મ ઉપજાવ્યા હોય તે સર્વ આત્માની સાખે, સિદ્ધની સાખે ગુરૂની સાખે મારે તસ્સ મિચ્છામિ દુક્કડં [નિષ્ફળ હોજો.]

હવે મારા તરણ તારણ-અધમ ઉધારણ-ભવદુઃખ ભંજન એકાંત હેતના કરનારા ધર્મગુરૂ ધર્માચાર્યજીએ-મુજને ન્યાલ કરવાને મહેરબાની કરીને મુજ અપરાધીનું સુકૃત કમાણીરૂપ પુઞ્જી સબળ સંવરકરણી બતાવી પણ મારી સમજણ માફક છતી શક્તિ પ્રમાણે મુળગુણ-ઉત્તરગુણ-વ્રત-પચ્ચખાણ-નિયમની મર્યાદા કરી છે તે પંચ આચાર સંબંધી જે કોઇ અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અણાચાર દોષ લાગ્યો હોય તે આળોવુ છું.

હવે આંહીઆં સાત સૂત્રો ક્ષેત્ર વિશુદ્ધના કહેવા તેની વિગતઃ—નમો અરિહંતાણં એ પાંચ પદ કહેવાં, તિખુત્તાનો પાઠ કહેવો, પછી ઇરિયાવહીનો પાઠ કહેવો, પછી તસ્સઉતરીનો પાઠ કહેવો, પછી ઇરિયાવહીનો કાઉસસ્સગ્ગ કરવો તથા કરાવવો, પછી લોગસને કહેવો. પછી નમોગ્થુણં અરિહંતાણં, ભગવંતાણં, જાવસંપતાણં, [૧] બીજું નમોથુણં, જયવંતા વિહરમાન ભગવંતને કહેવં. નમોથ્થુણં, જાવ સંપાવિઉ કામસ્સ (૨). ત્રીજું નમોથ્થુણં પોતાના ધર્માચાર્યને કહેવું. પછી આલોયણા કરવી-કરાવવી. પ્રથમ શ્રીકેવળી ભાષિત આગમ સુત્ર જ્ઞાનાદિકના વિષે જંવાઇદ્ધં ઇત્યાદિક અતિચાર દોષ લાગ્યો હોય તે આળોવું છું:—

આઘાં પાછાં સૂત્ર ભણવે કરી (૧). ઉપયોગ રહિત સૂત્ર ભણવે કરી (૨). હીણ અક્ષર ભણવે કરી (૩). અધિક અક્ષર ભણવે કરી (૪). પદ હીણું ભણવે કરી (૫). વિનય રહિત ભણવે કરી (૬). જોગ હીણપણે ભણવે કરી (૭). શુદ્ધ ઉચ્ચાર રહિત ભણવે કરી (૮). અવનિતને સૂત્ર ભણાવવે કરી, (૯). પ્રમાદપણે ભણવે કરી (૧૦). ચાર× અકાળે સૂત્રની સઝાય કરવે કરી (૧૧). ચાર કાળે સૂત્રની સઝાય અણ કરવે કરી (૧૨). ઉદારિકાદિક=અસઝાયે સઝાય કરવે કરી (૧૩). સઝાય વખત સઝાય અણ કરવે કરી (૧૪). એ ચૌદ અતિચાર માંહેલો જે કોઈ અતિચાર સેવ્યો હોય, સેવરાવ્યો હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં. તથા જ્ઞાનવંત પુરૂષના અવર્ણવાદ=બોલ્યા હોય, જ્ઞાની સાથે ખોટા વિવાદ—ઝગડા કર્યા હોય,+પાઉસભાવ ધર્યો હોય, તથા તેના ખોટા વાંક દીઠા હોય,+ઉપરાણ બોળવ્યા હોય, જ્ઞાન ભણતાને અંતરાય પાડી હોય, જ્ઞાનાવર્ણી કર્મ બંધાય એવા આચરણ આચર્યાં હોય, તથા પોતાની હઠે, કદાગ્રહે, વંકાઇપણે, ધિઠાઈપણે, અસમજપણે, દુષ્ટબુદ્ધિએ કોઈ સિદ્ધાંત વચન ઉથાપ્યું હોય, વિપરીતપણે પરૂપ્યું હોય, સિદ્ધાંત વચનની ઉપહાસ્યાદિ અવહેલણા કરી હોય, ઇત્યાદિક અવિનય, અશાતનાં, અભકિત થઈ હોય, મને કરી, વચને કરી, કાયાએ કરી, જાણપણે, અજાણપણે, આકુટી અણાકુટી દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, દેશથી સર્વથી વિરાધના કરી હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી અપરાધ કર્યો કરાવ્યો હોય અનુમોદ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

હવે શ્રી જૈનમાર્ગની શ્રદ્ધા સ્વરૂપ સમકીતના વિષે શંકાદિ અતિચાર દોષ લાગ્યા હોય તે આલોવું છું.

---

× સવાર, બપોર, સાંજ અને મધ્યરાત્રિ.=અશુદ્ધ જગોએ. =બદણો, + દ્વેષભાવ.

એક લસણની કણીમાંહે અનંતા જીવ કહ્યા છે તે હશે કે નહિ હોય ? ઇત્યાદિક જીનવચન માંહે સંદેહ આણ્યો હોય, ખોટા માર્ગની વાંછા કરી હોય, ધર્મ કર્તવ્યના ફળનો સંદેહ આણ્યો હોય, મિથ્યાત્વ મતની પ્રશંસા કરી હોય, મિથ્યાત્વનો પરિચય કર્યો હોય એ પાંચ અતિચાર માંહેલો જે કોઈ અતિચાર સમકીત માંહી લાગ્યો હોય તે અનંતા સિદ્ધકેવળીની શાખે તસ્સ મિચ્છામી દુક્કડં. તથા ધર્મ નિમિતે આરંભ–સમારંભ કર્યો હોય, ફુલ ચુંટી પુજા કરી હોય. સ્નાન કર્યા હોય, પીપળે પાણી રેડ્યુ હોય, દીપમાળા કરાવી હોય, બહુચરા–ભવાની–વોવો–આસપાળ–હનુમાન–ગોત્રજ–ક્ષેત્રપાળ તેના જાગ, હવન હોમ વ્રત વર્તુલા કર્યાં હોય. માન્યાં હોય ઇત્યાદિક જે કોઈ લૌકીક મિથ્યાત્વ સેવ્યુ હોય, તથા આ લોક અર્થે દેવ–ગુરૂ–ધર્મની માનતા કરી હોય, લેવાની–ખાવાની લાલચે આઠમ પાખી પ્રમુખના ઉપવાસ કર્યાં હોય, કષ્ટ પડયે તપસ્યા માની હોય તથા તિર્થંકરને+ દીવો દીવેટ માન્યાં હોય, પાસથ્થાપડવાઇનો× પરિચય કર્યો હોય, અસંજમનો ઉપદેશ દીધો હોય, એ આદિ લેઇ કોઇ લૌકિક* તથા લોકોત્તર= મિથ્યાત્વ લાગ્યું હોય તથા સાધુને અસાધુ જાણ્યા હોય, અસાધુને સાધુ જાણ્યા હોય, ઇત્યાદિક પચીશ પ્રકારનું મિથ્યાત્વ તે માંહેલું કોઈ મિથ્યાત્વ લાગ્યું હોય તથા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, જેથી સમકીત જાય એવું આચરણ આચર્યું હોય, સમકીતી જીવની નિંદા–હેલણા કરી હોય, સમકીતવંત તથા ધર્મી જીવ ઉપર ઇર્ષા (ઝેર–ખાર) આણ્યાં હોય, ઇત્યાદિક સમકીતના વિષે દોષ સેવ્યા હોય, સેવરાવ્યા હોય, અનુમોદ્યા હોય, દેશથી, સર્વથી, વિરાધના કરી હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી, અપરાપ કર્યાં હોય, કરાવ્યા હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

---

+ કેટલીક પ્રતોમાં પ્રતિમા છે. × ધર્મથી પડેલા તે. * આ લોક સંબધી. =પરલોક સુંબંધી.

હવે પહેલા થુલ પ્રાણાનિપાત વિરમણ વ્રત માંહી વધબંધાદિક મોટકા અતિચાર લાગ્યા હોય તે આળોવુ છું:—ત્રસ જીવ પ્રત્યે ગાઢાં બંધણાદિક કરવે કરી; કષાય વસ્યે અને રૌદ્ર પરિણામે ૧ લાઠી પ્રમુખે ગાઢો પ્રહાર દેવે કરી; કાન વિંધન પ્રમુખ નિલંછન કરવે કરી; પશુ ઉપર અતિ ભાર ભરવે કરી; તથા દ્વિપદ—૨ ચતુષ્પદાદિકને ભાત પાણીનો અંતરાય પાડવે કરી પહેલા વ્રત માંહે અતિચાર દોષ લાગ્યો હોય તે મિચ્છામિ દુક્કડં. તથા સડયાં ધાન્ય, ઔષધિ ૩ પ્રમુખ શોધ્યા વિના વાપર્યાં હોય; નાવણ ધોવણ કરતાં, પાણી ભરતાં, વાંપરતાં, ઉલેચતાં પોરા પ્રમુખની વિરાધના થઇ હોય; છાણાં–ઈંધણ અણજોયાં બાળ્યાં હોય, ચૂલા, તાવડી. સગડી અણપૂંજ્યે ૪ સૂંધરકયાં હોય, સાપ ખજુરા, વીંછી દાબી +દુહવ્યા હોય, જુ, લીખ, માંકણ, જુઆ, ઇતરડી, ગીગોડા પ્રમુખ કોઇ જીવને તાવડે દીધા (તડકે નાખ્યા) હોય, શોધીને માર્ગમાં નાખ્યા હોય તથા પીલી માર્યાં હોય; કીડી, મંકોડી, ઉધેઈ, ધીમેલ, કાતરા, ચુડેલ, પતંગીઆં, અળશીયાં, ચેળ, મામણ મુંડા પ્રમુખ કોઇ જીવ હાલતાં ચાલતાં–આરંભ સમારંભ કરતાં–કામકાજ કરતાં હણ્યાં હોય, દુહવ્યા હોય, નિર્વંશ કર્યાં હોય, તથા પાંચ સ્થાવર કાયના આરંભ સમારંભ કરતાં હરખ આણ્યો હોય, પોરસપણું કર્યું હોય. કૃતાર્થપણું માન્યું હોય, ખેદ ધર્યો ન હોય, દયા બુદ્ધિ આણી ન હોય, ઇત્યાદિક જન્મથી માંડી આજ પર્યંત પહેલા વ્રત માંહી દેશથી, સર્વથી, વિરાધના થઈ હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી, અપરાધ કર્યો હોય કરાવ્યો હોય, અનુમોદ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

બીજા થુલા મૃષાવાદ વિરમણ વ્રતના વિષે સહસ્સા ભખાણે પ્રમુખ અતિચાર લાગ્યા હોય તે આળોવુ છું:—સામા માણસને ધ્રાશકો

---

૧ લાકડી. ૨ બે પગાં અને ચાર પગાં. ૩ વિગેરે, ઈત્યાદિ. ૪ સળગાવ્યાં. + દુઃખ દીધું હોય.

પડે, ઉદ્વેગ ઉપજે, એવી સહસાતકારી; અણવિચારી ભાષા બોલવે કરી, પરની રહસ્યકારી (છાની) વાત પ્રગટ કરવે કરી, સ્ત્રી આદિકના મર્મ પ્રકાશવે કરી, જૂઠાં ઉપદેશ દેવે કરી તથા કુડા લેખ લખવે કરી; આજના દિવસ પર્યંત બીજા વ્રત માંહી જે કોઇ અતિચાર દોષ લાગ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં. તથા કન્યા ૧ આશ્રી-ગાય આશ્રી—ભોમ આશ્રી લોભે; લાલચે, ક્રોધે, હાસ્યે, ભયે, માને, માયાએ કરી જુઠું બોલાણું હોય, પાયકી થાપણ ઓળવી હોય, મોટકી કુડી સાખ પૂરી હોય, પરના અવર્ણવાદ બોલ્યા હોય, કોઈની ચાડી ચુગલી કરી હોય, કોઇના માથે કુડું આળ ચઢાવ્યુ હોય, કુટણ, પીટણ, તાડન• ત્રજણા, જકારમકાર, એલફેલ, કઠોર, કરકસ પ્રમુખ પરને પીડા ઉપજે એવી ભાષા બોલાણી હોય, હીંસકારી ઉપદેશ કર્યા હોય, પોતાનો અપરાધ પરના માથે નાંખ્યો હોય, ઈત્યાદિક બીજા વ્રતમાંહી આજના દિવસ પર્યંત મારે દેશથી, સર્વથી વિરાધના થઇ હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી અપરાધ કર્યો હોય, કરાવ્યો હોય, અનુમોદ્યો હોય, અવજ્ઞા કીધી હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

હવે ત્રીજા થુલ ૨ અદિનાદાણ વિરમણ વ્રતના વિષે તેન્નાહડે પ્રમુખ અતિચાર લાગ્યો તે આળોવું છું:—પારકી ચોરાઉ જાણુસ લેવે કરી, ચોરને ચોરી કરવાનાં ઉપગરણાદિકની સાહ્ય કરવે કરી, રાજ્યવિરૂદ્ધ દાણચોરી પ્રમુખ કાર્ય કરવે કરી, કુડાં તોલાં—કુડાં માપ રાખી પરને ઓછું દેવે કરી તથા વસ્તુ ફેરફાર કરી એટલે સારી દેખાડી નરતી (રાશી) આપવે કરી. આજના દિવસ પર્યંત ત્રીજા વ્રતમાંહે અતિચાર દોષ લાગ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં,—તથા મિત્રભેદી કરી આગલાને

---

૧ સંબંધ. ૨ અદત્તાદાન

૧ વંચ્યો હોય, ભાઈ ભત્રીજાની ધન કારણ ઘાત ચીંતવી હોય, પારકાં દાગીના તથા થાપણ ઓલવી હોય, લોભવસ્યે પારકું કામ બગાડી પોતાનું તાકયું હોય, લાંચ લેઈ તથા હુકમપણે અનીતિ કરી ૨ પરાઈ વસ્તુ લુટાવી તથા ચોરાવી હોય, નિર્દયપણે, કપાતપણે પારકી આજીવીકા ભંગાવી હોય ઢાલઢોલ કરતા અધિકું ભાંખ્યું હોય; શેઠ સહિયારી પ્રમુખની ચોરી કરી હયો, ૩ કઢારે--વ્યાજે આપી અધિકું લીધું હોય, ખેતર, ખરાં પ્રમુખમાંહી પડી વસ્તુ ધણીઆતિ કરી હોય, ઈત્યાદિક ત્રીજા વ્રતમાંહી દેશથી, સર્વથી, ખંડના, વિરાધના થઇ હોય, મન, વચન, કાયાએ કરી ચોરી કરી, કરાવી અનુમોદી હોય એ વીગેરે જે કોઈ મારે આજના દિવસ પર્યંત દોષ લાગ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

હવે ચોથા અબ્રહ્મનિવર્તન વ્રત માંહે ઇતરિયાહિક દુષ્ટ દોષ અતિચાર લાગ્યા હોય તે આળોવું છું:—સ્ત્રી તથા પુરૂષ થોડા કાળનાં પરિગ્રહિત સાથે ગમન કરવે કરી, અપરિગ્રહિત સાથે ગમન કરવે કરી, અપર અવયવે પર સાથે વિષય–ક્રીડા કરવે કરી, પરાયાં વેવીશાળ મેળવ્યે કરી, કામભોગ ઉપર તિવ્ર અભિલાષા રાખવે કરી, ચોથા વ્રતમાંહી અતિચાર લાગ્યો હોય તે મારે અનંતા સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામી દુક્કડં. તથા સર્વથા અબ્રહ્મનાં પચ્ચખાણ કર્યાં તે માંહી વીષય આતુરતાએ, વિકલતાપણે, બળાત્કારે, પરાધીનપણે, દેશથી સર્વથી વિરાધના થઈ હોય તથા કંદર્પક્રિડા વસ્યે અંગકુચેષ્ટા કરી હોય, સરાગપણે સ્નેહ પોષવે, વિષય વચને ૪ ગુહ્ય અવયાદિક દેખાડવે પરને મોહ વિકળતા ઉપજાવી હોય, રૂપવંત સ્ત્રી પુરૂષ દેખી વિષય વાંચ્છના કરી હોય માતપિતા, પુત્ર, પુત્રી, ભાઈ ૫ ભગિની

---

૧ ઠગ્યો. ૨ પારકી. ૩ દાણા વીગેરે ચીજ વ્યાજે નહિ અમુક મુદતની વાયદે સવાઈ, દોઢી, બમણી કરી આપવી અગર અમુકવધારો લેવાનો કરી આપવી તે. ૪ ગુપ્ત, છાનું. ૫ બેન.

કુરૂગોરાણી પ્રમુખ તથા પોતાના ધર્મ ઉપગારી ઉપર વીષય બુદ્ધિ ચીંતવી હોય; માજમ, માવો; લીલાગર જાયફળ પ્રમુખ કેફકારી વસ્તુ ચઢવા નિમીતે ખાનપાન કરી વીષય વિકાર વધાર્યા હોય, કાષ્ટ પાષાણ પ્રમુખની પુતળી ચિત્રામણ સાથે આલીંગનાદિક વિષય પરિચારણા કરી હોય; તથા આપણા વેદ માંહોમાંહે મળી ૧ કુચ મર્દનાદિ કામ કુચેષ્ટા કરી હોય; હાથી, ઘોડા, ગાય, ભેંસ પ્રમુખ પશુ પ્રત્યે સંજોગ મેળવ્યા હોય તથા તેઓની કામ વીકળતા દેખીને મૈથુનસંજ્ઞા ઉપની હોય; કામ (કંદર્પ) દીપાવવા સ્નાન–સસુખા કરી હોય પ્રમાદકષાયની ચપળતાએ અહોનિશ વિષય પ્રતિ ધ્યાન ધ્યાવે મનના જોગ મલીન પ્રવર્ત્યા હોય; આર્ત્ત રૌદ્રા ધ્યાન, સકલ્પ વિકલ્પ પણે આત્મા હણાણો હોય; હાસ્ય, વીલાસ, વિનોદ. વીકથા પ્રમુખ કામ કથા કરી હોય, સાંભળી હોય, કંદર્પ ઉપજ્યો, ઉપજાવ્યો હોય, તથા રસલંપટપણે શ્વાન સ્વભાવિ થઇ તથા ઓખરીઆ ઢોરની પેરે ભોગ આમીષ ગવેખવે કરી અંતઃકરણ અશુદ્ધ પ્રવર્ત્યું હોય સ્વપ્ન પ્રમુખ માંહે શિયળ વિભંગ થયો હોય, અષ્ટમી, ચતુર્દશી, પુર્ણીમા આદિ તીથીના નીયમ ભાગ્યા હોય ઇત્યાદીક ચોથા વ્રત માંહે આજના દીવસ પર્યંત અતીચાર અણાચાર દોષ લાગ્યો હોય; દેશથી, સર્વથી વીરાધના થઇ હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

હવે પાંચમું ૧ ઇચ્છા નિવર્તન વ્રત માંહે ધનાદિ પરિમાણ અતિક્રમવા રૂપ અતિચાર લાગ્યા હોય તે આળોવું છું. ઢાંકી ઉઘાડી પૃથ્વીનુ પરિમાણ અતિક્રમવે કરી; સોનું, રૂપુ, મણી, માણેક, પાનાં, પ્રવાળાં ઇત્યાદિકનું પરિમાણ અતિક્રમવે કરી, ધન-ધાન્યનું પરિમાણ અતિક્રમવે કરી, દ્વિપદ, ચતુષ્પદનું પરિમાણ અતિક્રમવે કરી, ઘર, વખાર, દુકાન તથા ઘરવખરાની જણસનું પરિમાણ અતિક્રમવે કરી પાંચમા પરિગ્રહ નિવર્તન વ્રતમાંહી આજના દિવસ પર્યંત જે કાંઇ પાપ અતિચાર

---

૧ સ્તબ. ૨. પરિગ્રહ વ્રત.

અણાચાર લાગ્યો હોય; દેશથી. સર્વથી વિરાધના થઇ હોય; તિવ્ર મુર્છાભાવ રાખ્તો હોય; પરિગ્રહનેજ કૃતાર્થપણું માન્યું હોય; ધન ઉપજાવવા ૧ સકટ વહાણાદિકના આરંભ ચિંતવ્યા હોય; ચક્રવર્તિ, વાસુદેવ, વેસમણાદિકની ઋદ્ધિની વાંચ્છના કરી હોય ઇત્યાદિક દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

હવે છઠું દિસિ પરિમાણ વ્રત માંહે ઉર્દ્ધ ૨ દિશાનું પરિમા અતિક્રમવે કરી, ૩ અધોદિશાનું પરિમાણ અતિક્રમવે કરી, ૪ ત્રિછી દિશાનુ પરિમાણ અતિક્રમવે કરી, ચારે દિશાનુ પરિમાણ એકઠું કરી એક દિશાએ વધારવે કરી, પંથે જતાં મર્યાદાનો સંદેહ પડયો છતાં મર્યાદા ઉલંઘવે કરી છઠાવ્રત માંહી આજના દિવસ પર્યંત અતિચાર અણાચાર લાગ્યો હોય તે દેશથી સર્વથી વિરાધના થઈ હોય મર્યાદા ઉપરાંત કાગળ કાશીદ પ્રમુખ મોકલી હિસાદિક આશ્રવ સેવરાવ્યા હોય, મન, વચન, કાયાના જોગ બાહેર પ્રવતાવ્યા હોય ઇત્યાદિક દોષ લાગ્યા હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

હવે સાતમું વ્રત દ્રવ્ય વિધિનું પરિમાણ કર્યું છે તે માં સચેત આહારાદિક અતિચાર લાગ્યો હોય તે આળોવું છું, સચેત આહાર, ફ્લ, કાકડી પ્રમુખ કાચું ખાવે કરી, સચેત વસ્તુ સાથે લાગેલી અચેત વસ્તુ ગુંદર પ્રમુખ ઉખેડી ખાવે કરી અપકવ આહાર કરવે કરી; દુપકવ આહાર ભડથું ઓળો. ઉધિયુ દુષ્ટ રીતે પકાવી ખાવે કરી, ૫ સાંઠા પ્રમુખ તુચ્છ આહાર કરવે કરીઃ તથા બાવીશ અભક્ષ અને બત્રીશ અનંતકાય ઓળા, પોંક, પાપડી પ્રમુખનો ભક્ષ કર્યો હોય, અણગળ પાણી પીધું હોય જીભ્યાસ્વાદે અનેક પ્રકારની રસવતી તિવ્ર પરિણામે કરી પચાવી હોય, મધુર રસાદિક ભોગવતાં રસનો ગારવ

---

૧ ગાડાં—ગાડી. ૨ ઉચી. ૩ નીચી, ૪ વચલી. ૫ સેલડીના સાંઠા, જારના લીલા સાંઠા ઇત્યાદિક,

કીધો હોય તથા છવીસ બોલની મર્યાદા કરી છે તે માંહે ઉપયોગ વીના કોઈ બોલતી વીરાધના થઈ હોય, સેળભેળપણે ભોગવાયું હોય, ઈત્યાદિક ઉપભોગ ૧ પરીભોગ વ્રત ૨ માંહે દેશથી, સર્વથી વીરાધના થઇ હોય—દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં. તથા ઈંટ વીગેરેના નીંભા ચણાવ્યા હોય; ભઠ્ઠીઓ [એકવીશ જાતની] કરી-કરાવી હોય; કોયલા કળાઢીના કસબ, કંદોઈ. ભાંડભુંજા, દારૂગર, છીંપા, સોની, રંગારા પ્રમુખ ઈંગાલ કર્મ આચર્યાં હોય (૧) તથા વૃક્ષવન કપાવ્યાં હોય; પત્ર, ફળ, શાખા છેદાવી હોય, મુળ કઢાવ્યાં હોય; કાચ્છીઆ કળાડીના કસબ કર્યાં હોય, લીલાં તૃણ—ધરો—કાઠી પ્રમુખ છેદી હોય, સુડ—નિંદણ કઢાવ્યાં હોય, ઈત્યાદિક વનસ્પતિ કર્મ આચર્યાં હોય (૨); તથા ટાટ, મળી ચર્મ પ્રમુખના સોડ કરાવ્યા હોય; ગાર, ગોબર, વાશી રાખ્યાં હોય; ચમાર, ડબગર, ચામડિયા, પ્રમુખના કસબ સાડી કર્મ આદર્યાં હોય (૩); તથા પોઠી, ગાડાં, ખર, પાડા, પ્રમુખ રાખી ભાડી કર્મ આદર્યાં હોય તથા હળ, કોદાળી, દંતાળ. ખરપા, કોશ પ્રમુખ વડે પૃથ્વીપુટ ભેદાવ્યાં હોય; કુવા, વાવ્ય, તળાવ, હોજ પ્રમુખ નવાણ ખણાવ્યાં (ખોદાવ્યાં) હોય; ઓડ સલાટ, હાળી, ખાંડણી આદિકના કસબ આદર્યાં હોય; ઈત્યાદિક ફોડી કર્મ કરાવ્યાં હોય (૫); તથા દાંત, કચકડા, ગીંડો એના વેપાર કર્યા હોય; ગાય, ભેંસ, હસ્તી, ઉંટ, છાલાં પ્રમુખ હાડવાણિજ્જ આદર્યાં હોય (૬); તથા વાળંદ, ખાટકી પ્રમુખના કસબ કરાવ્યા ચમરી ગાયના કેશ, ઉન, ધાબળા, બનાત, પાંબરી, પશુના પિછા, પશુ ઈત્યાદિકના કેશવાણિજ્જ કર્યાં હોય (૭); તથા ઘી, તેલ, મધ, દારૂ. રોગાન, ચરબી, એરંડીયું, અળશીયેલ, ગળપણ પ્રમુખ રસવાણિજ્જ વેપાર કર્યાં હોય (૮); તથા લાખ, સોરંગી, કીરમજ, જબાદ, નખલા, મીણ, મજીઠ, ખાંખણ ધાવડી. પ્રમુખ લાખવાણિજ્જ નિપજાવ્યાં હોય (૯); તથા વિષ—સોમલખાર,

---

૧ જે એક વખત ભોગવવામાં આવે તે, ૨ જે વારંવાર ભોગવવામાં આવે છે તે.

સિંગડીઓ વચ્છનાગ શસ્ત્ર—તરવાર, પીસ્તોલ, કટાર; છરી પ્રમુખને વેપાર કર્યા હોય, તથા સાબુ, સિંધવ, સાજીખાર, સંચળ લુણ સુરોખાર, પ્રમુખ નિપજાવ્યાં હોય; સર્પ કાકીડા, ઘો, વીછી, મેડક પ્રમુખના ઝેર કર્યા—કરાવ્યાં હોય; ઈત્યાદિક વિષવાણિજ્જ કર્મ આદર્યા હોય (૧૦); તથા શેલડીના વાઢ પીલાવ્યા હોય, ચરખા, ઘાણી ચકંદા, ઘંટી, ખાંડણિયાદિક અધિકરણ ઉપજાવ્યાં હોય ઇત્યાદિક જંતુપીલણ કર્મ કીધાં હોય (૧૧): ગોધા સમજાવ્યાં હોય, ઉંટ, બળદ, પાડા પ્રમુખનાં નાક ચીરી નાથ નખાવી હોય, ગલકંબલાદિક છેદાવ્યા હોય, ડાંભી દુહવ્યા હોય; મનુષ્યનાં સ્ત્રી—પુરૂષનાં નાક કાન છેદાવ્યાં હોય, ખોજા ખુસરા કર્યા હોય, ઈત્યાદિક નિલંછન કર્મ આચર્યાં હોય (૧૨): તથા વગડે દાવાનળ લગાડયા હોય, ગામ બાળ્યાં હોય ઓધા (ઓઘલા) સળગાવ્યા હોય; રોષ વસ્યે નિર્દય થઈ, લાય દેઇ પશુ, પંખી, મનુષ્ય બળાવ્યાં હોય; ધરજાળાં, બીડ, સળગાવ્યાં હોય, ઈત્યાદિક લોભે, લાલચે, ગજદરબારના હુકમે દવઅગ્નિ કર્મ આચર્યાં હોય (૧૩); તથા અગ્નિ દારૂ લગાડી દ્રહ, સરોવર સુકાવ્યાં હોય, કુવા પ્રમુખ ઉલેચ્યા હોય, ખાર—ઝેર નાખ્યાં હોય, પાળ તોડી હોય, વનવાડીમાં રોપ રોપાવી, કોસ અહર્ટ જોડાવ્યા હોય; માળીના કસબ કર્યા હોય; ઈત્યાદિક મોટા જળના આરંભ નીપજાવ્યાં હોય, (૧૪) તથા શ્વાન, મંજાર, કુકડા પ્રમુખ હીંસકજીવ પાળીને વેચ્યા હોય, પાવૈયા, લુંડી; તાયફા પ્રમુખ પોષી કંદર્પ વેપાર કર્યાં હોય. (૧૫) ઈત્યાદિક પંદર કર્માદાન જન્મથી માંડી આજદીન સુધી કૃતકારિતસ અનુમોદનપણે આચર્યા હોય તે મારે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

હવે આઠમું વ્રત અનર્થદંડ એટલે વિના કારણે અને વિના સ્વાર્થે જીવ જે પાપ ઉપાર્જે તે—દીન રાત પારકા દોષ દીઠા હોય, પારકી નિંદા કરી હોય, પારકી લક્ષ્મી સદાકાળ વાંચ્છી હોય, પારકી સ્રીનું રૂપ લાવણ્ય-ગુણ દેખી તેના ભોગ ઇચ્છતો રાત્રિ દિવસ આર્ત્ત

ઝુરણા–કલહ ઉપજાવ્યો હોય, તેને દેખી સુખ માન્યું હોય; એકનો જય, બીજાનું મરણ વાંચ્છયુ હોય; ઇત્યાદિક અનર્થાદંડ લાગ્યો; હોય; અવિવેકપણે પાપ વેપારના, ભુમી ખોદવાના, વાવ, કુવા કરાવવાના ઘોડા, બળદ, ગાય, ભેંસ, પ્રમુખ સંગ્રહવાના મોટા વેપાર કરવાના, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુકાયના આરંભ કરવાના વનસ્પતિ છેદવા વિગેરેના ઘર, હાટ, વખાર–કરવાના વર કન્યાના વિવાહના, પાણી બાળવાના, ખેતર, વાડી, ખળાં, ઓથા સળગાવવાના–સુડ–નિંદણ કાઢવાના ઇંટ નીંભા પકવવાના ખાન પાન કરવાના વનસ્પતિ આથવાના ઇત્યાદિક પાપ ઉપદેશ કર્યાં હોય તથા હિંસક જીવ શીકારી કુતરાં, બીલાડાં પ્રમુખ દુષ્ટ બુદ્ધિએ પોષ્યાં હોય, પખી પાંજરે ઘાલ્યાં હોય; આયુધ, ખાડાં, પ્રમુખ શસ્ત્ર મેળવ્યાં હોય, ભાલા, કટારી, ખાંડાં. કુહાડા, કોદાળા, કોશ, હળ, મુસળ, ઘંટી ખાંડણીઆ ત્રાક, તીર, ચુલિયા, છરી, દાંતરડાં ઇત્યાદિક અધિકરણ વધાર્યાં હોય સમારી સજ કરાવ્યાં હોય–માગ્યાં દીધા હોય ઇત્યાદિક અનથા દંડ લાગ્યો હોય; તથા તેલ, ઘી, રસના ઠામ (વાસણ) ઉઘાડા રાખ્યાં હોય જેથી ત્રસ જીવ વીણઠયા હોય, દીવો, ચુલો અગાસાં રાખ્યાં હોય; એઠ માત્રા (પેશાબ) નાં વાસણ પ્રમુખ રાખી મૂકયા હોય; વિષ્ટા વિર્ય, બળખાદિક ચાપ્યાં હોય; હરિકાય, ઠાર, માટી માર્ગે જતાં પીલી: ફુલ, ઝવેરા માથે ઘાલ્યાં; ઝાડનાં પાંદડાં તોડ્યાં, ઉનું પાણી અગ્નિ, ખાર, ભોંયે; નાખ્યાં હોય; ગરોળીનાં ઇંડા, વડબીજ, મોર, ફળ કચર્યાં હોય, કીડીનાં દળ પૂર્યાં હોય; મધના પૂડા ભાંગ્યાં હોય; વૃક્ષના ડાલે હીંચકા બાંધ્યાં હોય; તથા વૈદ્યપણે ઉલટી, રેચમાં ઔષધ દીધાં હોય–મૂખ અણાવ્યાં હોય, ધાતુ મારી હોય, ખાર નિપજાવ્યા હોય તથા વિકથા, વિનોદ, કુશાસ્ત્ર સાંભલ્યાં, શૃંગાર, સસુખા કરી મોહ–વિકળતા ઉપજાવ્યા; ભાંડ ચેષ્ટા કરી; કામણ, મોહન, વશીકરણ, વૈતાલી ઇત્યાદિક વિદ્યા સાધન કરી; નિમિત્ત ભાખ્યાં; આરંભકારી કર્યાના મુહૂર્ત દીધાં; માયા પ્રપંચ કરી પરને ઠગ્યા, હાસ્ય–કુતુહળ કરી ભય ઉપજાવ્યા, પરને પરિતાપનાં

વચન કીધાં, કુડાં આળ દીધાં, ક્રોધે આતમઘાત કીધી, ઇષ્ટ સંયોગ વાંછ્યા અનિષ્ટ વિયોગ ચીંતવ્યા, ઇગ્યાદિક અનર્થાદંડ લાગ્યા તથા દુર્જન, મિથ્યાતદ્રષ્ટી, પૂર્વના વિરોધી શત્રુ તેને ઉપદ્રવ્યા; તથા રાજા દેશાધીપતિ તેની કુમયા ઇત્યાદિક અણગમતા દુઃખનાં કારણ સંબંધ પામી ચિત્તા ઉપજી તથા રાજસંપદા, પ્રિયપત્નિ તેનો વિયોગ; ભાઇ, મિત્ર, વલ્લભ નંદનાદિક તેનો વિછોહ; પોતાનું સુભાગ્યપદ તેનો ભ્રષ્ટ તથા આપણી આશા ભાવતા સંબંધ જે વારે વિણસ્યા તેને મોહે કરી વિલાપ, શોક આંસુપાત કરી મરણાંત દુ,ખ ઉપજાવ્યાં ઇત્યાદિ ઇષ્ટિવિયોગાર્તધ્યાન ઉપજવે અનર્થાદંડ લાગ્યા તથા મહારોગ, કુષ્ટ, ભગંદર, પેટુશૂળ, શ્લેષ્મવિકાર, વાયુપ્રકોપ, જ્વર, પિત્ત, મરણાંત દુઃખ ઉપજવે મોટી પ્રબળ વેદનાએ કરી વ્યાકુળતા ઉપરની આપણા કુકર્મ દોષ દીઠા નહિ; પારકા અલીક દોષ દીઠા ઇત્યાદિક રોગર્તિધ્યાન કરવે, અનર્થાદંડ લાગ્યા તથા પાતાળ, નાગેંદ્રરાજ તેના ભોગ, લીલા, વિલાસ ચિતવ્યાં તથા પુન્યાનુષ્ઠાન, તપ, સંયમ, ધ્યાનાદિકે કરી ઈંદ્રાદિક પદ્વી તેનો નિદાન ચિતવ્યો તથા મારો વિરોધણહાર તેનો ક્ષય કરૂં, કુલકંદ તોડું એવુ સામાર્થ્ય પામું; ઇત્યાદિક નિદાન કીધાં. તથા ભોગાર્તિધ્યાન પ્રવર્તવે શંકા, શોક, ભય, પ્રમાદ, કલહ, વિભ્રમ, ઉન્મત્તપણું, નિદ્રા, વિષયચિન્હ ઉપન્યાં ઇત્યાદિક અનર્થાદંડ લાગ્યા તથા હીંસાનુબંધી રૌદ્રધ્યાન—કોઇ જીવને મરતાં દેખી સુખ માન્યુ દુઃખાતુર પ્રાણીને દેખી કૌતુક આણ્યું તથા એવા વિકલ્પ ચિતવ્યા કે રાજ્યસંપદા પામી સર્વ શત્રુનો વિનાશ કરૂં લોકની સંપદા લુટું; અનેક લાવણ્ય—ગુણ—કળા સહિત સુંદર લોકની કન્યા ભોગવુ ઇત્યાદિક રૌદ્રધ્યાને જૂઠા વિકલ્પ કર્યા; હિસાથી આનંદ માન્યે; તથા મૃષા-નુબંધી રૌદ્રધ્યાન—જુઠાં શાસ્ત્ર, પ્રપંચ નવાં ઉપજાવી નિર્દયમાર્ગ પ્રકાસ્યા, ઇત્યાદિક અનર્થાદંડ લાગ્યા, તથા મહામોટા પલ્લીપતિ તેની ધાડ સાથે લેઇ અનેક ઉપાય—પ્રપંચ રચી પ્રજાનાં ધન લુંટું તથા અનેક ધનુષ્ય ચઢાવી, તિખાં બાણ કાન સુધી ખેંચી, વૈરીનાં હૈય

ભેદી આપણો પ્રતાપ વિસ્તારૂં તથા અનેક ગામ, નગર, પાટણ બાળી લોકની સંપદા લુટું ઇત્યાદિક ચોરાનુબંધી રૌદ્રધ્યાન કરવે અનર્થાદંડ લાગ્યા. તથા આપણા બળ–પરાક્રમે કરી પૃથ્વીમાં ઘણા કુળને સંહારી, મોટા ગઢ તોડી, સમુદ્ર તરી, જ્યાં જ્યાં મદે ઉદ્ધત વૈરીછે તેને માથે પગ દેઇ આપણો પ્રતાપ પ્રગટ કરી રાજ્ય પદવી ભોગવું એવા અનેક પ્રકારે પરિગ્રહાનંદી રૌદ્રધ્યાને વિકલ્પ કરતાં અનર્થાદંડ લાગ્યા; ઇત્યાદિ આર્ત્ત–રૌદ્રધ્યાન પ્રતિ મહામોટા કિલષ્ટ કર્મ, માઠી લેશ્યાપણે ઉપરાજ્યા તે મારે જન્મથી માંડીને આજ દીન સુધી અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં. તથા જાતિ, કુળ, રૂપ, મદાદિકે ઉદ્ધત થકો કોઇ હીનબુદ્ધિવંત, કુરૂપ, કુબ્જ જન દેખી ઉપહાસ્ય, હેલણા, દુગંછાપણું કર્યું તથા સાધુનાં મલીન વસ્ત્ર દેખી સૂગ આણી; ચોરાશીલાખ આત્માયોની વિરોધી, અનંતાનુંબંધી ક્રોધ રાખ્યા, મોહનીનાં સ્થાનક સેવ્યાં ઇત્યાદિક જે જે અર્થાદંડ અનર્થાદંડ મારે કૃત–કારીત અનુમોદનપડે લાગ્યા તે સર્વ અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

હવે નવમું સામાયિક વ્રત, દસમું દેશાવગાસિક વ્રત અને અગ્યારમું પોષધ વ્રત લેઈ પ્રમાદ આચર્યાં હોય; ઉણાં લેઇ ઓછાં પાળ્યાં, રાત્રિ નિયમ વિરાધ્યા; ઉપવાસ, આંબીલ લેઇ ભાગ્યાં; ફળ સર્પ્યાં નહિ; લેવા ખાવાની આશા ધરી ઇત્યાદિક મૂળગુણ ઉત્તર ગુણના વિષે દેશથી, સર્વથી વિરાધના થઇ હોય: દોષ લાગ્યા હોય, સાંભર્યાં–અણ સાંભર્યાં તે સર્વ મારે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

હવે બારમું અતિથિ સંવિભાગ વ્રત—સાધુ સાધવીને અમનોજ્ઞ આહાર આપવે કરી દોષ લાગ્યો હોય, સ્નેહપ્રતિબંધપણે અન્નપાણી સાધુની નેસરા આણી આધાકર્મી દુષ્ટ દોષ લગાડી દીધા હોય; સાધુ આંગણે આવ્યા અપમાન કર્યું હોય; આહારપાણી વહોરાવતાં મન દુમણું થયું હોય: છતી જોગવાઇએ ના કહી હોય; જાણીને અસુઝતું

દીધું હોય, જમવાટાણે સાધ-ચિંતવણા વિસારી હોય; પોતે સુજતા છતાં પરને વહોરાવવા કહ્યું હોય; દાન દેઇ મચ્છર ભાવ ધર્યો હોય; સરખાઆચારી સાધ—સાધવિ દેખી ન્યુનાધિકપણું તેવડયું હોય; ઇત્યાદિ બારમા વ્રત માંહી દોષ લાગ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

હવે સંલેખણા તપ માંહે નિદાનાદિક અતિચાર દોષ લાગ્યો હોય તે આળોવું છું—આ લોકે ચક્રવર્તીદિક રાજાની પદ્વી ભોગ-વિલાસ પામું એવી ઇચ્છા કરી હોય, પરલોકે દેવપણાની પદવી પામું એવી ઇચ્છા કરી હોય; માનતા પુજા પામવાથી જીવીત્વ (વધારે જીવવા) ની વાંચ્છા થઈ હોય, આત્મા ધર્મ માંહી પ્રવર્તતાં મરણની (વહેલાં મરવાની) વાંચ્છા કરી જે હું પરભવ જાઉં તો સુખ પામું તથા મરણાંત સુધી કામ ભોગની ઇચ્છા ધરી હોય ઇત્યાદિ મારે જે દોષ લાગ્યો હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

હવે અઢાર પાપસ્થાનક લાગ્યાં હોય તે આળોવું છું:- પ્રાણાતિપાત એટલે જીવહીંસા કરી હોય (૧) મૃખાવાદ એટલે જુઠું બોલ્યા હોય (૨); અદત્તાદાન એટલે ચોરી કરી હોય (૩); કુશીળ સેવ્યું હોય (૪); પરિગ્રહ મેળવ્યો હોય (૫); ક્રોધ કર્યો હોય (૬); માન કર્યું હોય (૭); માયા કરી હોય (૮); લોભ કર્યો હોય (૯); સ્ત્રી આદિક ઉપર રાગ ધર્યો હોય (૧૦); પરજીવ ઉપર દ્વેષ કર્યો હોય (૧૧); કલેશ કર્યો હોય (૧૨); પરને કુડાં આળ ચઢાવ્યાં હોય (૧૩); કોઈની ચાડી ચુગલી કરી હોય (૧૪); પરના અવર્ણવાદ બોલ્યા હોય (૧૫) અસંયમના વિષે રતિ વેદી હોય તથા સંયમના વિષે અરતિ વેદી હોય (૧૬); માયા સહિત મૃખાવાદ બોલ્યા હોય (૧૭); કુગુરૂ, કુદેવ, કુધર્મ તેના સત્ય રાખ્યા હોય (૧૮); એ અઢાર પાપસ્થાનક સેવ્યાં-સેવરાવ્યાં-અનુમોદ્યા હોય તે અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

હવે પાચ ઇંદ્રીએ કરી, ચાર કષાયે કરી, પાડુઆ દુષ્ટ સ્વભાવે કરી, રાગે કરી, દ્વેષે કરી પાપ કીધાં તે મારે અનંત સિદ્ધ કેવળી ભગવંતની શાખે મિચ્છામિ દુક્કડં.

નમો ચોવીશે તિર્થંકર શ્રીઋષભાદિકથી માંડી શ્રીમહાવીર સુધી સર્વ તિર્થંકરને મારો નમસ્કાર હોજો. એ નિગ્રંથ પ્રવચન સાધુનો ધર્મ સિદ્ધાત તિર્થંકર દેવે ભાખ્યો તે સાચો છે. એથી અનેરો કોઇ પદાર્થ અનુપમ—અણુતર પ્રધાન નથી પ્રતિપુર્ણ સકળ ગુણ સહિત કેવળ જ્ઞાનીનો ભાષિત છે. ન્યાય કારક, કર્મકલેશ ટાળી મુક્તિપદનો દેણહારો એવો સંદેહ રહિત નિર્મળ માર્ગ મિથ્યાતાદિક અભ્યંતર સલ્ય તેનો કાપણહારો છે. ઝાઝું શું કહીએ ? એજ મોક્ષ પામવાનો માર્ગ છે. એવો યથાર્થ વિતરાગે ભાખ્યો સંદેહ રહિત માર્ગ સર્વ દુઃખ, જન્મ, જરા, મરણ, ગર્ભાવાસ તેનો ટાલણહારો છે. એવા માર્ગના વિષે રહ્યા થકાં પ્રાણી સર્વ શારીરિક માનસિક દુઃખ તેનો ક્ષય કરે, સિદ્ધ થાય, તે માટે વિતરાગનો માર્ગ હું નિર્મળભાવે સદ્દહું છું, પ્રતિત આણું છું, અંતકરણમાં રોચવુ છું, ફરસનાએ કરી ફરસું છું. એ ધર્મ આદરી સમ્યકપ્રકારે પાળું છું. વળી વિશેષે પાળતો થકો તે કેવળી ભાષિત ધર્મના વિષે સાવધાન થયો છું, ઉદ્યો છું, આરાધનાને કાજે વિરમ્યો છું, વિરાધના થકી, સર્વ દિવસ સંબંધી સર્વ રાત્રિ સંબંધી જે દુષ્ટ ચીંતવ્યું હોય, દુષ્ટ ભાખયું હોય, કાયાએ કરી દુષ્ટ કર્યું હોય તે સર્વ મારે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુકકડં.

વંદામી જીણ ચોવીસ —ચોવીસે જિનને નમસ્કાર કરી આ અઢી દ્વીપ માહે સાધુ મુનિરાજ રજોહરણા, પાત્રાં, કેશરીયો, મુહપતિ તેના ધરણહાર, પંચમહાવ્રતી, અઢાર હજાર શીલાંગરથ બ્રહ્મચર્યનો આચાર તેના ધરણહાર, એવા મહા મુનીરાજ સતાવીશ સાધુના ગુણે

કરી સહિત, પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિ, વિશુદ્ધ વિહારી, મહા અભિગ્રહ ધારી, બારે ભેદે તપકારી, અંત આહારી, પંત આહારી, અરસ આહારી, વિરસ આહારી, અંતજીવી, પંતજીવી, લુહજીવી, તુચ્છજીવી, ઉપસંત્ત જીવી, પસંત જીવી, વિપસંતજીવી, સર્વ સ્પર્શત્યાગી, છકાયના દયાળ, છકાયના પ્રતિપાળ, નિર્લોભી, નિગ્રંથ, નિઃસ્વાદી, કુક્ષીસબળ, પંખીતુલ્ય, વાયરાની પેઠે અપ્રતિબંધ વિહારી; વિતરાગની આજ્ઞા સહીત શુદ્ધ સાધ અણગાર અખંડ આચારના પાલણહાર એવા સકળ સાધુને મારો નમસ્કાર હોજો.

અઢીદ્વીપ માંહી, અઢીદ્વીપ બહાર, અસંખ્યાતા શ્રાવક શ્રાવિકા નવ તત્વના જાણ, સુત્ર સિદ્ધાંતના ભણનાર પોષા પ્રતિક્રમણના કરનાર, મારાથી અધિક છે; ભગવંતે સ્વિકાર્યા સાણુકોસિયા, અમચ્છરીયા, દુબળા પાતળા જીવ દેખી અનુકંપા આણે છે, પર ધન પથ્થર સમાન માને છે. પર સ્ત્રી માતા સમાન જાણે છે. એવા શ્રાવકજીને પગે લાગી ખમાવું છું સાધુ–સાધ્વીને ખમાવું છું, શ્રાવક શ્રાવિકાને ખમાવું છું, સમદૃષ્ટિ જીવને ખમાવું છું; ભાઈ–બાઇ મારા ધર્મ ઉપગારી સર્વને ખમાવું છું સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાત-લાખ તેઉકાય, સાતલાખ વાયુકાય, દશલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિ, બે લાખ તેઇંદ્રિ, બે લાખ ચોઇંદ્રિ; ચાર લાખ નારકી ચાર લાખ દેવતા ચાર લાખ તિર્યંચ, પંચેંદ્રિ ચૌદ લાખ મનુષ્યની જાત. એ ચોરાશી લાખ જીવયોનીને મારે જીવે હણી હોય, હણાવી હોય, હણતાં પ્રત્યે અનુમોદી હોય, પરિતાપના ઉપજાવી હોય મન-વચન કાયાના જોગ માઠા પ્રવર્તાવ્યા હોય, બાધા પીડા ઉપજાવી હોય તે સર્વ અપરાધ ખમાવું છું.

* ामेमि व्वे ीवा व्वे जिवावि मंतुमे ।

मिति मे व्व भुएसु वेर म ं नं केणइ ॥ १ ॥

**एवमहं । इयं निंदियं ग्रहियं दुगंछियं ।**

**सम्म तिविहेणं पडिकंतो वंदामि जीण चोविसम ॥२॥**

હવે મારા ધર્મગુરૂ, ધર્માચાર્ય, મહા ઉપગારી જ્ઞાન લોચનના દાતાર ૧ અજ્ઞાન તિમિરના ફેડણહાર, મિથ્યાત્વ કલંકના ટાળનાર, ભવ દાવાનળ સમાવવાને અમૃતધારા વાણી વરસતા, મુજ અપરાધીને ન્યાલ કરવા ઉપદેશ દઇને માર્ગથી ભુલ્યાને શુદ્ધ નિર્મળ માર્ગે ચઢાવ્યો. એવા મારા તરણ તારણ, અધમ ઉધારણ, ભવદુઃખ ભંજન, મોક્ષ માર્ગના સાધક, ભવ્ય જીવના હૃદયના નવસરાહાર, મારા ધર્મગુરૂ ધર્માચાર્ય ધન્ય ! એહના ઉપગાર, જે એ ગુરૂએ મારી ૨ પશુતા ટાળી, મારો મનુષ્યાવત્તાર જન્મજીવી સફળ કર્યો; અહો ! મોટો ઉપગાર, એવો મહા અનુભવ ભાવતાં એને સદાય કલ્યાણ હોજો, મોક્ષ કરણીની વૃદ્ધિ હોજો, ઘણું શું કહીએ? એવું કોઇ સાર પદાર્થ નથી જે આપી ગુરૂને ઉપકાર કરૂં, મહારાજ હું મહા મંદબુદ્ધિવંત, દુષ્ટ, ખળ જનની સંગતે ચઢયો તેણે કરી તમારા અલિક દોષ દીઠા, હીણા, ચારિત્રભગ્ન ભાડ નીચ જન મુજને મળી મારા સાર પદાર્થ સમકીતને લુંટયું, પણ અહો ગુરૂદેવ ! તમે પરમ તારૂપણે, પરમ વારૂપણે, પરમ કરૂણાપણે, પરમ હેતુપણે, પરમ ગોવાળપણે, એકાંત હેત આણી, મુજ પામરને લુટાતો જાણી પ્રદેશી રાજાની પેરે ન્યાલ કર્યો એવા તરણ-તારણ ધર્મગુરૂ ધર્માચાર્યના ચરણકમળ બહુમાને પુજવા લાયક જાણી ચર્ણની રજ મસ્તકે ચઢાવી, આપણો વાંક–દોષ ખમાવી હાથ જોડી એવો ઉચ્ચાર કરવો.

---

*અર્થ:—સર્વ જીવને હું ખમાવું છુ, સર્વ જીવો મારો અપરાધ ખમો. સર્વ પ્રાણી મારા મિત્ર સમાન છે, કોઇ વૈરી નથી. એવી રીતે પાપ આલોવીને આત્માને નિંદિને ગ્રહીને દુગંછીને ત્રિકરણે કરી ચોવીસે તિર્થંકરોને વાંદું છું.

૧ અજ્ઞાનરૂપ અંધારૂં. ૨ પશુપણું, મુર્ખપણું.

## અ પચ્ચખાણ કરવાની વિધિ

હવે આજથી મારે દેવ અરીહંત, ગુરૂ નિગ્રંથ, ધર્મ કેવળીનો ભાખ્યો એ ત્રણે તત્વ સત્ય કરી જાણવા (૧) ત્રસજીવ બેઇંદ્રી, તેઇંદ્રી, ચૌરેંદ્રિ, પંચેંદ્રિ, જાણી પ્રીછી હણવા નહિ, તથા સૂક્ષ્મ એકેંદ્રી પણ હણવા નહિ, જાવજીવ સુધી કોટી છએ પચ્ચખાણ (૨) કન્યા આશ્રી, ભોમ આશ્રી, ઢોર આશ્રી, મોટકી કુડી શાખ ઇત્યાદિક મોટકું જુઠું બોલવું નહીં, જાવજીવ સુધી કોરી ૭ એ પચ્ચખાણ (૩) ખાતર પાડી ગાંઠડી છોડી તાળાં ઉઘાડી પડી વસ્તુ ધણીઆતી જાણી રણયુદ્ધકરી ઉપરવાડા ટપી, ઇત્યાદિક રાજા દંડે ચોરી ચઢે એવી મોટકી ચોરી કરવાનાં જાવજીવ સુધી કોટી છએ પચ્ચખાણ (૪) પરસ્ત્રી દેવતા સંબંધી કોટી છએ પચ્ચખાણ મનુષ્ય તિર્યંચ સંબંધી કોટી એકે એટલે કાયાએ કરી સેવવાનાં પચ્ચખાણ, પોતાની સ્ત્રી આસરી મર્યાદા કરવી. (૫) પરિગ્રહ પોતાના ઘરવખરા સહિત નવ જાતનો પોતાનો છે તે ઉપરાંત રાખવાનાં માસ (૧) સુધી પચ્ચખાણ (૬) પોતાના ઘરથકી ચારે દિશે ગામ બાહેર નીકળીને ગાઉ ઉપરાંત પાંચે આશ્રવ સેવવાનાં પચ્ચખાણ. (૭) છવીશ બોલ ઉપભોગ પરિભોગ જે પોતાના અર્થે આવે છે તે ઉપરાત જાવજીવ સુધી પચ્ચખાણ વેપારમાં ક્રિય-વિક્રય દીન (૮) સુધી પોતાની કાયાએ કરી કરવાનાં પચ્ચખાણ (૯) પન્નર કર્માદાન તેમાં પોતાને હાથે કસબ કરવાનાં પચ્ચખાણ (૧૦) પૃથ્વીનો આરંભ પોતાની કાયાએ કરી ન કરવો; સંઘટા ફરસનાની જયણા. (૧૧) પાણી નિત્ય મણ ૧) ઉપરાંત પોતાની કાયાએ વાપરવું નહી. લૌકિક કારણે અગાર છે. (૧૨) અગ્નિનો આરંભ પોતાની કાયાએ કરી કરવો કરાવવો નહી; શેક તાપની જયણા, (૧૩) વનસ્પતિ, કાયાએ કરી છેદવાનાં પચ્ચખાણ. (૧૪) ધાન્ય સર્વ જાતનાં પોતાની કાયાએ કરી રાંધવા, ખાંડવા, દળવાનાં એટલે આરંભ કરવાનાં દીન ૮) સુધી પચ્ચખાણ. (૧૫) તથા નાવું ધોવું, પોતાની કાયાએ કરી

માસ ૧) સુધી પચ્ચખાણ. તે માંહે લૌકિક કારણ પડચે શરીર અશુદ્ધ થાય તેનું તમો જાણો તે માંહે આઉખું આવે તો જાવજીવ સુધી પચ્ચખાણ (૧૬). હવે એ મારાં સંસારી ઉપગરણ, ઘર, હાટ, હેલી, મેરી, વખાર, વાડી, બાગ, હોજ, બેઠક, પલંગ, તળાઈ, હીંડોળા-ખાટ, ખુરશી, માંચી પ્રમુખ તથા ગાય, ભેંસ, ધન, ધાન્ય, થાળી, કચોળાં, કળશ, કંડીઆ, આભરણ, જુમણાહાર, અર્ધહાર, કનકાવળી, રત્નવાળી, કાનના કુંડલ, કડાં, ત્રોટી, તરસ. મેખલા, વેઢ, વીંટીઓ, પાયઝાંઝર, શબ્દ, રૂપ, રસ, ગંધ ફરસ ઇત્યાદિક સંસારના ધનભોગ સર્વ મરણને અંતે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું (તજુ છું) તથા હીસાકારી અધિકરણ નાળો, જંજાળો, તરવાર, ભાલા, બરછી, બંદુક, પાળી, સુડી, ઘંટી, ખાંડણીઆ, દાતરડાં પ્રમુખ ઉપગરણ તે સર્વે મરણને અંતે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું. વળી એ આરંભ પરિગ્રહો બાહ્ય તથા અભ્યંતર તે સર્વ ત્રિવિધે० ૨ કરી વોસરાવું છુ. એ સંસારી કુટુંબ મિત્ર માતા પિતા, ભાઈ બેન, સંયણ સંબંધી સાથે મેળાપ સંબંધ કર્યા હોય તે સર્વ મરણને અંતે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છુ. આ મારૂં શરીર, ઇષ્ટકારી, કંત-કારી, પ્રિયકારી, રત્નના કરંડીઆ સમાન છે તે પણ જીંદગીને અંતે. ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું. અઢારે પાપસ્થાનક તથા ચાર આહાર અસણં, પાણં, ખાઇમં, સાઇમં, તે પણ જીંદગીને અંતે વોસરાવું છું, એવા અપછીમ, મરણાંતિ. સંલેખણા, ઝુસણા, આરાધના, આરા-ધવે કરી મારે સફળ હોંજો. ચાર સરણ ચાર મંગલિક મુખ ઉચરવે કરીને સર્વ સંસારને પુંઠ દેતો થકો અરિહંત. સિદ્ધ, સાધ, કેવળી પરૂપ્યો ધર્મ ધ્યાન ધ્યાવતો થકો એ શરીરની મમતા રહિત પાદોપ-ગમન સંથારા સહીત એવા પંડીત મરણના પાંચ અતિચાર ટાળવે કરી કાળ અણવાંછતો થકો એવું પંડીત મરણ અંતકાળે મુજને હોજો એવી શિખામણ સમદ્રષ્ટી શ્રાવકને ગુરૂવચતે ધારવી અને જે ઉત્તમ હળુકર્મી અલ્પ સંસારી જીવ એ આલોયણા સાંભળી આત્માને શુદ્ધ કરશે તે આરાધીક પદ પામશે. ઇતિ શ્રાવકની આલોયણા સમાપ્ત.

# શ્રી કાયસ્થિતિ

**ગાથા— ीव गइ इंदिय ाए, ोगे वेये साय लेसाय;**
**मम नाण दंस , सं य उव ाग ाहारे ॥॥१॥**
**भासग परित्त पज त्त, सूहुम न्नी वत्थि रिमेय;**
**एतेि ं तु पयाणं ायि इ होइ नायव्वा. ॥ २ ॥**

૧ સમુચ્ચયજીવદ્વાર. ૨ ગતિ. ૩ ઇંદ્રિય. ૪ કાય. ૫ જોગ. ૬ વેદ. ૭ કષાય. ૮ લેસ્યા. ૯ દ્રષ્ટિ. ૧૦ જ્ઞાન. ૧૧ દર્શન. ૧૨ સંયતિ. ૧૩ ઉપયોગ. ૧૪ આહારિક. ૧૫ ભાષકા. ૧૬ પરિત્ત. ૧૭ પ્રજાપ્તા. ૧૮ સૂક્ષ્મ. ૧૯ સંજ્ઞી. ૨૦ ભવ અભવ. ૨૧ ચરિમ. એવં એકવીસ દ્વારના નામ કહ્યા હવે તેનો વિસ્તાર કહે છે.

૧ સમુચ્ચયજીવની કાયસ્થિતિ જઘ૦ ઉત૦ સવધાકાલની. ૩ નારકી દેવતાની કાયસ્થિતિ જઘ૦ ૧૦ હજાર વર્ષની ઉત૦ ૩૩ સાગ૦ રની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૪ દેવીની કાયસ્થિતિ જઘ૦ ૧૦ હજાર વર્ષની ઉત૦ ૫૫ પલ્યોપમની આંતરો જઘ૦ અંત૦ તરૂકાલનો. ૫ તિર્યંચની કાયસ્થિતિ જઘ૦ અંત૦ ઉત૦ અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી ક્ષેત્રથી અનંતા લોગા તેના અસંખ્યાતા પુદ્દગલ પરાવર્તન થાય. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક સો સાગર જાજેરાનો. ૬ તિર્યંચણીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ પલ્યોપમને પ્રથકપુર્વ ક્રોડીની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૮ મનુષ્ય, મનુષ્યણીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડીની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૯ સિદ્ધિની આદિ છે પણ અંત નથી. ॥ ૧ ॥

**બીજો ગતિદ્વાર**---૩ નારકી, દેવતા દેવાંગના અપ્રજામાની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ ૧૦ હજાર વર્ષને અંત૦ અધીક, ઉત૦ તરૂકાલનો, ૭ તિર્યંચ. તિર્યંચણી, મનુષ્ય, મનુષ્યણી અપ્રજા૦ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો૦ જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૯ નારકી દેવતા પ્રજા૦ની કાય૦ જઘ૦ ૧૦ હજાર વર્ષમાં અંત૦ ઉણી- ઉત૦ ૩૩ સાગરોપમમા અંત૦ ઉણી આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૧૦ દેવાંગના પ્રજા૦ની કાય૦જઘ૦ ૧૦ હજાર વર્ષમાં અંત૦ ઉણી ઉત૦ ૫૫ પલ્યોપમમાં અંત૦ ઉણી આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૪ તિર્યંચ, તિર્યંચણી, મનુષ્ય, મનુષ્યણી પ્રજા૦ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ પલ્યોપમમાં અંત૦ ઉણી આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો, ॥ ૨ ॥

**ત્રીજો ઇંદ્રિયદ્વાર**—૧ સમુચ્ચય સઇંદ્રિયા અભવની આદિ અંત નથી. ૨ સઇંદ્રિયા ભવની આદિ નથી પણ અંત છે. ૩ એકેંદ્રિયની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ બે હજાર સાગર જાજેરાનો. ૬ વિગલેંદ્રિયની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ સંખ્યાતા કાલની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૭ પચેંદ્રિયની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ હજાર સાગર જાજેરાના આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૮ અણુંદ્રિયાની આદિ છે પણ અંત નથી. ૯ સઇંદ્રિયા અપ્રજા૦ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક સો સાગર જાજેરાનો ૧૦ એકેંદ્રિય અપ્રજા૦ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ બે હજાર સાગર જાજેરાનો. ૧૪ વિગલેંદ્રિય તથા પંચેંદ્રિય અપ્રજા૦ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂ–કાલનો ૧૫ સઇંદ્રિયા પ્રજા૦ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક સો સાગર જાજેરાની આતરો જઘ૦ અંત ૧૬ એકેંદ્રિય પ્રજા૦ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ સંખ્યાતા હજાર વર્ષની અંતરો જઘ૦ અંત૦ ઉત૦ બે હજાર સાગર જાજેરાનો. ૧૯ વિગલેંદ્રિય પ્રજા૦ની કાય૦

જઘ૦ અંત૦ ઉત૦માં ફેર તે બેઇંદ્રિની સંખ્યાતા વર્ષની, તેઇંદ્રિયની સંખ્યાતી અહોરાત્રીની, ચૌરંદ્રિયની સંખ્યાતા માસની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૨૦ પંચેંદ્રિય પ્રજા૦ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦પ્રથક સો સાગર જાજેરાની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ॥ ૩ ॥

**ચોથો કાયદ્વાર—** તે ૧ સકાયા અભવની આદિ અંત નથી. ૨ સકાયા ભવની આદિ નથી પણ અંત છે. ૬ પૃથ્વીયાદિક ચાર સ્થાવરની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલની અસંખ્યાતી ઉત્સર્પિણી–અવસર્પિણી કાલથી ક્ષેત્રથી અસંખ્યાત ( લોક પ્રમાણ. ) ક્ષેત્રથી અસંખ્યાતા લોગા આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૭ વનસ્પતિની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો ક્ષેત્રથી અસંખ્યાતા લોગા. ૮ ત્રસકાયની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ બે હજાર સાગર જાજેરાની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૯ અકાયાની આદિ છે પણ અંત નથી. ૧૦ સકાયા અપ્રજા૦ ની કાય જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ પ્રથકસો સાગર જાજેરાનો. ૧૪ પૃથ્વીયાદિક ચાર સ્થાવર અપ્રજા૦ ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૫ વનસ્પતિ અપ્રજા૦ ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત ઉત૦ અસંખ્યાતી ઉત૦ અવ૦ કાલથી ક્ષેત્રથી અસંખ્યાતા લોગાનો. ૧૬ ત્રસકાય અપ્રજા૦ ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૭ સકાયા પ્રજા૦ ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક સો સાગર જાજેરાની આંતરો જઘ૦ ઉત૦ અંત૦ ૨૦ પૃથ્વી, પાણી અને વાયરો પ્રજા૦ ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ સંખ્યાતા હજાર વર્ષની. ૨૧ તેઉકાય પ્રજા૦ ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ સંખ્યાતી અહો-રાત્રીની. આંતરો ચારેનો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨૨ વન૦

સ્પતિ પ્રજા૦ ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ સંખ્યાતા હજાર વર્ષની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો. ૨૩ ત્રસકાય અપ્રજા૦ ની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક સો સાગર જાજેરાની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨૪ સમુચય સૂક્ષ્મની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલની ક્ષેત્રથી અસંખ્યાતા લોગા આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતી ઉત૦ અવ૦ કાલથી ક્ષેત્રથી આંગુલના અસંખ્યાતમે ભાગે. ૨૮ સૂક્ષ્મ પૃથ્વીયાદિક ચાર સ્થાવરની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલની ક્ષેત્રથી અસંખ્યાતા લોગા આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૩૦ સૂક્ષ્મ વનસ્પતિ તથા સૂક્ષ્મ નિગોદની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો. ૩૧ સમુચય સૂક્ષ્મ-અપ્રજા૦ પ્રજા૦ ની કાય જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો કાલથી ક્ષેત્રથી આંગુલને અસંખ્યાતમે ભાગે. ૩૫ સૂક્ષ્મ પૃથ્વીયાદિક ચાર સ્થાવર અપ્રજા૦ પ્રજા૦ ની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત ઉત૦ તરૂકાલનો. ૩૭ સૂક્ષ્મ વનસ્પતિ તથા નિગોદ અપ્રજા૦ પ્રજા૦ ની કાય જઘ૦ ઉત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો. ૩૮ સમુચય બાદરની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતી ઉત૦ અવ૦ કાલથી ક્ષેત્રથી આંગુલને અસંખ્યાતમે ભાગે આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો. ૪૨ પૃથ્વીયાદિક ચાર સ્થાવર બાદરની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ૭૦ ક્રોડા ક્રોડી સાગરોપમની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૪૩ બાદર વનસ્પતિની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતી ઉત૦ અવ૦ કાલથી ક્ષેત્રથી આંગુલને અસંખ્યાતમે ભાગે. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા કાલનો. ૪૫ પ્રત્યેક શરીરી વનસ્પતિની તથા બાદર નિગોદની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ૭૦ ક્રોડા ક્રોડી સાગરોપમની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ પ્રત્યેક શરીરનો તરૂકાલનો અને નિગોદનો અસંખ્યાતા કાલનો. ૪૬ ત્રસકાય-

ની કાય० જઘ० અંત० ઉત० બે હજાર સાગર જાજેરી આંતરો જઘ० અંત० ઉત० તરૂકાલનો. ૪૭ સમુચય બાદર અપ્રજા० ની કાયે० જઘ० ઉત० અંત० આંતરો જઘ० અંત० ઉત० અસંખ્યાતા કાલનો. ૫૩ પૃથ્વીયાદિક ચાર સ્થાવર બાદર, બાદર વનસ્પતિ, અને પ્રત્યેક શરીરી વનસ્પતિ અપ્રજા० ની કાય० જઘ० ઉત० અંત આંતરો જઘ० અંત० ઉત० તરૂકાલનો તેમાં બાદર વનસ્પતિનો આંતરો અસંખ્યાતા કાલનો. ૫૪ ત્રસકાય અપ્રજા० ની કાય० જઘ० ઉત० અંત० આંતરો જઘ० અંત० ઉત० તરૂકાલનો. ૫૫ સમુચય બાદર પ્રજા० ની કાય० જઘ० અંત० ઉત० પ્રથક સો સાગર જાજેરી આંતરો જઘ० અંત० ઉત० અસંખ્યાતા કાલનો. ૬૦ બાદર પૃથ્વી, પાણી, વાઉ, વનસ્પતિ અને પ્રત્યેક શરીરી વનસ્પતિ પ્રજા० ની કાય० જઘ० અંત० ઉત० સંખ્યાતા હજાર વર્ષની. ૬૧ તેઉકાયની જઘ० અંત० ઉત० સંખ્યાતી અહોરાત્રીની આંતરો પાંચ બોલનો જઘ० અંત० ઉત० તરૂકાલનો અને વનસ્પતિનો આંતરો જઘ० અંત० ઉત० અસંખ્યાતા કાલનો. ૬૨ ત્રસકાય પ્રજા० ની કાય० જઘ० અંત० ઉત० પ્રથક સો સાગર જાજેરી આંતરો જઘ० અંત० ઉત० તરૂકાલનો. ૬૩ બાદર નિગોદ અપ્રજા० પ્રજા० ની કાય० જઘ० ઉત० અંત० આતરો જઘ० અંત० ઉત० અસંખ્યાતા કાલનો. ૬૪ સમુચય નિગોદની કાય० જઘ० અંત० ઉત० અનંતી ઉત० અવ० કાલથી ક્ષેત્રથી અનંતા લોગા તેના અઢી પુદ્ગલ પરાવર્તન થાય. આંતરો જઘ० અંત० ઉત० અસંખ્યાતા કાલનો. ॥ ૪ ॥

**પાંચમું જોગદ્વાર**—૧ સજોગી અભવની આદિ અંત નથી. ૨ સજોગી ભવની આદિ નથી પણ અંત છે. ૪ મન, વચન જોગની કાય० જઘ० એક સમયની ઉત० અંત० આતરો જઘ० અંત० ઉત० તરૂકાલનો. ૫ કાય જોગની કાય० જઘ० અંત० ઉત० તરૂકાલની આંતરો જઘ० એક સમયનો ઉત० અંત० ૬ અજોગીની આદિ છે પણ અંત નથી. ॥ ૫ ॥

**છઠ્ઠો વેદદ્વાર**—૧ સવેદી અભવની આદિ અંત નથી. ૨ સવેદી ભવની આદિ નથી પણ અંત છે. ૩ સવેદી પડવાઈની કાય જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુદ્ગલ પરાવર્તનની આંતરો જઘ૦ એક સમયનો ઉત૦ અંત૦ સ્ત્રીવેદની સ્થિતિના પાંચ આદેશ છે તે કહે છે:—૪ પહેલા આદેશની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૧૧૦ પલ્યોપમ ને પ્રથક પુર્વ ક્રોડ અધીકની ૫ બીજા આદેશની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૧૮ પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડ અધીકની. ૬ ત્રીજા આદેશની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૧૪ પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડ અધીકની. ૭ ચોથા આદેશની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૧૦૦ પલ્યોપમ ને પ્રથક પુર્વ ક્રોડ અધીકની. ૮ પાંચમા આદેશની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ પ્રથક પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડ અધીકની. આંતરો પાંચેનો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૦ સમુચય તિર્યંચણી અને થલચરીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડ અધીકની. ૧૩ જલચરી, ઉરપરી અને ભુજપરીની કાય૦ જઘ૦ અત૦ ઉત૦ પ્રથક પુર્વ ક્રોડની. ૧૪ ખેંચરીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પલ્યોપમનો અસં· ખ્યાતમો ભાગ ને પ્રથક પુંર્વ ક્રોડ અધીકની આંતરો છ એ બોલનો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૫ પંદર કર્મ ભુમીના ક્ષેત્ર આશ્રી મનુષ્યણીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ પલ્યોપમને પ્રથક પુર્વ ક્રોડ અધીકની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૬ એના ધર્મચરણની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની આતરો જઘ૦ એક સમયનો ઉત૦ અર્ધ પુદ્ગલ પરાવર્તન દેશે ઉણાનો. ૧૭ ભરત, ઇરવત ક્ષેત્ર આશ્રી મનુષ્યણીની કાય૦ જઘ૦ અંત૦ ઉત ત્રણ પલ્યોપમને દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૧૮ એના ધર્મચરણની પ્રથમની રીતે કહેવી. ૧૯ મહાવિદેહ ક્ષેત્ર આશ્રી મનુષ્યણીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક પુર્વ ક્રોડની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૨૦ એના ધર્મચરણની

પ્રથમની રીતે કહેવી. ૨૧ અકર્મ ભુમીના ક્ષેત્ર આશ્રી મનુષ્યણીની કાય૦ જઘ૦ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ દેશે ઉણી ઉત૦ ત્રણ પલ્યોપમની. આંતરો જઘ૦ દશ હજાર વર્ષને અંત૦ અધીકનો ઉત૦ તરૂકાલનો. ૨૨ દેવકુરૂ, ઉતરકુરૂ ક્ષેત્ર આશ્રી કાય૦ જઘ૦ ત્રણ પલ્યોપમ દેશે ઉણી ઉત૦ ત્રણ પલ્યોપમની. આંતરો જઘ૦ દશ હજાર વર્ષને અંત૦ અધીકનો ઉત૦ તરૂકાલનો. ૨૩ એના સારણ આશ્રી કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ પલ્યોપમને દેશે ઉણા ક્રોડ પુર્વની. આંતરો જઘ૦ અંત૦ તરૂકાલનો. ૨૪ હરીવાસ, રમકવાસ ક્ષેત્ર આશ્રી કાય૦ જઘ૦ બે પલ્યોપમ દેશે ઉણી ઉત૦ બે પલ્યોપમની આંતરો જઘ૦ દશ હજાર વર્ષને અંત૦ અધીકનો ઉત૦ તરૂકાલનો. ૨૫ એના સારણ આશ્રી કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ બે પલ્યોપમને દેશે ઉણા ક્રોડ પૂર્વની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨૬ હેમવય, હિરણવય ક્ષેત્ર આશ્રી કાય૦ જઘ૦ એક પલ્યોપમ દેશે ઉણી ઉત૦ એક પલ્યોપમની. આંતરો જઘ૦ દશ હજાર વર્ષને અંત૦ અધીક ઉત૦ તરૂકાલનો. ૨૭ એના સારણ આશ્રી કાય૦ જઘ૦ અંત૦ઉત૦ એક પલ્યોપમને દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨૮ છપન અંતરદ્વિપાની મનુષ્યણીની કાય૦ જઘ૦ પલ્યો-પમનો અસંખ્યાતમો ભાગ દેશે ઉણી ઉત૦ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની. આંતરો જઘ૦ દશ હજાર વર્ષને અંત૦ અધીકનો ઉત૦ તરૂકાલનો. ૨૯ એના સારણ આશ્રી કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ને દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૩૦ પુરૂષ વેદની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથક સો સાગર જાજેરી. આતરો જઘ૦ એક સમયનો ઉત૦ તરૂકાલનો. ૩૧ નપુસકવેદની કાય૦ જઘ૦ કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ તરૂકાલની. આંતરો જગ૦ અંત૦ પ્રથક સો સાગર જાજેરાનો. ૩૨ અવેદી અપડવાઈની આદિ છે પણ અંત નથી. ૩૩ અવેદી પડવાઈની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ અંત૦ આંતરો જઘ૦

અંત ઉત૦ અડધ પુદ્‌ગલ પરાવર્તન દેશે ઉણાગો. ॥ ૬ ॥

**સાતમું કષાયદ્વાર:**—૧ સકષાયા અભવની આદિ અંત નથી. ૨ સકષાયા ભવની આદિ નથી પણ અંત છે. ૩ સકષાયા પડવાઇની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુદ્‌ગલ પરાવર્તન દેશે ઉણી આંતરો જઘ૦ એક સમયનો ઉત૦ અંત૦ ૬ ક્રોધ, માન, માયાની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ એક સમયનો ઉત્ત૦ અંત૦ ૭ લોભની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ અંત૦ આંતરો જઘ૦ ઉત૦ અંત૦ ૮ અકષાયા અપડવાઇની આદિ છે પણ અંત નથી. ૯ અકષાયા. પડવાઇની કાય જઘ૦ એક સમયની ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુ૦ ૫૦ દેશે ઉણાનો. ॥ ૭ ॥

**આઠમું લેસ્યાદ્વાર:**— ૧ સલેશી અભવની આદિ અંત નથી. ૨ સલેશી ભવની આદિ નથી પણ અંત છે. ૩ કૃષ્ણ લેસ્યાની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ૩૩ સાગરોપમને અંત૦ અધીકની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ ૩૩ સાગરોપમનો. ૪ નીલ લેસ્યાની કાય૦ જઘ૦ અંત ઉત૦ દશ સાગરોપમને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધીક. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ સાગરોપમનો. ૫ કાપુત લેસ્યાની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ત્રણ સાગરોપમ ને પલ્યોપમનો અસં૦ ભાગ અધીક આંતરો૦ ઉત૦ ૩૩ સાગરોપનો. ૬ તેજુ લેસ્યાની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ બે સાગરોપમ ને પલ્યોમનો અસં૦ ભાગ અધીક. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો ૭ પદ્મ લેસ્યાની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ દશ સાગરોપમને અંત૦ અધીક. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૮ સુકલ લેસ્યાની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ૩૩ સાગરોપમને અત૦ અધીક આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૯ અલેસીની આદિ છે પણ નથી. ॥ ૮ ॥

**નવમું દ્રષ્ટીદ્વાર.**—૧ સમદ્રષ્ટી અપડવાઇની આદિ છે પણ અંત નથી. ૨ સમદ્રષ્ટી પડવાઇની કાય૦ અંત૦ ઉત૦ ૬૬ સાગરો-

પમ જાજેરી. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુદ્‌ગલ પરાવર્તન દેશી ઉણાનો. ૩ મિથ્યાદ્રષ્ટી અભવની આદિ અંત નથી. ૪ મિથ્યાદ્રષ્ટી ભવની આદિ નથી પણ અંત છે. ૫ મિથ્યાદ્રષ્ટી પડવાઇની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુદ્‌ગલ પરાવર્ત્તન દેશે ઉણાની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ ૬૬ સાગયોપમ જાજેરાનો. ૬ સમા મિથ્યાદ્રષ્ટીની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુદ્‌ગલ પરાવર્તન દેશે ઉણાનો. ॥ ૯ ॥

**દશમુ જ્ઞાનદ્વાર**—૧ સનાણી અપડવાઇની આદિ છે પણ અંત નથી. ૪ સનાણી પડવાઇ તથા મતિ સુત્ર જ્ઞાનની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ ૬૬ સાગરોપમ જાજેરી આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુ૦ પરાવર્તન દેશે ઉણાનો. ૫ અવધિજ્ઞાનની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૬૬ સાગરોપમ જાજેરી. ૬ મનપર્યવ જ્ઞાનની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો એઉનો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુ૦ પ૦ દેશે ઉણાનો. ૭ કેવલજ્ઞાનની આદિ છે પણ અંત નથી. ૮ સમુચય અનાણી અભવની આદિ અંત નથી. ૯ ભવની આદિ નથી પણ અંત છે. ૧૨ સમુચય અનાણુ પડવાઈ તથા મતિ સુત્ર અનાણની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુ૦ પ૦ દેશે ઉણાનો આંતરો જઘ૦ અંત૦ ઉત૦ ૬૬ સાગરોપમ જાજેરાનો. ૧૩ વિભંગ અજ્ઞાનની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૩૩ સાગરોપમ ને દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરકાલનો. ॥ ૧૦ ॥

**ઇગ્યારમું દર્શનદ્વાર**—૧ ચક્ષુદર્શનની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ એક હજાર સાગરોપમ જાજેરાની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરકાલનો. ૨ અચક્ષુદર્શન અભવની આદિ અંત નથી. ૩ અચક્ષુદર્શન ભવની આદિ નથી પણ અંત છે. ૪ અવધિદર્શનની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૧૩૨ સાગરોપમ જાજેરાની આંતરો જઘ૦

અંત૦ ઉત૦ તરૂકાલનો. ૫ કેવલદર્શનની આદિ છે પણ અંત નથી. ॥ ૧૧ ॥

**બારમુ સંયતિદ્વાર**—૧ સમુચ્ચય સંયતિની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની. ૩ સામાયક, છેદોપસ્થાનીક ચારિત્રની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની. ૪ પરિહાર વિશુદ્ધ ચારિત્રની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ ૨૯ વર્ષ ઉણા દેશે ઉણા ક્રોડ પુર્વની. ૫ સુક્ષ્મ સંપરાય ચારિત્રની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ અંત૦ ૬ યથાખ્યાત ચારિત્રની કાય૦ એક સમયની ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો સર્વેનો જઘ૦ અંત૦ ઉત૦ અડધ૦ પુ૦ ૫૦ દેશે ઉણાનો. ૭ અસંયતિ અભવની આદિ અંત નથી. ૮ અસંયતિ ભવની આદિ નથી પણ અંત છે. ૯ અ-સંયતિ પડવાઇની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુ૦ પરાવર્તન દેશે ઉણાની આંતરો જઘ૦ એક સમયનો ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વનો ૧૦ સંયતા સંયતિની કાય૦ જઘ૦ ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુ૦ ૫૦ દેશે ઉણાનો ૧૧ નો સંયતિ નો અસંયતિની આદિ છે પણ અત નથી. ॥ ૧૨ ॥

**તેરમું ઉપયોગ દ્વાર**—૧ સાગારા મણાગારા ઉપયોગની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ ઉત૦ અંત૦ ॥ ૧૩ ॥

**ચ દમું આહારીકદ્વાર**—૧ છદ્મસ્થ આહારીકની કાય૦ જઘ૦ એક ખુલક ભવમાં બે સમા ઉણી ઉત૦ અસંખ્યાતી ઉત૦ અવ૦ આંગુલને અસંખ્યાતમે ભાગે આંતરો જઘ૦ એક સમયનો ઉત૦ બે સમયનો. ૨ કેવલી આહારીકની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની. આંતરો જઘ૦ ઉત૦ ત્રણ સમયનો. ૩ છદ્મસ્થ અણા આહારીકની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ બે સમયની આંતરો જઘ૦ ખુલકભવમાં બે સમા ઉણાનો ઉત૦ આંગુલને અસંખ્યા-તમાં ભાગ પ્રમાણનો. (કેવલી અણા આહારીકના બે ભેદ) ૪ સિદ્ધ

કેવલીની આદિ છે પણ અંત નથી. (સંસાર કેવલીના બે ભેદ. તે સજોગી ભવથ કેવલી અને અજોગી ભવથ કેવલી,) ૫ સજોગી ભવથ કેવલીની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ ઉત૦ ત્રણ સમયનો. ૬ અજોગી ભવથ કેવલીની કાય૦ જઘ૦ ઉત૦ અંત આંતરો નથી. ॥ ૧૪ ॥

**પંદરમું ભાષકાદ્વાર**—૧ ભાષકાની કાય૦ જઘ૦ એક સમયની ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨ અભાષકાની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલની આંતરો જઘ૦ એક સમયનો ઉત૦ અંત૦ ૩ સિદ્ધ અભાષકાની આદિ છે પણ અંત નથી. ૧૫

**સોળમું પરિત્તદ્વાર**—૧ કાય પરિતની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા લોગાની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨ સંસાર પરિતની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ અડધપુદગલ પરાવર્તન દેશે ઉણાની. આંતરો નથી, ૩ કાય અપરિતની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલની. આંતરો જઘ૦ અંત ઉત૦ અસંખ્યા લોગાનો. ૪ સંસાર અપરિત અભવની આદિ અંત નથી. ૫ સંસાર અપરિત ભવની આદિ નથી પણ અંત છે. ૬ નોપરિત નોઅપરિતની આદિ છે પણ અંત નથી. ॥ ૧૬ ॥

**સત્તરમું પ્ર જ્માદ્વાર**—૧ પ્રજ્માની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથકસો સાગર જાજેરી. આંતરો જઘ૦ ઉત૦ અંત૦ ૨ અપ્રજ્માની કાય૦ જઘ૦ ઉત૦ અંત આંતરો જઘ૦ અંત૦ ઉત૦ પ્રથકસો સાગર જાજેરાનો. ૩ નોપ્રજ્મા નોઅપ્રજ્માની આદિ છે પણ અંત નથી. ॥ ૧૭ ॥

**અઢારમું સુક્ષ્મ બાદરદ્વાર**—૧ સૂક્ષ્મની કાય૦ જઘ૦ અંત ઉત૦ અસંખ્યાતા લોગાની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦અસંખ્યાતી ઉત૦ અવ૦ કાલથી ક્ષેત્રથી આંગુલને અસં૦ ભાગનો. ૨ બાદરની કાય૦

જઘ૦ અંત૦ ઉત૦ અસખ્યાત્તી ઉત૦ અવ૦ કાલથી ક્ષેત્રથી આંગુલને અસં૦ ભાગની. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અસંખ્યાતા લોગાનો ૩ નોસૂક્ષ્મ નોબાદરની આદિ છે પણ અંત નથી. ॥૧૮॥

**ઓગણીસમું સંજ્ઞી અસંજ્ઞી દ્વાર.**— ૧ સંજ્ઞીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ પ્રથકસો સાગર જાજેરી. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૨ અસંજ્ઞીની કાય૦ જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલની, આંતરો જગ૦ અંત૦ ઉત૦ પ્રથકસો સાગર જાજેરાનો. ૩ નોસંજ્ઞી નો અસંજ્ઞીની આદિ છે પણ અંત નથી. ॥ ૧૯ ॥

**વીસમું ભવી અભવી દ્વાર**—૧ ભવની આદિ નથી પણ અંત છે. ૨ અભવની આદિ અંત નથી. ૩ નો ભવ નોઅભવની આદિ છે પણ અંત નથી. ૪ સૈલેસી ષટ દ્રવ્યની કાય૦ સવધાકાલની (અનાદી અનંત) ॥ ૨૦ ॥

**એકવીસમું ચરીમદ્વાર.**—૧ ચરીમની આદિ નથી પણ અંત છે. અચરીમના બે ભેદ અભવ અચરીમ અને સિદ્ધ અચરિમ. ૨ અભવ અચરીમની આદિ અંત નથી. ૩ સિદ્ધ અચરીમની આદિ છે પણ અંત નથી. ૪ ઉદારીક શરીરની કાય૦ જઘ૦ ખુલક ભવમાં બે સમા ઉણી ઉત૦ અસંખ્યાતી ઉત૦ અવ૦ ક્ષેત્રથી આંગુલને અસંખ્યાતમે ભાગે. આંતરો જઘ૦ અંત૦ ઉત૦ ૩૩ સાગરોપમને અંત૦ અધીકનો. ૫ વિક્રય શરીરની કાય૦ જઘ૦ એક સમયની. ઉત૦ ૩૩ સાગરોપમને અંત૦ અધીકની આંતરો જઘ૦ અંત૦ ઉત૦ તરૂકાલનો. ૬ આહારક શરીરની કાય૦ જઘ૦ ઉત૦ અંત૦ આંતરો જઘ૦ અંત૦ ઉત૦ અડધ પુંદ્દગલ પરાવર્તન દેશે ઉણાનો. ૮ તેજસ કાર્મણ શરીર અભવની આદિ અંત નથી. ૧૦ ભવની આદિ નથી. પણ અંત્ત છે. ૧૧ અશરીરીની આદિ છે પણ અંત નથી. ॥ ૨૧ ॥

**ઇતિ શ્રી કાયસ્થિતિ પદ. ૧૮મું સમાપ્ત. ॥**

---

# શ્રી લબ્ધિનો થોકડો



૧ સમુચય જીવ દ્વાર. ૨ ગતિ. ૩ ઇંદ્રિ. ૪ કાય. ૫ સૂક્ષ્મ ને બાદર. ૬ પ્રજાપ્તા ને અપ્રજાપ્તા. ૭ ભવથા. ૮ ભવ સિદ્ધીઆ. ૯ સંજ્ઞી. ૧૦ લબ્ધિ. ૧૧ ઉપયોગ. ૧૨ જોગ. ૧૩ લેસ્યા. ૧૪ કષાય. ૧૫ વેદ. ૧૬ અહારીક ને અણાહારીક. ૧૭ જ્ઞાનગોચર. ૧૮ સ્થિતિ. ૧૯ આંતરો. ૨૦ અલ્પ બહુત્વદ્વાર ૨૧ પર્યવદ્વાર.

**પહેલો જીવદ્વાર:**—સમુચય જીવમાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના. નારકી અને ભવનપતિમાં ૩ જ્ઞાનનિયમા ૩ અજ્ઞાનની ભજના. પાંચ સ્થાવરમાં જ્ઞાન નથી ૨ અજ્ઞાન નિયમા. ૩ વિગલેંદ્રિય અને અસંજ્ઞી તિર્યંચ પંચેદ્રિમાં ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન નિયમા. સંજ્ઞી તિર્યંચ પંચેદ્રિયમાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. સમુર્છિમ મનુષ્યમાં જ્ઞાન નથી, ૨ અજ્ઞાન નિયમા. ગર્ભજ મનુષ્યમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. વાણવ્યંતરમાં ૩ જ્ઞાન નીયમા ૩ અજ્ઞાનની ભજના. જ્યોતિષી અને વૈમાતીકમાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાન નિયમા. સિદ્ધમાં કેવલજ્ઞાન નિયમા.

**બીજો ગતિદ્વાર:**— નારકી તથા દેવતાની ગતિમાં ૩ જ્ઞાન નીયમા, ૩ અજ્ઞાનની ભજના. તિર્યંચની ગતિમાં ૨ જ્ઞાન ૨ અજ્ઞાન નિયમા. મનુષ્યની ગતિમા ૩ જ્ઞાનની ભજના, ૨ અજ્ઞાન નિયમા. સિદ્ધની ગતિમાં કેવલજ્ઞાન નિયમાં.

**ત્રીજો ઇંદ્રિયદ્વાર:**—સઇંદ્રિયામાં ૪ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના. એકેંદ્રિમાં જ્ઞાન નથી ૨ અજ્ઞાન નિયમા. ત્રણ વિગલેદ્રિમાં ૨ જ્ઞાન

૨ અજ્ઞાન નિયમા. પંચેંદ્રિયમાં ૪ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના. અણુઇંદીયામાં કેવલજ્ઞાન નિયમા.

**ચોથો કાયદ્વાર:**–સકાયામાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના પાંચ સ્થાવરમાં જ્ઞાન નથી ૨ અજ્ઞાન નિયમા. ત્રસ કાયમાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના. અકાયામાં કેવલજ્ઞાન નિયમા.

**પાંચમો સૂક્ષ્મ બાદરદ્વાર:**–સૂક્ષ્મમાં જ્ઞાન નથી ૨ અજ્ઞાન નિયમા. બાદરમાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના. નો સૂક્ષ્મ નો બાદરમાં કેવલ જ્ઞાન નિયમા.

**છટ્ઠો પ્ર સો, અપ્ર સોદ્વાર:**–સમુચય પ્રજાપ્તામાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના. નારકી દેવતા પ્રજાપ્તામાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાન નિયમા. પાંચ સ્થાવર, ત્રણ વિગલેંદ્રિ અને અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિ પ્રજાપ્તામાં જ્ઞાન નથી ૨ અજ્ઞાન નિયમા. સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિ પ્રજાપ્તામા ૩ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. ગર્ભજ મનુષ્ય પ્રજાપ્તામાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. સમુચય અપ્રજાપ્તામાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. નારકી અને ભવનપતિ અપ્રજાપ્તામાં ૩ જ્ઞાન નિયમા. ૩ અજ્ઞાનની ભજના પાંચ સ્થાવર અપ્રજાપ્તામાં જ્ઞાન નથી, ૨ અજ્ઞાન નિયમા. ત્રણ વિગલેંદ્રિ તથા અસંજ્ઞી અને સંજ્ઞી તિર્યંચ પંચેદ્રિ અપ્રજાપ્તામાં ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન નિયમા. સમુર્છિમ મનુષ્યના અપ્રજાપ્તામાં જ્ઞાનનથી, ૨ અજ્ઞાન નિયમા. ગર્ભજ મનુષ્ય અપ્રજાપ્તામાં ૩ જ્ઞાનની ભજના, ૨ અજ્ઞાન નિયમા. વાણવ્યંતરા અપ્રજાપ્તામાં ૩ જ્ઞાન નિયમા, ૩ અજ્ઞાનની ભજના. જ્યોતિષી અને વૈમાનીક અપ્ર· જાપ્તામાં ૩ જ્ઞાન ૩ અજ્ઞાન નિયમા. નોપ્રજાપ્તા નોઅપ્રજાપ્તામાં કેવલજ્ઞાન નિયમા.

**સાતમો ભવથાદ્વાર.**–નારકી દેવતા ભવથામાં ૩ જ્ઞાન નિયમા ૩ અજ્ઞાનની ભજના. તિર્યંચ ભવથામાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાનની

ભજના. મનુષ્ય ભવથામાં ૫ જ્ઞાન, ૩ અસાનની ભજના. સિદ્ધ વથામાં કેવલજ્ઞાન નિયમા.

**આઠમો વસિદ્ધીઆ દ્વાર**:–ભવસિદ્ધીઆમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. અભવસિદ્ધીઆમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાનની ભજના. નોભવ સિદ્ધીઆ નોઅભવ સિદ્ધિઆમાં કેવલજ્ઞાન નિયમા.

**નવમો સંજ્ઞી અ ંજ્ઞીદ્વાર**—સંજ્ઞીમાં ૪ જ્ઞાન; ૩ અજ્ઞાનની ભજના. અસંજ્ઞીમાં ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન નિયમા. નોસંજ્ઞી નોઅસંજ્ઞીમાં કેવલજ્ઞાન નિયમા.

**દશમો લબ્ધી ાર**—સમુચય નાણુલબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાનની ભજના. મતિ સુત્ર જ્ઞાનલબ્ધિમાં ૪ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં કેવલજ્ઞાન નિયમા, ૩ અજ્ઞાનની ભજના. અવધિ અને મનપર્યજવ જ્ઞાનમાં ૪ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં ૪ જ્ઞાન ૩ અક્ષાનની ભજના. કેવલ નાણુ લબ્ધિમાં કેવલજ્ઞાન નિયમા. તસ અલબ્ધિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. સમુચય અનાણુ લબ્ધિમાં તથા મતિ સુત્ર અનાણુ લબ્ધિમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. વિભંગ અજ્ઞાન લબ્ધિમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાન નિયમા. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના, ૨ જ્ઞાન નિયમા, સમુચય દર્શણુલબ્ધિમાં ૫ જ્ઞાન. ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં કોઈ જીવ નથી. સમકીત દર્શણુલ બ્ધિમા ૫ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાનની ભજના. મિથ્યાત અને સમા મિથ્યાત દર્શણુ લબ્ધિમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાનની ભજન. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાનની ભજના સમુચય ચારિત્ર લબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. પ્રથમનાં ચાર ચારિત્ર

લબ્ધિમાં ૪ જ્ઞાનની ભજના અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. યથાખ્યાત ચારિત્ર લબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી, તસ અલબ્ધિમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. ચરિતાચરિત લબ્ધિમાં ૩ જ્ઞાનની ભજના: અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના . દાન, લાભ, ભોગ, ઉપભોગ, વિર્ય લબ્ધિમાં ૫ જ્ઞાન; ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં કેવલજ્ઞાન નિયમા. વિર્ય લબ્ધિના ત્રણ ભેદ. બાલવિર્ય, પંડિતવિર્ય અને બાલપંડિત વિર્ય. બાલવિર્ય-લબ્ધિમાં ૩ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના; અજ્ઞાન નથી. પંડિતવિર્ય લબ્ધિમાં ૫ જ્ઞાનની ભજના. અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના, બાલપંડિત વિર્યલબ્ધિમાં ૩ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. તસ અલબ્ધિમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. સમુચય ઇંદ્રિય લબ્ધિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં કેવલજ્ઞાન નિયમા. શ્રોત્રેદ્રિ, ચક્ષુઇંદ્રિ અને ઘ્રાણઇંદ્રિ લબ્ધિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં ૩ જ્ઞાનની ભજના, ૨ અજ્ઞાન નિયમા, રસઇંદ્રિ લબ્ધિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમાં કેવલજ્ઞાન નિયમા, અને ૨ અજ્ઞાન નિયમા. સ્પર્શઇંદ્રિમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. તસ અલબ્ધિમા કેવલજ્ઞાન નિયમા.

**અગીઆરમો ઉપયોગદ્વાર**—સાગારાઉતા અને અણાગારાઉતામા ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. મતિ—સુત્ર અવધિ—મનપર્યવ એ ચાર જ્ઞાનમાં ૪ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી. કેવલજ્ઞાનમાં કેવલજ્ઞાન નિયમા. મતિ—સુત્ર અજ્ઞાનમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાનની ભજના. વિભંગ અજ્ઞાનમાં જ્ઞાન નથી, ૩ અજ્ઞાન નિયમા. ચક્ષુ—અચક્ષુ દર્શણમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. અવધિ દર્શણમાં ૪ જ્ઞાનની ભજના, ૩ અજ્ઞાનની નિયમા. કેવલદર્શણમાં કેવલજ્ઞાન નિયમા.

**બારમો જોગદ્વાર**—સમુચય જોગમાં તથા મન, વચન, કાય

જોગમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. અજોગીમાં કેવલજ્ઞાન નિયમા.

**તેર ।  લેસ્યાદ્વાર:**—સલેસીમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. પ્રથમની પાંચ લેસ્યામા ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. સુકલ લેસ્યામાં ૫ જ્ઞાન. ૩ અજ્ઞાનની ભજના. અલેસીમાં કેવલજ્ઞાન નિયમા.

**ઉદમો કષાયદ્વાર:**— સકષાયામાં તથા ચાર કષાયમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. અકષાયામા પાંચ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી.

**પંદરમો વેદદ્વાર:**— સવેદીમાં તથા ત્રણ વેદમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. અવેદીમાં ૫ જ્ઞાનની ભજના, અજ્ઞાન નથી.

**સોળમો આહારીકદ્વાર:**—આહારીકમાં ૫ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના. અણાહારીકમાં ૪ જ્ઞાન, ૩ અજ્ઞાનની ભજના.

**સત્તરમો નાણગોયરે** (જ્ઞાનગોચરદ્વાર) **દ્વાર:**— શ્રી ગૌતમસ્વામી હાથ જોડી માન મોડી શ્રી વીરભગવાનને વંદણા નમસ્કાર કરી પૂછતા હવા કે, હે ભગવન્! નાણ કહેતાં જ્ઞાનના વિષયનું પરિમાણ કેટલો ? અને ગોયરે કહેતા અર્થનો ગ્રહવો કેટલો ? તેવારે શ્રીભગવંતે કહ્યું, હે ગૌતમ ! જ્ઞાનનાં પાચ ભેદ. મતિજ્ઞાન, સુત્રજ્ઞાન, અવધિજ્ઞાન, મન:પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન. તેમાં મતિજ્ઞાનના ચાર ભેદ. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ. દ્રવ્યથી મતિજ્ઞાનવાળો સામાન્ય પ્રકારે ઉપયોગ દેતો થકો સર્વ દ્રવ્ય જાણે દેખે, ક્ષેત્રથી સર્વ ક્ષેત્ર, કાળથી સર્વ કાળ, ભાવથી સર્વ ભાવ જાણે દેખે, સુત્રજ્ઞાનના ચાર ભેદ ઉપર પ્રમાણે જાણવા તે સાંભળવાથી જાણે દેખે અને પરૂપે. અવધિજ્ઞાનના ચાર ભેદ. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ. દ્રવ્યથી અવધિજ્ઞાનવાળો સામાન્ય પ્રકારે ઉપયોગ દેતો થકો જઘન્ય અનંતારૂપી દ્રવ્ય જાણે દેખે ઉતકૃષ્ટા સર્વરૂપી દ્રવ્ય જાણે દેખે. ક્ષેત્રથી જ૦ અંગુલનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે, ઉત૦ આખો લોક અને અલોકમાં લોક જેવડા અસંખ્યાતા ખાંડવા જાણે દેખે. કાળથી જ૦ આવલીકાનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે, ઉત૦ અસંખ્યાતી ઉતસર્પિણી અવસર્પિણી આગલો

પાછલો કાલ જાણે દેખે. ભાવથી જ૦ અનંતા ભાવ જાણે દેખે, ઉત૦ અનંતા ભાવ જાણે દેખે, તે સર્વ ભાવને અનંતમે ભાગે જાણે દેખે. મનપર્યવજ્ઞાનના બે ભેદ. રૂજુમતિ અને વિપુલમતિ. રૂજુમતિવાલાનાં ચાર ભેદ. દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી, અને ભાવથી, દ્રવ્યથી રૂજુ મતિવાલો સમ્યક પ્રકારે ઉપયોગ દેતો થકો જઘન્ય અનંત પ્રદેસી ખંડ અનંતા જાણે દેખે. ક્ષેત્રથી ત્રીછો અઢી દ્રિપમાં અઢી અંગુલ ઉણો, ઉચો નવ સો જોજનમાં અઢી અંગુલ ઉણો, નિચો એક હજાર જોજનમાં અઢી અંગુલ ઉણો જાણે દેખે. તેમા સંજ્ઞી પંચેંદ્રિ પ્રજાપ્તાના મનોમત મનના ભાવ જાણે દેખે કાલથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ આગલો પાછલો કાલ જાણે દેખે. ભાવથી અનંતાભાવ જાણે દેખે તે સર્વભાવને અનંતમે ભાગે જાણે દેખે. વિપુલ મતિના ચાર ભેદ એમજ કહેવા વિશેષ એટલો ફેર જે ક્ષેત્રથી અઢી અંગુલ ઉણા કહ્યા હતાં તે આ વિપુલ મતિ વાલો સંપુર્ણ જાણે દેખે અને સર્વભાવ નિરમલ જાણે દેખે. કેવળજ્ઞાનના ચાર ભેદ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ. દ્રવ્યથી સર્વ દ્રવ્ય, ક્ષેત્રથી સર્વ ક્ષેત્ર, કાળથી સર્વકાળ, ભાવથી સર્વભાવ. સર્વ પ્રકારે સપુર્ણ જાણે દેખે અને પરૂપે. મતિ અજ્ઞાનના ચાર ભેદ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ, દ્રવ્યથી જેટલી મતિ આવે તેટલા દ્રવ્ય, ક્ષેત્રથી જેટલી મતિ આવે તેટલો ક્ષેત્ર, કાળથી જેટલી મતિ આવે તેટલો કાળ, ભાવથી જેટલી મતિ આવે તેટલા ભાવ જાણે દેખે. સુત્રઅજ્ઞાનના ચાર ભેદ એમજ કહેવા તે જાણે દેખે અને પરૂપે. વિભંગ અજ્ઞાનના ચાર ભેદ. દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જેટલો વિભંગ ઉપનો તેટલો જાણે દેખે અને પરૂપે. ઇતિ સત્તરમો દ્વાર સમપ્ત

**અઢારમો સ્થિતિદ્વાર:**—જ્ઞાનનો જ્ઞાન પણે રહેતો કેટલો કાલ રહે ? તે જ્ઞાનના બે ભેદ એક સાદિયાને અપજવસીયા તે જ્ઞાનની આદિ છે પણ અંત નથી. બીજો સાદિયાને સપજ્જવસીયા તે આદિ છે અને અંત પણ છે તેની સ્થિતિ તથા મતિ–સુત્ર જ્ઞાનની સ્થિતિ

જઘન્ય. અંતર મુહૂર્તની ઉતકૃષ્ટી. ૬૬ સાગરોપમ જાઝેરી. અવધિજ્ઞાનની સ્થિતિ જ૦ એક સમયની, ત૦ ૬૬ સાગરોપમ જાઝેરી. મનપર્યવજ્ઞાનની સ્થિતિ જ૦ એક સમયની, ઉત૦ દેશે ઉણા ક્રોડ પુર્વની. કેવલજ્ઞાનની આદિ છે પણ અંત નથી. સમુચય અનાણ અણાદિયાને અપજવસીયા અભવઆશ્રી આદિ અંત નથી. સમુચય અનાણ અણાદિયાને સપજવસીયા તે ભવઆશ્રી આદિ નથી પણ અંત છે. સમુચય અનાણ સાદિયાને સપજવસીયા તેની આદિ છે અને અંતપણ છે. તેની સ્થિતિ તથા મતિ–સુત્ર અજ્ઞાનની સ્થિતિ જ૦ અંતર મુહૂર્તની ઉત૦ અર્ધ પુદ્ગલ પરાવર્તન દેશે ઉણી. સમકીત પડવાઈની સ્થિતિ એમજ કહેવી. વિભંગ અજ્ઞાનની સ્થિતિ જ૦ એક સમયની ઉત૦ ૩૩ સાગરોપમને દેશે ઉણા ક્રોડ પુર્વ અધીકની.

**ઓગણીશમો આંતરાદ્વારઃ**––જ્ઞાનના આંતરાના બે ભેદ સમુચય નાણ સાદિયાને અપજવસીયા તે જ્ઞાનનો આંતરો નથી. સમુચય નાણ સાદિયાને સપજવસીયા તે મતિ–સુત્ર અવધિ અને મનપર્યવ જ્ઞાનનો આંતરો જઘન્ય અંતર મુહૂર્તનો ઉત્કૃષ્ટોઅર્ધપુદ્ગલ પરાવર્તન દેશે ઉણાનો. કેવલજ્ઞાનનો આતરો નથી. સમુચય અનાણ તથા મતિ –સુત્ર અજ્ઞાનનો આતરો અભવ આશ્રી આદિ અંત નથી. ભવ આશ્રી આદિ નથી પણ અંત છે. સમકિત પડવાઈનો આંતરો જ૦ અંતર મુહૂર્તનો ઉત૦ ૬૬ સાગરોપમ જાઝેરાનો. વિભંગ અજ્ઞાનનો આંતરો જ૦ અંત૦ ઉત૦ :તરૂકાલનો.

**વીસમો અલ્પ બહુત્વદ્વારઃ**—સર્વથી થોડા મનપર્યવજ્ઞાની, તેથી અવધિ જ્ઞાની અસંખેજ ગુણા, તેથી મતિ–સુત્ર જ્ઞાની માંહેમાંહે તુલ્યને વિશેષાહીયા તેથી કેવલજ્ઞાની અનંત ગુણા, તેથી સમુચય જ્ઞાની વિશેષાહીયા. હવે અજ્ઞાનમાં સર્વથી થોડા વિભંગ અજ્ઞાની તેથી મતિ–સુત્ર અજ્ઞાની માંહેમાંહે તુલ્યને અનંત ગુણા. હવે બેઉનો સાથે અલ્પ બહુત્વ કહે છે. સર્વથીથોડા

મનપર્યવ જ્ઞાની, તેથી અવધિ જ્ઞાની અસંખેજ ગુણા, તેથી મતિ–સુત્ર જ્ઞાની માંહેમાંહે તુલ્યને વિશેષાહીયા, તેથી વિભંગ અજ્ઞાની અસંખેજ ગુણા, તેથી કેવલ જ્ઞાની અનંત ગુણા, તેથી સમુચય જ્ઞાની વિશેષાહીયા, તેથી મતિ–સુત્ર અજ્ઞાની માંહેમાંહે તુલ્યને અનંત ગુણા, તેથી સમુચય અજ્ઞાની વિશેષાહીયા.

**એકવીસમો પર્યવદ્વાર:**—સર્વથી થોડા મનપર્યવ જ્ઞાનના પર્યવ, તેથી અવધિ જ્ઞાનના પર્યવ અનંત ગુણા, તેથી મતિ–સુત્ર જ્ઞાનના પર્યવ માંહેમાંહે તુલ્યને અનંત ગુણા, તેથી કેવલ જ્ઞાનના પર્યવ અનંત ગુણા. સર્વથી થોડા વિભંગ અજ્ઞાનના પર્યવ, તેથી મતિ–સુત્ર અજ્ઞાનના પર્યવ અનંત ગુણા. હવે આઠેનો સાથે અલ્પાબહુત્વ કહે છે. સર્વથી થોડા મનપર્યવ જ્ઞાનના પર્યવ, તેથી વિભંગ અજ્ઞાનના પર્યવ અનંત ગુણા, તેથી અવધિ જ્ઞાનના પર્યવ અનંત ગુણા; તેથી સુત્ર અજ્ઞાનના પર્યવ અનંત ગુણા, તેથી સુત્ર જ્ઞાનના પર્યવ વિશેષાહીયા તેથી મતિ અજ્ઞાનના પર્યવ અનંત ગુણા, તેથી મતિ જ્ઞાનના પર્યવ વિશેષાહીયા, તેથી કેવલ જ્ઞાનના પર્યવ અનંત ગુણા.

**ઇતિ શ્રી લબ્ધિના બોલનો થોકડો પૂર્ણ.**



## શ્રી છ કાયના ભવનો થોકડો

શ્રી ગૌતમસ્વામી વીરભગવાનને વંદણા નમસ્કાર કરી પુછતા હવા કે હે ભગવન્! છ કાયના જીવ અંતમુહૂર્તમા કેટલા ભવ કરે?

વીર ભગવાને કહ્યું, હે ગૌતમ! પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, એ જઘન્ય એક ભવ કરે ઉત્કૃષ્ટા બાર હજાર આઠસેં ચોવીસ ભવ

એક અંતર્મુહૂર્તમાં કરે. વનસ્પતિના બે ભેદ એક પ્રત્યેક અને બી સાધારણ કરે. પ્રત્યેક વનસ્પતિકાય જઘન્ય એક ભવ કરે, ઉત્કૃષ્ટા બાવીસ હજાર ભવ કરે. સાધારણ વનસ્પતિકાય જઘન્ય એક ભવ કરે ઉત્કૃષ્ટા પાંસઠ હજાર પાંચસેં છત્રીસ ભવ કરે. બે ઇંદ્રિય જઘન્ય એક ભવ કરે ઉત્કૃષ્ટા એંસી ભવ કરે. તેઇંદ્રિય જઘન્ય એક ભવ કરે, ઉત્કૃષ્ટા સાઠ ભવ કરે. ચૌરેંદ્રિય જઘન્ય એક ભવ કરે ઉત્કૃષ્ટા ચાલીસ ભવ કરે. અસંજ્ઞી તિર્યંચ જઘન્ય એક ભવ કરે ઉત્કૃષ્ટા ચોવીસ ભવ કરે સંજ્ઞી તિર્યંચ. અને સંજ્ઞી મનુષ્ય જઘન્ય અને ઉત્કૃષ્ટો એક ભવ કરે.

ઇતિ છ કાયના વનો થોકડો સંપૂર્ણ.



# શ્રીપુદ્ગલપરાવર્તનનો થોકડો

શ્રીભગવતીસૂત્રના ૧૨મા શતકના ૪થા ઉદ્દેશામાં પુદ્ગલ પરાવર્તનનો વિચાર છે; તે નીચે મુજબઃ--

૧ નામદ્વાર. ૨ ગુણદ્વાર. ૩ ત્રિસંખ્યાદ્વાર. ૪ ત્રિઠાણદ્વાર. ૫ કાલદ્વાર. ૬ કાલની ઉપમાદ્વાર. ૭ પુદ્ગલદ્વાર. (કાલઅલ્પબહુત્વ). ૮ કરણદ્વાર. (પુદ્ગલમધ્ય પુદ્ગલ પરાવર્તન જાય તે.) ૯ અલ્પબહુત્વ-દ્વાર. હવે તેનો વિસ્તાર કહે છે.

પહેલો **નામદ્વારઃ**—૧ ઉદારીક પુદ્ગલ પરાવર્તન. ૨ વિક્રય પુ૦ ૫૦ ૩ તેજસ પુ૦ ૫૦ ૪ કાર્મણ પુ૦ ૫૦ ૫ મન પુ૦ ૫૦ ૬ વચન પુ૦ ૫૦ ૭ શ્વાસોશ્વાસ પુ. ૫૦ ઇતિ પહેલો નામદ્વાર સમાપ્ત.

**બીજો ગુણદ્વારઃ**—પુદ્ગલ ત્રણ પ્રકારના. પઉગસા, મિસસા અને વિસસા. પઉગસા તે જીવે શરીર ઈંદ્રિયાદિકપણે ગ્રહ્યા છે તે. મિસસા તે જીવે ગ્રહીને મુકયા છે તે. વિસસા તે સ્વભાવે લોકમાં ભર્યા છે વાદળા પ્રમુખ. સર્વથી થોડા પઉગસા, તેથી મિસસા અનંતગુણા, તેથી વિસસા અનંતગુણા. એ ત્રણ પ્રકારના પુદ્ગલ જીવ ઉદારીક શરીરપણે લહી, ગ્રહી, સ્પર્શી મુકે તેવારે એક ઉદારીક પુ૦ ૫૦ થાય. એ ત્રણ પ્રકારના પુ૦ જીવ વિક્રય શરીરપણે લહી, ગ્રહી, સ્પર્શી મુકે તેવારે એક વિક્રય પુ૦ ૫૦ થાય. એમ જાવ. શ્વાસોશ્વાસ પુદ્ગલપરાવર્તન સુધી કહેવું.

**ત્રીજો ત્રિસંખ્યાદ્વારઃ**—જીવે ઉદારીક પુ૦ ૫૦ અનંતા કીધા. એમ જાવ. શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ અનંતા કીધા એમ કહેવું. એમ સાત પ્રશ્ન થયા; **બીજી સંખ્યા એકવચને**.—નારકીના એક જીવે ઉદારીક પુ૦ ૫૦ અતિતકાલે અનંતા કીધા. આગમી કાલે કોઈ કરશે ને કોઈ

નહિં કરે. જે કરશે તે જઘન્ય ૧–૨–૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉત્કૃષ્ટા અનંતા કરશે. એમ જાવ. ૨૪ માં વૈમાનીકના દંડક સુધી કહેવું. એમ ૨૪ પ્રશ્ન થયા. નારકીના એક જીવે વિક્રય પુ૦ ૫૦ અતિત કાલે અનંતા કીધા. આગમી કાલે કોઈ કરશે ને કોઈ નહિં કરે. જે કરશે તે જ૦ ૧–૨–૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉ૦ અનંતા કરશે. એમ જાવ. ૨૪ માં વૈમાનીકના દંડક સુધી કહેવું. એમ ૨૪ પ્રશ્ન થયા. એમ તેજસના ૨૪ પ્રશ્ન એમ કાર્મણના ૨૪ પ્રશ્ન. એમ મનના ૨૪ પ્રશ્ન. એમ વચનના ૨૪ પ્રશ્ન. એમ શ્વાસોશ્વાસના ૨૪ પ્રશ્ન. એવં સાતેના કુલ ૧૬૮ પ્રશ્ન થયા. **ત્રીજી ંખ્યા બહુવ ને:-** નારકીના સર્વ જીવે ઉદારીક પુ૦ ૫૦ અતિતકાલે અનંતા કીધા. આગામીકાલે અનંતા કરશે. એમ જાવ ૨૪ માં વૈમાનીકના દંડક સુધી કહેવું. એમ ૨૪ પ્રશ્ન થયા એમ વિક્રયના ૨૪ પ્ર.શ્ન એમ તેજસના ૨૪ પ્રશ્ન. એમ કાર્મણના ૨૪ પ્રશ્ન. એમ મનના ૨૪ પ્રશ્ન. એમ વચનના ૨૪ પ્રશ્ન. એમ શ્વાસોશ્વાસના ૨૪ પ્રશ્ન. એવં સાતેના કુલ ૧૬૮ પ્રશ્ન થયા, એવં ત્રણે સંખ્યાના કુલ ૩૪૩ પ્રશ્ન થયા.

ઇતિ ત્રીજો દ્વાર સમાપ્ત.

**ચોથો ત્રિઠાણદ્વાર:**—નારકીના એક જીવે નારકીપણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે. નારકીના એક જીવે અસુરકુમાર પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે. એમ જાવ. સ્થનિત કુમાર સુધી કહેવું એવં ૧૧ પ્રશ્ન થયા. નારકીના એક જીવે પૃથ્વીકાયપણે, અપકાયપણે, તેઉ-કાયપણે, વાઉકાયપણે, વનસ્પતિકાયપણે, ત્રણવિગલેંદ્રિપણે, તિર્યંચ-પંચેંદ્રિપણે મનુષ્યપણે એવં દશ દંડકપણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે અનંતા કીધા, આગમી કાલે કોઈ કરશે કોઈ નહિ કરે જે કરશે તે જઘન્ય. ૧–૨–૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉત૦ અનંતા કરશે. એવં ૨૧ પ્રશ્ન થયા. નારકીના એક જીવે વાણવ્યંતરા, જ્યોતિષી, વૈમાનીક એ ત્રણ દંડક પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી

કીધા આગમી કાલે નહિ કરે. એવં ૨૪ પ્રશ્ન થયા. અસુરકુમારના એક જીવે નારકી પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે. અસુરકુમારના એક જીવે અસુરકુમારપણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે. એમ જાવ. સ્થનિત કુમાર સુધી કહેવું. એવં ૧૧ પ્રશ્ન થયા અસુરકુમારના એક જીવે પૃથ્વીયાદિક દશ દંડક પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે અનંતા કીધા, આગમી કાલે કોઈ કરશે, કોઈ નહિ કરે જે કરશે તે જ૦ ૧-૨-૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉત૦ અનંતા કરશે. એવં ૨૧ પ્રશ્ન થયા. અસુરકુમારના એક જીવે વાણવ્યંતરા, જ્યોતિષી, વૈમાનીક એ ત્રણ દંડક પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે એવં ૨૪ પ્રશ્ન થયા. એમ જાવ. સ્થનિતકુમાર સુધી કહેવું. એવં. સર્વે ૧૧ દંડકના ૨૬૪ પ્રશ્ન થયા. પૃથ્વીકાયના એક જીવે નારકી પણે ઉદારીક પુ. ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે. એમ જાવ. સ્થનિત કુમાર સુધી કહેવું એવં. ૧૧ પ્રશ્ન થયા. પૃથ્વીકાયના એક જીવે પૃથ્વીયાદિક દશ દંડક પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે અનંતા કીધા, આગમી કાલે કોઈ કરશે, કોઈ નહિં કરે જે કરશે તે જ૦ ૧-૨-૩ સંખ્યાતા અસંખ્યાતા ઉ૦ અનંતા કરશે. એવં. ૨૧ પ્રશ્ન થયા પૃથ્વીકાયના એક જીવે વાણવ્યંતરા. જ્યોતિષી, વૈમાનિક. એ ત્રણ દંડક પણે ઉદારીક પુ૦ ૫૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિં કરે. એવં. ૨૪ પ્રશ્ન થયા. એમ. જાવ મનુષ્યના દંડક સુધી કહેવું. એવં. દશ દંડકના ૨૪૦ પ્રશ્ન થયા એવં. સર્વે મલી. ૫૦૪ પ્રશ્ન થયા. વાણવ્યંતરા, જ્યોતિષી, વૈમાનીક એ ત્રણ દંડકનો વિસ્તાર નારકીની પરે કહેવું. એવં ત્રણ દંડકના ૭૨ પ્રશ્ન થાય. એવં સર્વે મલી એક વચને ઉદારીક પુ૦ ૫૦ આશ્રી ૫૭૬ પ્રશ્ન થયા. હવે નારકીના એક જીવે નારકી પણે વિક્રય પુ૦ ૫૦ અતિત કાલે અનંતા કીધા, આગમી કાલે કોઈ કરશે, કોઈ નહિં કરે જે કરશે તે જ૦ ૧-૨-૩ સંખ્યાતા,

અસંખ્યાતા, ઉત૦ અનંતા કરશે. એમ જાવ. સ્થનિત કુમાર સુધી કહેવું. એવં ૧૧ પ્રશ્ન થયા. નારકીના એ- જીવે. પૃથ્વી, પાણી, અગ્નિ, વનસ્પતિ અને ત્રણ વિગલેંદ્રિ. એવં સાત દંડકપણે વિક્રય પુ૦ પ૦ અતિતકાલે નથી કીધા, આગમીકાલે નહિં કરે. એવં ૧૮ પ્રશ્ન થયા. નારકીના એક જીવે વાયરાપણે, તિર્યંચ પંચેંદ્રિયપણે, મનુષ્યપણે, વાણ-વ્યંતરા, જ્યોતિષી અને વૈમાનીક એ ૭ દંડકપણે વિક્રય પુ૦ પ૦ અતિતાકલે અનંતા કીધા. આગમી કાલે કોઈ કરશે, કોઈ નહિં કરે. જે કરશે તે જ૦ ૧-૨-૩ સંખ્યાતા અસંખ્યાતા, ઉત૦ અનંતા કરશે. એવં ૨૪ પ્રશ્ન થયા. એમ જાવ. વૈમાનીકના દંડક સુધી કહેવું. તેમાં જે જે દંડકોમાં વિક્રય શરીર છે તિહાં અતિતકાલે અનંતા કીધા. આગમી કાલે કોઈ કરશે, કોઈ નહિં કરે. જે કરશે તે જ૦ ૧-૨-૩ સંખ્યાતા, અસખ્યાતા, ઉત૦ અનંતા કરશે અને જે જે દંડકમાં વિક્રય શરીર નથી તિહાં અતિતકાલે નથી કીધા. આગમીકાલે નહિં કરે. એકવચને વિક્રય પુ૦ પ૦ આશ્રી. ૨૪ દંડકના ૫૭૬ પ્રશ્ન જાણવા. નારકીના એક જીવે નારકીપણે તેજસ પુ૦ પ૦ અતિતકાલે અનંતા કીધા. આગમીકાલે કોઇ કરશે, કોઈ નહિં કરે. જે કરશે તે જ૦ ૧-૨-૩ સુંખ્યાતા, અસંખ્યાતા, ઉત૦ અનતા કરશે. એમ જાવ. વૈમાનીકના દંડક સુધી કહેવું. એ રીતે ૨૪ દંડક સુધી કહેવું. એક-વચને તેજસ પુ૦ પ૦ના ૫૭૬ પ્રશ્ન જાણવા. એ રીતે કાર્મણ પુ૦ પ૦ના ૫૭૬ પ્રશ્ન જાણવા. નારકીના એક જીવે નારકીપણે, દશભવન-પતિપણે, તિર્યંચપંચેંદ્રિપણે, મનુષ્યપણે, વાણવ્યંતરાપણે, જ્યોતિષીપણે, વૈમાનીકપણે એવં ૧૬ દંડકપણે મન પુ૦ પ૦ અતિતકાલે અનંતા કીધા, આગમીકાલે કોઈ કરશે, કોઇ નહિં કરે. જે કરશે તે જ૦ ૧-૨-૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉત્કૃષ્ટા અનંતા કરશે. નારકીના એકજીવે પાંચસ્થાવર, ત્રણ વિગલેંદ્રિ એ આઠ દંડકપણે મન પુ૦ પ૦ અતિતકાલે નથી કીધા, આગમીકાલે નહિં કરે. એમ જાવ. ૨૪ દંડક-સુધી કહેવું. તેમાં જે જે દંડકમાં મન છે તે દંડકમાં અતિતકાલે

અનંતા કીધા, આગમીકાલે કોઇ કરશે, કોઈ નહિં કરે. જે કરશે તે જ૦ ૧–૨–૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉત૦ અનંતા કરશે. અને જે દંડકમાં મન નથી તેમાં અતિતકાલે નથી કીધા, આગમીકાલે નહિં કરે. એ મન પુ૦ પ૦ના એક વચને ૫૭૬ પ્રશ્ન થયા. નારકીના એક જીવે પાંચ સ્થાવર વરજીને બાકીના ૧૯ દંડકપણે વચન પુ૦ પ૦ અતિત-કાલે અનંતા કીધા, આગમીકાલે કોઈ કરશે, કોઈ નહિં કરે, જે કરશે તે જ૦ ૧–૨–૩ સંખ્યાતા, અસંખ્યાતા, ઉત૦ અનંત કરશે. નારકીના એક જીવે પાંચ સ્થાવરપણે વચન પુ૦ પ૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિ કરે. એમ જાવ. વૈમાનીકના દંડક સુધી કહેવું. જે જે દંડકમાં વચન નથી તે તિહાં અતિતકાલે નથી કીધા, આગમીકાલે નહિં કરે. એ વચન પુ૦ પ૦ના એકવચને ૫૭૬ પ્રશ્ન થાય. શ્વાસોશ્વાસ પુ૦ પ૦ તેજસની પરે જાણવું. તેના ૫૭૬ પ્રશ્ન થાય. એવં સાતે પુ૦ પ૦ના ૪૦૩૨ પ્રશ્ન થયા.

**બહુવચનેઃ**—નારકીના સર્વ જીવે નારકીપણે ઉદારીક પુ૦ પ૦ અતિતકાલે નથી કીધા, આગમીકાલે નહિં કરે. નારકીના સર્વજીવે અસુર-કુમારપણે ઉદારીક પુ૦ પ૦ અતિતકાલે નથી કીધા, આગમીકાલે નહિં કરે, એમ જાવ. સ્થનિત કુમાર સુધી કહેવું. નારકીના સર્વ જીવે પૃથ્વીયા-દિક દશ દંડક પણે પદારીક પુ૦ પ૦ અતિત કાલે અનંતા કીધા, આગમી કાલે અનંતા કરશે. નારકીના સર્વ જીવે વાણવ્યંતર, જયોતિષી, વૈમાનીક એ ત્રણ દંડકપણે ઉદારીક પુ૦ પ૦ અતિત કાલે નથી કીધા, આગમી કાલે નહિં કરે. એમ જાવ. વૈમાનીકના દંડક સુધી કહેવું. તેમાં જે જે દંડકમાં ઉદારીક શરીર નથી તે તે દંડકમાં અતિત કાલે નથી કીધા અને આગલી કાલે નહિં કરે એ ઊદારીક પુ૦ પ૦ આશ્રી બહુવચને ૨૪ દંડકના ૫૭૬ પ્રશ્ન થાય- વિક્રય પુ૦ પ૦ પુર્વની પરે જાણવું. બહુવચને જીહા છે ત્યાં અતિતકાલે અનંતા કીધા આગામી કાલે અનંતા કરશે. જયાં નથી ત્યાં અતિતકાલે નથી કીધા. અને આગામીકાલે નહિં કરે. એ ૨૪ દંડકના બહુવચને વિક્રય પુ૦

૫૦ના ૫૭૬ પ્રશ્ન થાય. એમ તેજસના ૫૭૬ પ્રશ્ન થાય. એમ કાર્મણના ૫૭૬ પ્રશ્ન થાય. એમ મનના ૫૭૬ પ્રશ્ન થાય. એમ વચનના ૫૭૬ પ્રશ્ન એમ શ્વાસોશ્વસના ૫૭૬ થાય, એવં સાતે પુ૦ ૫૦ના બહુવચને કુલ ૪૦૩૨ પ્રશ્ન થાય.

કયા કયા દંડકમા પુદ્ગલ પરાવર્તન કર્યા ?—જીવે ઉદારીક પુ૦ ૫૦ પૃથ્વીયાદિક દશ દંડકમાં અનતા કીધા. જીવે વિક્રય પુ૦ ૫૦ સતર દંડકમાં અનંતા કીધા (નારકી, દશભવનપતિ વાઉકાય, તિર્યંચપંચેંદ્રિ. મનુષ્ય, વાણવ્યંતરા જયોતિષી, વૈમાનીક) જીવે તેજસ પુ૦ ૫૦ ૨૪ દડકમા અનંતા કીધા. જીવે કાર્મણ પુ૦ ૫૦ ૨૪ દંડકમાં અનંતા કીધા જીવે મન પુ૦ ૫૦ ૧૬ દંડકમા અનંતા કીધા. જીવે વચન પુ૦ ૫૦ ૧૯ દંડકમાં અનંતા કીધા, જીવે શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ ૨૪ દંડકમાં અનંતા કીધા. એવં સાતે પુ૦ ૫૦ના ૧૩૪ પ્ર થયા. એવં સર્વે ત્રણે ઠાણના ૮૧૯૮ પ્રશ્ન થાય છે. ઇતિ ચોથો ત્રિઠાણદ્વાર સમાપ્ત.

**પાંચમો કાલદ્વાર:**—એક ઉદારીક પુ૦ ૫૦માં અનંતો કાલ વહી જાય. એમ જાવ, શ્વાસોશ્વાસ પુ૦ ૫૦માં અનંતો કાલ વહી જાય.

**છઠ્ઠો કાલની ઊપમાદ્વાર:**—૧ અનંતા સૂક્ષ્મ પરમા એ એક વ્યવહાર પરમાણુ થાય. ૨ અનંતા વ્યવહાર પરમાણું એ એક ઉષ્ણશી-નીઓ થાય ૩ આઠ ઊષ્ણશીનીએ એક શીત શનીઓ થાય. ૪ આઠ શીત શનીએ એક ઉર્ધ્વરેણું થાય. ૫ આઠ ઉર્ધ્વરેણુએ એક ત્રસરેણું થાય ૬ આઠ ત્રસરેણુંએ એક રથરેણું થાય ૭ આઠ રથરેણુંએ દેવકુરૂ, ઉતરકુરૂ ક્ષેત્રના મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૮ તે આઠ વાલાગ્રે હરીવાસ, રમકવાસ ક્ષેત્રના મનુષ્યનો એક વાલાગ્ર થાય ૯ તે આઠ વાલાગ્રે હેમવય, હિરણવય ક્ષેત્રના મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૧૦ તે આઠ વાલાગ્રે પુર્વ. પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રના મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૧૧ તે આઠ વાલાગ્રે એક લીખ થાય. ૧૨ આઠ લીખે એક

જૂં થાય, ૧૩ આઠ જૂંએ એક જવમધ્ય થાય ૧૪ આઠ જવમધ્યે એક ઉત્સેધ અંગુલ થાય. ૧૫ ૭ ઉત્સેધ અંગુલે એક પગનું પહોળપણું થાય. ૧૬ બે પગ પહોળપણે એક વેંત થાય ૧૭ બે વેંતે એક હાથ થાય ૧૮ બે હાથે એક કુંખ થાય ૧૯ બે કુંખે એક ધનુષ્ય થાય. ચાર હાથે એક ધનુષ્ય. ૯૬ અંગુલે એક ધનુષ્ય થાય. ૨૦ બે હજાર ધનુષ્યે એક ગાઉ થાય ૨૧ ચાર ગાઉએ એક જોજન થાય. તે એક જોજનનો કુવો, લાંબો, પહોળો ને ઊંડો જાણે કે હોય તેની ત્રિગુણી જાજેરી પરિદ્ધિ તે કુવામાં જુગલીઆના વાલાગ્ર ભરવા તે આપણો એક વાલાગ્ર તેમાંથી જુગલીઆના ૪૦૯૬ વાલાગ્ર થાય. તે જઘન્ય એક દિવસના વૃદ્ધિ પામેલા, ઉત્કૃષ્ટ સાત દિવસના વૃદ્ધિ પામેલા. એહવા ઝીણા વાલાગ્ર તે એક એક વાલાગ્રના અસંખ્યાતા ખંડ કરવા તે કેવા ઝીણા, જે સૂક્ષ્મ નિગોદના શરીરથી અનંતગુણા અધીક જાડા અને આપણી નજરે ઝીણી વસ્તુ આવે છે તેનાથી અસંખ્યાતગુણા ઝીણા ખંડ કરવા એવે ખંડે કરીને તે કુવો ઠાંસી ઠાંસીને નિવડ ભરવો, તે કેવો નિવડ ભરવો કે જેના ઉપરથી ચક્રવર્ત્તિની સેન્યા ચાલી જાય, પણ એક રજ દબાય નહિં ગંગા નદીના પુરથી એક રજ તણાય નહિં. કદાચ અગ્નિ પણ તે ઉપર લાગે, પણ અંદર જઈ શકે નહિં. વાયરાથી ઉડે નહિં. એવો નિવડ ભરવો એ દ્રષ્ટાંત કલ્પીત છે. (છતી વાત અને અછતી ઊપમા) હવે તે કુવામાંથી સો સો વર્ષે એક એક ખંડ કાઢવો. હવે તે સો વર્ષનો માન કહે છે.

સો વર્ષનો માન (માપ) કહે છેઃ—જે કોઈ દરજીનો છોકરો એક હાથનું ઝીણું ઝરી ગયેલ વસ્ત્ર લઈને જોરથી ફાડે તેવારે ગૌતમસ્વામીએ ભગવંતને પુછ્યું સ્વામીનાથ. તે વસ્ત્ર ફાડતાં એક સમય થયો ? તે વારે ભગવંત કહે જે એ અર્થ સમર્થ નહિં તે વસ્ત્રમાં સંખ્યાતા તાંતણા છે. તેમાં પહેલો તાંતણો અનેરે સમયે ત્રુટો અને બીજો તાંતણો અનેરે સમયે ત્રુટો તેવારે ગૌતમસ્વામીએ ભગવંતને પુછ્યું. સ્વામીનાથ, પહેલો તાતણો ત્રુટો તેમા એક સમય થયો ? તેવારે ભગવંત કહે જે એ અર્થ સમર્થ

નહિં. એક તાંતણામાં સંખ્યાતી પુંભ (પુણી) છે. તેમાં પહેલી પુંભ અનેરે સમયે ત્રુટી અને બીજી પુંભ અનેરે સમયે ત્રુટી. તેવારે ગૌતમસ્વામીએ ભગવંતને પુછ્યું સ્વામીનાથ, પહેલી પુંભ ત્રુટી તેમાં એક સમય થયો ? તેવારે ભગવંત કહે એ અર્થ સમર્થ નહિં. એક પુંભ અનંતી સંઘાયતને નીપની છે. તેમાં પહેલી સંઘાયતન અનેરેસમયે ત્રુટી અને છેલી સંઘાયતન અનેરે સમયે ત્રુટી. એક પુંભ ત્રુટી તેમાં અસંખ્યાતા સમય વહી જાય એવો ઝીણો સમય. તેવા અસંખ્યાતા સમયે એક આવલીકા થાય તેવી સંખ્યતી આવલીકાએ એક ઊશ્વાસ થાય. સંખ્યાતી આવલીકાએ એક નીશ્વાસ થાય ઉશ્વાસ નીશ્વાસે એક પુણા (પ્રાણ) કાલ થાય. સાત પુણા કાલે એક થોવ થાય. સાત થોવે એક લવ થાય. સતોતેર લવે એક મુહુંર્ત થાય. ૧૬૭૭૭૨૧૬ આવલીકાએ એક મુહુર્ત થાય. ત્રીશમુહૂર્તે એક અહોરાત્રી થાય. પંદર અહોરાત્રીએ એક પક્ષ થાય. બે પક્ષે એક માસ થાય, બેમાસે એક રૂતુ થાય, ત્રણ રૂતુએ એક અયન થાય, બે અયને એક વર્ષ થાય, પાંચ વર્ષે એક જુગ થાય, વીશ જુગે સો વર્ષ થાય એવા સોવર્ષે એક ખંડ (રજ) કાઢવો. એવા સો સો વર્ષે એક એક ખંડ કાઢતા જેવારે તે કુવો સાવ (તરછંડ) ખાલી થઈ જાય, એક રજ પણ રહે નહિં તે વારે એક પલ્યોપમ થાય. એવા દશ ક્રોડા ક્રોડી પલ્યોપમે એક સાગરોપમ થાય. એવા દસ ક્રોડા ક્રોડી સાગરોપમે એક અવસર્પિણી કાલ થાય. દશ ક્રોડા ક્રોડી સાગરોપમે એક ઉત્સર્પિણી કાલ થાય. વીશ ક્રોડા ક્રોડી સાગરોપમે એક કાલચક્ર થાય. તેવા અનંતા કાલચક્રે એક કાર્મણ પુદગલ પરાવર્તન થાય. ઇતિ છઠ્ઠો કાલની ઉપમા દ્વાર સમાપ્ત.

સાતમો પુદ્ગલ ( અલ્પ બહુત્વ. ) દ્વાર:—૧ અનંતા કાલચક્ર જાય, ત્યારે એક કાર્મણ પુ૦ પ૦ થાય, ૨ અનંતા કાર્મણ પુ૦ પ૦ જાય. ૨ અનંતા કાર્મણ પુ૦ પ૦ જાય, ત્યારે એક તેજસ પુ૦ પ૦

થાય. ૩ અનંતા તેજસ પુ૦ ૫૦ જાય, ત્યારે એક ઉદારીક પુ૦ ૫૦ થાય. ૪ અનંતા ઉદારીક પુ૦ ૫૦ જાય, ત્યારે એક શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ થાય. ૫ અનંતા શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ જાય, ત્યારે એક મન પુ૦ ૫૦ થાય. ૬ અનંતા મન પુ૦ ૫૦ જાય, ત્યારે એક વચન પુ૦ ૫૦ થાય. ૭ અનંતા વચન પુ૦ ૫૦ જાય, ત્યારે એક વિક્રય પુદ્ગલ પરાવર્તન થાય. ઇતિ સાતમો દ્વાર સમાપ્ત.

આઠમો કરણ (પુદ્ગલ મધ્યે પુ૦ ૫૦ જાયતે) દ્વારઃ—૧ એક વિક્રય પુ૦ ૫૦ માં અનંતા વચન પુ૦ ૫૦ વહી જાય. ૨ એક વચન પુ૦ ૫૦ માં અનંતા મન પુ૦ ૫૦ વહી જાય. ૩ એક મનઃ પુ૦ ૫૦ માં અનંતા શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ વહી જાય. ૪ એક શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ માં અનંતા ઉદારીક પુ૦ ૫૦ વહી જાય. ૫ એક ઉદારીક પુ૦ ૫૦ માં અનંતા તેજસ પુ૦ ૫૦ વહી જાય. ૬ એક તેજસ પુ૦ ૫૦ માં અનંતા કાર્મણ વહી જાય. ૭ એક કાર્મણ પુ૦ ૫૦ માં અનંતા કાલચક્ર વહી જાય. ઇતિ આઠમો દ્વાર સમાપ્ત.

નવમો અલ્પબહુત્વદ્વારઃ—૧ સર્વ જીવે, સર્વથી થોડા વિક્રય પુ૦ ૫૦ કીધા. ૨ તેથી વચન પુ૦ ૫૦ અનંતગુણા અધિક કીધા, ૩ તેથી મન પુ૦ ૫૦ અનંતગુણા અધિક કીધા. ૪ તેથી શ્વાસોશ્વાસ પુ૦ ૫૦ અનંતગુણા અધિક કીધા. ૫ તેથી ઉદારીક પુ૦ ૫૦ અનંતગુણા અધિક કીધા. ૬ તેથી તેજસ પુ૦ ૫૦ અનંતગુણા અધિક કીધા. ૭ તેથી કાર્મણ પુદ્ગલ પરાવર્તન અનંતગુણા અધિક કીધા. ઇતિ નવમો દ્વાર સમાપ્ત.

ઇતિ શ્રી પુદ્ગલ પરાવર્તનનો થોકડો સંપૂર્ણ.



# શ્રી નિયંઠાનો થોકડો

## શ્રી ગવતી સુત્રના શતક ૨૫ના ઉદ્દેશા ૬ ઠ્ઠાનો અધિકાર.

**૩૭ દ્વારના ના ,કહે છે**—૧ પનવણા. ૨ વેદ. ૩ રાગ. ૪ કલ્પ. ૫ ચારિત્ર. ૬ પડિસેવણા. ૭ નાણ. ૮ તીર્થ. ૯ લિંગ. ૧૦ શરીર. ૧૧ ક્ષેત્ર. ૧૨ કાલ. ૧૩ ગતિ. ૧૪ સ્થિતિ. ૧૫ સંજમના સ્થાનક. ૧૬ નિકાસ (ચારિત્ર પર્યાય.) ૧૭ જોગ. ૧૮ ઉપયોગ. ૧૯ કષાય. ૨૦ લેશ્યા. ૨૧ પરિણામ. ૨૨ બંધ. ૨૩ વેદે. ૨૪ ઉદીરણા. ૨૫ ઉવસંપ જહણા. ૨૬ સંજ્ઞા. ૨૭ આહાર. ૨૮ ભવ. ૨૯ આકરખા. (આકર્ષા) ૩૦ સ્થિતિ. ૩૧ આંતરો. ૩૨ સમુદ્‌ઘાત. ૩૩ ક્ષેત્ર. ૩૪ સ્પર્શના. ૩૫ ભાવ. ૩૬ પરિમાણ. ૩૭ અલ્પબહુત્વદ્વાર. હવે તેનો વિસ્તાર કહે છે.

૧ **પનવણાદ્વારઃ**—કેટલા નિયંઠા ? ઉત્તર—૬ નિયંઠા તે ૧ પુલાક. ૨ બકુસ. ૩ પ્રતિસેવણા. ૪ કષાય. કુસીલ. ૫ નિગ્રંથ. ૬ સનાતક.

૧ પુલાક તે સંધુસા પૂળાનીપરે. ૨ બકુસ તે સંધુસા ધાન્યનીપરે. ૩ પ્રતિસેવણા તે મસલ્યા ધાન્યનીપરે. ૪ કષાય કુસીલ તે ઉપણેલા ધાન્યનીપરે. ૫ નિગ્રંથ તે કણકીસહિત ચોખાનીપરે. ૬ સનાતકતે અણીશુદ્ધ ચોખાનીપરે.

**પુલાક નિયંઠાના બે ભેદઃ**- એક લબ્ધિપુલાક તે લબ્ધિ ફોરવે તો ચક્રવર્તિની સેના ચુર્ણ કરવા સમર્થ. બીજો પ્રતિસેવણા પુલાક તેના પાંચ ભેદ—૧ જ્ઞાનપુલાક. ૨ દર્શન પુ૦ ૩ ચારિત્ર પુ૦ ૪ લિંગ પુ૦ ૫ અહાસુહમ્મ પુ૦ ॥ ૧ ॥ બકુસ નિયંઠાના બે ભેદ—એક શરીર બકુસ તે શરીરની શુશ્રૂષા કરે. બીજો ઉપગ્રહણ બકુસ તે

ઉપગ્રહણ જલ હલતા કરે, અધિક રાખે, મુર્છારાખે. તેના પાંચ ભેદઃ—
૧ આભોગબકુસ તે જાણીને દોષ લગાડે. ૨ અણાભોગબકુસ તે અજા-
ણતાં દોષ લાગે. ૩ સંવુડા બકુસ તે પ્રગટ દોષ લગાડે. ૪ અસંવુડા
તે છાના દોષ લગાડે. ૫ અહાસુહમ્મ બકુસ તે કિંચિત દોષ લગાડે.
॥૨॥ પ્રતિસેવણા નિયંઠાના પાંચ ભેદ—૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિ-
ત્રમાં અતિચાર લગાડે. ૪ લિંગ પ્રતિ૦ ૫ અહાસુહમ્મ પ્રતિસેવણા. ॥૩॥
કષાય કુસીલ નિયંઠાના પાંચ ભેદઃ-૧ જ્ઞાન, ૨ દર્ષન, ૩ ચારિત્ર,
૪ લિંગ, ૫ અહાસુહમ્મ કષાયકુસીલ ॥ ૪ ॥ નિગ્રંથના પાંચ ભેદ—
૧ પઢમ સમય. ૨ અપઢમસમય. ૩ ચરમસમય. ૪ અચરમસમય, ૫
અહાસુહમ્મ સમય નિગ્રંથ. ॥ ૫ ॥ સનાતકના પાંચ ભેદ—૧ અચ્છવી.
૨ અસબલે ૩ અકમ્મસે. ૪ સંશુદ્ધ નાણદ સણધરે અરહાજિણે કેવલી.
૫ અપરિસ્સાવિ. ॥ ૬ ॥

**૨ વેદદ્વાર.**—પુલાક સવેદી હોય તે બે વેદમાં હોય. પુરૂષવેદ
અને પુરૂષનપુંસકવેદ હોય. પણ સ્ત્રીવેદ ન હોય. બકુસ અને પ્રતિ-
સેવણા એ બે સવેદી હોય તે ત્રણે વેદે હોય. કષાયકુસીલ સવેદી હોય
અને અવેદી હોય. જો સવેદી હોય તો ત્રણે વેદમાં હોય, અવેદી હોય
તો ઉપસંત વેદી હોય અને ક્ષીણવેદી પણ હોય. નિગ્રંથ અવેદી હોય
તે ઉપસંતવેદી હોય અને ક્ષીણવેદી હોય. સનાતક અવેદી હોય તે
ક્ષીણવેદી હોય.

**૩ રાગદ્વારઃ**—આગલા ચાર નિયંઠા સરાગી હોય. નિગ્રંથ
વિતરાગી હોય તે ઉપસંત વિતરાગી હોય અને ક્ષીણ વિતરાગી હોય.
સનાતક ક્ષીણ વિતરાગી હોય.

**૪ કલ્પદ્વારઃ**—કલ્પ પાંચ તે સ્થિતિકલ્પ. અસ્થિતિકલ્પ. જિન-
કલ્પ. સ્થિવરકલ્પ. કલ્પાતિત. હવે પુલાક નિયંઠામાં ત્રણકલ્પ લાભે.
૧ સ્થિતિ. ૨ અસ્થિતિ. ૩ સ્થિવર. બકુસ, પ્રતિસેવણા એ બેમાં
આગલા ચારકલ્પ લાભે. કષાય કુસીલમાં પાંચે કલ્પલાભે. નિગ્રંથ. અને

સનાતક એ બેમાં ત્રણ કલ્પ લાભે. ૧ સ્થિતિ. ૨ અસ્થિતિ. ૩ કલ્પાતિત.

**૫ ચારિત્રદ્વારઃ**—આગલા ત્રણ નિયંઠામાં બે ચારિત્ર લાભે. ૧ સામાયિક. ૨ છેદોપસ્થાનીક. કષાયકુસીલ. નિયંઠામાં પાંચે ચારિત્ર લાભે. નિગ્રંથ અને સનાતક એ બે નિયંઠામાં એક યથાખ્યાત ચારિત્ર લાભે.

**૬ પ્રતિસેવણાદ્વારઃ**—આગલા ત્રણ નિયંઠા પ્રતિસેવી હોય, પણ અપ્રતિસેવી ન હોય. તેમાં પુલાક અને પ્રતિસેવણા એ બે નિયંઠા મુલ ગુણ પ્રતિસેવી હોય અને ઉત્તર ગુણ પ્રતિસેવી હોય. મુલ ગુણ પ્રતિસેવી તે પાંચ મહા વ્રતમા દોષ લગાડે. ઉત્તર ગુણ પ્રતિસેવી તે દશવિદ્ધ પચ્ચખાણમા દોષ લગાડે. બકુસ તે ઉત્તર ગુણ પ્રતિસેવી હોય, તે દશવિધ પચ્ચખાણમાં દોષ લગાડે. ઉપલા ત્રણ નિયંઠા અપ્રતિસેવી હોય.

**૭ નાણદ્વારઃ**—આગલા ત્રણ નિયંઠામા ત્રણ જ્ઞાનની ભજના. કષાંય કુસીલ અને નિગ્રથમા ચાર જ્ઞાનની ભજના. સનાતકમાં કેવલજ્ઞાન નિયમા. હવે જ્ઞાનની વૃદ્ધિ કહે છે પુલાકવાળા જઘન્ય નવમા પુર્વની ત્રીજી આચાર વથુભણે, ઉત્કૃષ્ટા. નવ પુર્વ ભણે. બકુસ, પ્રતિસેવણા એ બે નિયંઠાવાળા જ૦ આઠ પ્રવચન માતાભણે, ઉત૦ દશપુર્વભણે. કષાયકુસીલ અને નિગ્રંથ એ બે નિયંઠાવાળા જ૦ આઠ પ્રવચન માતાભણે, ઉત૦ ચૌદ પુર્વભણે. સનાતકવાળા સૂત્રથી વ્યતિરિક્ત.

**૮ તીર્થદ્વારઃ**—આગલા ત્રણ નિયંઠા તીર્થમાં લાભે. ઉપલા ત્રણ નિયંઠા તીર્થ, અતીર્થ, તિર્થંકર અને પ્રત્યેક બુધ એ ચારમાં લાભે.

**૯ લિંગદ્વારઃ**—દ્રવ્યલિંગ આશ્રી સ્વલિંગ. અન્યલિંગ, અને ગ્રહલિંગમાં છ એ નિયંઠા લાભે. ભાવલિંગ આશ્રી સ્વલિંગમાં છએ નિયંઠા લાભે. અન્યલિંગ અને ગ્રહલિંગમાં એકે નિયંઠો ન લાભે.

**૧૦ શરીરદ્વારઃ**—પુલાક, નિગ્રંથ અને સનાતક એ ત્રણ નિયંઠામાં ત્રણ શરીરલાભે. ઉદારીક, તેજસ અને કાર્મણ. બકુસ, પ્રતિસેવણા

એ બે નિયંઠામા ચાર શરીર લાભે. ઉદારીક, વિક્રય, તેજસ અને કાર્મણ. કષાય કુસીલમાં પાંચે શરીરલાભે.

૧૧ ક્ષેત્રદ્વાર:—પંદર કર્મભૂમિમા જન્મ છત આશ્રી છ એ નિયંઠા લાભે. અકર્મભૂમિમાં એકે નિયંઠો ન લાભે. સાહારણ આશ્રી સર્વક્ષે ત્રમાં પુલાકવરજીને પાચ નિયંઠાલાભે.

૧૨ કાલદ્વાર:—ઊત્સર્પિણીકાલમા, અવસર્પિણીકાલમા, અને નોઉત્સર્પિણી નોઅવસર્પિણીકાલમાં છ એ નિયંઠાલાભે. હવે અવસર્પિણીકાલમાં જન્મ છત આશ્રી, પહેલે બીજે આરે એકે નિયંઠો ન લાભે ત્રીજે ચોથે આરે છ એ નિયંઠા લાભે. પાંચમે આરે જન્મ આશ્રી બકુસ, પ્રતિસેવણા અને કષાયકુસીલ. એ ત્રણ નિયંઠા લાભે. છત આશ્રી છએ નિયંઠા લાભે. છઠે આરે એકે નિયંઠો ન લાભે. સાહારણ આશ્રી છએ આરામાં પુલાકવરજી પાંચ નિયંઠા લાભે. ઉત્સર્પિણીકાલમાં જન્મ છત આશ્રી પહેલે આરે એકે નિયંઠા ન લાભે. બીજે આરે જન્મ આશ્રી છએ નિયંઠા લાભે. છત આશ્રી એકે નિયંઠો ન લાભે. ત્રીજે ચોથે આરે જન્મ છત આશ્રી છએ નિયંઠા લાભે. પાંચમે છઠે આરે એકે નિયંઠો ન લાભે. સાહારણ આશ્રી છએ આરામાં પુલાકવરજી ને પાચ નિયંઠાલાભે. નોઉત૦ નોઅવ૦ સુસમ સુસમ પલીભાગ તે દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રમાં એકે નિયંઠો ન લાભે. નોઉત૦ નોઅવ૦ સુસમ પલીભાગ તે હરિવાસ રમકવાસ ક્ષેત્રમાં એકે નિયંઠો ન લાભે. નોઉત૦ નોઅવ૦ સુસમ દુસમ પલીભાગ તે હેમવય હિરણવય ક્ષેત્રમાં એકે નિયંઠો ન લાભે. નોઉત૦ નોઅવ૦ દુસમ સુસમ પલીભાગ તે પાચ મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ છત આશ્રી છએ નિયંઠા લાભે. સાહારણ આશ્રી ચારે પલીભાગમાં પુલાકવરજી ને પાંચ નિયંઠાલાભે.

૧૩ ગતિદ્વાર.—આરાધીક આશ્રી પાંચ નિયંઠાવાળા વૈમાનીકમા જાય તે કહે છે—પુલાકવાળો જઘન્ય પહેલે દેવલોકે, ઉત્કૃષ્ટો આઠમે દેવલોકે જાય બકુસ અને પ્રતિસેવણાવાળા જ૦ પહેલે દેવલોકે,

ઉ૦ બારમે દેવલોકે જાય. કષાયકુસીલવાળા જ૦ પહેલે દેવલોકે ઉ૦ અનુત્તર વૈમાનમાં જાય. નિગ્રંથવાળા જઘન્ય ઉત્કૃષ્ટા અનુત્તર વૈમાનમાં જાય. સનાતકવાળા મોક્ષમાં જાય. પાંચ નિયંઠાવાળા વિરાધીક આશ્રી જ૦ ભવનપતિમાં, ઉત૦ પહેલે દેવલોકે ઉપજે. તિહાં પદવી એકે ન પામે. અને આરાધિકવાળા પાંચ પદવી પામે તે કહે છે. ૧ ઇંદ્રની, ૨ સામાનીકની, ત્રાયત્રિંસકની, ૪ લોકપાલની, ૫ અહમેંદ્રની. તેમાં આગલા ત્રણ નિયંઠાવાળા અહમેંદ્રની વરજીને ચાર પદવી પામે. કષાય૦ કુસીલવાળા પાંચ પદવી પામે. નિગ્રંથવાળા એકજ અહમેંદ્રની પદવી પામે. સનાતકવાળા મોક્ષમાં જાય.

૧૪ **સ્થિતિદ્વારઃ**—પુલાકવાળા જઘ૦ પ્રથક પલ્યોપમની, ઉત૦ ૧૮ સાગરોપમની સ્થિતિ પામે. બકુસ અને પ્રતિસેવણાવાળા જઘ૦ પ્રથક પલ્યોપમની, ઉત૦ ૨૨ સાગરોપમની સ્થિતિ પામે. કષાયકુસીલવાળા જઘ૦ પ્રથક પલ્યોપમની, ઉત૦ ૩૩ સાગરોપમની સ્થિતિ પામે. નિયઠાવાળા અજઘન્ય ઉત૦ ૩૩ સાગરની સ્થિતિ પામે. સનાતકવાળા અક્ષય સ્થિતિ પામે.

**૧૫ સંજમનાં સ્થાનકદ્વારઃ**—આગલા ચાર નિયંઠાનાં સંજમનાં સ્થાનક અસંખ્યાતા છે. ઉપલા બે નિયંઠાનો સંજમનો સ્થાનક એક છે. તેનો અલ્પબહુત્વ કહે છે. સર્વથી થોડા નિગ્રંથ અને સનાતક એ બેનો સંજમનો એક સ્થાનક છે. તેથી પુલાકના સંજમના સ્થાનક અસંખ્યાતગુણા. તેથી બકુસના સંજમના સ્થાનક અસંખ્યાતગુણા. તેથી પ્રતિ- સેવણાના સંજમના સ્થાનક અસંખ્યાતગુણા. તેથી કષાયકુસીલના સંજમના સ્થાનક અસંખ્યાતગુણા.

**૧૬ નીકાસદ્વારઃ**—છ એ નિયંઠાનાં ચારિત્ર પરજવ અનંતા છે. પુલાક તે પુલાકસંઘાતે હીણ હોય, તુલ્ય હોય, અને અધિક પણ હોય. જો હીણ હોય તો અનંતભાગ હીણ, અસંખ્યાતભાગ હીણ, સખ્યાતભાગ હીણ, સંખ્યાતગુણ હીણ, અસંખ્યાતગુણ હીણ, અનંત-

ગુણહીણ, છઠ્ઠાણવડીએ. અને તુલ્ય પણ હોય. અને અધિક હોય તો અનંતભાગ અધિક, અસંખ્યાતભાગ અધિક, સંખ્યાતભાગ અધિક, સંખ્યાતગુણ અધિક. અસંખ્યાતગુણ અધિક, અનંતગુણ અધિક. છઠ્ઠાણવડીએ. પુલાક તે બકુસ અને પ્રતિસેવણા એ એથી અનંતગુણહીણ. કષાયકુસીલ સંઘાતે છઠ્ઠાણવડીએ. પુલાક તે ઉપલા એથી અનંતગુણહીણ ॥ ૧ ॥ બકુસ તે પુલાકથી અનંતગુણ અધિક. બકુસ, પ્રતિસેવણા અને કષાયકુસીલ એ ત્રણ સંઘાતે છઠ્ઠાણવડીએ. ઉપલા એથી અનંતગુણહીણ. ॥ ૨ ॥ પ્રતિસેવણા તે પુલાકથી અનંતગુણ અધીક. બકુસ, પ્રતિસેવણા અને કષાયકુસીલ એ ત્રણ સંઘાતે છઠ્ઠાણવડીએ. ઉપલા એથી અનંતગુણહીણ ॥ ૩ ॥ કષાયકુસીલ તે આગલા ચાર સંઘાતે છઠ્ઠાણવડીએ. ઉપલા એથી અનંતગુણહીણ. ॥ ૪ ॥ નિગ્રંથ તે આગલા ચારથી અનંતગુણ અધીક. પોતા સંઘાતે તુલ્ય. સનાતક સંઘાતે પણ તુલ્ય. ॥ ૫ ॥ સનાતક તે આગલા ચારથી અનંતગુણ અધીક. નિગ્રંથ અને સનાતક સંઘાતે તુલ્ય. ॥ ૬ ॥ હવે ચારિત્રના પરજવનું અલ્પબહુત્વ કહે છે—સર્વથી થોડા પુલાક તથા કષાયકુસીલના જઘન્ય ચારિત્ર પરજવ માંહોમાંહે તુલ્ય ને સર્વથી થોડા. તેથી પુલાકના ઉત્કૃષ્ટા ચારિત્ર પરજવ અનંતગુણા. તેથી બકુસ અને પ્રતિસેવણાના જઘન્ય ચારિત્ર પરજવ માંહોમાંહે તુલ્ય ને અનંતગુણા. તેથી બકુસના ઉત્કૃષ્ટા ચારિત્ર પરજવ અનંતગુણા. તેથી પ્રતિસેવણાના ઉત્કૃષ્ટા ચારિત્ર પરજવ અનંતગુણા. તેથી કષાયકુસીલના ઉત૦ ચારિત્ર પરજવ અનંતગુણા. તેથી નિગ્રંથ અને સનાતકના અજઘન્ય ઉત્કૃષ્ટા ચારિત્ર પરજવ માંહોમાંહે તુલ્ય ને અનંતગુણા.

**૧૭ જોગદ્વાર**.—આગલા પાંચ નિયંઠા સજોગી હોય. સનાતક સજોગી હોય અને અજોગી પણ હોય.

**૧૮ ઉપયોગદ્વાર**:—સાગારા ઉપયોગ અને અણાગારા ઉપયોગમાં છએ નિયંઠા લાભે.

**૧૯ કષાયદ્વારઃ**—આગલા ત્રણ નિયંઠામાં સંજલની ચાર કષાય લાભે. કષાયકુસીલ નિયંઠામાં સંજલની ચાર કષાય લાભે, ત્રણ લાભે તો ક્રોધ વરજીને. બે લાભે તો માન વરજીને, એક લાભે તો સંજલનો લોભ હોય. નિગ્રંથ અકષાઈ તે ઉપસંત કષાય હોય અને ક્ષીણકષાઈ પણ હોય. સનાતક અકષાઈ તે ક્ષીણ કષાય હોય.

**૨૦ લેસ્યાદ્વારઃ**—આગલા ત્રણ નિયંઠામાં તેજુ—પદ્મ—સુકલ એવં ત્રણ લેસ્યા લાભે. કષાયકુસીલમાં ૬ લેસ્યા લાભે. નિગ્રંથમાં એકજ સુકલ લેસ્યા લાભે. સનાતકમાં પરમ સુકલ લેસ્યા હોય અને અલેસી પણ હોય.

**૨૧ પરિણામદ્વારઃ**—વર્ધમાન પરિણામમા ૬ એ નિયંઠા લાભે. હાયમાન પરિણામમાં આગલા ચાર નિયંઠા લાભે. અવસ્થિત પરિણામમાં ૬ એ નિયંઠા લાભે. આગલા ચાર નિયંઠાનું વૃધમાન જઘ૦ એક સમય; ઉત૦ અંતરમુહૂર્ત. ઉપલા બેનું વૃધમાન જઘ૦ ઉત૦ અંતરમુહૂર્ત આગલા ચાર નિયંઠાનું હાયમાન જઘ૦ એક સમય ઉત૦ અંતરમુહૂર્ત ઉપલા બેનું હાયમાન નથી. આગલા ચાર નિયંઠાનુ અવસ્થિત જઘ૦ એક સમય, ઉત૦ સાતસમય. નિગ્રંથનું અવસ્થિત જઘ૦ એક સમય, ઉત૦ અંતરમુહૂર્ત. સનાતક નિયંઠાનું અવસ્થિત જઘ૦ અંતરમુહૂર્ત, ઉત૦ દેશે ઉણાક્રોડ પુર્વનું.

**૨૨ બંધદ્વારઃ**—પુલાક નિયંઠાવાળા આયુષ્ય વરજીને સાત કર્મ બાંધે, બકુસ અને પ્રતિસેવણાવાળા આઠ કર્મ બાંધે તો પ્રતિપુર્ણ, સાત બાંધે તો આયુષ્ય વરજીને. કષાય કુસીલવાળા આઠ કર્મ બાંધે તો પ્રતિપુર્ણ, સાત બાંધે તો આયુષ્ય વરજીને ૬ બાંધે તો આયુષ્ય, અને મોહનીય વરજીને. નિગ્રંથવાળા એકજ સાતાવેદની કર્મ બાંધે. સનાતકવાળા સાતાવેદની કર્મ બાંધે તથા અબંધક પણ હાય.

**૨૩ વેદદ્વારઃ**—આગલા ચાર નિયંઠાવાળા આઠકર્મવેદે. નિગ્રંથવાળા સાતકર્મવેદે, તે મોહનીય વરજીને. સનાતકવાળા ચારકર્મવેદે, તે વેદની, આયુષ્ય, નામ, અને ગોત્ર.

૨૪ ઉદીરણાદ્વારઃ—પુલાકવાળા ૭ કર્મની ઉદીરણા કરે, તે આયુષ્ય, વેદની વરજીને. બકુસ અને પ્રતિસેવણાવાળા આઠકર્મની ઉદીરણા કરે, સાતની કરે તો આયુષ્ય વરજીને, છની કરે તો આયુષ્ય, વેદની વરજીને. કષાયકુસીલવાળા આઠકર્મની ઉદીરણા કરે, સાતની કરે તો આયુષ્ય વરજીને, છની કરે તો વેદની વરજીને, પાંચની કરે તો મોહનીય વરજીને. નિગ્રંથવાળા પાંચકર્મની ઉદીરણા કરે તો આયુષ્ય, વેદની, અને મોહનીય વરજીને, તથા બેની કરે તો નામ અને ગોત્રની ઉદીરણા કરે સનાતકવાળા નામ અને ગોત્ર એ બેની ઉદીરણા કરે, તથા અણઉદીરક પણ હોય.

૨૫ ઉવસંપજહણાદ્વારઃ-–પુલાકવાળા પુલાકને છાડે તો શું પામે ? કષાયકુસીલ અને અસંજમ એ બે બોલ પામે ? બકુસવાળા બકુસને છાંડે તો શું પામે ? પ્રતિસેવણા, કષાયકુસીલ, અસંજમ, અને સંજમાસજમ. એ ચાર બોલ પામે. પ્રતિસેવણાવાળા પ્રતિસેવણાને છાડે તો શું પામે ? બકુસ, કષાયકુસીલ, અસંજમ અને સંજમાસંજમ એ ચાર બોલ પામે. કષાયકુસીલવાળા કષાયકુસીલને છાંડે તો શું પામે ? પુલાક, બકુસ, પ્રતિસેવણા, નિગ્રંથ, અસંજમ, સંજમા-સંજમ એ ૭ બોલ પામે. નિગ્રંથવાળા નિગ્રંથને છાડે તો શું પામે ? કષાયકુસીલ, સનાતક, અસંજમ. એ ત્રણ બોલ પામે. સનાતકવાળા સનાતકને છાડે તો મોક્ષમા જાય. ( એવં વીશ બોલ. )

૨૬ સંજ્ઞાદ્વારઃ—પુલાક, નિગ્રંથ અને સનાતક એ ત્રણ નો સંજ્ઞાવુત્તા. બકુસ પ્રતિસેવણા, અને કષાયકુસીલ એ ત્રણ સંજ્ઞાવુત્તા હોય, અને નો સંજ્ઞાવુત્તા પણ હોય.

૨૭ આહારદ્વાર.—છએ નિયંઠા આહારીક છે, તેમાં સનાતક અણાહારીક પણ હોય.

૨૮ ભવદ્વારઃ— પુલાકવાળા જઘ૦ એક ભવ કરે, ઉત૦ ત્રણ ભવ કરે. બકુસ, પ્રતિસેવણા, અને કષાયકુસીલવાળા જઘ૦ એક ભવ કરે,

ઉત૦ આઠ ભવ કરે. નિગ્રંથવાળા જઘ૦ એક ભવ કરે, ઉત૦ ત્રણ ભવ કરે, સનાતક નિયંઠાવાળા તેજ ભવે મોક્ષમાં જાય

**૨૯ આકરખા** (આકર્ષા) **દ્વારઃ**— એક ભવ આશ્રી પુલાક-નિયંઠો જઘ૦ એકવાર આવે, ઉત૦ ત્રણવાર આવે. બકુસ, પ્રતિસેવણા, અને કષાયકુસીલ એ ત્રણ નિયંઠા જઘ૦ એકવાર આવે, ઉત૦ ૯૦૦ વાર આવે. નિગ્રંથ જઘ૦ એકવાર આવે, ઉત૦ બેવાર આવે. સનાતક એકજવાર આવે. હવે ઘણા ભવ આશ્રી પુલાક જઘ૦ બેવાર આવે, ઉત૦ સાતવાર આવે. બકુસ, પ્રતિસેવણા, અને કષાયકુસીલ એ ત્રણ નિયંઠા જઘ૦ બેવાર આવે, ઉત૦ ૭૨૦૦ વાર આવે. નિગ્રંથ જઘ૦ બેવાર આવે, ઉત૦ પાંચવાર આવે.

**૩૦ સ્થિતિ** (કાલ) **દ્વારઃ**—એક જીવ આશ્રી પુલાકની સ્થિતિ જઘ૦ ઉત૦ અંતરમુહૂર્તની. બકુસ, પ્રતિસેવણા, અને કષાયકુસીલ એ ત્રણ નિયંઠાની સ્થિતિ જઘ૦ એક સમયની, ઉત૦ દેશેઉણા ક્રોડપુર્વની નિગ્રંથની સ્થિતિ જઘ૦ એક સમયની, ઉત૦ અંતરમુહૂર્તની. સનાતકની સ્થિતિ જઘ અંતરમુહૂર્તની, ઉત૦ દેશેઉણા ક્રોડપુર્વની. હવે ઘણા જીવ આશ્રી, પુલાક તથા નિગ્રંથની સ્થિતિ જઘ૦ એક સમયની, ઉત૦ અંતરમુહૂર્તની. બાકીના ચાર નિયંઠાની જઘ૦ ઉત૦ સવઘાકાલની.

**૩૧ આંતરાદ્વારઃ**—એક જીવ આશ્રી, આગલા પાંચ નિયંઠાનું આંતરૂં જઘ૦ અંતરમુહૂર્તનું, ઉત૦ અડધ પુદ્દગલ પરાવર્તન દેશે ઉણાનું. સનાતકનું આંતરૂં નથી. હવે ઘણા જીવ આશ્રી, પુલાકનું જઘ૦ એક સમયનું, ઉત૦ સંખ્યાતા વરસનું. નિગ્રંથનું જઘ૦ એક સમયનું ઉત૦ છમાસનું. બાકીના ચાર નિયંઠાનું આંતરૂં નથી.

**૩૨ સમુદ્દઘાતદ્વારઃ**—પુલાકમા પ્રથમની ત્રણ સમુદ્ઘાત લાભે. બકુસ અને પ્રતિસેવણામાં પ્રથમની પાંચ સમુદ્ઘાતલાભે. કષાયકુસીલમાં કેવલ સમુદ્ઘાત વરજીને બાકી ૭ સમુદ્ઘાત લાભે. નિગ્રંથમા સમુદ્-ઘાત નથી. સનાતકમાં એકજ કેવલ સમુદ્ઘાતલાભે.

**૩૩ ક્ષેત્ર (લોક) દ્વાર.** આગલા પાંચ નિયંઠા લોકને અસંખ્યાતમે ભાગે હોય. સનાતકલોકને અસંખ્યાતમે ભાગે, ઘણે અસંખ્યાતમે ભાગે, સર્વલોકમાં પણ હોય.

**૩૪ સ્પર્શનાદ્વાર:**—આગલા પાંચ નિયંઠા લોકને અસંખ્યાતમે ભાગે સ્પર્શયા છે. સનાતક લોકને અસંખ્યાતમે ભાગે, ઘણે અસંખ્યાતમે ભાગે, સર્વલોકમાં સ્પર્શયો છે.

**૩૫ ભાવદ્વાર:**—આગલા ચાર નિયંઠા ક્ષયોપસમ ભાવે હોય. નિગ્રંથ ઉપસમ તથા ક્ષાયક ભાવે હોય. સનાતક ક્ષાયક ભાવે હોય.

**૩૬ પરિમાણદ્વાર:**—વર્તમાન પડીવજમાણ આશ્રી પુલાક, બકુસ અને પ્રતિસેવણા એ ત્રણ નિયંઠાવાળા હોય–પણ, અથવા ન પણ હોય, જો હોય તો જઘન્ય ૧–૨–૩ ઉત૦ પ્રથક સો તે ૯૦૦ હોય. કષાયકુસીલવાળા હોયપણ, અથવા ન પણ હોય, જો હોય તો જઘન્ય ૧–૨–૩ ઉત૦ પ્રથક હજાર તે ૯૦૦૦ હોય નિગ્રંથવાળા હોય પણ અથવા ન પણ હોય. જો હોય તો જઘન્ય ૧–૨–૩ ઉત૦ ૧૬૨ તેમાં ૫૪ ઉપસમશ્રેણીવાળા, અને ૧૦૮ ક્ષપકશ્રેણીવાળા હોય. સનાતકવાળા હોય પણ, અને ન પણ હોય. જો હોય તો જઘન્ય ૧—૨–૩ ઉત૦ ૧૦૮ ક્ષપકશ્રેણીવાળાહોય. હવે પુર્વ પડીવજમાણઆશ્રી પુલાકવાળા હોયપણ, અથ ા ન પણ; હોય. જો હોય તો જઘન્ય ૧–૨–૩ ઉત. ૯૦૦૦ હોય. બકુસ અને પ્રતિસેવણાવાળા જઘન્ય પ્રથક સેં ક્રોડી, ઉત૦ પ્રથક સેં ક્રોડી. કષાય કુસીલવાળા જઘન્ય બે હજાર ક્રોડી ઉત૦ નવહજાર ક્રોડી. નિગ્રંથ વાળા હોય પણ અથવા ન પણ, હોય. જો હોય તો જઘન્ય ૧–૨–૩ ઉત૦ ૯૦૦ હોય. સનાતકવાળા જઘન્ય: બેક્રોડ, ઉત૦ નવ ક્રોડ હોય.

**૩૭ અલ્પ બહુત્વદ્વાર:**—સર્વથી થોડા નિગ્રંથવાળા, તેથી પુલાકવાળા સંખ્યાતગુણા, તેથી સનાતકવાળા સંખ્યાતગુણા તેથી બકુસવાળા સંખ્યાતગુણા તેથી પ્રતિસેવણાવાળા સંખ્યાતગુણા તેથી, કષાયકુસીલવાળા સંખ્યતાગુણા

**ઇતિશ્રી નિયંઠાનો થોકડો સમાપ્ત.**

# શ્રી ખંડા જોયણનો થોકડો

## સૂત્રથી જંબુદ્વીપપન્નતિનો અધિકાર,

**ખંડા જોયણ વાસા, પવ્વય કૂડાય તિત્થ સેઢીઓ**
**વિજય દ્દહ લિ ાઓ, પિંડએ હોઇ સંગહણી. ॥ ૧ ॥**

એક લાખ યોજન લાંબા પહોળા જંબુદ્વીપમાં (જેમાં આપણે રહીએ છીએ તે) ૧ ખંડ, ૨ યોજન, ૩ વાસ, ૪ પર્વત, ૫ કુટ (પર્વત ઉપરના) ૬ તિર્થ, ૭ શ્રેણી, ૮ વિજય, ૯ દ્રહ અને ૧૦ નદીઓ કેટલી છે? એ બતાવશે.

હવે એક લાખ જોજન લાંબો પહોળો જંબુદ્વીપ કેવો છે, તે વાટલાને આકારે છે. તે વાટલો તેલના પુડલાને આકારે છે ૧ વાટલો રથના પૈડાને આકારે છે. ૨ વાટલો કમળની કર્ણિકાને આકારે છે ૩ વાટલો પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ૪ તેની પરિધિ ૩ લાખ ૧૬ હજાર ૨૨૭ જોજન ૩ કોશ ૧૨૮ ધનુષ્યને ૧૩ાા અંગુલ ઝઝેરાની છે.

**પહેલો ખંડા દ્વાર:**–જંબુદ્વીપના ભારત સરખા ૧૯૦ ખાંડવા છે. તે કેમ:—ભરતક્ષેત્રનું ૧ ખાડવુ ચુલહેમવંત પર્વતના ૨ ખાંડવા હેમવયક્ષેત્રના ચાર ખાંડવા, મહાહેમવંત પર્વતના આઠ ખાંડવા હરિવાસક્ષેત્રના ૧૬ ખાડવા નિષઢ પર્વતના ૩૨ ખાંડવા, મહાવિદેહક્ષેત્રના ૬૪ ખાંડવા, નિલવંત પર્વતના ૩૨ ખાંડવા રમકવાસક્ષેત્રના ૧૬ ખાંડવા, રૂપિ પર્વતના ૮ ખાંડવા હિરણવયક્ષેત્રના ૪ ખાડવા, શિખરિ પર્વતના ૨ ખાંડવા, ઇરિવતક્ષેત્રનું ૧ ખાંડવું એમ સર્વ મળીને વિખંભ પહોળપણે દક્ષિણ ઉત્તરે થઈને, ભરત જેવડા પહોળપણે ૧૯૦ ખાંડવા થાય. ઇતિ પહેલો ખંડાદ્વાર સમાપ્તં. ॥ ૧ ॥

**બીજો જોયણદ્વાર.**—જોયણ કહેતાં, જંબુદ્વિપના ચારે હાંસે જોજન જોજનના ખંડ કરીએ ત્યારે સાતસેં નેવું કોડ છપ્પનલાખ ચોરાણું હજાર એકસોને પચાસ ચોરસા થાય; ઉપરે ૧ કોશ પનરસે પનર ધનુષ્ય અને ૬૦ અંગુલ વધે ઈતિ બીજો જોયણદ્વાર સમાપ્ત. ॥ ૨ ॥

**ત્રીજો વાસાદ્વારઃ**—વાસા કહેતાં, જંબુદ્વિપને વિષે ૭ ક્ષેત્ર. ૧ ભરત, ૨ હેમવય, ૩ હરિવાસ, ૪ મહાવિદેહ, ૫ રમકવાસ, ૬ હિરણવય ૭ ઈરિવત એ ૭ ક્ષેત્ર તથા એક મહાવિદેહના ૪ ભાગ ગણિયે તો ૮ પૂર્વમહાવિદેહ ૮ પશ્ચિમમહાવિદેહ ૯ દેવકુરૂ એમ ૬ને ૪ ભેળવતાં ૧૦ ક્ષેત્ર થાય. તેનું વિખંભપણુ ૧ બહા ૨ જીવા ૩ ધનુષપિઠ ૪, એ ૪ કહે છેઃ—ભરતક્ષેત્રના ૨ ભેદ દક્ષિણભરત ૧, ઊત્તરભરત ૨, દક્ષિણભરતનું વિખંભપણુ ૨૩૮ જોજનને ૩ કાળનું. એની બાહા નથી. તેની જીવા ૯૭૪૮ જોજનને ૧૨ કલાની તેની ધનુષપિઠ ૯૭૬૬ જોજનને ૧ કલા ઝાઝેરી—હવે ઊત્તરભરતનું વિખંભ—પણું ૨૩૮ જોજનને ૩ કળાનું. તેની બાહા ૧૮૯૨ જોજનને સાડી સાત કલાની. તેની જીવા ૧૪૪૭૧ જોજનને ૬ કલા માઠેરી. તેની ધનુષપિટ ૧૪૫૨૮ જોજનને ૧૧ કલાની. એજ પ્રમાણે ઈરિવતક્ષેત્રનું જાણવું (૧–૨) ૧ હેમવય, ૨ હિરણવય એ બે ક્ષેત્રનું પહોળપણું ૨૧૦૫ જોજનને ૫ કલાનું. તેની બાહા ૬૭૫૫ જોજનને ૩ કલાની તેની જીવા ૩૭૬૭૪ જોજનને ૧૬ કલાની. તેની ધનુષપીઠ ૩૮૭૪૦ જોજનને ૧૦ કલાની (૩–૪) હરિવાસ ૧ રમકવાસ ૨, એ બે ક્ષેત્રનું વિખંભપણું ૮૪૨૧ જોજનને ૧ કલાનું તેની બાહા ૧૩૩૬૧ જોજનને ૬॥ કલાની તેની જીવા ૭૩૯૦૧ જોજનને ૧૭॥ કલાની. તેની ધનુષપિઠ ૮૪૦૧૬ જોજનને ૪ કલાની. (૫–૬) પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહનું વિખંભ પણું. ૩૩૬૮૪ જોજનને ૪ કલાનુ, તેની બાહા ૩૩૭૬૭ જોજનને ૭ કલાની. તેની જીવા ૧ લાખ જોજનની. તેની ધનુંષિપઠ ૧૫૮૧૧૩ જોજનને ૧૬ કલા ઝાઝેરી, (૭–૮) દેવકુરૂ,

ઊત્તરકુરૂ એ બે ક્ષેત્રનું વિખંભપણું ૧૧૮૪૨ જોજનને ૨ કલાનું. તેની બાહા નથી. તેની જીવા ૫૩૦૦૦ જોજનની. તેની ધનુષપિઠ ૬૦૪૧૮ જોજનને ૧૨ કલાની (૯–૧૦) ઇતિ ત્રીજો વાસાદ્વાર સમાપ્તં ॥ ૩ ॥

**ચોથો ગ્રંતદ્વારઃ**–પ૦વય કહેતાં જંબુદ્વિપને વિષે ૨૬૯ પર્વત છેઃ– ૬ વર્ષધર પર્વત, ૧ મેરૂ, ૧ ચિત્ત, ૧ વિચિત્ત, ૨ જમક, ૨૦૦ કંચનગિરિ, ૪ ગજદંતા, ૧૬ વખારા, ૩૪ લાંબા વૈતાઢ્ય ૪ વાટલા વૈતાઢ્ય એ સર્વ મળીને ૨૬૯ પર્વત છે. તેમનું ઉંચપણું. ઉંડપણું, વિખંભપણું, બાહા જીવા, ધનુષપિઠ આ પ્રમાણેઃ– ૧ ચુલ હિમવંત, ૨ શિખરી, એ બે પર્વત સો સો જોજનના ઊંચા છે, અને પચીસ પચીસ જોજનના ધરતીમાં ઉંડા છે. તેમનું પહોળપણું ૧૦૫૨ જોજનને ૧૨ કલાનું છે. તેમની બાહા ૫૩૫૦ જોજનને ૧૫ાા કલાની તેમની જીવા ૨૪૯૩૨ જોજનને અર્ધકલા માઠેરી, તેમની ધનુષપિઠ ૨૫૨૩૦ જોજન ને ૪ કલાની (૨) મહાહેમવંતને રૂપી એ બે પર્વત બસેં બસેં જોજનના ઉંચા અને પચાસ પચાસ જોજનના ધરતીમાં ઉંડા છે. તેમનું વિખંભપણું ૪૨૧૦ જોજન ને ૧૦ કલાનું. તેમની બાહા ૯૨૭૬ જોજનને ૯ાા કલાની. તેમની જીવા ૫૩૯૩૧ જોજનને ૬ કલા ઝાઝેરી તેમની ધનુષપિઠ ૫૭૨૯૩ જોજનને ૧૦ કલાની (૩, ૪,) નિષઢ ૧ નીલવંત ૨, એ બે પર્વત ચારસો ચારસો જોજનના ઊંચા છે, અને સો સો જોજનના ધરતીમાં ઉંડા છે, તેમનું વિખંભપણું ૧૬૮૪૨ જોજન ને ૨ કલાનું. તેમની બાહા ૨૦૧૬૫ જોજન ને ૨ાા કલાની. તેમની જીવા ૯૪૧૫૬ જોજન ને ૨ કલાની. તેમની ધનુષપિઠ ૧૨૪૩૪૬ જોજન ને ૯ કલાની. (૫, ૬) એ ૬ વર્ષધર પર્વત થયા. મેરૂપર્વત ૧ લાખ જોજનનો છે. તેમાં ૧ હજાર જોજનનો ધરતીમાં ઊંડો છે, તેમાં પ્રથમ ૨૫૦ જોજન પૃથ્વીમય છે, ૨૫૦ જોજન પાષાણમય છે, ૨૫૦ જોજન વજ્ર હીરા-મય છે, ૨૫૦ જોજન શર્કર પૃથ્વીમય છે, એમ ૧ હજાર જોજનનો ઉંડો છે એ પ્રથમ કાંડ. તે ઉપર નવાણું હજાર જોજનનો મેરૂ

ઉંચો છે. તેમાં પોણાસોળહજાર જોજન અંકરત્નમય છે, પોણાસોળ-હજાર જોજન સ્ફટિક રત્નમય છે, પોણા સોળ હજાર જોજન પીળા સુવર્ણમય છે, પોણા સોળ હજાર જોજન રૂપામય છે. એ ૬૩ હજાર જોજનનો બીજો કાંડ. તે ઉપર ત્રીજોકાંડ છત્રીસહજાર જોજનનો જાંબુનંદ રાતાસુવર્ણમય છે. એ સર્વ મળીને ૧ લાખ જોજનનો મેરૂ પર્વત છે. તે મૂળે ૧૦૦૯૦ જોજન ને એક જોજનના ૧૧ ભાગ કરીએ તેવા ૧૦ ભાગ એટલો ધરતીને મૂળે લાંબો પહોળો છે, દશ હજાર જોજનનો ધરતીને સમભૂતળે લાંબો પહોળો છે, ધરતીથકી અગ્યાર હજાર જોજન ઉંચા જઈયેં ત્યાં નવ હજાર જોજનનો લાંબો પહોળો છે, એમ અગ્યાર અગ્યાર હજારે એક એક હજાર ઘટાડતાં શિખરે ૧ હજાર જોજનનો લાંબો પહોળો છે. તેની ત્રિગુણી ઝાઝેરી પરિધિ છે મેરૂને ૪ વન છેઃ—૧ ભદ્રશાલવન. ૨ નંદનવન, ૩ સોમ-નસવન, ૪ પંડગવન. હવે ભદ્રશાલવન તે મેરૂને ચારે બાજુ ધરતી ઉપર છે તે પૂર્વ પશ્ચિમે બાવીશ બાવીશ હજાર જોજન લાંબું છે, અને અઢીસો અઢીસો જોજન ઉત્તર દક્ષિણે પહોળું છે. તેને એક પદ્મવરવેદિકા છે. એક વનખંડે સઘળે ચારેકોર વીંટી છે. મેરૂપર્વતથી પૂર્વ દિશાએ ૫૦ જોજન વનમાં જઈયેં ત્યાં ૧ સિદ્ધાયતન છે. તે સિદ્ધાયતન ૫૦ જોજનનું લાંબું ને ૨૫ જોજનનું પહોળું છે. અને ૩૬ જોજનનું ઉંચું છે. અનેક સ્તંભ છે. તે સિદ્ધાયતન ને ૩ બારણા છે, પૂર્વે ૧, દક્ષિણે ૨, ઉત્તરે ૩. તેના દરવાજા આઠ આઠ જોજનના ઉંચા છે ને ૪ જોજનના પહોળા છે. તે સિદ્ધાયતનના ઘણું મધ્યદેશ વિભાગને વિષે એક મણિમય પિઠિકા છે. તે ૮ જોજનની લાંબી ને પહોળી છે, ૪ જોજનની જાડપણે છે, તે સર્વ રત્નમય છે. તે ઉપર ૧ દેવછંદો (ગભારો) છે. તે ૮ જોજનનો લાંબો ને પહોળો છે, અને ૮ જોજન ઝાઝેરો ઉંચો છે. ત્યાં જીનપ્રતિમા છે. તેનું વર્ણન, દેવછંદો જાવ ધૂપના કડુછા છે. એમ એક સિદ્ધાયતન વર્ણન કહ્યું તેમ ચારે દિશાએ ૪ સિદ્ધાયતન છે. તે એમજ જાણવા. (ચારે દિશે) મેરૂપર્વતથી

૫૦ જોજન ઈશાન ખુણે વનમાં જઈયેં ત્યાં ૪ વાવડીઓ છે. મેરૂ-પર્વતથી ૫૦ જોજન અગ્નિ ખુણે વનમાં જઈયેં ત્યાં ૪ વાવડીઓ છે. મેરૂપર્વતથી ૫૦ જોજન નૈઋત્ય ખુણે વનમાં જઈયેં ત્યાં ૪ વાવડીઓ છે. મેરૂપર્વતથી ૫૦ જોજન વાયવ્ય ખુણે વનમાં જઈએ ત્યાં ૪ વાવડીઓ છે. તે એકેકી વાવડી ૫૦ જોજનની લાંબી અને ૨૫ જોજનની પહોળી છે, અને દશ દશ જોજનની ઉંડી છે. તેમાંહિ ચારે દિશે તોરણસહિત છે. તે વાવડીઓના નામઃ—૧ પદ્મા, ૨ પદ્મપ્રભા, ૩ કુમુદા, ૪ કુમુદ-પ્રભા. એ ૪ વાવડીઓ મધ્યે ૨ શકેંદ્રના,× અને ૨ ઈશાનેંદ્રના+ મહેલ છે તે ચારે પાંચસો પાંચસો જોજનના ઉંચા છે, અને અઢીસો અઢીસો જોજનના લાંબા ને પહોળા છે, ઉંચા શિખરબંધ છે. ભદ્ર-શાલ વનમાં ૮ (દિગ્હસ્તિ) કુટ છે. ભદ્રશાલવનથી પાંચસે જોજન મેરૂ ઉપર જઈયેં ત્યાં નંદનવન આવે તે નંદનવન ૫૦૦ જોજન ચક્રવાલ વિભગપણે ફરતો વાટલો (વર્તુલ) વલયાને આકારે છે. તે મેરૂપર્વતને દુકડું છે. જ્યાં ઘણા દેવતા દેવાગના હાસ્યરતિ ખેલે છે. ત્યાં પણ ૪ સિદ્ધાયતન, ૧૬ વાવડીઓ, ૪ મહેલ છે. વિસ્તાર પૂર્વની પરે. નંદનવનમાં ૯ કુટ છે. વળી નંદનવન થકી સાડીબાસઠહજાર જોજન ઉંચા જઈયેં ત્યાં સોમનસ વન આવે, તે ૫૦૦ જોજન ચક્રવાલ વિખંભપણે ફરતો વાટલો વલયાને આકારે છે. મેરૂને વીંટી રહ્યું છે. ત્યાં પણ ૪ સિદ્ધાયતન, ૧૬ વાવડીઓ, ૪ મહેલ છે. પૂર્વની પરે. ત્યાંથી ૩૬ હજાર જોજન મેરૂને શિખરે જઈયેં ત્યાં પંડગવનને આવે, તે ૪૯૪ જોજન ચક્રવાલ વિખંભપણે ફરતો વાટલો વલયાને આકારે છે. મેરૂની ચુલિકાને વીંટી રહ્યું છે, પંડગવનને વિષે ૧ ચુલિકા છે. તે ચુલિકા ૪૦ જોજનની ઉંચી છે, ૧૨ જોજનની મૂળે પહોળી છે, ૪ જોજનની મથાળે પહોળી છે, અને આઠ

---

× શકેંદ્રના દક્ષિણની એ બાજુમાં અગ્નિ ને નૈઋત્ય ખુણમાં.

+ ઈશાનેંદ્રના ઉત્તરની એ બાજુમાં ઈશાન ને વાયવ્ય ખુણમાં.

જોજનની વચમાં પહોળી છે. ગાયના પુંછને આકારે છે. સર્વ વૈરૂલિ રત્નમય છે. તેને એક પદ્મવર વેદિકા છે. તે ઉપર ઘણી સમોરમણિક ભૂમિકા છે. તે ચુલિકા ઉપર ૧ સિદ્ધાયતન છે. તે ૧ કોશનું લાંબુ ને અર્ધકોશનું પહોળું છે, અને દેશેઉણું કોશ ઊંચું છે. અનેક સ્તંભા છે. જાવ ધૂપના કડુછા છે. તે પંડગવનમાં ૪ સિદ્ધાયતન, ૧૬ વાવડીઓ, ૪ મહેલ છે, પુર્વની પરે. વળી તે પંડગ વનમાં ૪ અભિષેક શિલા છે, તેના નામઃ—પંડુ શિલા ૧, પંડુકંબલશિલા ૨, રક્ત શિલા ૩, રક્ત કંબલ શિલા ૪, એ ૪ શિલા અર્ધ ચંદ્રમાને આગારે છે. પૂર્વ પશ્ચિમની શિલા ઉત્તર દક્ષિણે પાંચસો પાંચસો જોજનની લાંબી છે, અને પૂર્વ પશ્ચિમે અઢીસો અઢીસો જોજનની પહોળી છે. ઉત્તર દક્ષિણની શિલા પૂર્વ પશ્ચિમે પાંચસો પાચસો જોજનની લાંબી છે, અને ઉત્તર દક્ષિણે અઢીસો અઢીસો જોજનની પહોળી છે, ૪ જોજનની જાડપણે છે, સર્વ કનકમય છે. એ ૪ ને ત્રણ દિશે પાવડીયપગથીયાં છે, પૂર્વ પશ્ચિમની શિલા ઉપર બે બે સિંહાસન છે, અને ઉત્તર દક્ષિણની શિલા ઉપર એકેકું સિંહાસન છે. તે પાંચસો પાચસો ધનુષના લાંબા ને પહોળા છે, અને ૨૫૦ ધનુષના ઉંચા છે, ત્યાં તિર્થંકરદેવનો જન્મ મહોત્સવ કરે છે. જંબુદ્વીપમાં જઘન્ય ૨ તિર્થંકરનો અને ઉત્કૃષ્ટા ૪ તિર્થંકરનો જન્મ મહોત્સવ એકી વખતે થાય છે. મેરૂનાં ૧૬ નામઃ—મંદર ૧, મેરૂ ૨, મનોરમ ૩, સુદર્શન ૪, સ્વયંપ્રભ ૫, ગિરિરાજ ૬, રત્નોચ્ચય ૭, તિલકોપમ ૮, લોકમધ્ય ૯, લોકનાભિ ૧૦, રત્ન ૧૧, સૂર્યાવર્ત ૧૨, સૂર્યાવરણ ૧૩, ઉત્તમ ૧૪, દિશાદિ ૧૫, અવતંશ ૧૬. એ ૧૬ નામ કહ્યાં. (૭) ૧ ચિત્ત, ૨ વિચિત્ત, એ બે પર્વત દેવકુરૂક્ષેત્રમાં છે, નિષઢ પર્વતથી ઉત્તરે ૮૩૪ જોજન ને એક જોજનના ૭ ભાગ કરીએ તેવા ૪ ભાગ જઈએ, ત્યાં સિતોદા નદીને પૂર્વ પશ્ચિમને કાંઠે છે. ૨ જમક નામે બે પર્વત ઉત્તરકુરૂ ક્ષેત્રમાં છે. નીલવંત પર્વતથી દક્ષિણે ૮૩૪ જોજન ને ૧ જોજનના ૭ ભાગ કરીએ તેવા ૪ ભાગ જઈએ, ત્યાં સિતોદા નદીને

પૂર્વ પશ્ચિમને કાંઠે છે, ૨ જનક નામે એ પર્વત ઉત્તરકુરૂ ક્ષેત્રમાં છે. નીલવંત પર્વતથી દક્ષિણે ૮૩૪ જોજન ને ૧ જોજનના ૭ ભાગ કરીએ તેવા ૪ ભાગ જઈએ, ત્યાં સિતા નદીને પૂર્વે પશ્ચિમને કાંઠે છે. ૧ ચિત્ત, ૨ વિચિત્ત, ૪ જમક નામે એ પર્વત. એ ૪ પર્વત ૧ હજાર જોજનના ઉંચા છે, અને અઢીસો જોજનના ધરતીમાં ઉંડા છે. એકહજાર જોજનના મૂળે લાંબા પહોળા છે. સાડા· સાતસેં જોજનના વચમાં લાંબા પહોળા છે. ઉપર પાંચસો જોજનના લાંબા પહોળા છે. તેની ત્રિગુણી ઝાઝેરી પરિધિ છે. (૮ થી ૧૧) બસેં કંચનગિરિપર્વતઃ—સિતા સિતોદા નદીની વચ્ચે પાંચ પાંચ દ્રહ છે. એમ ૧૦ દ્રહ, અને તે એકેક દ્રહ પાસે એકેક કોરે દશ દશ પર્વત, એમ બીજી કોરે પણ દશ દશ પર્વત; એમ ૧૦ દ્રહને બેઉ કાંઠે મળીને વીશ વીશ પર્વત છે. એટલે દશે દ્રહને કાંઠે (કુલ મળીને) બસેં કંચનગિરિ પર્વત થાય. તે સો સો જોજનના ઉંચા છે, પચીસ પચીસ જોજનના ધરતીમાં ઉંડા છે, મૂળે સો જોજનના લાંબા ને પહોળા છે, વચ્ચે પોણોસો જોજનના લાંબા ને પહોળા છે, ઉપર પચાસ જોજનના લાંબા ને પહોળા છે. તેમની ત્રિગુણી ઝાઝેરી પરિધિ છે. (૧૨ થી ૨૧૧) હવે ૪ ગજદંતા કહે છેઃ–૧ ગંધમાદન, ૨ માલવંત, ૩ વિજ્જુપ્રભ, ૪ સોમનસપ્રભ, એ ૪ ગજદંતા તેઃ–નિષઢથી બે, નિલવંતથી બે ગજદંતા નીકળીને મેરૂ પાસે ચારે આવીને અડકી રહ્યા છે. તે ૩૦૨૦૯ જોજન ને ૬ કલાના લાંબા છે. નિષઢ ને નિલવંતને અડતાં ચારસો ચારસો જોજનના ઉંચા છે, અને સો સો જોજનના ધરતીમાં ઉંડા છે, અને પાંચસો પાંચસો જોજનના પહોળા છે. મેરુ પાસે જઈએ ત્યાં પાંચસો પાંચસો જોજનના ઉચા છે, અને સવાસો સવાસો જોજનના ધરતીમાં ઉંડા છે, ઘટતા અંગુલને અસંખ્યાતમે ભાગે પહોળા છે. એ હસ્તિના દાંતને આકારે છે. ( ૨૧૨ થી ૨૧૫ ) સોળ વખારા પર્વતઃ–ચિત્ત ૧, વિચિત્ત ૨, નલીન ૩, એકશૈલ ૪, ત્રિકુટ ૫, વેસમણ ૬, અંજણ ૭,

માયંજણ ૮, અંકાવઈ ૯, પમ્હાવઈ ૧૦, આશિવિષ ૧૧, સુહાવહ ૧૨, ચંદે ૧૩, સૂરે ૧૪, નાગે ૧૫, દેવે ૧૬, એ ૧૬ તે ૧૬૫૯૨ જોજનને ૨ કલાના લાંબા છે. પાચસો પાંચસો જોજનના પહોળા છે. નિષધ નિલવંતથી નીકળતાં ચારસો ચારસો જોજનના ઉંચા છે, અને સો સો જોજનના ધરતીમાં ઉંડા છે. સિતા સિતોદા નદીની પાસે પાંચસો પાંચસો જોજનના ઉંચા છે, અને સવાસો સવાસો જોજનના ધરતીમાં ઉંડા છે. પાંચસો પાંચસો જોજનના પહોળા છે. વખારા પર્વત ઘોડાના ખંધને આકારે છે. (૨૧૬ થી ૨૩૧). ચોત્રીશ લાંબા વૈતાઢ્ય:–તેમાં ૧ ભરતનો વૈતાઢ, ૧ ઇરિવનનો વૈતાઢ, અને ૩૨ વિજયના ૩૨, એમ ૩૪ વૈતાઢ. ને પચીસ પચીસ જોજનના ઉંચા છે, અને સવા ૭ જોજનના ધરતીમાં ઉંડા છે. પચાસ પચાસ જોજનના પહોળા છે. તેમની બાહા ૪૮૮ જોજનને ૧૬ાા કલા ઝાઝેરી છે. તેમની જીવા ૧૦૭૨૦ જોજનને ૧૨ કલાની, તેમની ધનુષપિઠ ૧૦૭૪૩ જોજનને ૧૫ કલાની. એકેક વૈતાઢે બે બે ગુફા તે:—૧ તિમિસ ગુફા ૨ ખંડ પ્રપાત ગુફા. એ ૨ ગુફાઓ પચાસ પચાસ જોજનની લાંબી છે, અને ૧૨ જોજનની પહોળી છે. અને ૮ જોજનની ઉચી છે. તેમાં બે બે નદી છે, તેનાં નામ:—ઉમગજલા ૧, નિમગજલા ૨ તે ગુફામાં એકવીશ જોજન જઇએ ત્યા ઉમગજલા નદી આવે. તે ત્રણ જોજનના પહોટમાં છે. તેમા હાથી, ઘોડા, બળદ, મનુષ્યનું કલેવર, કચરો પડે તેને ત્રણવાર ભમાડી ઉછાળી બહાર નાખે તે કારણે ઉમગજલા કહીએ. ત્યાંથી ૨ જોજન આઘા જઇએ ત્યાં નિમગજલા નદી આવે તે ૩ જોજનના પહોટમાં છે. તેમાં હાથી, ઘોડા, મનુષ્ય બળદનું કલેવર, અનેરૂં પુદ્દગલ પડે તેને ત્રણવાર ભમાડીને હેઠું (નદીએ) બેસાડે તે કારણે નિમગજલા કહીએ. શેષ ૩૨ દીર્ઘ વૈતાઢ મહાવિદેહક્ષેત્રમા છે. તે પણ એ સરખા છે, પણ તેને બાહા, જીવા, ધનુષપિઠ નથી. તે પલંગને આકારે છે. (૨૩૨ થી ૨૬૫). હવે ૪ વાટલા વૈતાઢ કહે છે:—સદ્દાવઈ ૧, વિયરાવઈ

૨, ગંધાવઈ ૩, માલવંત ૪. એ ૪ વાટલા વૈતાઢ્ય જુગલિયાના ક્ષેત્રમાં છે. તે ૧ હજાર જોજનના ઉંચા છે. ૨૫૦ જોજનના ધરતીમાં ઉંડા છે. મૂળે ૧ હજાર જોજનના લાંબાને પહોળા છે. ધાન્યના કોઠારને આકારે છે. તેની પરિધિ ૩૧૬૨ જોજન ઝાઝેરાની છે. શ્વેત વર્ણે છે. એવં સર્વ મળીને ૨૬૯ પર્વત થયા. (૬૬ થી ૨૬૯). ઇતિ ૪થો પર્વત દ્વાર સમાપ્ત ॥ ૪ ॥

**પાંચમો કુટદ્વાર:**—કુડાય કહેતાં જંબુદ્વીપમાં ૫૨૫ કુટ છે. તેમાં ૪૬૭ કુટ પર્વત ઉપર છે. તેનું વિવરણ કહે છે;—૩૪ દીર્ઘવૈતાઢ્ય, નિષઢ ૧, નિલવંત ૨, મેરૂ ૩, એ ૩૭ પર્વત અને વિજ્જુપ્રભ ૧, માલવંત ૨, એ ૨ ગજદંતા એ ૩૯ પર્વત ઉપરે નવ નવ કુટ છે. ૩૯ ને નવે ગુણતાં ૩૫૧ કુટ થાય. ચુલહિમવંત ને શિખરિ એ ૨ પર્વત ઉપર અગ્યાર અગ્યાર કુટ છે. એ ૨૨ થયા. મહાહિમવંત ને રૂપી એ બે પર્વત ઉપરે આઠ આઠ કુટ છે. એ ૧૬ કુટ. સોળ વખારા પર્વત ઉપરે ચાર ચાર કુટ છે. એ ૬૪ કુટ. સોમનસપ્રભ ૧, ગંધમાદન ૨, એ ૨ ગજદંતા ઉપરે સાત સાત કુટ છે, એ ૧૪ કુટ. એ સર્વ મળીતે ૪૬૭ કુટ પર્વત ઉપરના થયા. અને શેષ ૫૮ કુટ ભૂમિ ઉપરના છે, તે કહે છેઃ—૩૪ ઋડષભ કુટ તે ૧ ભરતનો, ૧ ઇરવતનો, અને ૩૨ વિજયના ૩૨ એમ ૩૪, અને ભદ્રશાલ વનના ૮ દેવકુરૂના ૮ ઉત્તર કુરૂના ૮ એ સર્વ મળીને ૫૮ કુટ, ભૂમિ ઉપરના થયા. એ સર્વ મળીને ૫૨૫ કુટ થયા. ઇતિ ૫ મો કુટદ્વાર સમાપ્ત.

**છઠ્ઠો તિર્થદ્વાર:**—તિત્થ કહેતાં જંબુદ્વીપ મધ્યે ૧૦૨ તિર્થ છે. તે ૩૨ વિજય, ૧ ભરત. ૧ ઇરિવત, એ ૩૪ ઠેકાણાં છે. તેમાં દરેકમાં ત્રણ ત્રણ તિર્થ છેઃ—માગધ ૧, વરદાસ ૨, પ્રભાસ ૩, એ ત્રણ. તે અગ્નિ ખુણે ૧, નૈઋત્ય ખુણે ૨, વાયવ્ય ખુણે ૩, એ ૩૪ ત્રિ. ૧૦૨ તિર્થ થાય. ઇતિ ૬ ઠો. તિર્થદ્વાર સમાપ્ત. ॥ ૬ ॥

**૭મો શ્રેણિદ્વાર:**—સેઢીઓ કહેતાં જંબુદ્વિપમાં ૧૩૬ શ્રેણિયો છે. તે વૈતાઢ્ય પર્વત ઉપરે દશ દશ જોજન ઉંચા ચઢિયે તિહાં ૧

દક્ષિણ અને ૧ ઉત્તરે એવં બે વિદ્યાધરની શ્રેણિયો છે, તેમા ભરતના વૈતાઢ ઉપરે ગગનવલ્લભાદિક ૫૦ નગર દક્ષિણની શ્રેણિયે છે, અને રથચક્રવાલાદિક ૬૦ નગર ઉત્તરની શ્રેણિયે છે. એમજ ઐરવતના વૈતાઢ ઉપરે ૬૦ નગર દક્ષિણની શ્રેણિયે છે, અને ૫૦ નગર ઉત્તરની શ્રેણિયે છે. મહાવિદેહના ૩૨ વૈતાઢ ઉપરે દક્ષિણ ઉત્તરની શ્રેણિયે પંચાવન, પંચાવન નગર છે. એ સર્વ મલીને, ૩૭૪૦ નગર વિદ્યાધરની શ્રેણિયે છે. એવં ૩૪ દુ ૬૮ વિદ્યાધરની શ્રેણિયો થઈ. વળી વિદ્યાધરની શ્રેણિ થકી ૧૦ જોજન ઉંચા ચઢિયે તિહાં આભિયોગિયા દેવતાની ૨ શ્રેણિ આવે ૧ દક્ષિણે અને ૧ ઉત્તરે એવં. ૩૪ દુ ૬૮ શ્રેણિ આભિયોગિયા દેવતાની છે. એવં. સર્વ મલિને, ૬૮ વિદ્યાધરની, અને ૬૮ દેવતાની એવં. ૧૩૬ શ્રેણિયો છે. ઇતિ ૭ મો શ્રેણિદ્વાર સમાપ્ત. ॥૭॥

**આઠમો વિજયદ્વારઃ** – વિજય કહેતાં જંબુદ્વિપમાં ૩૪ વિજયરૂપ સ્થાનક છે. તેના નામઃ—૧ કચ્છે. ૨ સુકચ્છે. ૩ મહાકચ્છે. ૪ કચ્છગાવઈ. ૫ આવર્તો. ૬ મંગલાવર્ત. ૭ પુખલા. ૮ પુખલાવતી. એ આઠ વિજય પૂર્વ મહાવિદેહ ક્ષેત્રને વિષે, સિતા મહા નદીને ઉત્તરને કાંઠે, માલવંત ગજદંતાથી માંડીને સિતા મૂખવન સુધી પ્રથમ ખાંડવું જાણવું. (૧) ૯ વચ્છે. ૧૦ સુવચ્છે. ૧૧ મહાવચ્છે. ૧૨ વચ્છગાવઇ. ૧૩ રમે. ૧૪ રમક. ૧૫ રમણિક. ૧૬ મંગલાવઈ. એ આઠ વિજય પૂર્વ મહાવિદેહ ક્ષેત્રને વિષે સિતા મહાનદીને દક્ષિણને કાંઠે. સિતા મૂખવનથી માંડીને, સોમનસપ્રભ ગજદંતા સુધી બીજું ખાંડવું જાણવું. (૨) ૧૭ પદ્મે. ૧૮ સુપદ્મે. ૧૯ મહાપદ્મ. ૨૦ પદ્મગવાઇ. ૨૧ સંખે. ૨૨ કુમુદે. ૨૩ નલીણે ૨૪ સલીખાવતી. એ આઠ વિજય પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રને વિષે, સિતોદા મહા નદીને દક્ષિણને કાંઠે. વિજ્જુપ્રભ ગજદંતાથી માંડીને સિતોદા મૂખવન સુધી ત્રીજું ખાંડવું જાણવું. (૩) ૨૫ વપ્પે. ૨૬ સુવપ્પે. ૨૭ મહાવપ્પે. ૨૮ વપ્પગાવઈ. ૨૯ વગ્ગુ. ૩૦ સુવગ્ગુ. ૩૧ ગંધિલે. ૩૨ ગંધિલાવઈ. એ આઠ વિજય પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રને વિષે, સિતોદા મહા નદીને ઉત્તરને કાંઠે, સિતોદા મૂખવનથી માંડીને

ગંધમાનદ ગજદંતા સુધી ચોથું ખાંડવું જાણવું, (૪) એ ૩૨ વિજય મહાવિદેહ ક્ષેત્રમાં છે. તે સઘળીવિજય ૧૬૫૯૨ જોજનને ૨ કલાની ઉત્તર દક્ષિણે લાંબી છે, અને ૨૨૧૩ જોજન સાઠેરાની પૂર્વ પશ્ચિમે પહોલિયો છે. ૧ ભરત, ૧ ઇરવત એવં ૩૪ વિજય, તેહ તિહાં ૩૨ મહાવિદેહક્ષેત્રની, ૧ ભરતની, ૧ ઇરવતની. એવં ૩૪ રાજધાની છે. ૩૪ તિમિસ ગુફા. ૩૪ ખંડપ્રપાત ગુફા, ૩૪ કૃતમાલ દેવતા. ૩૪ નટમાલદેવતા. ૩૪ રૂષભ કુટ. એટલા વાના શાશ્વતા છે. ઇતિ ૮ મો વિજયદ્વાર સમાપ્ત. ॥ ૮ ॥

**નવમો દ્રહદ્વારઃ**—જંબુદ્વિપમાં ૧૬ દ્રહ છે તે કહે છે;–૧ પદ્મદ્રહ. ૨ મહાપદ્મદ્રહ. ૩ પુંડરિકદ્રહ. ૪ મહાપુંડરિક દ્રહ, ૫ તિગિછ દ્રહ. ૬ કેશરી દ્રહ. એ ૬ દ્રહ વર્ષધર પર્વતના કહ્યા. હવે ૫ દ્રહ દેવકુરૂને વિષે છે તેના નામઃ–૧ નિષઢ દ્રહ, ૨ દેવકુરૂ દ્રહ, ૩ સૂર્ય દ્રહ, ૪ સુલસ દ્રહ, ૫ વિદ્યુપ્રભ દ્રહ. એ પાંચ દ્રહ દેવકુરૂક્ષેત્રમાં, સિતોદા નદીની વચ્ચે છે. એમજ ઉત્તરકુરૂ ક્ષેત્રને વિષે, સિતા નદીને મધ્ય ભાગે પાંચ દ્રહ છે તેના નામ.–૧ નિલવંત દ્રહ, ૨ ઉત્તરકુરૂ દ્રહ, ૩ ચંદ્ર દ્રહ, ૪ એરાવત દ્રહ, ૫ માલવંત દ્રહ, એ ૧૦ ને ૬ ઉપરલા એવં ૧૬ દ્રહ થયા. હવે ૧ પદ્મદ્રહ, ૨ પુંડરિક દ્રહ. એ બે દ્રહ ૧ હજાર જોજન લાંબા છે, ૫૦૦ જોજનના પહોળા છે, ૧૦ જોજનના ધરતીમાં ઉંડા છે. એ પ્રમાણેજ દેવકુરૂ, ઉત્તરકુરૂ ક્ષેત્રના ૧૦ દ્રહ જાણવા. તે એકુકા દ્રહમાંહિ ૧૨૦૫૦૧૨૦ કમલ છે, તે સઘળા રત્નમય છે. પદ્મદ્રહ મધ્યે, ૧ મ્હોટું કમલ છે. તે શ્રીદેવીનું છે, ૧૦૮ કમલ શ્રીદેવીના ભંડારના છે, ૪ કમલ મહત્તરિકાના છે, ૭ કમલ અણિકાના છે, ૪ હજાર કમલ સામાનિક દેવતાના છે, ૧૬ હજાર કમલ આતમરક્ષક દેવતાના છે, ૮ હજાર કમલ આંહિલિ પરિષદાના છે, ૧૦ હજાર કમલ વચલી પરિ-ષદાના છે. ૧૨ હજાર કમલ બાહિરલી પરિષદાના છે, તેને ફરતા ૩ કોટ કમલના છે. તેમાં ૩૨ લાખ કમલ પહેલી કોટના છે, ૪૦ લાખ કમલ વચલા કોટના છે. ૪૮ લાખ કમલ બાહિરલા કોટના છે. એવં

સર્વ મલિને ૧૨૦૫૦૧૨૦ કમલ થયા. તેમાં મ્હોટું કમલ ૧ જોજનનું લાંબું ને પહોળું છે, અર્ધ જોજનનું જાડું છે, ૧૦ જોજનનું પાણીમાં ઉંડું છે, ૨ કોશ પાણી થકી ઉંચું છે, ૧૦ જોજન જાજેરૂં સર્વાંગે પરૂપ્યું. તે કમલનું વજ્ર રત્નમય મૂલ છે. રિષ્ટરત્નમય કંદ છે, વૈરૂલિરત્નમય નિલવરણાં બાહિરલા પાનડાં છે, જાંબુનંદ રાતારત્ન સુવર્ણમય માહિલા પાનડા છે, તપાવ્યા સોનામય કેશરા છે, નાના પ્રકારના મણિમય જે ઉપરે પાંખડીયો છે. સોનાની કર્ણિકા છે, તે કર્ણિકા બે કોશની લાંબી ને પહોળી છે. એક કોશનો જાડપણે ડોડો છે, તે ઉપર ઘણું રમણિક છે, ઘણું જ મધ્ય દેશ ભાગે શ્રી દેવીનું ઘર છે તે એક કોશનું લાંબું, અર્ધ કોશનું પહોળું અને દેશે ઉણા કોશનું ઉંચું છે. અનેક સ્તંભા છે, ઘડાર્યો સુવર્ણે કરીને જોવા યોગ્ય છે. તે ભુવનને ૩ બારણા છે: પૂર્વે-દક્ષિણે-ઉત્તરે તે બારણા, ૫૦૦ ધનુષના ઉંચા છે અઢીસો ધનુષના પહોળા છે. તે ભુવન મધ્યે એક મણિપિઠિકા છે, તે મણિપિઠિકા ૫૦૦ ધનુષની લાબી ને પહોળી છે, ૨૫૦ ધનુષની ઉંચી છે. તે મણિપિઠિકા ઉપરે એક દેવસેજા રહેવાનો પલંગ છે. હવે ૧ મહાપદ્મદ્રહ, ૨ મહાપુંડરિકદ્રહ, એ બે દ્રહ, બે બે હજાર જોજનના લાંબા, એક એક હજાર જોજનના પહોળા અને ૧૦ જોજન ધરતિમાંહે ઉંડા છે. મહાપદ્મ દ્રહમાં, હ્રીદેવિ રહે , અને મહાપુંડરિકદ્રહમાં બુદ્ધિ દેવી રહે છે. એહના કમલ શ્રીદેવીની પરે જાણવા. પણ કમલનું માન બમણું જાણવું. તેમાં મ્હોટું કમલ બે જોજનનું લાબું ને પહોળું છે, અને એક જોજનનું જાડું છે. હવે તિગિચ્છદ્રહ, કેશરીદ્રહ. એ બે દ્રહ, ચાર ચાર જોજનના લાંબા, ને બે બે હજાર જોજનના પહોળાં છે, અને ૧૦ જોજનના ધરતીમાંહે ઉંડા છે. તિગિચ્છદ્રહમાં ધૃતિ દેવી રહે છે, અને કેશરીદ્રહમા કીર્તિદેવી રહે છે. એહનું મ્હોટું કમલ ચાર જોજનનું લાંબુ ને પહોળું છે, અને બે જોજનનું જાડું છે. કમલ શ્રીદેવીની પરે જાણવા. એમ સર્વે મળી ૧૬ દ્રહનાં કમલ, ૧૨૦૫૦૧૨૦ ને ૧૬ ગુણા કરતાં, શાશ્વતા કમલ,

૧૯૨૮૦૧૯૨૦ કમલ થાય. અને પાંચ દ્રહ દેવકુરૂ ક્ષેત્રમા, પાંચ દ્રહ ઉત્તરકુરૂ ક્ષેત્રમાં. એ દશ દ્રહ ધરતી ઉપરે છે. તેહને નામે દેવતાના નામ છે. એકપલ્યનું આયુષ્ય છે. અને ૧ ચુલહિમવંત પર્વતઉપરે પદ્મદ્રહ છે તિહાં શ્રીદેવીનો વાસ . ૨ શિખરિ પર્વતઉપરે પુંડરિકદ્રહ છે, તિહાં લક્ષ્મીદેવીનો વાસ છે. ૩ મહાહિમવંત પર્વત ઉપરે મહાપદ્મદ્રહ છે, તિહાં હ્રિદેવીનો વાસ છે. ૪ રૂપી પર્વત ઉપરે મહાપુંડરિકદ્રહ છે, તિહાં બુદ્ધિદેવીનો વાસ . ૫ નિષઢ પર્વત ઉપરે તિગિંછદ્રહ છે, તિહાં ધૃતિદેવીનો વાસ છે. ૬ નિલવંત પર્વત ઉપરે કેશરિદ્રહ છે, તિહાં કીર્તિદેવીનો વાસ છે. એ ૭ દેવીયો ભવનપતિની જાતિની જાણવી. તેહનું આયુષ્ય એકપલ્યનું છે. ઇતિ ૯ મો દ્રહદ્વાર સમાપ્ત. ॥ ૯ ॥

**દશમો લિલાદ્વારઃ—** સલિલાઉ કહેતાં જંબુદ્વિપ મધ્યે, ૧૪૫૬૦૯૦ નદિયો છે. તેમાં પદ્મદ્રહને પૂર્વ દિશિને તોરણેથી ગંગા નિકલિ ૫૦૦ જોજન પૂર્વ સન્મુખ ગઇ, તિહાં ગંગા વર્તન કુટ છે, તિહાં અફલાણી. તિહાંથી દક્ષિણ દિશે ચાલિ તે ૫૨૩ જોજનને ૩ કલા દક્ષિણ દિશે પર્વત ઉપરે ગઇ, તિહાં મહોટા ઘડાના મૂખ આથી પાણી પડે તેમ મોતીના હાર સરિખું મહામગરમચ્છના મુખને આકારે પરનાલિ જીભીકામાંથી કાંઇક અધિક ૧૦૦ જોજન ઉંચેથી પાણી પડે છે, તે જીભીકા અર્દ્ધ જોજનની લાંબી છે, અને સવાછ જોજનની પહોલી છે, પ્રનાલિકા મગરમચ્છના મુખ વિકસ્યા તેહને સંઠાણે છે. સર્વ વજ્રમય છે, આછો તેજવંત છે, તેમાંથી પાણી પડે . તિહાં એક મહોટો ગંગા પ્રપાત નામા કુંડ છે, તે કુંડ ૬૦ જોજનનો લાંબો ને પહોલો છે, ૧૦ જોજનનો ઉંડો છે, તે કુંડની રૂપામય ઉપકંઠપાલિ છે, વજ્ર પાષાણમય તલો છે, સુખેમાહિ ઉત્તરિયે, નાના મણિ રત્ને કરિ બાંધ્યો છે કાંઠો જેહનો, વજ્રમય તલો છે, સુવર્ણનો મધ્ય ભાગ છે, રૂપાની વેલુ છે, ગંભિર શિતલજલ છે, અને તે કમલને પાનડે છાયું છે, ઘણા ઉત્પલકમલ છે, કુમુદ, નલીન, પુંડરિક, શતપત્ર, સહસ્રપત્ર, કમલ ઘણા છે. ગંગા કુંડને ત્રણ બારણા છે, ત્રણ દિશે

પાવડિયા છે. તે પૂર્વ દિશે, દક્ષિણ દિશે, પશ્ચિમ દિશે. પાવડિયાનો વર્ણન જેમ પાષાણ તેહનો ઉપરલો ભાગ, રિષ્ટ રત્નમય છે, વૈરૂલિ રત્નમય સ્તંભા છે, સોના રૂપાના પાટિયા છે, લોહિતાક્ષ રત્નમય ખિલા છે, વજ્રમય સાંધો જડિ છે, મણિના આલંબન પકડવાને પાવડિયા આગલે પ્રત્યેક પ્રત્યેક તોરણ છે, તે મણિ સુવર્ણ મુક્તાફલ હારેકરિ શોભે છે. તે ગંગા પ્રપાત કુંડને વચ્ચમાં એક ગંગાદ્વિપ નામા દ્વિપો કહ્યો, તે ૮ જોજનનો લાંબોને પહેલો છે, ૨ કોશ પાણી થકિ ઉંચો છે, સર્વ વજ્ર રત્નમય છે. ગંગા દ્વિપને ઉપરે ઘણું રમણિક છે; તે ઉપર ૧ ગંગા દેવીનું ભવન કહ્યું; તે ૧ કોશનું લાંબું, અર્દ્ધ કોશનું પહોલું અને દેશે ઉણું કોશ ઉંચું છે. અનેક સ્તંભા છે. તેહનો વર્ણન શ્રીદેવીની પરે જાણવો. ગંગાનો શાસ્વતોનામ છે તે ગંગા પ્રપાત કુંડના દક્ષિણ દિશના બારણાથી, ગંગા નદી નિકલિને ઉત્તર ભરત મધ્યે વહેતિ થકી ૭ હજાર નદી સાથે ખંડ પ્રપાત ગુફાને વૈતાઢ પર્વત હેઠે થઇને, દક્ષિણાર્દ્ધ ભરતમાં વહેતિ બીજી ૭ હજાર નદી ભલતિ થકી સર્વ ૧૪ હજાર નદીને પરિવારે જગતીને ભેદિને પૂર્વના લવણ સમુદ્રમાં ભલિ. એમજ સિંધુ પણ પશ્ચિમ દિશે જાણવી. સલિલાઉ કહેતા જંબુદ્વિપમાં ૧૪૫૬૦૯૦ નદીયો છે તેહનો વિવરો કહે છે:—૧ ગંગા, ૨ સિંધુ, ૩ રત્તા, ૪ રતવઇ. એ ૪ નદીયો મૂલ થકી નિકલતાં, સવાછ જોજનની પહોલી ને અર્દ્ધગાઉની ઉંડી છે. છેડે સમુદ્રમાં ભલતાં, ૬૨ાા જોજનની પહોલી ને સવા જોજનની ઉંડી છે, એકેકીનો ચઉદ ચઉદ હજાર નદીયોનો પરિવાર જાણવો. સર્વ મલીને ૧૪ ચોકું ૫૬૦૦૦ નદીયો થઇ. હવે રોહિયા, ને રોહિ તંસા એ બે નદીયો હેમવય ક્ષેત્રમા છે અને સુવર્ણકુલાને રૂપકુલા એ બે નદીયો હિરણ વય ક્ષેત્રમાં છે. એવં. ચાર નદીયો મૂલે નીકલતાં સાડાબાર જોજનની પહોલી, અને એક ગાઉની ઉંડી છે. છેડે સમુદ્રમાં ભલતાં સવાસો જોજનની પહોલી, અને અઢી જોજનની ઉંડી છે. એકેકીને અઠાવીશ અઠાવીશ હજાર નદીયોનો પરિવાર છે. એટલે ૨૮

# શ્રી ધુ ાધુ-વંદના.

સાધુજીને વંદના નિત્ય નિત્ય કીજે. પ્રહ ઉગમ તે સૂરે રે પ્રાણી;
નીચ ગતિમાં તે નવિ જાવે, પામે તે ઋદ્ધિ ભરપૂરે પ્રાણી. સા૦ ૧
મોટા તે પંચ મહાવ્રત પાળે, છકાયના પ્રતિપાળ રે પ્રાણી; ભર
વિ ા મુનિ સુજ્ઝતી લેવે; દોષ બેંતાલીશ ટાળ રે પ્રાણી. સા૦ ૨
દ્ધિ સંપદા મુનિ કારમી જાણી, દીધી સંસારને પૂંઠ રે પ્રાણી; એ
રે પુરૂષોની સેવા કરતાં, આઠે કર્મ જાવે ત્રુટ રે પ્રાણી. સા૦ ૩.
એક એક મુનિવર રસના ત્યાગી, એક એક જ્ઞાન ભંડાર રે પ્રાણી,
એક એક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, એના ગુણનો ન આવે પાર રે
પ્રાણી. સા૦ ૪. ગુણ સત્યાવીશ કરીને દીપે, જિપે પરિષહ બાવીશ
રે પ્રાણી; બાવન તો અનાચિરણ ટાળે, એને નમાવું મારૂ શિશ રે
પ્રાણી. સા૦ ૫. જહાજ સમાન તે સંત મુનીશ્વર, ભવિ જીવ બેસે
આય રે પ્રાણી, પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ
પહોંચાય રે પ્રાણી. સા૦ ૬. સાધુ ચરણે જીવ શાતા રે પામે, પામે
તે લીલ વિલાસ રે પ્રાણી; જન્મ જરા ને મરણ મટાડે, નાવે તે ફરી
ગર્ભવાસ રે પ્રાણી. સા૦ ૭. એક વચન તો સદ્દગુરૂ કેરો, જો પ્રગટે
દીલ માંય રે પ્રાણી; નરક ગતિમાં તે નવિ જાવે, એમ ભાંખે જિન-
રાય રે પ્રાણી. સા૦ ૮. પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સૂણો સાધુનાં
વ્યાખ્યાન રે પ્રાણી; એવા પુરૂષોની સેવા રે કરતા પામે તે અમર
વિમાન રે પ્રાણી. સા૦ ૯. સંવત અઢાર ને વર્ષ આડત્રીશે, ખુસી તે
ગામ ચોમાસ રે પ્રાણી; મુનિ આશકરજી એણી પરે જંપે, હું તો
ઉત્તમ સાધુજીનો દાસ રે પ્રાણી. સા૦ ૧૦.

# શ્રી મોટી સાધુ-વંદના

નમું અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર;
આરજ ક્ષેત્રમાં, ઘાલી ધર્મની શીર. ૧

મહા અતુલ્ય બળી નર, શુર વીર ને ધીર
તીર્થ પ્રવર્ત્તાવી, પહોંચ્યા ભવ જળ તીર. ૨

સીમંધર પ્રમુખ, જઘન્ય તીર્થંકર વીશ;
છે અઢી દ્વીપમાં જયવંતા જગદીશ. ૩

એક સો ને સિત્તેર, ઉત્કૃષ્ટ પદે જગીશ;
ધન્ય મ્હોટા પ્રભુજી, જેને નમાવું શીશ. ૪

કેવળી દોય કોડી, ઉત્કૃષ્ટા નવ ક્રોડ;
મુનિ દોય સહસ્ત્ર ક્રોડી, ઉત્કૃષ્ટા નવ સહસ્ત્ર ક્રોડ. ૫

વિચરે વિદેહે, મોટા તપસ્વી ઘોર;
ભાવે કરી વંદુ, ટાળે ભવની ખોડ. ૬

ચોવીશે જિનના, સઘળા એ ગણધાર;
ચઉદસેં ને બાવન, તે પ્રણમું સુખકાર. ૭

જિનશાસન નાયક, ધન્ય શ્રીવીર જિણંદ;
ગૌતમાદિક ગણધર, વર્તાવ્યો આનંદ. ૮

શ્રીઋષભ દેવના. ભરતાદિક સો પૂત;
વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદ્દભૂત. ૯

કેવળ ઉપાર્જ્યું; કરી કરણી સંયુત;
જિન મત દીપાવી, સઘળા મોક્ષ પહુંત. ૧૦

શ્રી રતેશ્વરના, હુવા પટોધર આઠ;
આદિત્ય જશાદિત્ય પહોંચ્યા શિવપુર વાટ. ૧૧

શ્રી જિન અંતરના, હુવા પાટ અસંખ્ય;
નિ મુક્તિ પહોંચ્યા, ટાળી કર્મના વંક ૧૨

ધન્ય કપિલ મુનિવર, નમિ નમું અણગાર;
જેણે તત્ક્ષણ ત્યાગ્યો, સહસ્ત્ર રમણી પરિવાર. ૧૩

મુનિવર હરિકેશિબલ, ચિત્ત મુનીશ્વર સાર;
શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર. ૧૪

વળી ઇખુકાર રાજા ઘેર કમળાવતી નાર;
ભ્રગુ ને જશા, તેહના દોય કુમાર. ૧૫

છએ છતી ઋદ્ધિ છાંડી, લીધો સંયમ ભાર;
એ અલ્પ કાળમા. પામ્યા મોક્ષ દુવાર. ૧૬

વળી સંયતિ રાજા, હરણ આહિડે જાય;
મુનિવર ગદભાળી, આણ્યો મારગ ઠાય. ૧૭

ચારિત્ર લઇને, ભેટયા ગુરૂના પાય;
ક્ષત્રીરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત્ત લાય. ૧૮

વળી દશે ચક્રવર્તી, રાજ્ય રમણી ઋદ્ધિ છોડ;
દશે મુકતે પહોચ્યા, કુળ ને શોભા ચોડ. ૧૯

આ અવસર્પિણીમાં, આઠ રામ ગયા મોક્ષ;
બળભદ્ર મુનીશ્વર, ગયા પાંચમે દેવલોક ૨૦

દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરી માન;
પછી ઇંદ્રે હઠાયો, દિયો છકાય અભેદાન. ૨૧

કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુધ;
મુનિ મુક્તિ પહોંચ્યા, જિત્યા કર્મ મહા યુધ. ૨૨

ધન્ય મ્હોટા મુનિવર મૃગાપુત્ર જગીશ;
મુનિવર અનાથી, જિત્યા રાગ ને રીશ. ૨૩

વળી સમુદ્રપાળ મુનિ, રાજિમતી રહનેમ;
કેશી ને ગૌતમ, પામ્યા શિવ પુર ક્ષેમ. ૨૪

ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળી જાણુ;
શ્રી ગર્ગાચારજ, પહોંચ્યા છે નિર્વાણ. ૨૫

શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યાં વખાણ;
શુધ્ધે મન ધ્યાવો, મનમાં ધીરજ આણ ૨૬

વળી ખંધક સન્યાસી, રાખ્યો ગૌતમ શું નેહ;
મહાવીર સમીપે, પંચ મહાવ્રત લેહ. ૨૭

તપ કઠિણ કરીને, ઝોંસી આપણી દેહ;
ગયા અચ્યુત દેવલોકે, ચવી લેશે ભવ છેહ. ૨૮

વળી ઋષભદત્ત મનિ, શેઠ સુદર્શન સાર;
શિવરાજ ઋષીશ્વર, ધન્ય ગાંગેય અણગાર. ૨૯

શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર,
એ ચારે મુનિવર, પહોંચ્યા મોક્ષ મોઝાર. ૩૦

ભગવંતની માતા, ધન્ય ધન્ય સતી દેવાનંદા;
વળી સતી જયંતી; છોડી દિયા ઘર ફંદા. ૩૧

સતી મુકતે પહોંચ્યા, વળી તે વીરની નંદ;
મહાસતી સુદર્શના, ઘણી સતીઓનાં વૃંદ. ૩૨

વળી કાર્ત્તિક શેઠ, પડિમા વહી શુર વીર;
જમ્યો મહોરા ઉપર, તાપસ બળતી ખીર. ૩૩

પછી ચારિત્ર લીધું, મિત્ર એક સહસ્ર આઠ ધીર;
મરી હુવા સકેંદ્ર, ચવી લેશે ભવ તીર. ૩૪

વળી રાય ઉદાયન, દિયો ભાણેજને રાજ;
પછી ચારિત્ર લેઇને, સાર્યાં આતમ કાજ. ૩૫

ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જહાંજ;
કોશલ મુનિ રોહો, દિયો ઘણાને સહાજ. ૩૬

ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર;
આરાધિક હુઇને, ગયા દેવલોક મોઝાર. ૩૭

ચવી મુક્તિ જાશે, સિંહ મુનીશ્વર સાર;
બીજા પણ મુનિવર, ભગવતીમાં અધિકાર. ૩૮

શ્રેણિકનો બેટો, મોટો મુનિવર મેઘ;
તજી આઠ અંતેઉરી, આણ્યો મન સંવેગ. ૩૯

વીરપેં વ્રત લેઇને, બાંધી તપની તેગ;
ગયા વિજય વિમાને, ચવી લેશે શિવ વેગ. ૪૦

ધન્ય થાવર્ચા પુત્ર, તજી બત્રીશે નાર;
તેની સાથે નિકળ્યા, પુરૂષ એક હજાર. ૪૧

શુકદેવ સન્યાસી, એક સહસ્ર શિષ્ય લાર;
પાંચસેં શું શેલક લીધો સંયમ ભાર. ૪૨

સર્વ સહસ્ર અઢાઈ, ઘણા જીવોને તાર,
પુંડર ગિરિ ઉપર કિયો, પાદોપગમન સંથાર. ૪૩

આરાધિક હુઇને, કીધો ખેવો પાર;
હુવા મ્હોટા મુનિવર, નામ લિયા નિસ્તાર. ૪૪

ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ,
ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ. ૪૫

મલ્લિનાથના ૭ મિત્ર, મહાબળ પ્રમુખ મુનિરાય;
સર્વે મુક્તિ સિધાવ્યા, મ્હોટી પદવી પાય. ૪૬

વળી જિતશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન;
પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન. ૪૭

ધન્ય તેતલી મુનિવર, દિયો છકાય અભયદાન;
પોટિલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળ જ્ઞાન. ૪૮

ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર;
સ્થિમવરની પાસે, લીધો સંયમ ભાર. ૪૯

શ્રી નેમિ વંદનનો, એવો અભિગ્રહ કિધ;
માસ માસ ખમણ તપ, શત્રુંજય જઈ સિદ્ધ. ૫૦

ધર્મઘોષ તણા શિષ્ય, ધર્મરૂચિ અણગાર;
કીડીઓની કરૂણા, આણી દયા રસ સાર. ૫૧

કડવા તુંબાનો, કીધો સઘળો આહાર;
સર્વાર્થસિદ્ધ પહોંચ્યા, ચવી લેશે ભવ પાર. ૫૨

વળી પુંડરિક રાજા, કુંડરિક ડગિયો જાણ;
પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમાં હાણ. ૫૩

સર્વાર્થસિધ્ધ પહોંચ્યા, ચવી લેશે નિર્વાણ;
શ્રી જ્ઞાતા સૂત્રમાં, જિનવરે કર્યા વખાણ. ૫૪

ગૌતમાદિક કુંવર, સગા અઢારે ભ્રાત;
સર્વ અંધક વિષ્ણુ સુત, ધારણી જ્યારી માત. ૫૫

તજી આઠ અંતેઉરી, કાઢી દીક્ષાની વાત;
ચરિત્ર લેઇને, કીધો મુક્તિનો સાથ. ૫૬

શ્રી અનેક સેનાદિક, છયે સહોદર ભ્રાત;
વસુદેવના નંદન, દેવકી જેની માત. ૫૭

ભદ્દિલપુર નગરી, નાગ ગાહાવઈ જાણ,
સુલસા ઘેર વધિયા, સાંભળી નેમિની વાણ. ૫૮

તજી બત્રીશ અંતેઉરી, નિકળિયા છટકાય;
નળકુબેર સમાણા, ભેટયા શ્રી નેમિના પાય. ૫૯

કરી છઠ છઠ પારણા, મનમાં વૈરાગ્ય લાય;
એક માસ સંથારે. મુક્તિ બિરાજ્યા જાય. ૬૦

વળી દારણ સારણ, સુમુખ દુમુખ મુનિરાય;
વળી કુમર અનાદૃષ્ટિ, ગયા મુક્તિ ગઢ માંય. ૬૧

વસુદેવનાં નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ;
રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ. ૬૨

શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જંજાળ;
ભિક્ષુની પડિમા, ગયા મશાણ મહાકાળ. ૬૩

દેખી સોમિલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ;
ખેરાના ખીરા, શિર ઠવિયા અસરાળ. ૬૪

મુનિ નજર ન ખંડી મૂકી મનની જાળ;
પરીષહ સહીને, મુક્તિ ગયા તત્કાળ. ૬૫

ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ;
સાંબ ને પદ્યુમન, અનિરૂદ્ધ સાધુ અગાધ. ૬૬

વળી સચ્ચનેમિ દૃઢનેમિ, કરણી કીધી અગાધ;
દશે મુક્તિ પહોંચ્યા, જિનવર વચન આરાધ. ૬૭

ધન્ય અર્જુન માળી, કીધો કદાગ્રહ દૂર;
વીરપેં વરત લેઇને, સત્યવાદી હુવા શુર. ૬૮

કરી છઠ છઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર;
છ માસની માંહી, કર્મ કર્યાં ચકચૂર. ૬૯

કુંવર અઇમુત્તે, દીઠા ગૌત્તમ સ્વામ;
સુણી વીરની વાણી, કીધા ઉત્તમ કામ. ૭૦

ચારિત્ર લેઇને, પહોંચ્યા શિવ પુર ઠામ;
વળી આદિમકાઈ, અંત અલક્ષ મુનિ નામ. ૭૧

વળી કૃષ્ણ રાયની, અગ્ર મહીષી આઠ;
પુત્ર વહુ દોયે, સંચ્યા પુણ્યના ઠાઠ. ૭૨

યાદવ કુળ સતીયાં, ટાળ્યો દુઃખ ઉચાટ;
પહોંચ્યા શિવપુરમાં, એ છે સૂત્રનો પાઠ. ૭૩

શ્રેણિકની રાણી, કાળિયાદિક દશ જાણ;
દશે પુત્ર વિયોગે, સાંભળી વીરની વાણ. ૭૪

ચંદનબાળાપેં, સંયમ લેઈ હુવા જાણ;
તપ કરી દેહ ઝોંસી, પહોંચ્યા છે નિર્વાણ. ૭૫

નંદાદિક તેરે, શ્રેણિક નૃપની નાર.
સઘળી ચંદનબાળાપેં લીધો સંયમ ભાર. ૭૬

એક માસ સંથારે, પ ંચ્યા મોક્ષ મોઝાર;
એ નેવું જણાનો અંતગડમાં અધિકાર.

શ્રેણિકના બેટા, જાળિયાદિક ત્રેવીશ;
વીરપેં વ્રત લઇને, પાળ્યો વિશ્વાવીશ. ૭૮

તપ કઠિણ કરીને, પૂરી મન જગીશ;
દેવલોકે પહોચ્યા, મોક્ષ જાશે તજી રીશ.

કાકંદીનો ધન્નો તજી બત્રીશે નાર;
મહાવીર સમીપેં, લીધો સંયમ ાર. ૮૦

કરી છઠ્ઠછઠ્ઠ પારણા, આયંબિલ ઉજ્ઝિત આહાર;
શ્રીવીરે વખાણ્યા, ધન્ય ધન્નો અણગાર. ૮૧

એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત;
મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત. ૮૨

ધન્નાની રીતે, હુવા નવે સંત;
શ્રી અનુત્તરોવવાઈમાં, ંખી ગયા ભગવંત. ૮૩

સુબાહુ પ્રમુખ, પાંચસેં પાંચસેં નાર;
તજી વીરપેં લીધા, પંચ મહાવ્રત સાર. ૮૪

ચારિત્ર લેઇને પાળ્યા નિરતિચાર;
દેવલોકે પહોંચ્યા, સુખવિપાકે અધિકાર. ૮૫

શ્રેણિકના પૌત્રા, પઉમાદિક હુવા દસ;
વીરપેં વ્રત લેઇને, કાઢયો દેહનો કસ. ૮૬

સંયમ આરાધી, દેવલોકમાં જઈ વશ;
મહાવિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લેઈ જશ. ૮૭

બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર;
તજી પચાસ અંતેઉરી, ત્યાગ દિયો સંસાર. ૮૮

સહુ નેમિ સમીપેં, ચાર મહાવ્રત લિધ;
સર્વાર્થસિદ્ધ પહોંચ્યા; હોશે વિદેહે સિદ્ધ. ૮૯

ધન્નો ને શાળિભદ્ર મુનીશ્વરોની જોડ;
નારીના બંધન, તતક્ષણ નાખ્યા તોડ. ૯૦

ઘર કુટુંબ કબીલો, ધન કંચનની ક્રોડ;
માસ માસ ખમણ તપ, ટાળશે ભવની ખોડ. ૯૧

સુધર્મ સ્વામીના શિષ્ય; ધન્ય ધન્ય જંબૂ સ્વામ;
તજી આઠ અંતેઉરી, માત પિતા ધન ધામ. ૯૨

પ્રભવાદિક તારી, પહોંચ્યા શિવ પુર ઠામ;
સૂત્ર પ્રવર્ત્તાવી, જગમાં રાખ્યું નામ. ૯૩

ધન્ય ઢંઢણ મુનિવર, કૃષ્ણ રાયના નંદ;
શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળી દીયો ભવ ફંદ. ૯૪

વળી ખંધક ઋષિની, દેહ ઉતારી ખાલ;
પરીષહ સહીને, ભવ ફેરા દીયા ટાળ. ૯૫

વળી ખંધક ઋષિના, હુવા પાંચસો શિષ્ય;
ઘાણીમાં પીલ્યા, મુક્તિ ગયા તજી રીશ. ૯૬

સંભૂતિ વિજય શિષ્ય, ભદ્રબાહુ મુનિરાય;
ચૌદ પૂર્વ ધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય. ૯૭

વળી આર્દ્રકુમાર મુનિ, સ્થૂલિભદ્ર નંદીષેણ;
અરણિક અઈમુત્તો, મુનીશ્વરોની શ્રેણ. ૯૮

ચોવીશે જિનના મુનિ, સંખ્યા અઠાવીશલાખ;
ઉપર સહસ્ત્ર અડતાલીસ, સૂત્ર પરંપરા ભાંખ. ૯૯

કોઈ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ;
ઉઘાડે મુખ બોલ્યા, પાપ લાગે વિપાક. ૧૦૦

ધન્ય મરૂદેવી માતા, ધ્યાયું નિર્મળ ધ્યાન;
ગજ હોદ્દે પામ્યા, નિર્મલ કેવળ જ્ઞાન. ૧૦૧

ધન્ય આદીશ્વરની પુત્રી, બ્રાહ્મી સુંદરી દોય;
ચારિત્ર લેઇને મુક્તિ ગયા સિદ્ધ હોય. ૧૦૨

ચોવીશે જિનની, વડી શિષ્યા ચોવીશ;
સતી મુક્તિ પહોંચ્યા, પૂરી મન જગીશ. ૧૦૩

ચોવીશે જિનની, સર્વ સાધવી સાર;
અડતાલીશ લાખ ને આઠસેં શિત્તોર હજાર. ૧૦૪

ચેડાની પુત્રી, રાખી ધર્મ શું પ્રીત;
રાજિમતિ વિજયા, મૃગાવતી સુવિનીત. ૧૦૫

પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત;
ઇત્યાદિક સતીઓ, ગઈ જન્મારો જીત. ૧૦૬

ચોવીશે જિનના, સાધુ સાધવી સાર;
ગયા મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર. ૧૦૭

ઇણ અઢી દ્વીપમાં, ઘરડા તપસ્વી બાળ,
શુદ્ધ પંચ મહાવ્રત ધારી, નમોનમો ત્રણ કાળ. ૧૦૮

એ જતિઓ સતીઓના, લીજે નિત્ય નિત્ય નામ;
શુદ્ધ મનથી ધ્યાવો, એહ તરણનો ઠામ. ૧૦૯

એજ જતિઓ સતિઓ શું રાખો ઊજવળ ભાવ
એમ કહે ઋષિ જેઠમજી, એહ તરણનો દાવ. ૧૧૦

સંવત અઢાર ને, વર્ષ સાતો શિરદાર;
શહેર ઝાલોર માંહિ, એહ કહયો અધીકાર. ૧૧૧

ભવ જીવા હેતે કિયો મુનિ ગુણસાર;
ગુણ માલ જપતાં પામે ભવનો પાર ૧૧૨



# શ્રી સિદ્ધ પરમાત્માની સ્તુતિ.

[ હરિગીત છંદ ]

તુંમે તરણ તારણ દુઃખ નિવારણ, ભવિક જીવ આરાધનં, શ્રી નાભિ નંદન જગત વંદન, નમો સિદ્ધ નિરંજનં. ૧. જગત ભૂષણ વિગત દૂષણ, પ્રણવ પ્રાણ નિરૂપકં. મોક્ષ સુખની નાંહી ઉપમં. નમો૦ ૨. ગગન મંડલ મુક્તિ પદવી, સર્વ ઉર્ધ્વ નિવાસનં; જ્ઞાન જ્યોતિ અનંત રાજે. નમો૦ ૩. અજ્ઞાન નિદ્રા વિગત વેદન, દલિત મોહ નિરાયુષં; નામ ગોત્ર નિરંતરાયં નમો૦ ૪. વિકટ ક્રોધા માન યોદ્ધા, માયા લોભ વિસર્જનં; રાગ દ્વેષ વિર્મદ અંકૂર નમો૦ ૫. વિમળ કેવળ જ્ઞાન લોચન, ધ્યાન શુકલ સમીરિતં; યોગીઓને અગમ્ય રૂપં. નમો૦ ૬. યોગને સમવસરણ મુદ્રા પૂરી પલ્યંકાસનં; સર્વદિશિ તેજ રૂપં નમો૦ ૭ જગત જીનકે દાસ દાસી, તાસ આસ નિરાસનં; ચંદ્રપે પરમાનંદ રૂપં. નમો૦ ૮. સ્વ સમય સમકિત દૃષ્ટિ જીનકી, સોઈ યોગી અયોગિકં; દેખતામાં લીન હોવે. નમો૦ ૯. તીર્થ સિદ્ધા અતીર્થ સિદ્ધા, ભેદ પંચદશાધિકં; સર્વ કર્મ વિમુક્ત ચૈતન. નમો. ૧૦ ચંદ્ર સૂર્ય દીપ મણિકી, જ્યોતિ તેન ઉલંધિતં; તે જ્યોતિથી પણ પરમ જ્યોતિ

નમો૦ ૧૧. એકમાંહિ અનેક રાજે, અનેકમાંહિ એક; એક અનેકકી નાંહી સંખ્યા. નમો૦ ૧૨. અજર અમર અલક્ષ અનંતને, નિરાકાર નિરંજનં; પરિબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન. નમો. ૧૩. અતુલ સુખકી લહેરમેં પ્રભુ, લીન રહે નિરંતરં; ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન નમો૦ ૧૪. ધ્યાન ધુપં મનઃ પુષ્પં, પંચેંદ્રિય હુતાશનં ક્ષમા જાપ સંતોષ પૂજા, પૂજો દેવ નિરંજનં. નમો૦ ૧૫. તુમે મુક્તિ દાતા કર્મ ઘાતા, દીન જાણી દયા કરો; સિદ્ધાર્થ નંદન જગત વંદન, મહાવીર જિનેશ્વરં. ૧૬.

## પાર્શ્વના સ્વામીનો છંદ

આપણા ઘર બેઠા લીલ કરો, નિજ પુત્ર કલત્ર શું પ્રેમ ધરો; તુમે દેશ દેશાંતર કાંઈ દોડો, નિત્યપાશ જપો શ્રી જિન રૂડો. ૧. મનવાંછિત સઘળા કાજ સરે, શિર ઉપર ચામર છત્ર ધરે; કલમલ આગલ ચાલે ઘોડો. નિત્ય૦ ૨. ભૂત પ્રેત પિશાચ વળી, ડાયણી જાય ટળી; છળ છિદ્ર ન કોઇ લગે જુડો. નિત્ય૦ ૩. એકાંતર તાવ સિયો દાહ ઔષધ વિણ જાય ક્ષણુ માંહ; નવિ દુઃખે માથું પગ ગુડો. નિત્ય૦ ૪. કંઠમાળ ગડ ગુંબડ સબળા, તસ ઉદર રોગ ટળે સઘળા; પીડા ન કરે ફિન ગળ ફોડો. નિત્ય૦ ૫. જાગતો તીર્થંકર પાશ બહુ, એમ જાણે સઘળો જગત સહુ; તતક્ષણુ અશુભ કર્મ તોડો. નિત્ય૦ ૬. પાશ વાણારશિપુરી નગરી તિહાં ઉદયો જિનવર ઉદય કરી, સમય સુંદર કહે કરજોડો નિત્ય. ૭.

## શ્રી સોળ સતીનો છંદ

આદિનાથ આદે જીનવર વંદી, સફળ મનોરથ કીજિએ, પ્રભાતે ઉઠી મંગળીક કામે, સોળ સતીના નામ લીજીએ. ૧. બાળકુમારી જગહિતકારી. બ્રાહ્મી ભરતની બેનડીએ. ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે,

સોળ સતીમાં જે વડી એ. ૨. બાહુબળ ભગિની સતીય શીરોમણી, સુંદરી નામે ઋષભ સુતા એ; અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનોપમ ગુણજુતા એ. ૩ ચંદનબાળા બાળપણેથી, શીયળવતી શુદ્ધ શ્રાવિકા એ; અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકા એ. ૪ ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, રાજિમતિ નેમ વલ્લભા એ; જોબન વેશે કામને જીત્યો, સંજમ લેઈ દેવ દુલ્લભા એ. ૫. પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદતનયા વખાણીએ; એકસો આઠે ચીર પુરાણાં, શીયળ મહિમા તસ જાણીએ. ૬ દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળ ચંદ્રિકા એ; શીયળ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાળિકાએ. ૭. કોસંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ; તસ ધર ધરણી મૃગાવતી સતી, સુર ભુવને જશ ગાજીયો એ. ૮. સુળશા સાચી શીયળે ન કાચી, રાચી નહિ વિષયારસે એ. મુખડું જોતાં પાપ પુલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯. રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતાસતી એ; જગ સહુ જાણે ધીજ કરન્તા અનળ શીતળ થયો શીયળથી એ. ૧૦ સુરનર વંદિત શીયળ અખંડિત, શિવા શિવા શિવ પદ ગામની એ; જેહને નામે નિર્મળ થઈએ, બલિહારી તસ નામની એ. ૧૧. કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જળ કાઢીયું એ; કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૨. હસ્તિનાગપુરે પાંડુ રાયની, કુંતા નામે કામની એ; પાંડવમાતા દસે દસારની, બ્હેન પતિવ્રતા પદ્મની એ. ૧૩. શીળવતી નામે શીળવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીયે એ; નામ જપતા પાતિક જાએ, દરિસણે દુરીત નિકંદી એ. ૧૪. નિષધા નગરી નળ નરેંદ્રની, દમયંતી તસ ગેહિની એ; સંકટ પડતાં શીયળ જ રાખ્યું; ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫. અનંગ અજિતા જગ જન પૂજીતા, પુષ્પચૂળા ને પ્રભાવતી એ; વિશ્વ વિખ્યાત કામિત દાતા, સોળમી સતી પદ્માવતી એ. ૧૬. વીરે ભાંખી શસ્ત્રે સાખી, ઉદય રતન ભાખે મુદા એ; વ્હાણુ વાતા જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ. ૧૭.

# શ્રી મ ાવીર સ્વામીનો છંદ.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિસલા દેવી સુત જગ આધાર; શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન. ૧. તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મન વંચ્છિત મુદા; તુમ નામે લહીયે સન્માન. શરણ૦ ૨. દુર્જન દુષ્ટ વૈરી વિકરાળ, તુમ નામે નાશે તત્કાળ; તુમ નામે દિન દિન કલ્યાણ. શરણ૦ ૩. તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહિ કદી; રોગ શોગ ચિંતા નવિ જાણ. શરણ૦ ૪. ગ્રહાદિ પીડા નવિ કરે, નામ તમારૂં જે અનુસરે; ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન. શરણ૦ ૫.

# ગૌતમ સ ામીનો ંદ.

વીરજિણેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ; જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર ઘર વિલશે નવે નિધાન. ૧. ગૌતમ નામે સુખ ઉપજે મનવંચ્છિત સહેજે સંપડે; ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨. જે વૈરી વિરૂઆ વંકડા, તુમ નામે નાવે ઢુકડા; ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના હું કરૂં વખાણ. ૩. ગૌતમ નામે નિર્મળકાય, ગૌતમ નામે વાધે આથ; ગૌતમ જિન-શાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર. ૪. શાળ દાળ સુરસા ઘૃત ગોળ, મનવંચ્છિત કાપડ તંબોળ; ઘરસુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનિત. ૫. ગૌતમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ; મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬. ઘરમાં ગજ ઘોડાની જોડ, વારૂ પ હોંચે વંચ્છિત કોડ. મહિયળ માને મ્હોટા રાય, જો પૂજે ગૌતમના પાય. ૭. ગૌતમ પ્રણુમ્યા પાતિક ટળે, ઉત્તમ નરની સંગત મળે; ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮. પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ

ગૌતમના ગુણ છે બહુ; કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તુઠે સંપત્તિ કોડ. ૯.

## શ્રી પાંસઠીયો યંત્ર અને તેનો છંદ

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

શ્રી નેમીશ્વર સંભવ સ્વામ, સુવિધિ ધર્મ શાંતિ અભિરામ
અનંત સુવ્રત નેમિનાથ સુજાણ, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ૧

અજિતનાથ ચંદ્રપ્રભ ધીર, આદીશ્વર સુપાર્શ્વ ગંભીર;
વિમળનાથ વિમળ જગજાણ, શ્રીજિનવર મુજ કરો કલ્યાણ ૨

મલ્લિનાથ જિન મંગળ રૂપ, પચ્ચીશ ધનુષ સુંદર સ્વરૂપ;
શ્રીઅરનાથ નમું વર્દ્ધમાન, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ૩

સુમતી પદ્મપ્રભ અવતંસ, વાસુપૂજ્ય શીતળ શ્રેયાંસ;
કુંથુપાર્શ્વ અભિનંદન ભાણ, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ૪

એણીપરે જિનવર સંભારીયે, દુઃખદારિદ્ર વિઘ્ન નિવારીયે;
પંચ્ચીશે પાંસઠ પરિમાણ, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ૫

એમ ભણુતા દુઃખ નાવે કદા, જો નિજ પાસે રાખો સદા,
ધરીયે પંચતણું મન ધ્યાન, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ૬

જિનવર નામે મનવંચ્છિત મળે, મનવંચ્છિત સહુ આશા ફળે;
ધર્મસિંહ મુનિ નામ નિધાન, શ્રીજિનવર મુજ કરો કલ્યાણ. ૭

## શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ

શારદ માય નમું શિરનામિ, હું ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામી; શાંતિ શાંતિ જપે સબ કોઇ. તે ઘેર શાંતિ સદા સુખ હોઇ. ૧. શાંતિ જપીને કીજિએ કામ, સોહી કામ હોવે અભિરામ; શાંતિ જપી પરદેશ સિધાવે, તે કુશળે કમળા લેઇ આવે. ૨. ગર્ભ થકી પ્રભુ મારી નિવારી, શાંતિજી નામ દીયો હિતકારી; જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિતી તે નર પાવે. ૩. જે નરકું પ્રભુ શાંતિ સહાઈ, તે નરકુ કછુ આરતિ નાહીં; જો ક વંછે સોહી પૂરે, દુઃખ દારિદ્ર મિથ્યા મતિ ચૂરે. ૪ અલખ નિરંજન જ્યોતિ પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી; સ્વામી સ્વરૂપ કહ્યું નવ જાય, કહેતાં મુજ મન અચરજ થાય. ૫. ડાર દીયા સબહી હથિયારા; જિત્યા મોહ તણા દળ સારા, નારી તજીશિવસુરંગ રાચ્યો, રાજ તજ્યો પણ સાહિબ સાચો. ૬. મહા બળવંત કહીજે દેવા, કાયર કંથુ એક હણેવા; ઋદ્ધિ સયલ પ્રભુ પાશ લહીજે. ભિક્ષાહારી નામ કહીજે. ૭. નિંદક પૂજકકું સમ ભાયક, પણ સેવકકું હે સુખદાયક; તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સર્વે વિધિ લાયક. ૮ શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે, સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહાપદ દીજે. ૯. સાયર જેસા હોત ગંભીરા, દોષ નહિ માંહિ એક શરીરા; મેરૂ અચળ જિમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી. ૧૦. લોક કહે

જિનજી સબદેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે, રીશ વિના બાવીશ પરીષા, સેના જીતિ તે તે જગદીશા. ૧૧ માન વિના જગ આણુ મનાઈ, માયા વિના શિવ શું લય લાઈ; લોભ વિના ગુણ રાશિ ગ્રહિજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવિજે. ૧૨ નિર્ગ્રંથપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે; અભયદાન દાતા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિદારણ. ૧૩. શ્રી જિનરાજ દયાળ ભણીજે, કર્મ સર્વેકો મૂળ ખણીજે; ચઉવિહ સંઘહ તિરથ થાપે, લચ્છી ધણી દેખે નવિ આપે. ૧૪. વિનયવંત ભગવંત કહાવે, નાહિ કીસીકું શિશ નમાવે; અકંચનકો બીરૂદ ધરાવે; પણ સોવન પદ પંકજ ઠાવે. ૧૫. રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ નહિ નિગુણા સગ વારે; તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે. ૧૬. તેરો મહિમા અદ્ભૂત કહીજે, તેગ ગુણકો પાર ન લહિજે; તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હુ મન મોહન સેવક તેરા. ૧૭. તુંરે ત્રિલોક તણો પ્રતિપાળ, હુંરે અનાથ ને તું છો દયાળ; તું શરણાગત રાખણ ધીરા, તું પ્રભુ તારક છોવડ વીરા. ૧૮. તુંહી સમો વડ ભાગ જ પાયો તો મેરો કાજ ચઢ્યોરે સવાયો, કરજોડી પ્રભુ વિનવું તમશું, કરો કૃપા જિન-વરજી અમશું. ૧૯. જનમ મરણના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો; શ્રી હાંત્થણાપુર મંડન સોહે, ત્યાં શ્રી શાતિ સદા મન મોહે. ૨૦. પદ્મસાગર ગુરૂરાય પસાયા, શ્રી ગુણસાગર કહે મન ભાયા; જે નર નારી એક ચિત્તે ગાવે તે મનવાંચ્છિત ફળ નિશ્ચે પાવે. ૨૧.

## શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનો છંદ

(દોહા)

કલ્પવેલ ચિંતામણિ, કામધેનુ ગુણ ખાણ; અલખ અગોચર અગમ ગતિ, ચિંદાનંદ ભગવાન. ૧. પરમ જ્યોતિ પરમાત્મા, નિરા-કાર કિરતાર; નિર્ભય રૂપ જ્યોતિ સ્વરૂપ પૂરણ બ્રહ્મ અપાર. ૨. અવિનાશી તું એક છે, ચિંતામણિ શ્રી પાશ; અરજ કરૂં કર જોડ

હૈ, પૂરે વંચ્છિત આશ. ૩. મન ચિંતિત આશા ફળે, સકળ સિદ્ધિ બ્હે કામ; ચિંતામણિકે જાપ જપ, ચિંતાહર એ નામ ૪ તુમ સમ મેરેકો નહિ, ચિંતામણી ભગવાન; ચૈતનની એહ વિનતિ, દીજે અનુભવ જ્ઞાન. ૫.

( ચોપાઈ )

આણુત દેવલોકથી આયે, જન્મ વણારશી નગરી પાયે; અશ્વસેન કુળ મંડન સ્વામી, ત્રિહું જગકે પ્રભુ અંતર જામી. ૬. વામા દેવી માતા કે જાયે, લંચ્છન નાગ ફણી મણિ પાયે; શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વર્ણ તનુ નિર્મળ જાણો. ૭. માનવ યક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય; ઇંદ્ર ચંદ્ર પારશ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિંતામણિ પાવે. ૮. નિત સમરો ચિંતામણિ સ્વામી, આશા પુરે અંતર જામી; ધન્ય ધન્ય પાર્શ્વ પુરિસાદાણી, તુમ સમ જગમેં કો નહી નાણી. ૯. તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુઃખ જાય વિસારી; ચૈતનનો મન મારે પાસ, માન વાંચ્છિત પૂરો પ્રભુ આશ. ૧૦.

(દોહા)

ૐભગવત્ ચિંતામણિ, પાર્શ્વ પ્રભુ જિનરાય; નમો નમો તુમ નામસે, રોગ શોગ મિટ જાય. ૧૧. વાત પીત દૂરે ટળે, કફ નહી આવે પાસ, ચિતામણિ કે નામસેં, મીટે શ્વાસ સબ ખાસ. ૧૨. પ્રથમ દુસરો તીસરો, તાવ ચોથીઓ જાય; શુળ બળતર દુર રહે, દાદર ખાજ ન રહાય. ૧૩. વિસ્ફોટક ગડ ગુંબડા, કોઢ અઢાર રહે દુર; નેત્ર રોગ સબ પરિહરે, કંઠમાળ ચકચુર. ૧૪. ચિંતામણિકે જાપસેં, રોગ શોગ મિટિ જાય; ચૈતન પાર્શ્વ નામકો સમરો મન ચિત્ત લાય. ૧૫.

(ચોપાઈ)

મન શુધ્ધે સમરો ભગવાન; ભય ભંજન ચિંતામણિ ધ્યાન, ભૂત પ્રેત ભય જાવે દુર, જાપ જપ્યે સુખસંપત્તિ પુર ૧૬. ડાકિણ

શાકિણ વ્યંતર દેવ, ભય નહીં લાગે પારશ સેવ; જળચર થલચર ઉરપર જીવ, ઇનકો ભય નહીં સમરો પીવ. ૧૭. વાઘ સિંહનો ભય નહીં હોય, સર્પ ગોહ આવે નહિ કોય; વાટજ ઘાટમે રક્ષા કરે, ચિંતામણિ ચિંતા સબ હરે. ૧૮. ટોણાં ટામણ જાદુ કરે; તુમારો નામ લેતાં સબ ડરે; ઠગ ફાંસીગર તસ્કર હોય, ફાવે ન દુશ્મન દુષ્ટજ કોય. ૧૯. ભય સબ ભાગે તુમારે નામ, મન વંચ્છિત પુરો સબ કામ; ભય નિવારણ પુરે આશ, ચેતન જપ ચિંતામણિ પાશ. ૨૦

(દોહા)

ચિંતામણિ કે નામસેં, સકળ સિદ્ધ વ્હે કામ; રાજ ઋદ્ધિ રમણી મળે, સુખ સંપતિ બહુ દામ. ૨૧ હય ગય રથ પાયક મળે, લક્ષ્મીનો નહિ પાર; પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર ૨૨. ચેતન ! ચિંતા હરણનો, જાપ જપો તિન કાળ, કર આયંબિલ ષટ્ માસકો, ઉપજે મંગળમાળ ૨૩, પારશ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન; મન વાંચ્છિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન. ૨૪ સંવત અઢારા ઉપરે, સાડત્રિશકો પરિમાણ; પોષ શુક્લ દિન પંચમી વાર શનિશ્ચર જાણ ૨૫ પઢે ગુણે જો ભાવશું, સૂણે સદા ચિત્ત લાય, ચેતન સંપતિ બહુ મળે, સમરો મન વચ કાય. ૨૬.

## શ્રી મહાવીરજિન-છંદ

શ્રી સિદ્ધારથ કુળ દીપકચંદ, ત્રિશલા દેવી કેરો નંદ.
કોમળ કંચન વરણ શરીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૧

કૃપાનાથ કરૂણા તુમ ધણી, મુજ સામુ જુઓ શાશનના ધણી;
ત્રિભૂવનનાથ આયો અબતીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૨

અનંત બળી તપ દુક્કર કીયા, કર્મોને દાવાનળ દીયા;
ખમ દમ સમ ધીમાન ને ધીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૩

ચુમ્માલીશેં ચેલા કીયા, એકજ દિનમેં મહાવ્રત દીયા;
ગૌતમ સરીખા હુવા વજીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૪

સમવસરણમાં સુણિયે અધિકાર, અમૃત વાણીરૂપ દીદાર.
દીઠે હરખે હેડું હીર, મનવંચ્છિત પૂરણ મહાવીર ૫

એક પળ ધરે પ્રભુનું ધ્યાન, પગ પગ પ્રગટે પુણ્ય નિધાન,
વચન મીઠાં જેમ મિસરી ખીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૬

ચેન ફેન ચિંતા ચકચૂર દેખી દુશ્મન નાશે દૂર.
દિન દિન વાધે સંપતિ શીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૭

તુમ નામે ભવ સાયર તરે, તુમ નામે કારજ સરે,
ઋદ્ધિ વૃદ્ધિ પામે હીર ચીર, મનવંચ્છિત પૂરણ મહાવીર ૮

ચિંતામણિ પરે જિનવર જાપ, ક્રોડ ભવોના કાપે પાપ;
રોગ શોગ નાશે પર પીડ, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૯

વૈશાખ શુદિ દશમી દિન જાણ, પ્રભુજી પામ્યા કેવળ જ્ઞાન;
સાયર જેસા હોત ગંભીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૧૦

સંવત અઢાર તેત્રીસે તામ, મેડતે નગરકિયા ગુણ ગ્રામ;
ષટ્કાયના પ્રભુજી પીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૧૧

પ્રભુ પાવાપુરીમાં મુક્તિ ગયા, ઋષિ રાયચંદ કહે કરજો મયા;
પહોંચાડો મુજ ભવજળ તીર, મનવંચ્છિત પૂરણ મહાવીર. ૧૨

## ચોવીશ તીર્થંકરોનું સ્તોત્ર.

આદ્યં નેમિ જિનં નૌમિ, સંભવં સુવિધિં સ્તથા,
ધર્મનાથં મહાદેવં, શાન્તિ શાન્તિકરં સદા. ૧

અનંતં સુવ્રતં ભક્ત્યા, નમિનાથં જિનોત્તમમ્;
અજિતં જિત કંદર્પં, ચંદ્રં ચંદ્રસમ પ્રભમ. ૨

આદિનાથં સ્તથા દેવં, સુપાર્શ્વં વિમલં જિનમ્;
મલ્લિનાથં ગુણોપેતં, ધનુષાં પંચવિંશતિંમ. ૩

અરનાથં મહાવીરં, સુમતિં ચ જગદ્‌ગુરૂમ્;
શ્રી પદ્મપ્રભનામાનં, વાસુપૂજ્યં સુરૈર્નતમ્. ૪

શીતલં શીતલં લોકે શ્રેયાંસે શ્રેયસે સદા;
કુંથુનાથં ચ વામેયં, વિશ્વાભિનંદનં વિભુમ્. ૫

જિનાનાં નામભિર્બદ્ધઃ પંચષષ્ઠિ સમુદ્‌ભવઃ;
યંત્રોયં રાજતે યત્ર, તત્ર સૌખ્યં નિરંતરમ્. ૬

યસ્મિન્ ગૃહે મહાભક્ત્યા, યંત્રોયં પૂજ્યતે બુધઃ;
ભૂતપ્રેત પિશાચાદે-ર્ભયં તત્ર ન વિદ્યતે. ૭

સકલ ગુણ નિધાનં યંત્રમેનં વિશુદ્ધં,
હૃદય કમલકોષે ધીમતાં ધ્યેયરૂપમ્;
જયતિલકગુરો : શ્રી સૂરિરાજસ્ય શિષ્યો,
વદતિ સુખનિધાનં મોક્ષલક્ષ્મી નિવાસમ્. ૮

## સોલ સતીનું સ્તોત્ર.

આદૌ સતી સુભદ્રા ચ, પાતુપશ્ચાત્તુ સુંદરી;
તતશ્ચંદનબાલા ચ, સુલસા ચ મૃગાવતી ૧

રાજિમતિ તતશ્ચૂલા, દમયંતી તતઃ પરમ્;
પદ્માવતી શીવા સીતા, બ્રાહ્મી પુનશ્ચ દ્રૌપદી. ૨

કૌશલ્યા ચ તત કુંતા, પ્રભાવતી સતીવરા;
સતીનાં નામયંત્રોયં. ચતુસ્ત્રિ શત્સમુદ્ભવઃ ૩

યસ્ય પાર્શ્વે સદા યંત્રો, વર્તતે તસ્ય સાંપ્રતમ;
ભૂરિ નિદ્રા ન ચાયાતિ, નયાંતિ ભૂતપ્રેતકાઃ ૪

ધ્વજાયા નૃપતેર્યસ્ય, યંત્રોયં વર્તતે સદા;
તસ્ય શત્રુભયં નાસ્તિ, સંગ્રામેસ્ય જયઃ સદા. ૫

ગૃહદ્વારે સદા યસ્ય, યંત્રોયં ધ્રિયતે વરઃ;
કાર્મણાદિક મંત્રસ્ય, નસ્યાત્તસ્ય પરાભવઃ ૬

સ્તોત્રં સતીનાં સુગુરૂપ્રસાદાત્,
કૃતં મયોદ્યોત મૃગાધિપેન;
યઃ સ્તોત્ર મેતત્પઠતિ પ્રભાતે,
સ પ્રાપ્યતે શં સતતં મનુષ્યઃ ૭

# ી  મ ર સ્તો ત્ર

## [ વ ંત તિ કા ત્ત મ ]

ક્તામરો લચીત તાજ મણિ પ્રભાના,
ઉદ્યાતકાર હર પાપતમો જથાના;
આધાર રૂપ ભવસાગરના જનોને,
એવા યુગાદિ પ્રભુ પાદ યુગે નમીને; ૧

કીધી સ્તુતિ સ શાસ્ત્રજ તત્ત્વબોધે,
પામેલ બુદ્ધિ પટુથી સુરલોકનાથે;
ત્રૈલોક ચિત્તહર ચારૂ ઉદાર સ્તોત્રે,
હું એ ખરે સ્તવીશ આદિજિનેંદ્રને તે. ૨

બુદ્ધિ વિનાજ સુરપૂજીત પાદ પીઠ ?
મેં પ્રેરી બુદ્ધિ સ્તુતિમાં તજી લાજ શુદ્ધ
લેવા શિશું વિણ્ જળે સ્થિત ચંદ્રબિંબ,
ઇચ્છાકરેજ સહસા જનકોણ અન્ય. ૩

કેંવા ગુણો ગુણનિધિ! તુજ ચંદ્રકાન્ત,
છે બુદ્ધિથી સુર ગુરૂસમ કો સમર્થ ?
જયાં ઉછળે મગરમચ્છ મહાન વાતે,
રે કોણ તે તરી શકેજ સમુદ્ર હાથે ૪

તેવો તથાપિ તુજ ભકિત વડે મુનશી !
શકિત રહીત પણ હું સ્તુતિને કરીશ
પ્રીતે વિચાર બળનો તજી સિંહસામે,
ના થાય શું મૃગીશિશુ નીજરક્ષવાને ? ૫

શાસ્ત્રજ્ઞ અજ્ઞ ગણીને હસતાં છતાં એ,
ભકિત તમારી જ મને બળથી વદાવે;
જે કોકિલા મધુર ચૈત્રવિષે ઉચ્ચારે,
તે માત્ર આમ્રતરૂમોર તણા પ્રભાવે. ૬

બાંધેલ પાપ જનનાં ભવ સર્વ જેહ,
ત્હારી સ્તુતિથી ક્ષણમાં ક્ષય થાય તેહ;
આ લોક વ્યાપ્ત નિશિનું ભમરા સમાન,
અંધારૂ સૂર્ય કીરણોથી હરાય જેમ ૭

માનીજતેમસ્તુતિનાથ ! તમારી આમેં,
આરંભી અલ્પમતિથી પ્રભુના પ્રભાવે;
તે ચિત્ત સજ્જન હરે જયમ બિંદુ પામે
મોતીતણી કમળપત્રવિષે પ્રભાને. ૮

દૂરે રહો રહિત દોષ સ્તુતિ તમારી,
ત્હારી કથા પણ અહો જન પાપહારી;
દૂર રહે રવિ કદી તદપિ પ્રભાએ,
ખીલે સરોવર વિષે કમળો ઘણાંએ

આશ્ચર્યના ભુવન ભૂષણ ભૂતનાથ,
રૂપે ગુણે તુજ સ્તુતિ કરનાર અત્ર;
તે તુલ્ય થાય તુજની ધનિકો શું પોતે.
પૈસે સમાન કરતા નથી આશ્રિતોને. ૧૦

જો દર્શનીય પ્રભુ એક દૃશેથી દેખે,
સંતોષથી નહિ બીજે-જન નેત્ર પેખે;
પી ચંદ્રકાન્ત પય ક્ષીરસમુદ્ર કેરૂં,
પીશે પછી જળનિધિ જળ કોણ ખારૂં. ૧૧

જે શાંતરાગ રૂચિના પરમાણું માત્ર,
તે તેટલાજ ભવિ આપ થયેલ ગાત્ર;
એ હેતુથી ત્રિભુવને શણગાર રૂપ,
ત્હારા સમાન નહિ અન્યતણું સ્વરૂપ. ૧૨

ત્રૈલોક સર્વ ઊપમાનજ જીતનારૂં,
ને નેત્ર દેવ નર ઊરગ હારી તા'રૂં;
ક્યાસુખ? કયાંવળી કલંકિત ચદ્રબિંબ?
જે દિવસે પીળચટું પડી જાય ખુબ ૧૩

સંપૂર્ણ ચંદ્રતણી કાન્તિ સમાન તારા
રૂડાગુણો ભુવન ત્રૈણ ઊલંઘનારા
ત્રૈલોકનાથ! તુજ આશ્રિત એક તેને
સ્વેચ્છાથકી વિચારતાં કદી કોણ રોકે ૧૪

આશ્ચર્ય શું પ્રભુતણાં મનમાં વિકાર,
દેવાંગના ન કદી લાવી શકી લગાર
સંહારકાળ પવને ગિરિ સર્વ ડોલે
મેરૂ ગિરિશિખર શું કદી તોય ડોલે ૧૫

ધુમે રહીત નહિ વાટ ન તેલવાળો
ને આ સમગ્ર ત્રણ લોક પ્રકાશનારો
ડોલાવનાર ગિરિ વાયુ ન જાય પાસે,
તું નાથ છુ અમર દીપ જગત્પ્રકાશે. ૧૬

ઘેરી શકે કદી ન રાહુ ન અસ્ત થાય
સાથે પ્રકાશ ત્રણ લોક વિષે કરાય
તું હે મુનીંદ્ર ! નહિ મેઘવડે છવાય
લોકે પ્રભાવ રવિથી અદકો ગણાય ૧૭

મોહાંધકાર દળનાર સદાકાળ પ્રકાશી
રાહુ મુખે ગ્રસિત ના નહિ મેઘ રાશી,
શોભે તમારૂ મુખ પદ્મ અપાર રૂપે
જેવો અપૂર્વ શશિ લોકવિષે પ્રકાશે ૧૮

શું રાત્રિમાં શશિ થકી દિવસે રવિથી
અંધારૂં તુજમુખ ચંદ્રહરે પછીથી
શાલિ સુશોભિત રહી નિપજી ધરામાં
શીમેઘનીગરજ હોય જ આભલામાં ૧૯

શોભે પ્રકાશ કરી જ્ઞાન ત'મો વિષે જે
તેવું નહિ હરિહરાદિકના વિષેતે
રત્નોવિષેસ્ફુરિત તેજ મહત્ત્વ ભાસે
તેવું ન કાચ કટકે ઊજળે જણાશે. ૨૦

માનું રૂડું હરિહરાદિકને દીઠા તે
દીઠે છતે હૃદય આપ વિષે ઠરે
જોવા થકી જગતમાં પ્રભુનો પ્રકાશ
જન્માન્તરે ન હરશે મન કોઇ નાથ ! ૨૧

સ્ત્રી સેંકડો પ્રસવતી કદિ પુત્ર ઝાઝ
ના અન્ય આપ સમકો પ્રસવે જનેતા
તારા અનેક ધરતીજ દિશા બધીય
તેજે સ્ફુરિત રવિને પ્રસવેજ પૂર્વ ૨૨

માને પરં પુરૂષ સર્વ મુનિ તમોને
ને અંધકાર સમીપે રવિ શુદ્ધ જાણે ?
પામી તને સુરીત મૃત્યું જીતેમુનીંદ્ર !
ના બીજો કુશળ મોક્ષતણોજ પંથ ૨૩

તું આદ્ય અવ્યય અચિંત્ય અસંખ્ય વિભુ
છે બ્રહ્મઇશ્વર અનંત અનંગકેતુ
યોગીશ્વરં વિદિતયોગ અનેક એક
કે'છે તને વિમળ જ્ઞાનસ્વરૂપ સંત ૨૪

છોબુદ્ધિ–બોધથકી હેસુર પૂજ્ય બુદ્ધ !,
છો લોકને સુખદ-શંકર તેથી શુદ્ધ !
છો મોક્ષમાર્ગવિધિધારણથીજ ધાતા !
છો સ્પષ્ટ આપપુરૂષોત્તમસ્વામિત્રાતા. ૨૫

ત્રૈલોક–દુઃખ હર નાથ ! તને નમોસ્તુ,
તું ભૂતળે અમલ ભૂષણને નમોસ્તુ;
ત્રૈલોકનાજ પરમેશ્વરને નમોસ્તુ,
હે જીન શોષક ભવાબ્ધિ તને નમોસ્તુ. ૨૬

આશ્ચર્ય શું ગુણુજ સર્વ કદી મુનીશ !
ત્હારોજ આશ્રય કરી વસતા હમેશ;
દોષો ધરી વિવિધ આશ્રય ઉપજેલા,
ગર્વાદિકે ન તમને સુપને દીઠેલા. ૨૭

ઉંચા અશોકતરૂ આશ્રિત કિર્ણ ઉંચ,
અત્યંત નિર્મળ દીશે પ્રભુ આપ રૂપ;
તે જેમ મેઘ—સમીપેરહી—સૂર્ય બિંબ,
શોભે પ્રસારી કિરણે હણીને તિમિર. ૨૮

સિંહાસને મણિતણા કિરણે વિચિત્ર,
શોભે સુવર્ણ—સમ આપ શરીર ગૌર;
તે સૂર્ય—બિંબ ઉદયાચળ શિર ટોચે,
આકાશમાં કિરણ જેમ પ્રસારી શોભે. ૨૯

ધોળા ઢળે ચમર કુંદ—સમાન એવું,
શોભે સુવર્ણ—સમ રમ્ય શરીર ત્હારૂં;
તે ઉગતા શશિસમાં જળ—ઝર્ણ—ધારે,
મેરૂ તણા કનકના શિર—પેંઠ શોભે. ૩૦

ઢાંકે પ્રકાશ રવિનો શશિતુલ્ય રમ્ય,
મોટી—સમુહ—રચનાથી દીપાયમાન;
એવાં પ્રણુજી તમને ત્રણ છત્ર શોભે,
ત્રૈલોકનું અધિપતિપણું તે જણાવે. ૩૧

ગંભીર ઉંચ સ્વરથી પુરી છે દિશાઓ,
ત્રૈલોકને સરસ—સંપદ આપનારો;
સદ્ધર્મરાજ જયને કથનાર ખુલ્લો,
વાગે છે દુંદુભી નભે યશવાદી ત્હારો. ૩૨

મંદીરસુંદર નમેરુ જ પારિજાતે,
સંતાનકાદિ ફુલની બહુ વૃષ્ટિ ભારે;
પાણીકણે સુરભિ મંદસમીર પ્રેરે,
શું દિવ્ય વાણી તુજ સ્વર્ગ થકી પડે તે. ૩૩

શોભે વિભો ! પ્રસરતી તુજકાંતિભારે,
ત્રૈલોકના દ્યુતિ-સમૂહની કાંતિહારે !
તે ઉગતા રવિસમી બહુ છે છતાંયે,
રાત્રિ જીતે શીતલ ચંદ્ર સમાન તેજે. ૩૪

જે સ્વર્ગ મોક્ષ શુભમાર્ગજ શોધી આપે,
સદ્ધર્મ-તત્ત્વ કથવે પટુ ત્રૈણલોકે;
દિવ્યધ્વનિ તુજ થતો વિશદાર્થ સર્વ,
ભાષા-સ્વભાવ-પરિણામ ગુણેથી યુક્ત. ૩૫

ખીલેલ હેમ કમળો-સમ કાંતી વાળા,
ફેલૈ રહેલ નખ-તેજ થકી રૂપાળા;
એવા જીનેદ્રતુમ પાદ ડગો ભરે છે,
ત્યા કલ્પના કમળની વિબુધો કરે છે. ૩૬

એવી જિનેંદ્ર થઈ જે વિભૂતિ તમોને,
ધર્મોપદેશ સમયે નહિ તે બીજાને;
જેવી પ્રભા તિમિર હારી રવિતણી છે,
તેવી પ્રકાશીત ગ્રહોની કદી બની છે ? ૩૭

વ્હેતા મદે મલિન ચંચળ શિર તેવો,
ગુંજારવે ભ્રમરના બહુ ક્રોધી એવો;
ઐરાવતે તુલિત ઉદ્ધત હાથી સામે,
આવેલ જોઈ તુમ આશ્રિત ભો ન પામે. ૩૮

ભેદી ગજેંદ્ર–શિરશ્વેત રૂધિરવાળા,
મોતી સમૂહથકી ભૂમિ. દિપાવી એવા;
દોડેલ સિંહતણી દોટ વિષે પડે જે,
ના તુજ પાદ ગિરિ આશ્રયથી મરે તે. ૩૯

જે જોરમાં પ્રલયના પવને થયેલો,
ઓદ્ધા ઉડે બહુજ અગ્નિ દવે બનેલો;
સંહારશે જગત સન્મુખ તેમ આવે,
તે તુજ કીર્તનરૂપી જળ શાંત પાડે. ૪૦

જે રક્ત નેત્રે, પિક–કંઠે સમાન કાળો,
ઉંચી ફણે સરપ સન્મુખ આવનારો;
તેને નિશંકજન તેહ ઉલંઘી ચાલે,
ત્વં નામ નાગદમની દીલ જેહ ધારે. ૪૧

નાચે તુરંગ ગજ શબ્દ કરે મહાન,
એવું રણે નૃપતિનું બળવાન સૈન્ય;
ભેદાય છે તિમિર જેમ રવિ કિરેથી,
છેદાય શિઘ્ર ત્યમ તે તુજ કીર્તનેથી. ૪૨

બછી થંકી હણીત હસ્તિ રુધિર વ્હે છે,
યોદ્ધા પ્રવાહથકી આતુર જ્યાં તરે છે;
એવા યુધે અજીત શત્રુજીતે જનો તે,
ત્વત્પાદ પંકજરૂપી વન શર્ણ લેજે. ૪૩

જ્યાં ઉછળે મગરમચ્છ તરંગ ઝાઝા,
ને વાડવાગ્નિ ભયકારી થકી ભરેલા;
એવાજ સાગર વિષે સ્થિતનાવ જે છે,
તે નિર્ભયે તુજતણા સ્મરણે તરે છે. ૪૪

જે છે નમ્યા ભયદ રોગ જળોદરેથી,
પામ્યા દશા દુઃખદ આશ ન દેહ તેથી;
ત્વત્પાદ –પદ્મ–રજ અમૃત નીજ દેહે,
ચોળે બને મનુજ કામ સમાનરૂપે. ૪૫

એડીજડી પગથી છેક ગળા સુધીની,
તેની ઝીણી અણીથી જાંગ ઘસાય જેની;
એવા અહોનિશ જપે તુંજ નામ મંત્ર,
તો તેજનો તુરત થાય રહીત બંધ. ૪૬

જેમત્તહસ્તિ, અહિ, સિંહ, દવાનલાગ્નિ,
સંગ્રામસાગર જળોદર, બંધનોથી;
પેદા થએલા ભય તે ઝટ નાશ પામે,
ત્હારૂં કરે સ્તવન આ મતિમાન પાઠે. ૪૭

આ સ્તોત્રમાળ તુજના ગુણથી ગુંથી મેં,
ભક્તિથકી વિવિધવર્ણ રૂપીજ પુષ્પે;
તેને જિનેંદ્ર! જનજે નિતકંઠનામે,
તે **માનતુંગ** અવશ્ય શુભ લક્ષ્મી પામે. ૪૮

## ચોવીશ તીર્થંકરોની સ્તુતિ.

[વસંતતિલકા]

શ્રી આદિનાથ જિનરાજ મહેશ વંદો, સેવે સુરેશ ભુજગેશ દિનેશ ચંદો; પૂજે ધરેશ ધનિઓ ગણનાથ જેને, ધોરી તણો હૃદય લંછન છેજ તેને. ૧. શ્રેયાંસના કર થકી રસ ઇક્ષુ લીધો, ભિક્ષા ગ્રહી કુમરને સુપવિત્ર કીધો; માતા પ્રત્યે વિનય ભાવ ધરી પ્રભુએ, અર્પ્યું અહો પરમ કેવલ શ્રી વિભુએ. ૨. દેવાધિદેવ ગજ લંચ્છન ચંદ્ર-

ક્રાંતિ, સંસાર સાગર તણી હરનાર ભ્રાંતિ; એવા જિનેશ્વર તણા યુગ્મ પાદ પૂજો દીઠો નહિ જગતમેં તુમ તુલ્ય દૂજો. ૩. જન્મયા તણી નગરિ ઉત્તમ જે અયોધ્યા, ત્રાતા નરેશ વિભુના જિતશત્રુ યોદ્ધા; દેદિપ્યમાન જનની વિજયા સુનારી, સેવો તમે અજિતનાથ ઉમંગકારી. ૪. વાધે ન કેશ શિરમાં નખરોમ વ્યાધિ, સ્વેદો ન દેહ તજિ છે જગની ઉપાધિ; છે માંસ શ્રોણિત અહો અતિ શ્વેતકારી, એ સ્વામિ સંભવ સુસુંદર ગાત્રધારી. ૫. છે શ્વાસ અંબુજ સુગંધ અલેપ ટાણે, આહારને તુમ નિહાર ન કોઇ જાણે; એ ચાર છે અતિશયો પ્રભુ જન્મ સાથે, વંદુ હમેશ અભિનંદન જોડી હાથે. ૬. ભૂ મંડલે વિચરતા જિનરાજ જ્યારે, કાંટા અધોમુખ રહે પ્રભુ પાઉ ધારે; કોટી સુરાસુર કરે નિત સેવ તારી, એવા નમું સુમતિનાથ ભયાષ્ટ હારી. ૭. નિર્જીવને ભભકદાર સુરંગકારી, દેવો કરે કુસુમની અતિ વૃષ્ટિ સારી; વાણી સુણે મનુજ જોજન એક માંહી, શ્રી પદ્મદેવ પ્રભુને પ્રણમું ઉછાહી. ૮. બે બાજુએ સુર રહે ગ્રહિ મુદ્દગરોને; વિંજાય છે જિન તને સિત ચામરોને; ગર્વિષ્ટના ગણ નમે ગુણસિંધુ ધારી, વંદુ સુપાર્શ્વ પુરૂષોત્તમ પ્રીતિકારી. ૯. જલ્પે જિનેંદ્ર મુખ માગધિ અર્ધભાષા, દેવો નરો તિરિ ગણો સમજે સ્વભાષા; આર્યો અનાર્ય સઘળા જન શાંતિ પામે, ચંદ્રપ્રભા ચરણ લંચ્છન ચંદ્ર નામે. ૧૦. વૈરો વિરોધ સઘળા જન ત્યાં વિસારે, મિથ્યાત્વિઓ વિનય વાક્ય મુખે ઉચ્ચારે. વાદી કદી અવિનયી થઈ વાદ માડે, દેખી જિનેશ સુવિધિ જન ગર્વ છંડે. ૧૧. જે દેશમાં વિચરતા જિનરાજ જ્યારે, ભીતી ભયંકર નહિ લવલેશ ત્યારે; ઇતિ ઉપદ્રવ દુકાલ વિદૂર ભાજે, નિત્યે કરૂં નમન શીતલનાથ આજે. ૧૨. છાયા અશોક તરૂ હેઠલ બેસિ રંગે, બોધિ અનેક જનને શિવદે ઉમંગે; પચ્ચીશ જોજન લગે નહિ આધિ વ્યાધિ, શ્રેયાંસનાથ તુમ સેવનથી સમાધિ. ૧૩. દોષો સમસ્ત હરિને જગ દેખનારા સ્વપ્નો થકી સકલરાજ ઉલંઘનારા; ખેદજ્ઞ શાંત ગુણ તે જન અર્પનારા શ્રી વાસુપૂજ્ય ભવસાગર તારનારા. ૧૪. જે પ્રાતિહાર્ય વર આઠ અશોક

ભે, વ્યોમે કરે સુરગણો જયનાદ હર્ષે; બે બાજુએ ચમર બે વિંઝાય વિજાય. ત્રિછત્ર હે વિમલનાથ શિરે ધરાય. ૧૫. સંસ્થાન છે સમ ા ચતુરસ્ર તારૂં, સંઘેણ વજ્રઋષભાદિ દિપાવનારૂં; અજ્ઞાન લો મદ મોહ હર્યાં તમોએ, એવા અનંત વિભુને નમીયે સદાએ. ૧૬. જે ૈ વૈરી અમને બહુ પીડનારા, તે કર્મથી સભુ તમેજ મુકાવનારા; ાર સાગરથકી જન તારનારા, શ્રી ધર્મનાથ પદ શાશ્વત અર્પનારા. ૧૭. શ્રી વિશ્વસેન નૃપ નંદન દિવ્ય કાંતિ, માતા સુભવ્ય અચિરા તસ પુત્ર શાન્તો; શ્રી મેઘના ભવ વિષે સુર એક આવી પારેવ શેન યુગની ઘટના બનાવી. ૧૮. પારેવને અ ય જીવિત દાન આપ્યુ. પોતા ત તિ સુકોમલ માંસ કાપ્યું; માતા ઉરે અવતરી જન પીડ વારી, મારી ઉપદ્રવ હરી કરિ શાન્તિ સારી. ૧૯. શ્રી તીર્થનાયક થયા વલિ ચક્રવર્તિ, બંને લહી પદવિઓ ભવ એક વર્ત્તિ; જે સાર્વભૌમ પદ પંચમ ભોગવીને, તે શોલમા જિન તણા ચરણે નમીને. ૨૦. ચોરાશિ લક્ષ ગજ અશ્વ રથે ચડીને, છન્નુ કરોડ જન લશ્કર વિસ્તરીને; એવી છતી અતિ સમૃદ્ધિ તજી સુટેકે, શ્રી કુંથુનાથ જિન ચક્રિ થયા વિવેકે. ૨૧. રત્નો ચતુર્દશ નિધાન ઉમંગકારી, બત્રીશ બધ નિત નાટક થાય સારી; પદ્માનની સહસ ચોસઠે અંગનાઓ, એવી તજી અર જિનેશ્વર સંપદાઓ. ૨૨ નિત્યે કરે કવલ બેપન કંઠે સૂધિ ષટ્ મિત્રને તરણુ કાજ નિપાઇ બુદ્ધિ; ઉદ્યાન મોહન ગૃહે રચિ હેમ મૂર્તી, મલ્લી જિનેશ મહિમા પસરે ધરિત્રી. ૨૩. નિ:સંગ દાંત ભગવંત અનંતજ્ઞાની, વિશ્વોપકાર કરૂણનિધિ આત્મ ધ્યાની; પંચેદ્રિયો વશ કરી હર્ણું કર્મ આઠે, વંદું જિનેંદ્ર મુનિસુવ્રત તેહ માટે. ૨૪. ઇંદ્રો નરો સુરવરો મલિ સર્વ અંગે જન્માભિષેક સમયે અતિ ભક્તિ રંગે; વિદ્યા ધરી સુરવરી શુભ શબ્દ રાગે, સંગીત નાટક કરે નમિનાથ આગે. ૨૫. રાજીમતી ગુણવતી સતી સૌમ્યકારી, તેને તમે તજિ થયા વનના વિહારીપૂર્વે ભવે નવ લગે તુમ નેહ ધારી, હે નેમનાથ! ભગવંત પરોપકારી. ૨૬. શ્રી પાર્શ્વનાથ ચરણે પ્રણમુ પ્રમોદે, જેના થકી જન લહે શિવને વિનોદે;

શ્રી અશ્વસેન કુલ દીપક માતુ વામા, વિશ્વે અચિંત્ય મહિમા પ્રભુ પાર્શ્વનામા. ૨૭. સિદ્ધાર્થ રાય ત્રિશલા સુત નિત્ય વંદો, આનંદ દાયક તણા ચરણારવિંદો; જે શાસનેશ્વર તણો ઉપકાર પામી, ધ્યાવું અશેષ મલ નાશક વીર સ્વામી. ૨૮. એવા જિનેશ્વર વિભુ સ્તવતા પ્રભાતે આનંદ સુખ મળે ભય જાય સાતે; નિત્યે જપે સતત "વીર" વિશુદ્ધ ભાવે, તે મોક્ષ શાશ્વત સમાધિ અવશ્ય પાવે. ૨૯.



# શ્રી ચત્તારિ મંગલં

શ્રી શ્રી ચત્તારી મંગલં, અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં, સાહુ મંગલં, કેવલી પન્નંતો ધમ્મો મંગલં. ચત્તારી લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા; સાહુ લોગુત્તમા. કેવળી પન્નંતો ધમ્મો લોગુત્તમા; ચત્તારી સરણં પવજ્જામિ, સિદ્ધા સરણં પવ્વજામિ, સાહુ સરણં પવ્વજામિ, કેવલી પન્નતો ધમ્મો સરણં પવ્વજામિ. એ ચાર મંગલીક ચાર ઉત્તમ ચારના શરણા આ ભવે, પર ભવે, ભવોભવ હોજો.

પહેલો મંગલિક કહું છું એહ લોકમાં જે ઉત્તમ તેહ અરિહંત દેવ સમો નહિ કોય સો શરણા સ્વામી મુજ હોય.

બીજો મંગલિક મનમાં ધરો લોકમાં જે ઉત્તમ ખરો સિદ્ધ કુલ તે સિદ્ધ અનંત સો શરણુ સ્વામિ મુજ હૃદય ધરંત.

ત્રીજો મંગલીક એમ અવસ્થિતિ લોકમાં જે ઉત્તમ યતિ સાધુ સરણું જે અનુસરે સંસાર સાગર સુલભ તરે.

ચોથો મંગલિક એમ અવધાર કેવલી પ્રરૂપ્યો ધર્મ સંભાળ, ટાળે રોગ, શોક ભય મરણ, સાચું શ્રી એક જીનવરનું શરણ.

એ ચાર મંગલિક ચાર ઉત્તમ ચારના શરણા કરે નર જેહ.

વસાગરમાં ન બુડે તેહ સકળ કર્મનો આણે અંત, મોક્ષ તણા સુખ લહે અનંત.

ભાવ ધરીને જે ગુણ ગાય તે પ્રાણી તરીને મુકતે જાય. સંસારમાંહી સરણાં ચાર. અવર સરણ નહિ કોય, જે નર નારી દરે તેને અક્ષયઅવીચલ પદ હોય. અનંત ચોવિસી જીવ નમું સિદ્ધ નંતી કોડ જે મુનીવર મુગતે ગયા. તેને વંદુ બે કર જોડ, દોયકોડી કેવળ ધરા વેહરમાન જીન વીશ કર્મ ખપાવા કારણે સાધુજી સર્વ નમું નિષ્દીશ.

અંગુઠે અમૃત વસે લબ્ધી તણા ભંડાર તે ગુરૂ ગૌતમને સમરીએ તો સદાય મન વંચ્છિત ફળ દાતાર.

## નવકારની સઝાય

નમું નમું મહાપદ નવકારને
એ મંત્ર ખરો સુખકારને નમું નમું ૧.

પ્રથમ પદે અરિહંત જિનેશ્વર
નમું ભવિ તારણહારને નમું નમું ૨.

બીજે પદે નમું સિદ્ધ નિરંજન
વ જળ પાર ઊતારને નમું નમું ૩.

ત્રીજે પદે નમું આચાર્યજી
ઊત્તમ પાળે પંચાચારને નમું નમું ૪.

પાધ્યાય પદ ચોથે નમીએ,
ભણે ભણાવે સારને નમું નમું ૫.

પચમ પદ નમું મુનિ ગુણકારો
પંચ મહાવ્રત ધારને નમું નમું ૬.

એ પાંચે પદ જગમાં જયકારી
પાપ મીટાવણ હારને નમું નમું ૭.

ભાવ ધારી જપતાં સુખ પામે
નિત્ય નિત્ય મંગળ માળને નમું નમું ૮.

રોગ શોક સંતાપ સમાવે
વિઘ્ન નિવારણ હારને નમું નમું ૯.

કહે વિનય મુનિ કર જોડી
નમો નવકારને નમું નમું મહાપદ નવકારને ૧૦.

## શ્રી નવકારમંત્રનો છન્દ [પ્રારંભ]

### [ દોહા ]

વંચ્છિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાશન સાર; નિશ્ચે શ્રી નવક્કાર નિત, જપતાં જય જયકાર. ૧. અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન, વીતરાગ સ્વયં મુખ વદે, પંચપરમેષ્ઠિ પ્રધાન. ૨. એકજ અક્ષર એક ચિત્ત સમર્યાં સંપત્તિ થાય; સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પુલાય. ૩. સકળ મંત્ર શિર મુકુટ મણી, સદ્ગુરૂ ભાષિત સાર; સો ભવિયાં મન શુદ્ધ શું, નિત જપીએ નવક્કાર. ૪.

### [ છંદ હાટકી ]

નવક્કાર થકી શ્રીપાલ નરેશ્વર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ; શમશાન વિષે શિવ નામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ; નવ લાખ જપતાં નરક નિવારે, પામે ભવનો પાર; સો ભવિયાં ભત્તે; ચોખે ચિત્તે, નિત જપીએ નવક્કાર. ૧. બાંધી વડશાખા શિકે બેસી હેઠળ કુંડ

હુતાશ; તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે; ઉડયો તે આકાશ; વિધિ જપતાં વિષધર વિષ ટાળે, ઢાળે અમૃત ધાર, સો૦ ૨. બીજોરાં કારણ રાય મહાબળ વ્યંતર દુષ્ટ વિરોધ; જેણે નવકારે હત્યા ટાળી પામ્યો જક્ષ પ્રતિબોધ; નવલાખ જપતાં થાયે જિનવર ઇસ્યો અધિકાર સો૦ ૩. પલ્લીપતિ શિખ્યો મુનિવર પાશી. મહા મંત્ર મન શુદ્ધ; પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગળ ઋદ્ધ; એ મંત્ર થકી અમરાપુર પ હંચ્યો, ચારૂદત્ત સુવિચાર. સો૦ ૪. સંન્યાશી કાશી તપ સાંધતો, પંચાગ્નિ પરજાળ; દીઠો શ્રી પાશકુમારે પન્નગ, અધબળતો તે ટાળ, સં ભળાવ્યો શ્રી નવકાર સ્વયં સુખ દ્રભુવન અવતાર, સો૦ ૫. મન શુધ્ધે જપતાં મયણા સુંદરી પામી પ્રિય સંયોગ; ઇણ ધ્યાને કષ્ટ ટળિયું ઉંબરનું, રકતપિત્તનો રોગ; નિશ્ચેશું જપતાં નવનિધિ થાએ, ધર્મતણો આધાર. સો૦ ૬. ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ, ઘાલ્યો ઘરણી, કરવા ઘાત; પરમેષ્ઠિ પ્રભાવે હાર ફુલનો વસુધા માંહી વિખ્યાત; કળાવતિયે પિંગળ કીધો પાપતણો પરિહાર. સો૦ ૭. ગયણાંગણ જાત રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર; પદ પંચ સુણતાં પાંડુપતિ ઘર તે થઇ કુંતા નાર, એ મંત્ર અમૂલક મહિમા મંદિર, ભવદુઃખ ભજંનહાર સો૦ ૮. કંબળ ને સંબળ કાદવ કાઢયાં, શકટ પાંચશે માન; દીધે નવકાર ગયા દેવલોકે, વિલસે અમર વિમાન; એ મંત્ર થકી સંપતિ વસુધા તળે, વિલસે જૈન વિહાર. સો૦ ૯. આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત; નવકાર તણી કોઇ આદિ ન જાણે, ઇમ ખે અરિહંત. પૂરવ દિશિ ચારે આદિ વિદિશે, સમર્યાં સંપતિ સાર સો૦ ૧૦. પરમેષ્ઠી સુર પદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર, પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો મણિધર ને એક મોર સદ્દગુરુને સનમુખ વિધે સમરતાં સફળ જનમ સંસાર. સો૦ ૧૧. શુળીકારોપણ તસ્કર કીધો, ઘોહખુરો પરસિદ્ધ; તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની ઋદ્ધ; શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર. સો૦ ૧૨. પંચ પરમેષ્ઠિ જ્ઞાનજ

પંચહ, પંચ દાન ચારિત્ર; પંચ સજઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત; પંચપ્રમાદહ વિષય તજો પંચ, પાળો પંચાચાર સો૦ ૧૩

[ કળશ છપ્પય ]

નિતજપીએ નવકાર, સાર સંપતિ સુખદાયક; શુદ્ધ મંત્ર શાશ્વત, ઇમ જંપે શ્રી જગનાયક. શ્રી અરિહંત સુસિદ્ધ; શુદ્ધ આચાર્ય ભજીજે. શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે નવકાર સારસંસાર છે, કુશળલાભ વાચક કહે; એક ચિત્તે આરાધતા, વિવિધ ઋદ્ધિ વંચ્છિત લહે. ૧૪.

# શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ [ ૧ ]

નગર હત્થિણાપુર અતિ રે ભલો, જિહાં જનમ્યા તીર્થંકર ત્રિભુવન તિલો. રાહ પ્રરૂપ્યો જૈન ખરો, શ્રી શાતિ જિનેશ્વર શાંતિ કરો. ૧. એ આંકણી. સર્વાર્થસિદ્ધ થકીરે ચવી તવ દેશ નગરમાં શાંતિ હવી; શાંતિજી નામ દિયો સખરો. શ્રી શાંતિ૦ ૨. વિશ્વસેન પિતા અચિરા માયા, જેને ચૌદ સુપન મહોટાં પાયા; જનમ્યા તીર્થંકર અમિય ઝરો શ્રી શાંતિ૦ ૩. છપ્પન કુમારિકા ઉલ્લાસ ઘણો, જેણે જનમ મહોચ્છવ કર્યો કુમર તણો; ચોસઠ ઈંદ્ર આવી કળશ ભરો. શ્રી શાંતિ૦ ૪. ભણીયા ગણીયા બ્હોતેર કળા, જેણે સહસ ચોસઠ પરણ્યા મહીલા; છ ખંડ સાધ્યા એણીય પરો. શ્રી શાતિ૦ ૫. સહસ પંચોતેર વરસ રહ્યા, ચક્રવર્તિ પણે ઘર વાસ રહ્યા; પછે મેટ દિયો સઘળો ઝઘડો. શ્રી શાંતિ૦ ૬. એક સહસ્ર પુરૂષ સાથે શિક્ષા, શ્રી જિનવરજીએ લીધી દીક્ષા, પછે સુર નર આવી પાય પડો. શ્રી શાંતિ૦ ૭. એક માસ લગે છદ્મસ્થ રહ્યા. શુદિ પોષ નોમે દિન કેવળ લહ્યા; ભરણી નક્ષત્ર પ્રભાત ખરો. શ્રી શાંતિ૦ ૮. પ્રભુએ મોહજાળ સવિ કાપી, ચતુર્વિધ સંઘ તીરથ થાપી; ચોથો દુસમન સુસમ આરો શ્રી શાંતિ૦ ૯. બારસઠ

સહસ્ત્ર મુનિરાજ થયા, સહસ્ત્ર નવ્યાસી હુઈ અજિયાં; પ્રભુ તારોને વળી આપ કરો. શ્રી શાંતિ૦ ૧૦. દોય લાખ નેવું સહસ્ત્ર શ્રાવક ગુણી, ત્રણ લાખ ત્યાસી સહસ્ત્ર શ્રાવિકા સુણી; ઓર ચતુર્વિધ સંઘ ખરો. શ્રી શાંતિ૦ ૧૧. ચાર હજાર ઉહિનાણિ જતિ, ત્રણસે હુવા વિપુલ-મતિ નેવૂ ગણધરનાં પાપ હરો. શ્રી શાંતિ૦ ૧૨ ચાર હજાર ત્રણસે રે કહ્યા, મુનિ કેવળ લહીને મુગતિ ગયા; છ હજાર મુનિ વૈક્રેય ધરો. શ્રી શાંતિ૦ ૧૩ ચોત્રીશે વાદી ભારી, વળી આઠશેં ચૌદ પૂરવધારી; આઠ કરમશું જાઈ લડો. શ્રી શાંતિ૦ ૧૪. નવ પદવી મોટી રે કહી, જેણે એકણ વમાં છોએ લહી; એસો ભરિયો પુણ્ય ધડો શ્રી શાંતિ૦ ૧૫ પા પા લાખ કુમર સાધપણે, વળી અર્ધ લાખ વરસ રાજ્ય પણે; એક લાખ વર્ષનો સર્વ ધડો. શ્રી શાંતિ૦ ૧૬. ચાલીશ ધનુષ ઉંચીરે દેહી, વળી હેમવરણી ઉપમાંરે કહી, દીઠે દિલ દરિયાવ ઠરો. શ્રી શાંતિ૦ ૧૭. જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવોરે મતિ; પર-ભવ સેંતી કાંઇ ડરો. શ્રી શાંતિ૦ ૧૮. ત્રિવિધ ત્રિવિધ જીવ મતિરે હણો, એ ઉપદેશ છે જિનરાજ તણો; માર્ગ બતાવ્યો શુદ્ધ ખરો શ્રી શાંતિ૦ ૧૯. આ જીવ રાયને રંક થયો, વળી નરક નિગોદમાં બહુરે રહ્યો, રડવડિયો જેમ ગેડિ દડો. શ્રી શાંતિ૦ ૨૦. ચાર ગતિનાંરે દુઃખ ાં, જીવે અનંતિ અનંતિ વાર લહ્યાં; પચી રહ્યો જેમ તેલ વડો. શ્રી શાંતિ૦ ૨૧. શ્રદ્ધા સહિત તુમે તાપ તપો, ભવ્ય જીવો સહુ તમે જાપ જપો; માર્ગ મળ્યો છે નિપટ ખરો. શ્રી શાંતિ૦ ૨૨. સંથારો એક માસ તણો, સમ્મેત શિખર સિદ્ધ ઠામ ભણો; નવશેં મુનિ મુગતિ વરો શ્રી શાંતિ૦ ૨૩. મૃગલંછન સેંતિ ધ્યાન રહ્યા, શ્રી શાંતિ જિનેશ્વર મુગતિ ગયા; પછે મેટ દિયો સવિ જન્મ મરો; શ્રી શાંતિ૦ ૨૪. તુમ નામ લિયા સવિ કાજ સરે, તુમ નામે મુગતિ મહેલ મળે; તુમ નામે શુભ ભંડાર ભરો, શ્રી શાંતિ૦ ૨૫. ઋષિ જે મલજીએ એહ વિનંતિ કહી, પ્રભુ તોરા ગુણનો પાર નહી; મુજ ભવ ભવનાં દુઃખ દૂર હરો. શ્રી શાંતિ૦ ૨૫.

# શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ [૨]

શાંતિનાથકો કીજે જાય ક્રોડ ભવોનાં કાપે પાપ; શાંતિનાથજી મ્હોટા દેવ, સુરનર સારે જેહની સેવ. ૧. દુઃખ દારિદ્ર જાવે દૂર, સુખ સંપત્તિ હોવે ભરપૂર; ઠગ ફાંસીગર જાવે ભાગ; બળતી હોવે શીતળ આગ. ૨. રાજલોકમા કીર્તિ ઘણી, શાંતિ જિનેશ્વર માથે ધણી; જો ધ્યાવે પ્રભુજીનું ધ્યાન, રાજા દેવે અધિકું માન. ૩. ગડગુંબડ પીડા મિટ જાય, દેખી દુશ્મન લાગે પાય; સઘળો ભાગ્યો મનનો ભર્મ, પામ્યો સમકિત નાઠાં કર્મ ૪. સુણો પ્રભુ મોરી અરદાશ, હું સેવક તમે પૂરો આશ તુજમન ચિંતિત કારજ કરો. ચિંતા આરતિ વિઘ્નો હરો. ૫. મેટો મ્હારા આળ જંજાળ, પ્રભુ મુજને નયણુ નિહાળ; આપની કીર્તિ ઠામો ઠામ સુધારો પ્રભુ મ્હારા કામ. ૬. જો નિત્ય નિત્ય પ્રભુજીને રટે, મોતી બધાં કુલા ફટે; ચેપ લાવણ દોનું જળ જાય, વિણ ઔષધ કટ જાવે છાય ૭. શાંતિનાથના નામથીં થાય આંખે આવ્યા પડળ કટ જાય; કમળો પીળો જળ જળ ઝરે, શાંતિ જિનેશ્વર શાતા કરે. ૮. ગરમી વ્યાધિ મિટાવે રોગ સયણ મિત્રનો મળે સંયોગ એહવા દેવ ન દીસે ઓર, નહી ચાલે દુશ્મનકો જોર. ૯. લુંટારા સબ જાવે નાસ, દુર્જન ફીટી હોવે દાસ. શાંતિનાથની કીર્તિ ઘણી, કૃપા કરો તુમે ત્રિભુવન ધણી. ૧૦. અરજ કરૂં છું જોડી હાથ, આપશું નહી કોઈ છાની વાત દેખી રહ્યા છો પોતે આપ, કાટો પ્રભુજી મ્હારાં પાપ. ૧૧. મુજ મન ચિંતિત કરીયે કાજ, રાખો પ્રભુજી મ્હારી લાજ; તુમ સમ જગ માંહી નહીં કોય, તુમ ભજવાથી શાતા હોય. ૧૨. તુમ પાશ ચાલે નહી મરકી રોગ. તાવ તેજરો નાંખે તોડ. મારી મિટાઈ કીધી પ્રભુ શાંત, તુજ ગુણનો નહી આવે અંત. ૧૩. તુમને સમરે સાધુ સતી, તુમને સમરે જોગી જતી; કાટોસંકટ રાખો માન, અવિચળ પદનું આપો થાન. ૧૪. સંવત અનાર ચોરાણું જાણ, દેશ માળવો અધિક

વખાણ; શેહેર જાવરા ચૈતર માસ હું પ્રભુ તુમ ચારણકો દાસ ૧૫.
ઋષિ રઘુનાથજી કીધો છંદ, કાટો પ્રભુજી મ્હારા ફંદ; હું જો
પ્ર જીની વાટ. મુજ આરતિ ચિંતા સઘલી કાટ. ૧૬.

# શ્રી કલ્યાણ મંદિર સ્તોત્ર.

[ હરિગીત છંદ ]

કલ્યાણનું મંદિર અને ઉદાર ઇચ્છિત આપવે,
દાતા અભય ભયભીતને સમર્થ દુરિત કાપવે;
સંસાર દરિયે ડુબતાને નાવ રૂપે જે વળી,
નિર્દોષ પ્રભુના પદકમળને પ્રથમ હું પ્રેમે નમી. ૧

સાગર સમા જેના મહિમાની સ્તુતિ કરવા વિષે,
વિશાળ બુદ્ધિ સુરગુરૂ તે છેક શક્તિ હીણ દીસે;
વળી કમઠ કેરા ગર્વને જે બાળવે અગ્નિ અરે,
તીર્થેશની સ્તુતિ કરીશ જ તેમની હું તો ખરે. ૨

સામાન્ય રીતે પણ તમારા રૂપને વિસ્તારવા,
જિનરાજ ! શક્તિમાન દુર્લભ મૂઢ મુજસમ થવા;
દિન અંધ ધીરજમાન બચ્ચું ઘુડનું જે તેહથી,
નહિ સૂર્ય કેરા રૂપને વર્ણી શકાશે સ્નેહથી. ૩

અનુભવ કરે તુજ ગુણ તણો જન મોહના ટળવા થકી
નહિ પાર પામે નાથ તે પણ આપ ગુણ ગણતાં કદી;
જયમ પ્રલય કાળવડે ખસેલા જળ થકી જ સમુદ્રના
ખુલ્લા થયેલા રત્ન ઢગલા કોથી માપી શકાય ના. ૪

દેદીપ્યમાન અસંખ્ય ગુણની ખાણ નાથ તમારી હું,
આરંભતો કરવા સ્તુતિ પણ મંદ બુદ્ધિમાન છું;
શું બાળ પણ કેતુ નથી ? લંબાવી બેઉ હાથને
નિજ બુદ્ધિના અનુસારથી ઉદધિ તણા વિસ્તારને. ૫

હે ઇશ ! યોગી પણ તમારા ગુણ જે ન કહી શકે,
સામર્થ્ય મારૂં કયાંથી વર્ણન મુજથી તેનું થઇ શકે;
વિચાર વિણનું કાર્ય આ દેખાય મારૂં તેહથી,
પણ પક્ષી શું પોતાતણી ભાષા કહો વદતાં નથી ? ૬

અતિશય મહિમાવાન સ્તુતિ આપની જિનવર અરે,
પણ આપ નામ ત્રિલોકની સંસારથી રક્ષા કરે;
જ્યમ ગ્રીષ્મકેરા તીવ્ર તાપ વડે મુસાફર જે દુઃખી,
તે થાય પદ્મ તલાવના શીતલ સમીર થકી સુખી. ૭

અંતર વિષે હે નાથ ! આવો આપ જવ પ્રાણી તણા,
દૃઢ કર્મ બંધન પણ શિથિલ ક્ષણ માત્ર થાયજ તેમનાં;
ચંદનતણા વૃક્ષોની મધ્યે વન મયૂરો આવતાં,
વિંટાયલા સર્પો શિથિલ તત્કાલ જે રીતે થતાં. ૮

દર્શન અહો જિનેંદ્ર ! માત્ર મનુષ્યને જો થાય છે,
તો સેંકડો દુઃખ ભય ભરેલા સ્હેજમાં ટળી જાય છે;
ગોવાળ કિંવા સૂર્ય તેજસ્વી તણા દીઠા થકી,
પશુઓ મૂકાયે સદ્ય જેવાં નાસતા ચોરો થકી. ૯

તારક તમે જિનરાજ ! કેવી રીતથી સંસારીના ?
તમને હૃદયમાં ધારી ઉલટા તારતા સંસારીઓ;
આશ્ચર્ય છે પણ ચર્મકેરી મસકથી સાચું ઠરે,
અંદર ભરેલા વાયુના આધારથી જળને તરે. ૧૦

હરિ હર અને બ્રહ્માદિના પ્રભાવને જેને હણ્યો,
ક્ષણમાત્રમાં તે રતિ પતિને, સ્હેજમાં આપે હણ્યો;
જે પાણી અગ્નિ અન્યને બુઝાવતું પળ વારમાં,
તે પાણીને વડવાનળે પીધું ન શું ક્ષણ વારમાં ? ૧૧

હે સ્વામી ! અતિશય ભારવાળા આપને પામ્યા પછી,
કેવી રીતે પ્રાણી અહો ? નિજ હૃદયમાં ધાર્યા થકી;
અતિ લઘુપણે ભવરૂપ દરિયો સ્હેજમાં તરી જાય ,
અથવા મહાન જણોતણો મહિમા અચિંત્ય ગણાય છે. ૧૨

હે પ્રભુ જ્યારે પ્રથમથી આપે હણ્યો તો ક્રોધને,
આશ્ચર્ય ત્યારે કેમ બાળ્યા કર્મ રૂપી ચોરને ?
અથવા નહીં આ અવનીમાં શું દેખવામાં આવતું ?
શીતળ પડે જે હિમ તે લીલાં વનોને બાળતું ? ૧૩

હે જિન યોગી આપને પરમાત્મ રૂપેથી સદા,
નિજ હૃદય કમળે જ્ઞાન રૂપી અક્ષુથી અવલોકતા;
શું પુનિત નિર્મળ કાંતિવાળા કમળનું બી સંભવે ?
કદિ કમળ કેરી કર્ણિકાના મધ્યવિણ બીજે સ્થળે ? ૧૪

ક્ષણ માત્રમા જિનરાજ સવિજન ! આપકેરા ધ્યાનથી,
પામે દશા પરમાત્મની તજી દેહને પ્રભુ જ્ઞાનથી;
જ્યમ તીવ્ર અગ્નિ તાપથી મિશ્રિત ધાતુ હોય તે,
પત્થરપણાને ત્યાગીને તત્કાળ સોનું થાય છે. ૧૫

હે જિન ! હંમેશા ભવ્ય જન જે દેહના અંતર વિષે,
ધરતાં તમારૂં ધ્યાન તેનો નાશ કરતાં કેમ તે ?
અથવા સ્વભાવ મહાજનના મધ્યસ્થનો એવો સદા,
વિગ્રહ તણો કરી નાશ ને શાંતિ પ્રસારે ઉભયથા. ૧૬

નહિ ભેદ હે પ્રભુ ! આપને આત્મા વિષે એ બુદ્ધિથી,
ચિંતન કરે પંડિત અહીં તે, આપ સમ થાયે નકી;
જે જળ વિષે શ્રદ્ધા થકી અમૃતતણું ચિંતન કરે,
તે જળ ખરેખર વિષના વિકારને શું ના હરે ? ૧૭

તમને જ અજ્ઞાને રહિત પરધર્મી પણ નામાંતરે,
વિભુ હરિહરાદિક બુદ્ધિથી નિશ્ચય કરી પામે ખરે;
કમળા તણા રોગેથી જેનાં નેત્ર પ્રભુ ! પીળાં રહે,
તે સાફ ધોળાં શંખને શું પીત વર્ણી નહીં કહે ? ૧૮

ધર્મોપદેશ તણા સમયમાં આપના સહવાસથી,
તરૂ પણ અશોક જ થાય તો શું મનુજનું કેવું કશું;
જ્યમ સૂર્યના ઉગ્યા થકી નાં માત્ર માનવી જાગતાં !
પણ વૃક્ષ પલ્લવ પુષ્પ સાથે સ્હેજમાં પ્રફુલ્લિત થતાં. ૧૯

ચારે તરફ જે ગાઢ દૈવી પુષ્પની વૃષ્ટી પડે,
આશ્ચર્ય શાનું તેમની ડીટા નીચે મોઢે રહે;
કયમકે મુનીશ્વર આપનું સામિપ્ય જવ પમાય છે,
પંડિત અને પુષ્પો તણાં બંધન અધોમુખ થાય છે ૨૦

જે આપના ગંભીર હૃદય સમુદ્રમાંથી ઉપજે,
તે વાણીમાં અમૃતપણું, લોકો કહે તે સત્ય છે;
કાંકે પરમ આનંદ સંગ ભજી અને તેને પીતાં,
જીવ ભવ્ય અતિશય શિઘ્ર અજરામરપણાને પામતાં. ૨૧

દેવો વીંઝે જે પવિત્ર ચામર સ્વામી ! આમ સમીપ તે,
હું ધારૂં છું નીચા નમી ઉંચા જતાં એમજ કહે;
"મુનિશ્રેષ્ઠ એવા પાર્શ્વને જે નમન કરશે સ્નેહથી,
ને શુદ્ધભાવી ઉર્ધ્વ ગતિને પામશે નિશ્ચય થકી." ૨૨

સુવર્ણ રત્નોથી બનેલા ઉજમાળ સિંહા ને,
ગંભીર વાણીવાન રૂપે શ્યામ સ્વામી આપને;
ઉત્સુક થઈને ભવ્ય જન રૂપી મયૂરો નિરખે,
મેરૂ શિરે અતિ ગાજતા નવમેઘ મમ પ્રીતિ વડે. ૨૩

ઉંચે જતી તુમ શ્યામ ભામંડળતણી કાંતિ વડે,
લોપાય રંગ અશોક કેરા પાનનો સ્વામી ખરે;
પ્રાણી સ તન તો પછી પીતરાગ આપ સમાગમે,
રે કોણ આ સંસારમાં પામે નહિ વૈરાગને. ૨૪

" રે રે પ્રમાદ તજી અને આવી જો આ નાથને,
એ મોક્ષપુરી પ્રત્યે જતાં વ્યાપારી પારશનાથને;"
સુર દુંદુભિનો શબ્દ જે આકાશમાં વ્યાપી રહે,
હું માનું છું હે દેવ! તે ત્રિલોકને એમજ કહે. ૨૫

હે નાથ! આ ત્રૈલોકયમાં ઉદ્યોત જબ આપે કર્યો,
તારા સહિત આ ચંદ્રમા તવ હીણ અધિકારી ઠર્યો;
મોતી સમૂહે શોભતાં ત્રણ છત્રના મીશે કરી,
(તે) આવ્યો પ્રભુની પાસ નક્કી રૂપ ત્રણ જાણે ધરી. ૨૬

કીર્તિ પ્રતાપ જ કાંતિ કેરા સમૂહથી ત્રૈલોકય આ,
ગોળા રૂપે ભગવાન! જયમ આપે પુરેલાં હોયના!
રૂપું સુવર્ણ અને વળી માણિકયથી નિર્મિત ખરે,
ચોપાસથી શોભી રહ્યા ત્યમ આ ત્રણ કિલ્લા વડે. ૨૭

પડતી પ્રભુ! તુમ પાદમાં દેવેંદ્ર નમતાં તેમની,
રત્ને રચિત મુગટો તજીને દિવ્યમાળા પુષ્પની;
હું માનું છું મનમાં ખરે એ યોગ્ય થાયે સર્વથી,
વિ આપનો સંગમ થતાં સુમનો બીજે રમતાં નથી. ૨૮

હે નાથ ! આ સંસાર સાગરથી તમે વિમુખ છતે,
નિજ આશ્રિતોને તારતા વિશ્વેશ તે તો યોગ્ય છે;
સોંકો તરે માટી તણા ઘટ કર્મ પાક સહિતથી,
આશ્ચર્ય વિભુ ! પણ આપ તો છો રહિત કર્મ વિપાકથી. ૨૯

વિશ્વેશ જનપાલક ! છતા પણ આપ દુર્ગત દીસતા,
હે ઇશ ! અક્ષર છો તથાપિ રહિત લિપિ સર્વથા;
વળી દેવ ! છે અજ્ઞાનીને પણ તારનાર સદૈવ જે,
વિચિત્ર તે ત્રિલોક બોધક જ્ઞાન આપ વિષે સ્ફુરે. ૩૦

આકાશ આચ્છાદિત કરે એવી અતિશય ધૂળ જે,
શઠ કમઠ દૈત્યે ક્રોધથી ઉરાડી સ્વામિ આપને;
છાયા પરંતુ નાથ ! તેથી આપની ઢંકાઇ નથી,
ઉલટો છવાયો દુષ્ટ પોતે કૃત્ય પોતાના થકી. ૩૧

વિજળી સહિત ઘનઘોર મુશળધારથી વળી વર્ષતો,
વર્ષાદ દુસ્તર કમઠ દૈત્યે છોડિઓ પ્રભુ ! ગાજતો;
તેણે અહો જિનરાજ ! ઉલટું રૂપ ત્યાં સ્હેજે ધર્યું
તિક્ષણ છુરી તલવાર કેરૂં કામ તે સામું કર્યું. ૩૨

વિકાળ ઉંચા કેશ લટકે માળ શબના શિરની,
ભયકારી અગ્નિ મુખ વિષેથી નીકળે જેના વળી;
એવો સમુહ પિશાચનો જે આપ પ્રત્યે પ્રેરિયો;
હે દેવ ! પ્રતિભવ દુઃખકારી તેહને તે તો થયો, ૩૩

હે ત્રણ ભૂવનના નાથ ! જેઓ અન્ય કાર્યો છોડીને
ત્રિકાળ વિધિવત્ પૂજતા તુજ ચરણને ચિત્ત જોડીને;
વળી ભકિતના ઉલ્લાસથી રોમાંચવાળો દેહ છે,
આ પૃથ્વીમાં તે ભવ્ય જનને હે પ્રભુજી ! ધન્ય છે. ૩૪

હે મુનીશ! આ સંસાર રૂપ અપાર સાગરને વિષે
હું માનું છું તુમ નામ નહિ મુજ શ્રવણમાં આવ્યું હશે;
શુણ્યા છતાંય પવિત્ર મંત્ર રૂપી તમારા નામને,
આપત્તિ રૂપી સર્પિણી શું સમીપમાં આવી શકે? ૩૫

હે દેવ જન્માંતર વિષે પણ આપના બે ચરણ જે,
બળવાન ઇચ્છિત આપવે તે મેં નહીં પૂજ્યા હશે;
હે મુનીશ હું તેથી કરીને જરૂર આ ભવને વિષે,
સ્થળ હૃદયવેધક પરાભવનું તે થયો જાતે દીસે. ૩૬

નિશ્ચય અરે! મોહાંધકારે વ્યાપ્ત એવા નેત્રથી
પૂર્વે, કદી મેં એક વેળા પણ પ્રભુ જોયા નથી;
કેવી રીતે થઈ હૃદય ભેદક અન્યથા પીડે મને?
બળવાન બંધનની ગતિવાળા અનર્થો શરીરને. ૩૭

કદી સાંભળ્યા, પૂજ્યા ખરેખર, આપને નિરખ્યા હશે;
પણ પ્રીતિથી ભક્તિવડે નહિ હૃદયમાં ધાર્યા હશે;
જન બંધુ! તેથી દુઃખપાત્ર થયેલ છું ભવને વિષે;
કાંકે ક્રિયા ભાવેરહિત નહિ આપતી ફળ કાંઈએ. ૩૮

સુખકારી શરણાગત પ્રભુ! હિતકારી જન દુખિયા તણા,
હે યોગીયોમાં શ્રેષ્ઠ સ્થળ કરૂણા અને પુણ્યજ તણા,
ભક્તિ થકી નમતો હું તે માહેશ! મા'રા ઉપરે,
તત્પર થશો દુઃખ અંકુરોને ટાળવા કરૂણા વડે. ૩૯

અગણિત બળનું શરણ ને વળી શરણ કરવા યોગ્ય જે
અરિ નાશથી થઈ કીર્તિ એવા આપના પગ કમળને,
શરણે છતાં પણ ભુવન પાવન! ધ્યાનથી કદી હીણતો,
છું પ્રથમથી જ હણાયલો હણવાજ માટે યોગ્ય જો. ૪૦

હે અખિલ વસ્તુ જાણનાર ! વંદ્ય હે દેવેન્દ્રને,
સંસારના તારક ! અને ભુવનાધિનાથ ! પ્રભુ ! તમે;
ભયકારી દુ:ખ દરિયા થકી આજે પવિત્ર કરો અને,
કરૂણા તણાં હે સિંધુ ! તારો દેવ ! દુ:ખિયાને મને. ૪૧

હે નાથ ! આપ ચરણકમળની નિત્ય સંચિત જે કરી;
તે ભક્તિ કેરી સંતતિનું હોય ફળ કદી જો જરી;
તો શરણ કરવા યોગ્ય, માત્ર જ આપને શરણે રહ્યો;
તે અહીં અને ભવ અન્યમાં પોતે જ મુજ સ્વામી થજો. ૪૨

એ રીતથી રૂડે પ્રકારે સ્થીર બુદ્ધિવાન ને,
અતિ હર્ષથી રોમાંચી જેના શરીર કેરાં અંગ તે;
તુજ મુખ કમળ નિર્મળ વિષે જિનેંદ્ર ! બાંધી દષ્ટિને,
જે ભવ્યજન હે પ્રભુ ! રચે છે, આપ કેરી સ્તુતિને. ૪૩

[ પુષ્પિતાગ્રા વૃત્તમ ]

જન નયન કુમુદચંદ્ર સ્વામી,ચળકતી સંપદ સ્વર્ગનીજ પામી
નિરમળ મનના થવા થકીએ તુરત જશે જન મોક્ષને વિષે તે. ૪૪

## ચાર શરણાનું સ્તવન

પ્રહ ઉઠીને સમરિયે, હો ભવિયણ, મંગળિક શરણાં ચાર; આપદ્દ મટી સંપદા હુવે, હો ભવિયણ, દોલતનાં દાતાર; હૃદયમાં રાખીએ, હો ભવિયણ, મંગળિક શરણાં ચાર ૧. એ આંકણી અરહિંત સિદ્ધ સાધુ તણાં, હો૦ કેવળી ભાષિત ધર્મ; એ શરણાં નિત ધ્યાવતાં હો૦ ત્રુટે આઠે કર્મ. હૃ૦ હો૦ ૨. વાટે ઘાટે ચાલતાં, હો૦ રાત દિવસ મોઝાર; ગામ નગર પુર વિચરતાં હો૦ વિઘ્ન નિવારણ હાર. હૃ૦ હો૦ ૩

એ ચારે સુખકારિયાં, હો૦ એ ચારે જગસાર; એ ચારે ઉત્તમ કહ્યાં હો૦ એ ચારે હિતકાર. હ૦ હો૦ ૪ ડાયણ સાયણ ભુતડાં હો૦ સિંહ ચિત્રાને શુર; વૈરી દુશ્મન ચોરટા, હો૦ રહે તે સઘળા દૂર. હ૦ હો૦ ૫ રાખો શરણાંની આસતા, હો૦ નેડો ન આવે રોગ; આનંદ વર્તે પ્રભુ નામથી, હો૦ વહાલા તણો સંયોગ. હ૦ હો૦ ૬ સુખશાતા વર્તે ઘણી હો૦ જે ધ્યાવે નર નાર; પરભવ જાતાં જીવને હો૦ એહ તણો આધાર. હ૦ હો૦ ૭ મન ચિંતિત મનોરથ ફળે, હો૦ વર્તે કોડ કલ્યાણ; શુદ્ધ મને ધ્યાવતાં, હો૦ નિશ્ચે પદ નિરવાણ હ૦ હો૦ ૮ ઇણ સરિખો શરણો નહીં, હો૦ ઇણ સરિખો નહીં નામ; ઇણ સરિખો મિત્ર નહીં, હો૦ ગામ નગર પુર ઠામ. હ૦ હો૦ ૯. દાન શિયળ તપ ભાવના, હો૦ જગમેં તત્ત્વસાર; આરાધો શુદ્ધ ભાવશું, હો૦ પામો મોક્ષ દુવાર હ૦ હો૦ ૧૦ જોડ કિધી છે યુકિત શું, હો૦ પાલી શેષાકાળ; ઋષિ ચોથમલ્લજી ઇમ ભણે, હો૦ ગુણજો બાળગોપાળ હ૦ હો૦ ૧૧.

## શ્રી વીરજિનનાં ચૌદ સ્વપ્નનું સ્તવન

રાયરે સિદ્ધારથ ઘેર પટરાણી, નામે ત્રિશલા સુલક્ષણી એ;
રાજભુવન માંહી પલંગે પોઢંતાં, ચઉદ સુપન રાણીએ લહ્યા એ ૧

પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણો એ.
ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષમી દેવતા એ ૨

પાચમે પંચ વરણી ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર અમિયઝર્યો એ;
સાતમે સૂરજ, આઠમે ધ્વજા, નવમે કળશ પિયૂષ ભર્યો એ; ૩

પદ્મ સરોવર દશમે દીઠો, ખીર સમુદ્ર દીઠો અગીયારમેં એ;
દેવ વિમાન તે બારમું દીઠું, રણજણ ઘંટા વાજતાં એ ૪

રતનનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ;
ચઉદ સુપન લહી રાણીજી જાગ્યાં, રાણીએ રાયને જગાડીઆ એ. ૫

સુણો રે સ્વામી મેં તો સુહણલાં લાધ્યાં, પાછલી રાત રળીયામણી એ;
રાયરે સિદ્ધારથ પંડિત તેડ્યા, કહો રે પંડિત ફળ એહનાં એ. ૬

તુમ કુળ મંડન તુમ કુળ દીવો, જયવંતા તીર્થંકર જન્મશે એ;
જે નર ગાવે તુ સુખ પામે, આનંદ રંગ વધામણાં એ. ૭



## ચોવીશ તીર્થંકરોનું સ્તવન. (૧)

ઋષભ અજિત સંભવ અભિનંદન; નિરંજન નિરાકારો;
સુમતિ પદ્મ સુપાર્શ્વ ચંદા પ્રભુ, મેટ્યા વિષમ વિકારો;
શ્રીજિન મુજને પાર ઉતારો, પ્રભુ હું ચાકર ચરણારો. શ્રી જિન૦૧

સુવિધિ શીતળ શ્રેયાંસ વાસુપૂજ્ય; મુક્તિ તણા દાતારો;
વિમળ અનંત ધર્મનાથ શાંતિજિન; સાતાકારી સંસારો. શ્રી જિન૦૨

કુંથુ અરનાથ મલ્લિ મુનિસુવ્રત, પામ્યા ભવજળ પારો;
નમિ નેમનાથ પાર્શ્વ મહાવીરજી, શાસનના સિરદારો. શ્રી જિન૦૩

અગ્યારે ગણધર વિશે વિહરમાન, સર્વ સાધુ અણગારો;
અનંતી ચોવીશીને નિત્યનિત્ય વંદુ, કર ગયા ખેવો પારો. શ્રી જિન૦૪

અધમ ઉદ્ધારણ બીરૂદ સુણી પ્રભુ, શરણો લીયો ચરણારો;
અધમ ઉદ્ધારણ પરમ પદાપદ, અજર અમર અવિકારો. શ્રી જિન૦૫

રાગ દ્વેષ કર્મ બીજ જે બળીયાં, બાળી કીધાં સર્વ છારો;
કેવળ જ્ઞાન ને કેવળ દર્શન, નિજ ગુણ લીના લારો. શ્રી જિન૦૬

જ્ઞાન શિયળ તપ ભાવના ભાવો. દયા ધર્મ તત્વ સારો;
ઋષી લાલચંદજી એણી પરે વિનવે, પ્રભુ મારો કરો નિસ્તારો. શ્રી જિન૦૭



## ચોવી તીર્થંકરોનું સ્તવન. (૨)

ઋષભ અજિત સંભવ સ્વામી, અભિનંદનજી અંતર જામી; રાગ દ્વેષ દોનું ક્ષય કરણા, વંદું સોળે જિન સોવન વરણા. ૧. સુમતિજિનેશ્વર પાસો, પ્રભુ મુક્તિ ગયા મેટ્યા ગર્ભાવાસો; દૂર કીયા જન્મ મરણા. વંદું૦ ૨. શીતળ શ્રેયાંસ જિનદોઇ, પ્રભુજી ચૌદે રાજ ર । જોઇ; વિમળ મતિ નિર્મળ કરણા વંદું૦ ૩. અનંતનાથજી અનંતજ્ઞાની. જાસુ મનરી વાત ન રહી છાની, ધર્મજીકો ધ્યાન રૂદે ધરણા. વંદું૦ ૪. શાંતિના શાતાકારી, કુંથુનાથજીરી જાઉં બલિહારી; અરના તમ ઉદ્ધરણા. વંદું૦ ૫. મહિમા ઘણી મલ્લિનાથ તણી, મહાવીર વા શાસનના ધણી, મેં ઝાલ્યાં જારાં ચરણા. વંદું૦ ૬. પ્રભુરો શરીર સંપદા સુંદર સોહે, નિરખતા નયન તુરત મોહે ચતુર જનોના ચિત્ત હરણાં. વંદું૦ ૭ પ્રભુજીની દીપ દીપ રહી દેહી, જાને સુરનર નિરખ । કેઇ; આંખ્યા તો હુઈ જારી અમી ઝરણા. વંદું૦ ૮. પ્રભુજીરો મસ્તક પગ નખતાંઇ, જારો શરીર વખાણ્યો સૂત્રમાંઈ. ચારહી સંઘ ભેવે શરણાં. વંદું૦ ૯ તીન લોકરો રૂપ પ્રભુજી પાયો, બીજી માવડી । એસો નહીં જાયો, ચોસઠ ઇંદ્ર ભેટે ચરણા, વંદું૦ ૧૦. એક પ્રભુચ્ચે અર્જ સુણજો સોળે, ઋષી રાયચંદજી આયો આપરે ઓળે; મારી ાવાગમણુ દુઃખ દૂર કરણા, વંદું૦ ૧૧. સંવત અઢારસેં ત્રીસે વરસે, યો નાગર ચોમાસું ભાવ સરસે, જારો ભજન કીયા ભવસાગર તરણાં, સોળે જિન સોવન વરણાં. ૧૨



# શ્રી તીર્થંકરોનું સ્તવન

પ્રહ ઉઠી પ્રભાતે વંદુ, પદ્મ પ્રભુજીના પાયરે પ્રાણી;
વાસુપૂજ્યજી મારા મનમાં વસીયા, મારે કમી ન રહી કાંયરે પ્રાણી;
ઉપજે આનંદ આઠે જિન જપતા. ૧

એ દોએ જિનવર અત્રલ બિરાજે, હિંગુલ વરણાં લાલરે પ્રાણી;
તીર્થ થાપી કર્મને કાપી, પ્રભુ પાપ દીયા સવિ ટાલરે પ્રાણી. ઉ૦૨

શુભ ભાવના એ મનમાંરે ભાવ્યે, આઠ કર્મ જાયે તુટરે પ્રાણી;
સુખ સપંદા ને લીલ વિલાસો, ભર્યાં ભંડાર અખુટરે પ્રાણી ઉ૦૩

ચંદ્રપ્રભ ને સુવિધિ જિનેશ્વર; એ દોએ વર્ણ સફેદરે પ્રાણી;
મોતીયાં સરખી જારી દેહીજ દીપે, મુજ દેખતા અધિક ઉમેદરે પ્રાણી. ઉ૦૪

મુનિસુવ્રતજીને નેમ જિણેશ્વર, એ દોયે શ્યામવર્ણ શરીરરે પ્રાણી;
ઇંદ્રિથકી પણ અધિકા દીપે, દીઠે હરખે હૈડાનો હીરરે પ્રાણી. ઉ૦૫

મલ્લિનાથં ને પાર્શ્વ પ્રભુજી, જાણે લીલા તે મોરની પાંખરે પ્રાણી;
નિરખતાં તો નયન ન ધ્રાપે, અમીય ઠરે દોય આંખરે પ્રાણી. ઉ૦૬

રૂપ અનૂપમ અત્રલ બીરાજે, જાણે હીરા જડિયા હેમરે પ્રાણી:
સૂરજથી જેમ સવાયા દીપે, કહેણીમાં આવે કેમરે પ્રાણી. ઉ૦૭

શિવનગરી માંહી સાહીબ બેઠા, હું નવી જાણું દૂરરે પ્રાણી;
મુજ મનડામાં વસીયા વાલેશ્વર, હું સમરૂં ઉગમતે સૂરરે પ્રાણી. ઉ૦૮

એ આઠે અરિહંતને આગે, હું સમરૂં કરજોડરે પ્રાણી;
ઋષિ રાયચંદજી કહે મારા મનના, પૂગે સઘળા કોડરે પ્રાણી. ઉ૦૯

સંવત અઢાર ને વર્ષ છત્રીશે, નાગોર શહેર ચોમાસરે પ્રાણી;
પ્રસાદ પૂજ્ય જેમલજી કેરે, મારે ઉરમાં અધિક ઉલાસરે પ્રાણી. ઉ૦૧૦

## શ્રી શાન્તિજિન–સ્તવન.

સુખકારી પ્રભુ શાંતિજી, સોલમાં જિનરાય; સમર્યાં નવ નિધિ થાય, પ્રભુજીના નામથી, પાતિક દૂર પુલાય. ૧. વિશ્વ ન કુલ દિનમણિ, અચિરા પ્રભુજીની માય; કનક વરણી કાય, ધનુષ્ય ચાલીશની, દીઠે આવે છે દાય. ૨. હસ્થિણાપુરનો રાજિયો, ખટ ખંડ કેરો ઇશ; જિતી રાગ ને રીશ, સંજમ શુધો આદર્યો, પાળ્યો વિશ્વવા વીશ. ૩. ધન ઘાતી કર્મ ક્ષય કરી, હુઓ કેવલ નાણ; લોકાલોકના જાણ થયા પ્રભુ વાલહા, આગમ વચન પ્રમાણ. ૪. દેવ અનેક દીઠા ઘણા, કોઇ નહી તુંમ તોળ; કાંકરો કેમ પામે મૂલ ચિંતામણિ આગલે, અંતર ખોળ ને ગોળ. ૫. તુમશું બાંધી પ્રીતડી, જેમ બપૈયો મેહ; વાધે અધિકો સનેહ, વિસાર્યો ન વિસરે પ્રભુ મતિ દેજો છેહ. ૬. અંતરજામી વાહલા પ્રભુ, આતમાના રે આધાર; કહું વારો રે વાર, પડયો ભવ સિંધુમાં, તારો તારણહાર. ૭. શરણું લીધું રે શાંતિનું લો મુજ સરસે કાજ; વાધે અધિકી એ લાજ પ્રભુના પ્રતાપથી લહિયે અવિચલ રાજ. ૮. સંવત ઓગણીશ એક-વીશમાં ચૈત્ર માસ ઉદાર; વદ સાતમ શનિવાર, ગાયા ગુણ પ્રભુ તણા, શ્રી ભુજનગર મોઝાર. ૯ શિષ્યના શિષ્ય દેવજી સ્વામીના, પ ઋષી કર્મચંદ; પ્રભુને નામે આનંદ, નિરંતર માહરા સમર્યાં શાંતિ જિણંદ. ૧૦.

## સોળ સતિઓનું સ્તવન

[ દોહા ]

સર્વે સરિખા નર નહી, સર્વે સરિખી નહી નાર;
કેઇ ભૂંડા કેઇ ભલા, એમ ચાલ્યો જાય સંસાર. ૧

એક એક નારી એહવી, પહોંચી અવિચળ ઠામ;
નિસ્તારો હોય જીવનો, લેતા પ્રતિદિન નામ. ૨

મોટી મોટી મહાસતી, પાલ્યો શિયળ આચાર;
કષ્ટ પડે કાયમ રહી, પહોચી મોક્ષ દુવાર. ૩

રયણ કુંખની ધારણી, કહી જિનેશ્વર આમ;
આગમ અનુસારે કરી, કેટલીકના લહું નામ. ૪

[ ઢાળ ]

સુણજો સહુ નર ને નારી, નારીના ગુણ છે, અતિ ભારી; એહના જે અવગુણ દાખે, પણ સઘળો સુનો ઇણિ પાંખે. જી હો લાલ, સતીયોના નામ રસાળાં. ૧. જારા ઇંદ્રિ ચંદ્ર રખવાળા; જારા જાપ જપો જપ માળા; જેથી લહીએ મંગળ માળા, જેથી ટુટે કર્મની જાળા. જી૦ સ૦ ૨. રાય કુંભ ઘરે મલ્લિ જાઇ, છ જાન લેઇ ઘરે આઇ; પ્રતિબોધીને શિવપુર ચલ્લિ, ધન્ય ધન્ય તીર્થંકર મલ્લિ. જી. સ૦ ૩. શ્રી મારૂદેવાજી માતા, પૂર્વે ભવે બાંધી શાતા, કહી પ્રથમ જિનેશ્વર સાયા, ગજ હોદે કેવળ પાયા જી૦ સ૦ ૪. ચોવીસે જિનની માતા, કહી ત્રિભુવન વિખ્યાતા; એ રૂડાં રત્ન નિપાયા; જેણે જગમાં નામ દિપાયા. જી૦ સ૦ ૫. શ્રી મહાવીર દેવની માઇ, પુત્ર વંદણને આઈ; જેને છોડ દીયા ગૃહ ફંદા, ધન્ય ધન્ય સતી દેવાનંદા, જી૦ સ૦ ૬. બ્રાહ્મી ને સુંદરી બાઇ. બાહુબળ મુનિપે આઈ; મુનિવર અહંકારમેં આયા, દૃષ્ટાંતદેઇ સમજાયા જી૦ સ૦ ૭. અગ્રમુખી કૃષ્ણની આઠ, લેવા મુક્તિ નગરીની વાટ; જેણે છોડયો અસ્થિર સંસાર, જેણે લીધો સંજમભાર. જી૦ રા૦ ૮. શ્રેણિક રાજાની રાણી, મનમાંહી વૈરાગજ આણી, તપાસ્યાએ કાયા કૃશ કીધી, તે તો કરી સંથારો સીધી. જી૦ સ૦ ૯. ચેડા નૃપની પુત્રી સાત, જેનો જગમાં જશ વિખ્યાત; સતી હુઈ ધર્મે વિનાણી, એ સાતેને

વીરે વખાણી. જી૦ સ૦ ૧૦. ઇખુકાર લોભ મને આણી, ભગુનો ધન લીએ તાણી; જેણે હેતુ જુગતસું જાણી, પ્રતિબોધ્યો કમળાવતી રાણી. જી૦ સ૦ ૧૧. રાયપુત્રી ચંદનબાળા, ભોંયરે નાખી જડી દીધ તાળા; શ્રી વીરને પારણો દીધો, સતીએ જગ જશ લીધો. જી૦ સ૦ ૧૨. મણીરથે જુગબાહુ માર્યો શરણા દઇ ધણીને તાર્યો જેણે શિયલ પાળ્યો ધરી નેહા, તે તો મોટી સતી મયણરેહા જી૦ સ૦ ૧૩. નળ ધરે દમયંતી નારી, જેને રાયે જુગટામાં હારી; વળી મેલી વનમોઝાર, સતીએ રાખ્યો શિયળ આચાર. જી૦ સ૦ ૧૪. શ્રી વીરને વંદન આઈ, ભોજાઈને સાથે લાઇ; જિન વાણી સુણી અણુરતી, સ જ મ લીધો સતી જયંતી. જી૦ સ૦ ૧૫. ગુફા માહે ચીર સુકાયા, દેખી ચૂકયા દેવર મુનિરાયા; જેણે હેત જુગત શુદ્ધ આણી, પ્રતિબોધ્યો તે રાજુલ રાણી જી૦ સ૦ ૧૬. શ્રી રામચંદ્રજીની રાણી, રાવણે આપણે ઘેરજ આણી, સતી તીહાં ધીરજ થપાણી, જેણે પાવક કીધો પાણી. જી૦ સ૦ ૧૭. જુઓ કાચે તાતણે તાણી, ચાલણી જળ કાઢયો આણી, ચંપા નગરીની પોળ ખોલાણી; ધન્ય સતી સુભદ્રા કેવાણી. જી૦ સ૦ ૧૮. ભાવ દેવ ચારિત્રથી ચુકયો, મહીલા સાથે મન ઢુંકયો; નાગિલાએ મુનિવરને વાળ્યો, પોતે શિયળ અખંડિત પાળ્યો. જી૦ સ૦ ૧૯. પાંચે પાડવની નારી, દ્રોપદીને લઇ ગયો ઉપાડી સતી શિયળ પાળીને સિધા, છઠ છઠ આયંબિલ તપ કિધા. જી૦ સ૦ ૨૦. વિજય શેઠને વિજયા શેઠાણી, ગુપ્ત શિયળ પાળ્યે ધર્મ જાણી પ્રગટ હુવો તવ સંજમ લીધો, જેણે આતમ કારજ સીધો. જી૦ સ૦ ૨૧. રાય હરચંદ રાણી તારા વેચાણી નગર મોઝારા; વિપ્ર વિષય વચન તિહાં બોલે, સતી કષ્ટ પડે સત તોલે. જી૦ સ૦ ૨૨. દેવકી નુપ કૃષ્ણની માયા, જેને આઠે રત્ન નિપાયા, દીપે તેજ પ્રતાપ સવાયા, જેના સૂત્રે નામ લખાયા. જી૦ સ૦ ૨૩. જંબૂ-કુંવરની નારી, આઠે કથા ચિત્તમે ધારી; આઠે મળીને મતો કીધો, પિઉ સંગે સંજમ લીધો. જી૦ સ૦ ૨૪. કોઈક ઙણુ વે સીખી,

કોઇક સુર પદવી લીધી, કોઇક તીર્થંકર થાશે, અંતે સરવે મુગતે જાસે. જી૦ સ૦ ૨૫. એણે જગમે નહોત જો નારી, તો કેમ કરત સંસારી; કહિ ગયા છે વીર નિરાગી, કોઇ નારી થઇ વડ ભાગી. જી૦ સ૦ ૨૬. નારી છે શિયળ નિધાન, દાનાદિક ગુણે પ્રધાન; સઘળી સરખી નહી થાય, કેઇક મોટી સતી કહેવાય. જી૦ સ૦ ૨૭. ધન્ય ધન્ય જે શિયળ પાળે, નિજ આતમને અજવાળે, કહે ઋષભ શિયળગુણ ગાયા, હોજો સંઘને તેજ સવાયા. જી૦ સ૦ ૨૮.

## બાર વ્રતના છપ્પય.

જીવ દયા નિત પાળીયે, વ્રત પહેલું કહીએ; સૂક્ષ્મ બાદર જીવને, અભય દાનજ દઇએ; સાધારણ પ્રત્યેકમાં, બહુ પાપજ જાણો; અનંત કાયને ઓળખી, દયા મન આણો; છકાયની રક્ષા કરો, સર્વ કુટુંબ જાણો આપણું; પ્રકાશસિંહ વાણી વદે; તો ખરૂં તુજ ડાહ્યાપણું. ૧. મૃષાવાદ નવિ બોલિએ વ્રત બીજું કહીએ; ભરવી કુડી સાખ, તેથી અળગા રહીએ; પંચમાં પુછે વાત, ત્યાં નવિ વદીએ ખોટું. આ ભવ પામે માન, પરભવ સુખજ મ્હોટું; એહવું જાણી પ્રાણિયા, મૃષાવાદ નવિ ભાંખીએ; પ્રકાશસિંહ વાણી વદે, તો જીભા જતન કરી રાખીએ. ૨. અદત્તાદાન ન લીજીએ. ચોરી નવી કીજે, વસ્તુ પરાઇ હાથ, પડે તો પાછી દીજે; કુડા તોલાં ત્રાજવા, વળી માપજ મ્હોટું; મીઠું બોલે મુખ થકી, પણ ચાલે ખોટું; એહવી માયા કેળવી, મકલાણો મનમાં ઘણું; પ્રકાશસિંહ વાણી વદે કે રાજ્ય નથી બાઇ પોપા તણું; ૩. પરનારીનો સંગ, નિવારો ઉત્તમ પ્રાણી; શિયળ પાળો નિર્મળું, આતમ હિત આણી; પરનારીના સંગ થકી, તમે નિર્ધન થાશો; આ ભવ દંડે રાજ્ય, પરભવ નરકે જાશો, એહવું જાણી પ્રાણિયા, પાલો શિયળ સોહામણું; પ્રકાશસિંહ વાણી વદે, કે મહિમા વ્રત ચોથા તણું ૪. સોનું રૂપું માલ થાલ તું પામ્યો કોડી; કુડ કપટ છળ ભેદ, કરી તેં માયા

જોડી, આશા તૃષ્ણા નવિ મટે, ભલે વાજે ભેરી; તૃપ્તિ ન પામ્યો આતમાં. મન હોંશ ઘણેરી; અંત સમય મુકી કરી. એકલડાં જાવું સહીં. પ્રકાશસિંહ વાણી વદે કે મનની મમતા મનમાં રહી, ૫ ઉંચી નીચી જલ થલ વટની, તું જયણા કરજે; છઠ્ઠા વ્રતની વાત, ત્હારે હૈડે ધરજે; અધીકી રાવઈ એહની, તું ટાળે પ્રાણી; તો સુખ પામીશ શાશ્વતાં ઇમ બોલ્યા નાણી; એહવું જાણી પ્રાણીયા રાવઈ ટાળ પરદેશની, પ્રકાશસિંહ વાણી વદે, તો ભુંગળ ભાગે કષ્ટની ૬. સાત વ્યસન નવિ સેવિયે. નવિ પીજે તાડી; છવીશ બોલની ધારણા, તું ધરજે દહાડી; પાપતણો વ્યાપાર. પ્રાણી તું પરિહરજે; ધન ધાન્ય કુવિય જાતની મર્યાદા કરજે; સંખ્યા દુપદ ચૌપદ તણી, દઢ રાખીને આતમા; પ્રકાશસિંહ વાણી વદે, કે એ વ્રત પાળો સાતમા. ૭ વશ રાખજે ત્હારી જીભડી, અનર્થા દંડે; કાજ ન સિજે આપણું, તું શિદને મંડે; જેથી લાગે પાપ, તેથી અળગો રહેજે; ધર્મ ધ્યાનની વાતમાં તું વળગ્યો રહેજે; પોતાથી પળતું નથી. ને પારકું તું કયા લહે; પ્રકાશસિંહ વાણી વદે, કે ત્હારા કર્યાં તું સહે. ૮. નિત્ય સામાયક કીજીયે, સુણ ઉત્તમ પ્રાણી લાભ ઘણો છે એહમાં એમ બોલ્યા નાણી, મેરૂ કંચનથી અધિક કોઈ દાનજ આપે, તોલ ન આવે તેહને; ઇમ જિન વર થાપે; એહવું જાણી પ્રાણીયા. નિત્ય સામાયક કીજીએ, પ્રકાશસિંહ વાણી વદે; તો મુગતિતણાં સુખ લીજીએ. ૯. વહેલો ઉઠી આતમા તું ધ્યાનજ ધરજે; દશમાં વ્રતની વારતા તું હૈડે ધરજે. ઘણા દ્રવ્ય નવિ ધારિયે; ગૃદ્ધિ નવિ થઇએ; સાધુ સાધ્વિને વાંદવા. દિન પ્રત્યે જઇએ; એહવું જાણી પ્રાણિયા ઘણા દ્રવ્ય નવિ ધારિયે પ્રકાશસિંહ વાણી વદે, કે ઈંદ્રિયનો રસ ગાળીએ. ૧૦. પૌષધ કીજે ભાવશું આતમ વશ રાખી; જેમ કીધાં દસ શ્રાવકે સૂત્રની સાખી; જતના કરજે જીવની, સૂક્ષ્મ ને બાદર, ધ્યાન ધરો નવકારનું; એવું વ્રત આદર; ક્રોધ માન માયા તજી, સમતાનો રસ પીજીએ, પ્રકાશસિંહ વાણી વદે. કે એહવા પૌષધ કીજીએ. ૧૧. હવે કહું વ્રત બારમું. સુણ ઉત્તમ પ્રાણી;

જમતા વેળા આતમા ચિંતવના આણી; જો આવે મુનિરાજ, પંચ મહા વ્રત ધારી; દોષ રહિત દેઉં દાન, હૈડે હર્ષ વધારી; દ્વાદશ વ્રત શ્રાવક તણા, શુદ્ધ સમકિતથી પાળશે; પ્રકાશસિંહ વાણી વદે; તે મુગતિના સુખ મ્હાલશે. ૧૨. સંવત અઢાર-પંચોતરાની શુકલ પક્ષે. માસ અષાઢો શોભતો, આઠમના દિવસે; છપ્પય કીધા શોભતા, ગામ ગોંડળ વાસે; પ્રકાશસિંહ કહે ભાવશું, મન હર્ષ ઉલાસે; એહ બાર વ્રત શ્રાવક તણાં, શુદ્ધ સમકિતથી પાળશે; ઉત્કૃષ્ટા પંદર ભવે, મુક્તિ પુરીમા મ્હાલશે. ૧૩.



# અમૂલ્ય તત્ત્વ-વિચાર

[ હરિગીત ]

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો; તોયે અરે ! ભવ ચક્રનો, આંટો નહિ એકે ટાળ્યો; સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી. રહો ૧ લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો; શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એમાં ગ્રહો; વધવાપણું સંસારનું, નર દેહને હારી જવો; એનો વિચાર નહિ અહો હો ! એક પળ તમને હવો. ૨ નિર્દોષ સુખ નિર્દોષ આનંદ. લ્યો ગમે ત્યાંથી ભલે; એ દિવ્ય શક્તિમાન જેથી, જંજીરેથી નીકળે; પર વસ્તુમાં નહિ મુંઝવો, એ વાત સત્ શાસ્ત્રે કહિ; એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાત્ દુઃખ તે સુખ નહિ. ૩. હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ? કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરહરૂં ? એના વિચાર વિવેક પૂર્વક, શાંત ભાવે જો કર્યા; તો સર્વ આત્મિક જ્ઞાનના, સિદ્ધાંત તત્ત્વો અનુભવ્યા ૪. તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ

આનવું ? નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું; રે આત્મ તારો શીઘ્ર એને ઓળખો; સર્વાત્મમાં સમદ્રષ્ટિ ઘો, આ વચનને હ્રદયે લખો ૫ (શ્રીમદ્ રાજચંદ્ર)

## શ્રી રાજચંદ્ર ગુણસ્થાન મારોહણ.

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ ]

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?, ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગંથ જો; સર્વ સંબંધનું બંધણ તિક્ષણુ છેદીને, વિચરશું કબ મહત્ પુરૂષને પંથજો. અપૂર્વ૦ ૧. સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો; અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ, દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો અપૂર્વ૦ ૨. દર્શન મોહ વ્યતિત થઇ ઉપજ્યો બોધ જે, દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો; તેથી પ્રક્ષીણ ચારિત્ર મોહ વિલોકીએ, વર્તે એવું એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ૦ ૩. આત્મ સ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની, મૂખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો; ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી, આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો અપૂર્વ૦ ૪. સંયમના હેતુથી યોગ પ્રવર્તના, સ્વરૂપ લક્ષે જિન આજ્ઞા આધીન જો; તે પણ ક્ષિણુ ક્ષિણુ ઘટતી જાતી સ્થિતિમાં; અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦ ૫. પંચ વિષયમાં રાગ દ્વેષ વિરહિતતા, પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો; દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ, વિચરવું ઉદયાધીન પણ વિત લોભ જો. અપૂર્વ૦ ૬. ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા, માન પ્રત્યે તો દીનપણાનું માન જો; માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની, લોભ પ્રત્યે તો નહિ લોભ સમાન જો. અપૂર્વ૦ ૭. બહુ ઉપસર્ગ કર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહિ, વદે, ચક્રિ તથાપિ ન મળે માન જો; દેહ જાય પ માયા ન થાય રોમમાં લોભ નહિ છે પ્રબળ સિદ્ધિ નિદાન જો.

અપૂર્વ૦ ૮. નગ્ન ભાવ મુંડ ભાવ સહ અસ્નાનતા, અદંતધાવન આદિ પરમ પ્રસિદ્ધ જો; કેશ રોમ નખ કે અંગે શ્રુંગાર નહિ. દ્રવ્ય ભાવ સંયમ મય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ૦ ૯. શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શીતા, માન અમાને વર્તે તે જ સ્વભાવ જો; જીવિત કે મરણે નહિ ન્યૂનાધિકતા, ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ૦ ૧૦. એકાકી વિચરતો વળી શ્મશાનમાં, વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ; જો; અડોલ આસનને મનમાં નહિ ક્ષોભતા પરમ મિત્રનો જાણે પામ્યા જોગ જો. અપૂર્વ૦ ૧૧. ઘોર તપશ્ચર્યામા પણ મનને તાપ નહિ સરસ અન્ને નહિ મનને પ્રસન્ન ભાવ જો; રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની, સર્વે માન્યા પુદ્ગળ એક સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૨. એમ પરાજય કરીને ચારિત્ર મોહનો, આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો; શ્રેણી ક્ષપક તણી કરીને આરૂઢતા; અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૩. મોહ સ્વયંભૂ રમણ સમુદ્ર તરી કરી, સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણ મોહ ગુણ સ્થાન જો; અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઇ, પ્રગટાવું નિજ કેવળ જ્ઞાન નિધાન જો. અપૂર્વ૦ ૧૪. ચાર કર્મ ઘન ઘાતી તે વ્યવચ્છેદ જ્યાં, ભવનાં બીજ તણો આત્યંતિક નાશ જો; સર્વ ભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા, કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦ ૧૫. વેદનિ આદિ ચાર કર્મ વર્તે જિહાં બળી સીંદરી વત્ આકૃતિ માત્ર જો; તે દેહાયુષ્ય આધિન જેની સ્થિતિ છે. આયુષ્ય પૂર્ણે મટીએ દૈહિક પાત્ર જો. અપૂર્વ ૧૬. મન વચન કાયાને કર્મની વર્ગણા, છુટે જ્યાં સકળ પુદ્ગળ સંબંધ જો; એવું અયોગી ગુણ સ્થાનક ત્યાં વર્તતુ, મહા ભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦ ૧૭. એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા, પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો; શુદ્ધ નિરંજન ચૈતન્ય મૂર્તિ અનન્યમય, અગુરૂ લઘુ અમૂર્તિ સહજ પદ રૂપ જો. અપૂર્વ૦ ૧૮. પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી, ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;

સાદિ અનંત અનંત સમાધિ સુખમાં, અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો. અપૂર્વ૦ ૧૯. જે પદ શ્રીવર્જે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહિ પણ તે શ્રીભગવાન જો; તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે, અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ૦ ૨૦. એહ પરમ પદ પ્રાપ્તિ કર્યું ધ્યાનમેં, ગજા વગર ને હાલ મનોરથ રૂપ જો, તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો, પ્રભુ આજ્ઞાએ થાશુ તે જ સ્વરૂપ જો. અપૂર્વ૦ ૨૧.

[ શ્રીમદ્ રાજચંદ્ર ]

## શ્રાવક નીચે લખેલાં ત્રણ મનોરથોને ચિંતવતો થકો, મહાનિર્જરા કરે અને તેથી તે સંસારનો અંત કરે—તે ત્રણ મનોરથોના નામ.

**૧ મનોરથ પહેલો**—શ્રમણોપાસકશ્રાવક એમ ચિંતવે જે જિવારે હું બાહ્ય તથા અભ્યંતર એવો મોટો આરંભ અને પરિગ્રહ, તે પણ સચિત્ત, અચિત્ત અને મિશ્ર, હળવો ને ભારે, જે મહા પાપનું મૂળ, દુર્ગતિને વધારનારો, મહાકામ, ક્રોધ, માન, માયા ને લોભ, વિષય કષાયનો સ્વામિ, મહા દુઃખનું કારણ, મહા અનર્થકારી, માઠી લેશ્યા અધ્યવસાયનો પરિણામી, અજ્ઞાન મોહ, મચ્છર, રાગ અને દ્વેષનું મૂળ; દશ વિધયતિ ધર્મ રૂપ કલ્પવૃક્ષ વનને બાળવામાં દાવાનળ સમાન, જ્ઞાન ક્રિયા ક્ષમા દયા સત્ય અને સંતોષનો નાશ કરનારો, તથા બોધિ બીજ—સમકિતનો છેદનહારો, સંયમ વ્રત અને બ્રહ્મચર્યનો ઘાતક, મહાદુર્મતિ તથા કુબુદ્ધિ રૂપ દુઃખ દારિદ્રનો દેવાવાળો, અને સુમતિ—સુબુદ્ધિ રૂપ સુખ સૌભાગ્યનો વિનાશક, મહા સંયમ રૂપ ધનને લૂંટનારો, મહાલોભ કલેશ રૂપ સમુદ્રનો વધારનારો; મહાજન્મ જરા અને મરણના ભયને દેવાવાળો, મહામાયા કપટનો ભંડાર, મિથ્યાત્વ દર્શન રૂપ શલ્યોથી ભરેલો, મહામોક્ષ માર્ગનો વિઘ્નકારી, મહા કડવાં કર્મ

વિપાક ફળનો દેવાવાળો, અનંત સંસારનો વધારનાર, મહા પાપી, પાંચ ઇંદ્રિયોના વિષયરૂપ વેરની પુષ્ટિનો કરનાર, મોટી ચિંતા શોક ગૌરવ અને ખેદનો ઉપજાવનારો. સંસારરૂપ અગાધ વલ્લિનો સિંચવાવાળો કૂડ કપટનો આગાર, મહાવધ કલેશનો ભંડાર મહામંદ બુદ્ધિનો આદરનાર, ઉત્તમ પુરૂષ સાધુ નિર્ગ્રંથોએ જેને નિંદ્યો છે. અને સર્વ લોકમાં સર્વજીવોને એના સરિખો બીજો કોઇ વિષમ મોહરૂપ પાશનો પ્રતિબંધક નથી, ઇહિ લોક તથા પરલોકના સુખનો છેદનાર, મહા-પાપી, પાંચ આશ્રવોનો આગાર, અનંત દારૂણ કર્કશ, કઠોર, અછતાં એવાં દુઃખ અને ભયનો દેવાવાળો, મોટા સાવદ્ય વ્યાપાર, કુવાણિજ્ય કુકર્મનો કરાવનારો, મહા અધ્રુવ, અનિત્ય, અશાશ્વતો, અસાર, અત્રાણુ અશરણુ એવો જે આરંભ અને પરિગ્રહ, તેને હું કેવારે છાંડીશ! જે દિવસ છાંડીશ તે દિવસ મારે ધન્ય છે ! એવી રીતે પ્રથમ મનોરથ શ્રાવક કરે. ૧.

૨. હવે બીજા મનોરથમાં શ્રમણોપાસક-શ્રાવક એમ ચિંતવે જે–કેવારે હું મુંડ થઇને દશ પ્રકારે યતિધર્મધારી, નવ વાડે વિશુદ્ધ બ્રહ્મચારી, સર્વ સાવદ્ય પરિહારી અણુગારના સત્તાવીશ ગુણુ-ધારક, પાંચ સમિતિ ત્રણુ ગુપ્તિએ વિશુદ્ધવિહારી, મોટા અભિગ્રહધારી, બેંતાલીશ દોષ રહિત વિશુદ્ધ આહારી, સત્તરભેદે સંયમધારી, બાર ભેદે તપસ્યાકારી, અંત આહારી પ્રાંત આહારી, અરસ આહારી, વિરસ આહારી, લુક્ષઆહારી, તુચ્છ આહારી, અંત જીવી, પ્રાંત જીવી, અરસ જીવી, વિરસ જીવી, લુક્ષ જીવી, તુચ્છ જીવી, સર્વ રસ ત્યાગી, છકાયોના દયાલ, નિર્લોભી, નિઃસ્વાદી, કુક્ષી સંબલ પક્ષીતુલ્ય, વાય-રાની પેરે અપ્રતિબંધ વિહારી, વીતરાગની આજ્ઞા સહિત, એવા ગુણોના ધારક જે અણુગાર તે હું કેવારે થઇશ ! જે દિવસે હું પૂર્વોક્ત ગુણવાન થઇશ, તે દિવસ ધન્ય છે ! એ રીતે બીજો મનોરથ શ્રમણો-પાસક—શ્રાવક કરે. ૨.

૩. ત્રીજા મનોરથમાં શ્રમણોપાસક-શ્રાવક એમ ચિંતવે જે -કેવારે હું સર્વ પાપ સ્થાનક આળોઇ, નિંદી, નિઃશલ્ય થઈ, સર્વ જીવરાશીને ખમાવી. સર્વ કર્મો સંભારી સંભારીને. અઢાર પાપ સ્થાનંક ત્રિવિધે ત્રિવિધે વોસરીને, ચારે આહાર પચ્ચખ્ખીને આ इट्ठं-ઇષ્ટકારી, कंतं-કાંતકારી, पियं-પ્રિયકારી, मणुन्नं-મનગમતું, मणामं-મનને અતિ ગમતું, धिज्जं-ધીરજવાન, विस्सासियं-વિશ્વાસનું ઠેકાણું, सम्मयं-માનવા જોગ, अणुमयं-અતિ માનવા જોગ, बहुमयं-ઘણું માનવા જોગ, भंड-ઉપકરણ (મૂલ્યવાન ઘરેણા) करंडग-કંડિયા (દાબડા) समाणं-સમાન, रयण करंडग भुय રત્નના દાબડા જેવા, माणंसियं-ટાઢ વાય, माणं उन्हं-તાપ લાગે, माणं खुहा-ભૂખ લાગે, माणं पिवासा-રખે તરસ લાગે, मा वाला-રખે સર્પ ડંખે, माणं चोरा-રખે ચોર ચોરી જાય; माणं दंसा-રખેને ડાંસ કરડે, माणं मसगा-રખે મચ્છર મસલાં કરડે, मा वाहिय-કોઈ જાતની વ્યાધિ થાય, पित्तिय-પિત કે ગરમી થાય, संभिम-રખેને સળેખમ થાય, सन्निवाइयं-રખે મને સનિપાત થાય, विविहा रोया-વિવિધ પ્રકારના સાધ્ય રોગ થાય, यंका-અસાધ્ય રોગ આવે, परिसहा वसगा-રખે બાવીસ પ્રકારના પરિસહ કે દેવ સંબંધી ઉપસર્ગ થાય, फासा फुसंती-એવા એવા કોઇ પ્રકારના સ્પર્શ થાય. એવું સારૂં વહાલું જે શરીર છે તેને છેલ્લે શ્વાસોશ્વાસે વોસિરાવીને, ત્રિવિધ આરાધના આરાધતો થકો, ચાર માંગલિક રૂપ ચાર શરણા મુખે ઉચ્ચારતો થકો, સર્વ સંસારને પૂંઠ દેતો થકો, એક અરિહંત બીજા સિદ્ધ, ત્રીજા સાધુ અને ચોથા કેવળીએ પરૂપેલો દયા ધર્મ, તેના ધ્યાનને ધ્યાવતો થકો, શરીરની મમતા રહિત થઇને, પાદોગમન સંથારા સહિત અણસણ મરણના પાંચ અતિચાર ટાળતો થકો, મરણને અણવાંછતો થકો એવું પંડિત મરણ અંતકાળે મુજને હોજો. એ રીતે ત્રણે મનોરથોને શ્રમણોપાસક-શ્રાવક કરે. ૩.

એ ત્રણે મનોરથોને શ્રમણોપાસક-શ્રાવક મન, વચન અને

ક્રાયાએ કરી શુદ્ધ પણે ધ્યાવતો થકો, પડિજાગરમાણે રહેતો થકો, સર્વ કર્મની નિર્જરા કરીને સંસારનો અંત કરીને મોક્ષરૂપ શાશ્વત સ્થાનક પ્રત્યે પહોંચે.

## આત્મ–ગોષ્ઠી

**[ પ્રાત:કાળમાં એકાંત જગ્યા અને શુદ્ધ ચિત્તો અણુપૂર્વી ગણી, એ સાધનથી મનને એકાગ્ર કરી, પછી બાર ભાવના રૂપ આ આત્મ–ગોષ્ઠી કરવી. ]**

૧. હે જીવ ! ત્હારી આસપાસ નજર કર. જે જે પદાર્થો તું જુએ છે તે, અને ત્હારા પોતામાં કાંઇ તફાવત ત્હને જણાય છે ? ત્હારી આસપાસનો દરેક પદાર્થ ત્હારી લક્ષ્મી, ત્હારો વૈભવ, અરે ત્હારૂં પોતાનું શરીર પણ વિજળી કે પરપોટા જેવું વિનાશી છે–અનિત્ય છે. તું ગમે તેટલું રખોપું કરીશ તો પણ તે દરેક પદાર્થ વિનાશી તે વિનાશી જ છે–નાશ પામવાનો એનો ધર્મ જ છે. એ સર્વ વિનાશી–અનિત્ય વસ્તુઓના વચમાં તું એક અવિનાશી નિત્ય, ભૂલો પડવાથી આવી ચડયો છું, માટે એ નાશવંત વસ્તુઓમાં મોહ ન પામતાં તું અવિનાશી એવા ત્હને પીછાણ, આ ક્ષણના પ્રસંગમાં ન રાચ

ભરત રાજાએ વીટીનાં પ્રસંગ ઉપરથી આવી “**અનિત્ય ભાવના**”માં ડુબકી મારી હતી, જેના ફળ તરીકે સમુદ્ર તળેથી એ તો કૈવલ્ય મૌક્તિક પામ્યા હતા.

૨. હે જીવ ! જો તું અવિનાશી–નિત્ય એવા ત્હને પિછાણવા શ્રમ નહિ લે તો નક્કી માનજે કે. નાશ માટે જ નિર્માયલી એ વસ્તુઓના નાશ કે વિયોગથી ત્હને થતાં દુ:ખોમાં દિલાસો કોઇ રીતે નહિ મળે, અને જયારે તું એ બધી ચીજોને છેલ્લી સલામ કરી.

હંમેશને માટે ચાલી નીકળીશ. ત્યારે તને શરણ આપવા કોઇ નહિ નીકળી આવે. અવિનાશી એવો પોતાના આત્માને જાણવારૂપ જે ધર્મ. એજ તારો સગો થશે. માટે શરણ સગું કે સંબંધી જો ત્હારે જોઇતું હોય તો અવિનાશી એવા તારા આત્માને જ શોધી એના શરણે જા.

અનાથી મુનિને માંદગીમાં કોઈ સગું ભાગ ન લઇ શક્યું એટલા ખ્યાલ ઉપરથી જ આવી "અશરણ ભાવના"માં ચડી જવાનો પ્રસંગ મળ્યો હતો. કે જે ભાવનાએ તેમને પંચ મહાવ્રતધારી મહારાજા બનાવી મોક્ષના અધિકારી બનાવ્યા હતા,

૩. હે જીવ ! હમણાં તું જે જે વસ્તુઓમાં આનંદ માની રહ્યો છું, તે વસ્તુઓ અને તેથી પણ વધારે ખેંચાણ કરનારી વસ્તુઓ તું અનેકવાર પામ્યો છું. દરેક ચીજના ભોકતા તરીકે અને દરેક પ્રાણીના સગા તરીકે સર્વ પ્રાણી પદાર્થ સાથે તેં અનેક વાર સંબંધ જોડયો છે. પણ કોઇ સંબંધ ટકી શકયો ન હતો. માટે કોઈ પ્રાણી કે પદાર્થના મોહમાં દીવાનો થઈ અવિનાશી એવા નિજ રૂપને ભૂલીશ નહિ. એવી ભૂલથી જ તું અપાર એવા સંસાર—સમુદ્રમાં આદિ વગરના કાળથી ભમ્યા કરે છે. અને ભ્રમણથી ઉદ્દભવતાં દુ:ખો પરવશપણે સહન કરે છે. માટે એ દુ:ખોમાંથી મુકત થવું હોય તો સંસારમાં આવી પડયા છતાં, વિરકત પુરૂષ માફક વર્ત. જળ કમળવત બની જા.

શ્રી મલ્લિ કુંવરીએ મોહના ઘરમાં વિષયાંધ રાજાઓને પૂર્વ ભવનો સંબંધ સમજાવી "સારભાવના"માં પ્રવેશ કરાવવાથી તે સર્વે મોહ પંકજમાં ફસાયલા રાજાઓ મોહનાં શત્રુ બની મોક્ષ લક્ષ્મીવર્યા હતાં.

૪. હે જીવ ! તુ એકલો છે. એકલો આવ્યો હતો અને એકલો જ જઇશ. એક ઘર છોડી બીજા ઘેર જતી વખત પહેલા ઘરવાળું કોઇ પણ સગું ત્હારી સાથે આવ્યું નથી અને આવશે પણ નહિ.

એ સગાને મદદ કરવા માટે તેં કરેલાં પાપોનું ફળ ભોગવવા વખતે પણ એ કોઇ આડો હાથ દેવા નહિ આવે; તો એવો પ્રેમ, એવો સંબંધ, એવી મૈત્રી ત્હારૂં શું લીલું કરનાર છે? તું તારા પોતામાં જ મિત્રતા મેળવ, નિજ રૂપથી જ સગાઇ કર.

સુંદર સ્ત્રીઓથી ઘેરાયલા મૃગાપુત્રે રત્ન જડીત મહેલની અગાશીમાંથી રસ્તામાં દુર્બળ તપસ્વીને જોઇને આવી "**એકત્વ ભાવના**" ભાવી હતી, જેના પ્રતાપે તેણે નિજ રૂપ પ્રાપ્ત કર્યું હતું.

૫. હે જીવ! ત્હારા સિવાય તું જે કાંઇ ભાળે છે. તે બધું તારાથી અલગ જ સમજજે. ક્ષણ પણ ન સમજતો કે સ્ત્રી તારી છે કે પુત્ર તારો છે, લક્ષ્મી તારી છે કે દેહ તારો છે. જો એમ જ હોત તો એ લક્ષ્મી તારા ઘરમાં આવ્યા પછી તારી હૈયાતીમાં બીજું ઘર કેમ કરે છે? એ સ્ત્રી પરલોક તો દૂર રહ્યું, પણ આ લોકમાં કાષ્ટ સુધી પણ તારી સોબત કરવામાંથી જાય છે! આ ખેલ પ્રત્યક્ષ જોવાતાં શું એમ નથી સ્પષ્ટ સમજાતો કે તારે ઇંદ્રિ જાળથી નિજ રૂપને અલગજ માનવું, અને એમાં લિપ્ત ન થતાં નિજ રૂપમાં દ્રઢ રહેવું.

રાજર્ષિ નમિરાજે માંદગીના બીછાનામાં પડયા પડયા "**અન્યત્વ ભાવના**"માં ડુબકી મારી કૈવલ્ય મૌકિતક મેળવ્યું હતુ.

૬. હે જીવ! તું કોને માટે દગા ફટકા કરે છે? આ રૂપાળા હાડકાના પુતળાને પોષવા માટે? જો તો ખરો, આ પુતળું ગંધાતું છે, મળમૂત્રથી ભરેલું છે, ક્ષણ ક્ષણમાં બગડી જાય છે, રોગ જરાનું નિવાસ ધામ છે. હવે એને તું સાચવી સાચવીને કેટલુંક સાચવીશ! 'ખાતર ઉપર દીવેલ' કરવા કરતાં જરા તો વિચાર કર. તું તેને સાચવવા, સુંદર કરવા, રુષ્ટપુષ્ટ કરવા હજારો પ્રપંચ કરે છે, હજારો પ્રકારની હિંસા કરે છે; પણ તે છતાં તે તો તને દગો જ દે છે.

તારા ખરા ખપ વખતે તે તારી મરજી વિરુદ્ધ લથડી પડે છે, અને તને ફસાવે છે. હવે જો તારામાં બુદ્ધિ હોય તો જેટલી કાળજી એ સુણચોર હાડપિંજર માટે ધરાવે છે, એટલી જ તારા પોતાના આત્મા માટે રાખે તો અખુટ ગુપ્ત ખજાના તારા માટે ખુલ્લા થાય, એ નિઃશંસય વાર્તા છે.

રૂપમાં જેનો જોટો ન મળે એવા સનત્કુમાર ચક્રવર્તીના રૂપમાં, વાત કરતામાં વાત ઉડી હતી, તેના શરીરમાં કીડા પડી ગયા હતા. જે રોગ ૭૦૦ વર્ષ શરીરમાં દબ્યો હતો; અને જેને અંતે "અશુચી ભાવના"ના પ્રતાપે મોક્ષ મળ્યું હતું.

૭. હે જીવ! રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ ઇત્યાદિ "આશ્રવ" ભાવ તારા આત્મ-સ્વરૂપને મલીન કરનારા "વળગાડ" છે. પ્રતિક્ષણ તને એ નવા કર્મોનો લપેટો નાંખતાં જ જાય છે. એનાથી જ તું છોકટાની માફક વર્તે છે. એનાથી જ ભવભ્રમણ કરવા છતા. તું પોતાને સુખી માનવાની મૂર્ખાઈ કરે છે. માટે એ ચીકણા વળગાડને ઓળખ-પ્રથમ ઓળખ એમના સ્વભાવથી વાકેફ થા. અને પછી એ લાગેલા વળગાડને દૂર કરવાના, તથા હવે પછી ન લાગે તેવા ઉપાય લે. ઉપભોગ પરિભોગ આદિની તૃષ્ણા કમી કર; ઇચ્છાઓને મર્યાદાથી બાંધ; જે કાંઈ ત્હારી પાસે છે ત્હેનો મોહ ઓછો કરી પરમાર્થે જ ત્હારૂં સર્વસ્વ માન, કે જેથી 'આશ્રવ' નો મેલો વળગાડ ઘણે દરજ્જે મોળો પડે છે.

ચંપા નગરીના શ્રાવક સમુદ્રપાળે ગોખમાં બેઠા બેઠા મુસ્કેટાટ બાંધેલા એક ચોરને વધસ્થાન તરફ લઈ જવામાં આવતો જોઈ, મ્હારાં કર્મ ઉદય આવશે ત્હારે મ્હારી પણ એજ વલે છે." એમ વિચારી "આ વ ભાવના" માં ઉતરી પડી પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

૮. હે જીવ ! જો ત્હને ખચીત જ એવી શ્રદ્ધા બેઠી હોય કે રાગ દ્વેષથી નવા કર્મોની આવક હમેશાં ત્હારામાં ચાલીજ આવે છે તો તે આવકને રોકવા જ્ઞાનધ્યાનમાં આરૂઢ થા. જ્ઞાન-ધ્યાનમાં આરૂઢ થયેલો આત્મા સિંહ સમાન દેખાવ ધારણ કરે છે. જેથી બીચારા કર્મ ત્હેની આગળ આવી શકતા નથી. આવી રીતે જ્ઞાન-ધ્યાનમાં આરૂઢ થવું એનું નામ જ **'સમ્વર'** કહેવાય છે.

આ **"સમ્વર ભાવના"**મા ચ્હડી જઈ મનવચન-કાયાના જોગ કાબુમાં રાખી, ચંડાળ કુળના હરકેશી મુનિએ ઉત્તમોત્તમ મોક્ષ-પદ પ્રાપ્ત કર્યું હતું.

૯. હે જીવ! આત્માને આવતી રાગ દ્વેષાદિ કર્મોની આવક બંધ તો કરી, પણ પૂર્વે થઈ ચુકેલા કર્મોનો સમુહ ક્ષય કર્યા વગર કાંઇ ત્હારો મોક્ષ છે ! એ કર્મોને કાપવા-નિર્જરવા તપ-સંયમ રૂપ 'નિર્જરા'નું શરણું ત્હારે લેવું જોઈએ છે. નિર્જરા માટે જ તપ કરનારો માણસ માન માગતો નથી, કીર્તિ કે ધન ઇચ્છતો નથી, લોક-લજ્જાને ગણકારતો નથી, માત્ર આત્માર્થે જ ક્રિયા કરે છે. અને તે ક્રિયા જ્ઞાન સાથે કરે છે.

જ્ઞાનસહિત ક્રિયાનું જ નામ, **"નિર્જરા"** છે કે જે વડે અર્જુન માલિએ છ મહિનામાં કર્મ-ક્ષય કર્યાં હતા.

૧૦. હે જીવ ! આ પ્રમાણે આવતા કર્મોને રોકી, થયેલાં કર્મોને નિર્જરી, હવે તું ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચાર. અસંખ્યતા દ્વીપ સમુદ્રનો ખ્યાલ દ્રષ્ટિ સમક્ષ લાવ; અને પછી જો કે આટલા વિશાળ અવકાશમાં ત્હારૂ ઘર કે તું શા હિસાબમાં છે ? અસંખ્યાતા દ્વીપ સમુદ્રની કુદરતની વળી વિચિત્રતા વિચાર; અને એમાં તલ્લીન થઈ તું દેહાધ્યાસ અને હુંપદ છોડ

આવી **"લોક સ્વરૂપ ભાવના"** શિવરાજ ઋષિએ ભાવી

હતી. જહેના પ્રતાપે ૭ દ્વીપ સમુદ્ર સુધીની તેની ટુંકી દૃષ્ટિ લાંબી થઇ અસંખ્ય દ્વીપ સમુદ્ર જોયા અને કર્મ ખપાવ્યા.

૧૧. હે જીવ! વૈરાગ્ય પ્રાપ્ત કરાવનારી ઉપલી ૧૦ ભાવના ભાવ્યા પછી તું વિચાર કે-હવે શાંત પડેલા ત્હારા જીવે શું કરવા જેવું છે અને શું છોડવા જેવું છે? આ નિર્ણય ત્હને "**મ્યક્ત્વ**" વગર થઇ શકવાનો નથી. સમ્યક્ એટલે સાચા જ્ઞાન વિના ત્હારો આત્મા દોરા વગરની સુઇ માફક પાપપુંજમાં-અજ્ઞાનમાં ખોવાઇ જાય છે અને જશે માટે સમ્યક્ત્વ પ્રાપ્ત કર.

એ "**મ્યક્ ભાવના**" થી શ્રી કૃષ્ણ મહારાજે શ્રી તીર્થંકર પદ પ્રાપ્ત કર્યું છે.

૧૨. હે જીવ! જ્ઞાન પામ્યો પણ તે સાર્થક તો ત્યારે જ કહેવાય કે જ્ઞાનને વ્યવહારમાં મુક, અર્થાત્ ધર્મ આચર. સર્વ પ્રાણીને પોતા સમાન ગણવા, જેટલી પાયરીએ આવવું અને સર્વને શાતા પમાડતા શીખવું, એ જ ધર્મની સાફલ્યતા છે; માટે એવો ઉત્તમ ધર્મ ધારણ કર, કે જેથી બીજાને શાતા ઉપજાવનાર એવા ત્હને અખંડ-નિરાબાધ-અસીમ શાતા ઉપજે.

આ બારમી "ધર્મ ભાવના" કડવા તુંબાનું શાક આરોગી જનાર ધર્મઋષીએ ાવી હતી, કે જહેના પ્રતાપે ત્હેમણે થોડી જ મીનીટમાં સર્વાર્થસિદ્ધ વિમાન મેળવ્યું હતું.

એકેક ભાવના જ્યારે બેડો પાર કરાવવા સમર્થ છે, તો બારે-ભાવના ભાવવાવાળાના મોક્ષમાં શો સંશય?

## ગુજરાતી રત્ના પચીશી.

[ હરિગીત છંદ ]

મંદિર છો મુક્તિ તણા માંગલ્ય ક્રીડાના પ્રભુ; ઇંદ્ર નર ને દેવતા સેવા કરે તારી વિભુ; સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,

જયવંત હો ! જયવંત હો ! ભંડાર જ્ઞાન કળા તણા. ૧. ત્રણ જગતના આધાર ને અવતાર હે ! કરૂણા તણા, વળી વેદ્ય હે ! દુર્વાર આ સંસારના દુઃખો તણાં; વીતરાગ વલ્લભ વિશ્વના તુંજ પાસ અરજી ઉચ્ચરૂં, જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં. ૨. શું બાળકો મા બાપ પાસે બાળ ક્રીડા નવ કરે, ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે. તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી; જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી. ૩. મેં દાન તો દીધું નહિ ને શિયળ પણ પાળ્યું નહિ, તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ, મેં ચાર ભેદે ધર્મમાથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું, મારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું ! નિષ્ફળ ગયું !! ૪. હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડસ્યો મને, ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ? મન મારૂં માયા જાળમાં મોહન ! મહા મુંઝાય છે, ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે. ૫. મેં પરભવે કે આ ભવે પર હિત કાંઈ કીધું નહિ, તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ લીધું નહિ, જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા, આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા. ૬. અમૃત ઝરે તુજ મુખ રૂપી ચંદ્રથી તો પણ વિભુ ભીંજાય નહિ, મુજ મન અરે રે ! શું કરૂં હું તો પ્રભુ ! પત્થર થકી કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે ? મર્કટ સમા આ મન થકી હું તો પ્રભુ હાર્યો હવે ૭. ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના, જે જ્ઞાન દર્શન ચરણ રૂપી રત્ન ત્રય દુષ્કર ઘણા; તે પણ ગયા પ્રમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં, કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂં ? ૮. ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્ય રંગો મેં ધર્યાં, ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા; વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ? સાધુ થઇને બહારથી દાંભિક અંદરથી રહું. ૯. મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને, ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને; વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં

પરતણું, હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઈ ચૂકયો ઘણું. ૧૦. કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી, એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી, તે પણ પ્રકાસ્યું આજ લાવી લાજ આપ તણી કને, જાણો છતાં કહું છું પ્રભુ કરો મારૂ સારા વાંકને. ૧૧. નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્ર જાણીને, કુશાસ્ત્રોના વાકયો વડે હણી આગમોની વાણીને; કુદેવની સંગત થકી કર્મો નદારા આચર્યાં; મતિ ભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨ આવેલ દૃષ્ટિ માર્ગમાં મૂકી મહાવીર આપને, મેં મૂઢ ધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને; નેત્ર બાણોને પયોધર નાભીને સુંદરકટિ, શણગાર સુંદરીઓ તણા છટેકેલ થઈ જોયા અતિ. ૧૩. મૃગનયની સમ નારી તણાં મુખ ચંદ્રને જોવરાવતી, મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગુઢો અતિ; તે શ્રુત રૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી, તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી ? ૧૪. સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી, ઉત્તમ વિલાસ કળા તણો દેદિપ્યમાન પ્રભા નથી; પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં, ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં ૧૫. આયુષ્ય ઘટતું જાય તો પણ પાપ બુદ્ધિ નવ ઘટે, આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે; ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું, બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું. ૧૬. આત્મા નથી, પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી, મિથ્યાત્વિની કટુવાણી ધરી કાન પીધી સ્વાદથી; રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપ શ્રી તો પણ અરે ! દીવો લઈ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે. ૧૭. મેં ચિત્તથી નહિ દેવ કે સુપાત્રની પૂજા ચહી, નહિં શ્રાવકો કે સાધુઓનો ધર્મ પાળ્યો નહિ; પામ્યો પ્રભુ નરભવ છતાં રણમા રડયા જેવુ થયું; ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું. ૧૮. હું કામધેનુ કલ્પતરૂ ચિંતા-મણિના પ્યારમાં ખોટા છતાં જંખ્યો ઘ ં બની લુબ્ધ આ સંસારમાં;

જે પ્રગટ સુખ દેનાર તારો ધર્મ તે સેવ્યો નહિ, મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ. ૧૯. મે ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ, આગમન ઇચ્છયું ધન તણું પણ મૃત્યુને પ્રીછ્યું નહિ; નવ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ, મધુબિંદુની આશા મહીં ભય માત્ર હું ભૂલી ગયો. ૨૦. હું શુદ્ધ આચારો વડે સાધુ હૃદયમાં નવ રહ્યો, કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો; વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યાં, ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યાં. ૨૧. ગુરૂ વાણીમાં વૈરાગ કેરો રંગ લાગ્યો નહિ, અને દુર્જન તણા વાકયો મહીં શાંતિ મળે કયાંથી મને? તરૂ કેમ હું સંસાર આ અધ્યાત્મ છે તો નહી જરી, તૂટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કયમ કરી? ૨૨. મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી, તો આવતા ભવમાં કહો કયાથી થશે હે નાથજી? ભૂત ભાવિ ને સાંપ્રત ત્રણે ભવો હારી ગયો, સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ૨૩. અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું, હે! દેવતાના પૂજ્ય આ ચરિત્ર મુજ પોતા તણું; જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ? જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઇની તો વાત કયાં. ૨૪.

## [ શાર્દૂલવિક્રીડિતમ્ ]

તારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુજી!
મારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતા જડે હે વિભુ!
મુક્તિ મંગળ સ્થાન! તોય મુજને ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યક્ શ્વાસ રત્ન જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

## જીવા પાંત્રીશી.

મોહ મિથ્યાતકી નિંદમેં જીવા, સુતો કાલ અનંત; ભવ ભવ માંહી ભટકિયો જીવા, તે સાંભલ વિરતંત. જીવા તું તો ભોળો રે પ્રાણી

એમ રળિયો રે સંસાર. ૧. અનંતા જિન આગે હુવા, જીવા હોશે જિન અનંત; આદિ કાઢે એક જીવની જીવા, પણ તે પાવે નહિ અંત. જી૦ ૨. પૃથ્વી પાણી અનલમેં જીવા, ચોથી વાઉ કાય; એક એક કાયા વિષે જીવા, કાલ અસંખ્યાતો જાય. જી૦ ૩. પાંચમી કાય વણસ્સઇ જીવા, સાધારણ પ્રત્યેક; સાધારણમેં તું વસ્યો જીવા, તે સાંભલ સુવિવેક. જી૦ ૪. સૂઈ અગ્રતિ ગોદમેં જીવા, શ્રેણી અસંખ્યાતી જાણ; અસંખ્યાતા પ્રતર એક શ્રેણીમેં જીવા, ગોળા અસંખ્ય પ્રમાણ. જી૦ ૫. એક એક ગોળા મધ્યે જીવા, છે અસંખ્યાત શરીર; એક એક શરીરમેં જીવા, જીવ અનંત કહે વીર. જી૦ ૬. તિણ માંહિથી અનંત જીવા મોક્ષ જાવે કહિ ચાલ; એક શરીર ખાલી નવ હુવે જીવા, ન હુવે અનંતે કાલ. જી૦ ૭. એક એક અભવિ સંગે જીવા, ભવ અનંતા હોય; વળી વિશેષે જાણિયે જીવા, જનમ મરણના જોય. જી૦ ૮. દોય ઘડી કાચી મધ્યે જીવા, પાંસઠ સહસ સય પાચ; છત્તીશ અધિકા જાણિયે જીવા, એ કરસારી ખાંચ. જી૦ ૯. છેદન ભેદન વેદના જીવા, નરકે સહી બહુ વાર; તિણસેંતી નીગોદમેં જીવા અનંત ગુણેરી વિચાર. જી૦ ૧૦. એકેંદ્રિયમાંથી નિકલી જીવા, દ્વીંદ્રિય પામ્યો દોય; તવ પુણ્યાઈ તાહરી જીવા, તેહથી અનંતી જોય. જી૦ ૧૧. એમ ઇંદ્રિય બઢતે જીવા, બઢે પુન્યાઇ અનંત; દો દો લાખ વિકલેં-દ્રિયની જીવા, યોની માંહિ ભમંત. જી૦ ૧૨. જલચર થલચર ખેચર જીવા, ઉરપર ભૂજપર જાત; શીપ તાપ તૃષા સહી જીવા, ભૂખ સહી દિન રાત. જી૦ ૧૩. નવ ઘાંટી ઉલંઘીને જીવા, પામ્યો નર અવતાર; ગર્ભવાસમેં દુઃખ સહ્યા જીવા, તે જાણે કિરતાર. જી૦ ૧૪. મસ્તક તો હેઠો હુવે જીવા, ઉપર હુવે દો પાય; આંખ્યા આડી બે મૂઠડી જીવા, રહ્યો ચોં મલની માંય. જી૦ ૧૫. બાપ વીર્ય માર ધિરકો જીવા, પ્રસડો લિયો થેં આહાર; ભૂલી ગયો જનમ્યા પછી જીવા, શેખી કરે શું ગેમાર. જી૦ ૧૬. ઉઠ કોડી સૂઇ લાલ કરી જીવા, ચાંપે રોમ રોમ માંઈ; આઠ ગુણી તેથી વેદના જીવા, ગર્ભાવાસમેં થાય. જી૦

૧૭. જનમ્યે ક્રોડ ગુણી હુવે જીવા, મરતાં ક્રોડાક્રોડ; જન્મ મરણરા જીવડા જીવા, જાણજો મોટી ખોડ. જી૦ ૧૮. દેશ અનારજે ઉપનો જીવા, હીણી ઇંદ્રિય કોય; આઉખું ઓછું હુવે જીવા, ધર્મ કિશવિધ હોય. જી૦ ૧૯. કદાચિત નર ભવ પામિયો જીવા, ઉત્તમ કુલ અવતાર; દેહી નિરોગી પામીને જીવા, એળે ગયો જમવાર. જી૦ ૨૦. ઠગ ફાંસીગર ચોરટા જીવા, ધીવર કસાઇરી જાત; ઉપજીને મૂવો ઘણો જીવા, કહી જિનેશ્વર વાત. જી૦ ૨૧. ચઉદેહીં રાજુલોકમેં જીવા, જન્મ મરણનો જોર; વાલાગ્ર માત્ર પણે જીવા, રાખ્યો નહિ કોઇ ઠોર. જી૦ ૨૨. યહી જીવ રાજા હુવે જીવા, બાંધેલ હાથી દ્વાર; કબહીંક કર્મોને વશે જીવા, ન મળ્યો અન્ન ઉધાર. જી૦ ૨૩. એમ સંસાર ભમતા થકી જીવા, પામ્યો સમકિત સાર; આદરીને છિટકાઇ દિયો જીવા, ગયો જમવારો હાર. જી૦ ૨૪. કબહીંક તુ નરકે ગયો જીવા, કબહીંક હુવો દેવ; પુણ્ય પાપના ફળ થકી જીવા, લાગી મિથ્યાતકી ટેવ. જી૦ ૨૫. ખોટા દેવ જ શરધિયા જીવા; લાગ્યો કુગરાં કેડ; ખોટા ધર્મ જ આદરી જીવા ભટકયો ચિહું ગતિ ફેર. જી૦ ૨૬. ઓઘા ને વળી મુહપત્તિ જીવા, ઓઘ મેરૂ સમ કીધ; પણ એક સમકિત વિના જીવા, કારજ કોઇ ન સિદ્ધ. જી૦ ૨૭. ચાર જ્ઞાન તણા ધણી જીવા, નરક સાતમી જાય, ચઉદે પૂર્વના ભણ્યા જીવા, પડે નિગોદની માંય. જી૦ ૨૮. ભગવંત ધર્મ પામ્યા પછી જીવા, કરણી ન જાવે ફોક; કદાચિત્ પડિવાઈ હુવે જીવા, અર્ધ પુદ્ગલમેં મોક્ષ. જી૦ ૨૯. સૂક્ષ્મ ને બાદર પણે જીવા, મેળી વર્ગણા સાત; એક પુદ્ગલ આવર્તનની જીવા, ઝીણી ઘણી છે વાત. જી૦ ૩૦. અનંતા જીવ મુગતે ગયા જીવા, ટાળી આતમ દોષ; નહિ ગયા નહિ જાવસી જીવા, એક નિગોદના મોખ. જી૦ ૩૧. પાપ આલોઈ આપણા જીવા, આરાધી ગુણ થોક; સ્વર્ગ લેઇ પાવે અંતે જીવા, પંદર ભવમેં મોખ. જી૦ ૩૨. એહવા ભાવ સુણી કરી જીવા, શરદ્ધા આવી નાંય; જ્યું આયો ત્યુંહિ જ ગયો જીવા, લક્ષ ચોરાશી માંય ૩૩. કેઇક ઉત્તમ ચેતીયા

જીવા, જાણી અસ્થિર સંસાર; સાચો માર્ગ શરદ્ધીને જીવા, પહોંચ્યા મુકિત મોઝાર. જી૦ ૩૪. દાન શિયલ તપ ભાવના જીવા, ઇણશું રાખો પ્રેમ; ક્રોડ કલ્યાણ છે તેહના જીવા, ઋષિ જેમલ્લ કે એમ. જી૦ ૩૫.

## શ્રી ગૌતમ પૃચ્છા.

પ્ર૦—શ્રી ગૌતમ સ્વામી પૃચ્છા કરે, કહોને સ્વામી શ્રી વર્દ્ધમાન ; કેણે કર્મે નિરધન-નિરવંશી, કેણે કર્મે નિષ્ફળ હોય. કહોને૦ ૧.

ઉ૦—પર ધન ભાગે ને પર દમે; તેણે કર્મે નિરધન હોય; હો વત્સ ગોયમાં સાંભળો. ૨. થાપણ મોસોરે જે કરે, તેણે કર્મે નિરવંશ હોય. હો વત્સ૦ ૩. ધાત ઘાલે ગર્ભાવાસની, તેણે કર્મે નિષ્ફળ હોય હો વત્સ૦ ૪.

પ્ર૦—કેણે કર્મે વેશ્યા ને વિધવા, કેણે કર્મે નપુંસક હોય કહોને૦ ૫

ઉ૦—દુગંચ્છા કરે જૈન ધર્મની, તેણે કર્મે વેશ્યા જ હોય. હો વત્સ૦ ૬. શિયળ ખંડીને ભોગ ભોગવ્યા, તેણે કર્મે વિધવા હોય. હો વત્સ૦ ૭. વેશ્યાનો સંગ જ જે કરે, તેણે કર્મે નપુંસક હોય. વત્સ૦ ૮.

પ્ર૦—કેણે કર્મે ગર્ભથી ગળી જાય, કેણે કર્મે પીઠી ભર્યા જાય. કહોને૦ ૯.

ઉ૦—વાડી વેડાવે કુણા મોગરા, તેણે કર્મે ગર્ભથી ગળી જાય. હો વત્સ૦ ૧૦. ફુલ વીંધાવી કર્ણ બાંધીયાં, તેણે કર્મે પીઠી ભર્યાં જાય. હો વત્સ૦ ૧૧.

પ્ર૦—કેણે કર્મે ઠુંઠા ને પાંગળા, કેણે કર્મે જાતી અંધ હોય. કહોને૦ ૧૨.

ઉ૦—જે જીવ ફરે રે ચૌરંગમાં, તેણે કર્મે પાંગળા હોય. હો વત્સ૦ ૧૩. આંખો કાઢે રે પર જીવની, તેણે કર્મે જાતી અંધ હોય. હો વત્સ૦ ૧૪.

પ્ર૦—કેણે કર્મે શોકય જ ઉપજે. કેણે કર્મે કલંક ચઢે. કહોને૦ ૧૫.

ઉ૦—વેરો ને વંચોરે જે કરે, તેણે કર્મે શોકય જ ઉપજંત હો વત્સ૦ ૧૬. શાખ ભરીને કર્મ બાંધીયા, તેણે કર્મે કલંક ચઢંત. હો વત્સ૦ ૧૭.

પ્ર૦—કેણે કર્મે વિષધર ઉપજે, કેણે કર્મે જશહીણુ હોય. કહોને૦ ૧૮.

ઉ૦—રીસ ભર્યાં મરે રે અણબોલડે, તેણે કર્મે વિષધર હોય. હો વત્સ૦ ૧૯. જે જીવ રાગે રે વ્યાપીઓ તેણે કર્મે જશહીણુ હોય. હો વત્સ૦ ૨૦.

પ્ર૦—કેણે કર્મે જીવ નિગોદમાં, કેણે કર્મે નિર્યંચમાં જાય કહોને૦ ૨૧.

ઉ૦—જે જીવ મોહમાં વ્યાપીઓ, તેણે કર્મે નિગોદમાં જાય. હો વત્સ૦ ૨૨. જે જીવ માયામાં વ્યાપીઓ તેણે કર્મે તિર્યંચમાં જાય. હો વત્સ૦ ૨૩.

પ્ર૦—કેણે કર્મે જીવ એકેંદ્રિ, કેણે કર્મે પંચેંદ્રિ હોય. કહોને૦ ૨૪.

ઉ૦—પંચ ઇંદ્રિ જેણે વશ નવ કરી, તેણે કર્મે એકેંદ્રિ હોય. હો વત્સ૦ ૨૫. પંચ ઇંદ્રિ જેણે વશ કરી, તેણે કર્મે પંચ ઇંદ્રિ હોય. હો વત્સ૦ ૨૬.

પ્ર૦—કેણે કર્મે જીવડો બહુ ભમે, કેણે કર્મે થોડેરો સંસાર કહોને૦ ૨૭.

ઉ૦—જે જીવ મોહ મત્સર કરે, તેણે કર્મે સંસાર ફરંત. હો વત્સ૦ ૨૮. જે જીવ વિનય ભક્તિ કરે, તેણે કર્મે સંસાર તરંત. હો વત્સ૦ ૨૯.

પ્ર૦—કેણેકર્મે જીવડો નીચ કુળે, કેણે કર્મે ઉંચ કુળ હોય. કહોને૦ ૩૦
ઉ૦ - દાન દીધારે અસુઝતાં તેણે કર્મે નીચ કુળ હોય હો વત્સ૦ ૩૧.
દાન દીધારે સુપાત્રને, તેણે કર્મે ઉંચ કુળ હોય. હો વત્સ૦ ૩૨.

પ્ર૦ – કેણે કર્મે જીવડો નરકમાં, કેણે કર્મે સ્વર્ગ વિમાન. કહોને૦ ૩૩.
ઉ૦ —જે જીવ જીભ સ્વાદે રે વ્યાપીઓ તેને કર્મ નરક મોઝાર હો વત્સ૦ ૩૪. દાન શિયળ તપ ભાવના તેણે કર્મે સ્વર્ગ વિમાન. હો વત્સ૦ ૩૫.

પ્ર૦—ગૌતમે કેવળ માગીયું, દ્યોને સ્વામી શ્રી વર્દ્ધમાન; આપોરે સ્વામી શ્રી વર્દ્ધમાનજી. ૩૬.
ઉ૦ —એણે મોહે કેવળ ન પામીએ, મોહથી ન હોય નિરવાણ હો વત્સ૦ ૩૭. ગૌતમ કેવળ પામીયા, મહાવીર સ્વામી પહોંચ્યા નિરવાણ. હો વત્સ૦ ૩૮.



## શ્રી મહાવીર સ્વામીનું હાલરડું.

માતા ત્રિશલાદે ઝુલાવે પુત્ર પાલણે, ગાવે હાલો હાલો હાલરડાંના ગીતરે; સોના રૂપા ને વળી રત્ને જડીયું પાલણું, રેશમ દોરી ઘુઘરી વાગે છુમ છુમ રીતરે; હાલો હાલો હાલોરે મ્હારા વીરને. ૧. જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસેને અંતરે, હોશે ચોવીશમો તીર્થંકર જિત પરિણામ; કેશીસ્વામી મુખથી એવી વાણી સાંભળી, સાચી સાચી હુઇ તે મ્હારે અમૃત વાણુરે હા૦ ૨. ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજજી, વિત્યા બારે ચક્રી નહી હવે ચક્રીરાજ; જિનજી પાસ પ્રભુના શ્રીકેશી ગણધાર, તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મ્હારી કુંખે આવ્યા ત્રણ્ય ભુવન શિરતાજ, મ્હારી કુંખે આવ્યા તરણ તારણ જહાજ; હું તો પુણ્ય પનોતી ઇદ્રાણી થઇ આજરે.

હા૦ ૩. મુજને ડોહળા ઉપન્યા બેસું ગજ અંબાડીએ, સિંહાસનપર બેસું ચામર છત્ર ધરાય; સહુ લક્ષણ મુજને નંદન ત્હારા તેજના, તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માય રે. હા૦ ૪. કર તળ પગતળ લક્ષણ એક હજાર ને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ; નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સુપને દીઠો વિશવા વીશરે. હા૦ ૫. નંદન નવલા બંધવ નંદીવર્દ્ધનના તમે, નંદન ભોજાઇયોના દેવર છો સુકુમાળ; હસશે ભોજાઇઓ કહી દેવર મ્હારા લાડકા, હસશે રમશે ને વળી ચુંટી ખણુશે ગાલ; હસશે રમશે ને વળી ઠુંસા દેશે ગાલરે. હા૦ ૬. નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલી પાંચશે મામીના ભાણેજ છો; નંદન મામલીયાના ભાણેજા સુકુમાળ, હસશે હાથે ઉછાળી કહી ન્હાના ભાણેજ બાલ; આંખ્યો આંજીને વળી ટપકું કરશે ગાલરે. હા૦ ૭. નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં, રતને જડિયું ઝુલડું મોતી કસબી કોર, નિલાં પીળાં ને વળી રાતા સરવે જાતિના પહેરાવશે મામી મ્હારા નંદ કિશોર રે. હા૦ ૮. નંદન મામા મામી સુખડલી બહુ લાવશે. નંદન ગજુવે ભરશે લાડુ મોતીચૂર, નંદન મુખડાં જોઇને લેશે મામી ભામણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂરરે. હા૦ ૯. નંદન નવલા ચેડા મામાની સાતે સતી, મ્હારી ભત્રીજી ને બ્હેન તમારી નંદ; તે પણ ગુંજે ભરવા લાખણસાઇ લાવશે, તુમને જોઈ જોઇ હોશે અધિકો પરમાનંદરે હા૦ ૧૦. રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વળી સૂડા મેના પોપટ ને ગજ રાજ; સારસ કોયલ હંસ તેતર ને વળી મોરજી મામી લાવશે રમવા નંદ તમારે કાજરે. હા૦ ૧૧. છપ્પન કુમરી અમરી જળ કળશે નવરાવિયા, નંદન તમને અમને કેળી ઘરની માંહ; ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે, બહુ ચિરંજીવો આશીશ દીધી તુમને ત્યાંહ રે. હા૦ ૧૨. તમને મેરૂ ગિરિપર સુરપતિયે નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય; મુખડા ઉપર વારી કોટી કોટી ચંદ્રમાં, વળી તનપર વારી ગ્રહગણ સમુદાયરે. હા૦ ૧૩.

નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજપર અંબાડી બેસાડી મ્હોટે સાજ; પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું, સુખડલી લેશું નિશાળીયાને કાજરે. હા૦ ૧૪. નંદન નવલાં મ્હોટા થાશે ને પરણાવશું, વહુવર સરખી જોડી લાવશું રાજકુમારઃ સરખા સરખી વેવા વેવાઈ પધરાવશુ વરવહુ પોંખી લેશું જોઈ જોઈને દિદારરે. હા૦ ૧૫. પીયર સાસર મ્હારા બેહુ પખ નંદન ઉજળા, મ્હારી કુખે આવ્યા તાત પનોતા નંદ; મ્હારે આંગણે વૂઠ્યા અમૃત દૂધે મેહુલા, મ્હારે આંગણ ફળિયા સુરતરૂ સુખના કંદરે. હા૦ ૧૬. ઇણિપરે ગાયું માતા ત્રિશલા સુતનુ હાલરૂં, જે કોઇ ગાશે લેશે પુત્ર તણા સામ્રાજ, બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરૂં, જયજય મંગળ હોજો દીપવિજય કવિરાજ રે. હા૦ ૧૭.

## પ્રભુ પ્રાર્થના

હે પ્રભુ હે પ્રભુ શું કહું, દીનાનાથ દયાલ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાલ. ૧

નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંહિ, ૨

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી જ્ઞાન અનૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૩

કેવળ કરૂણા મૂર્ત્તિ છો, દીનબંધુ દીનાનાથ,
પાપી પરમ અનાથ હું, ગ્રહો પ્રભુ મુજ હાથ. ૪

અનંતકાળથી આથડયો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂસંતને, મૂકયું નહિ અભિમાન. ૫

સંતચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામીયો, ઉગ્યો ન અંશ વિવેક. ૬

સૌ સાધન બંધન થયા, રહ્યો ન કોઇ ઉપાય;
સત્સાધન સમજ્યા વિના, ત્યાં બંધન શું જાય. ૭

પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્‌ગુરૂ પાય.
દીઠા નહિ નિજ દોષ તો, તરીયે કવણ ઉપાય? ૮

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૯

પડી પડી તુજ પદ પંકજે, ફરી ફરી માગું એજ;
સદ્‌ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દઢતા કરી દેજ. ૧૦

# ઉપદેશ દોહરા

પરલોકે સુખ પામવા; કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧

જોર કરીને જીતવું, ખરે ખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨

ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇ ફજેત;
હવે જરૂર હુશીયાર થઇ, ચેત ચેત નર ચેત. ૩

તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૪

પ્રાણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી જશે, ચેત ચેત નર ચેત. ૫

રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છો, ચેત ચેત નર ચેત. ૬

રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ કયાં, ચેત ચેત નર ચેત. ૭

કાળા કેશ મટી ગયા, સર્વે બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૮

માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત;
ક્યાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત. ૯

શુભ શીખામણ સમજતો, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૧૦



## શ્રી અયકુમારની જઝાય

રાજગૃહી નગરી ભલી તિહાં શ્રેણિક રાજા રે;
જિન ધર્મનો પરિચય નહિ મિથ્યા મતમાંહે રાચ્યારે.
કર્મતણુ ગતી સાંભળો ૧

કર્મ કરે તે હોય રે સ્વાર્થના સહુ કો સગાંરે;
વિણુ સ્વાર્થ નહિ કોઇરે કર્મતણી ગતી સાંભળોરે-કર્મ૦ ૨

રાજા શ્રેણિક એકદા ચિત્ર શાળા કરાવેરે;
અનેક પ્રકારે મંડણી દેખતાં મન મોહે રે-કર્મ૦ ૩

દરવાજો ગિર પડે રાજા મન પસ્તાવે રે;
પૂછી જોષી પંડિતા બ્રાહ્મણ ઇમ બતાવે રે-કર્મ૦ ૪

બાળક બત્રીસ લક્ષણો હોમીજે ધણુ માંહે રે;
તો એહ મ્હેલ પડે નહિ ઇમ ભાખે વયણુ અજાણોરે-કર્મ૦ ૫

રાજા ઢંઢેરો ફેરવ્યો જે આપે બાળ કુંવારો રે;
તોળી આપું હું બરોબરી સોનૈયા ધન સારે રે-કર્મ૦ ૬

ઋષભ દત્ત બ્રાહ્મણ તિહાં વસે ભદ્રા તસ ઘરણી જાણો રે;
પુત્ર ચાર સોહામણા નિર્ધનિયો પૂણ્ય ક્ષીણો રે-કર્મ૦ ૭

ઋષભ દત્ત કહેનારને આપો એક કુંવારો રે;
ધન આવે ઘર આપણે આપણ સુખીઆ સારો રે-કર્મ૦ ૮

નારી કહે વેગે કરો આપો અમર કુમારો રે;
મ્હારે મન અણુમાનતો આંખ થકી કરો અળગો રે-કર્મ૦ ૯

વાંત જણાવી રાયને રાજા મન હરખ્યો રે;
જે માગે તે આપીને લાવો બાળ કુંવારો રે-કર્મ૦ ૧૦

સેવક પાછા આવીઆ ધન આપ્યો મન માન્યો રે;
અમર કહે મોરી માતજી મુને અતિ આપજે રે-કર્મ૦ ૧૧

માતા કહે તુને શું કરૂં તારા ભાવે તું મુવો રે;
કામકાજ કરે નહિ ખાવાને જોઇએ સારો રે-કર્મ૦ ૧૨

આંખે આંસુ નાખતો બોલે બાળ કુંવારો રે;
સાંભળો મોરા તાતજી તુમે મુજને રાખો રે-કર્મ૦ ૧૩

તાત કહે હું શું કરૂં મુજને તો તું પ્યારો રે;
માતા વેચે તાહરી માહરો નહિ જોર રે-કર્મ૦ ૧૪

કાકા પણ પાસે હતો કાકી મુજને રાખો રે;
કાકી કહે હું શું જાણું માહરે તું શું લાગે રે-કર્મ૦ ૧૫

બાળક રોતા સાંભળી માસો ફુવા તે આવે રે;
બ્હેન પણ તીહાં બેઠી હતી કિણહી મુજને રાખો રે–કર્મ૦ ૧૬

જો જો ધન અનરથ કરે ધન પડાવે વાંટા રે;
ચોરી કરે ધન લોભીઓ મરીને દુર્ગતી જાય રે–કર્મ૦ ૧૭

થ પકડીને લઇ ચાલ્યા કુમાર રોવણ લાગો રે;
મુજને રાજા હોમશે ઇમ બાળક બહુ ઝુરે રે–કર્મ૦ ૧૮

બાળકને તવ લઇ ચાલ્યા આવ્યા ભર બજારો રે;
લોક સહુ હા હા કરે વેંચ્યો બાળ ચંડાળે રે–કર્મ૦ ૧૯

લોક ત્યાં બહુળા મળ્યા જોવે બાળ કુંવારો રે;
બાળ કહે મુજને રાખી લ્યો થાશું દાસ તુમારો રે–કર્મ૦ ૨૦

ઠ કહે રાખું સહી ધન આપી મુંહ માગ્યો રે;
રાયે મંગાવ્યો હોમવા તે તો નહિ રખાય રે–કર્મ૦ ૨૧

ળકને તે લઇ ગયા રાજાની પાસે રે;
પણ બેઠા હતા વેદ શાસ્ત્રના જાણો રે–કર્ન૦ ૨૨

ને રાજા કહે દેખો બાળ કુંવારો રે;
બાળકને શો દેખવો કામ કરો મહારાજા રે–કર્મ૦ ૨૩

બાળ કહે કરજોડીને સાંભળો શ્રી મહારાજા રે;
ના, પીયર તુમે મુજને કિમ હોમીજે રે–કર્મ૦ ૨૪

રાજા કહે મૂલે લીયો માહરો નહિ અન્યાયો રે;
તા-પિતાએ તુને વેચીઓ હોમવા આણ્યો આજો રે–કર્મ૦ ૨૫

ગંગોદકે નવરાવીને ગળે ઘાલી ફુલની માળારે;
કેસર ચંદન ચરચીને બ્રાહમણ ણે તવ વેદારે–કર્મ૦ ૨૬

અમરકુમાર મન ચિંતવે મુજ શિખવ્યારે સાધુ રે;
નવકાર મંત્ર છે મોટકો સંકટ સહુ ટળી જાશેરે—કર્મ૦ ૨૭

નવપદ ધ્યાન ધરતા થકાં દેવ સિંહાસન કંપ્યોરે;
ચાલી આવ્યો ઊતાવળો જિહાં છે બાળકુંવારોરે—કર્મ૦ ૨૮

અગ્નિ ઝાળ ઠંડી કરી કીધો સિંહાસન ચંગોરે;
અમરકુમારને બેસાડીને દેવ કરે ગુણ ગ્રામોરે—કર્મ૦ ૨૯

રાજાને ઉંધો નાખીઓ મૂખે છુટયાં લોહીરે;
બ્રાહ્મણ સૌ લાંબા પડયા જાણે સુકા કાષ્ઠોરે—કર્મ૦ ૩૦

રાજસભા અચરિજ થઈ એ બાળ કોઈ મ્હોટોરે;
પગ પૂજી જે એહના તો મૂવા ઊઠેરે—કર્મ૦ ૩૧

બાળકે છાંટો નાખીયો ઊઠયો શ્રેણીક રાજારે;
અચરિજ દીઠો મોટકો એ શું હુવો કાજોરે—કર્મ૦ ૩૨

બ્રાહ્મણ પડિયા દેખીને લોક કહે પાપ જુઓરે;
બાળ હત્યાં કરતાં થકા તેહના ફળ છે એવારે—કર્મ૦ ૩૩

બ્રાહ્મણ સહુ ભેળા થયા દેખે એમ તમાસોરે;
કનક સિંહાસન ઊપરે બેઠો અમર કુમારોરે—કર્મ૦ ૩૪

રાજા સહુ પરિવાર સું ઉઠયો તે તત્કાળો રે;
કરજોડી કહે કુમારને એ રાજય રિદ્ધિ સહુ તારીરે—કર્મ૦ ૩૫

અમર કહે સુણો રાજવી; રાજ શું નહિ મુજ કાજેરે;
સંયમ લેશું સાધનો, સાંભળો શ્રી મહારાજોરે—કર્મ૦ ૩૬

લોક સહુ મળી ઇમ કહે, ધન ધન બાળ કુંવારો રે!
ભટજી પણ સાજા હુવા, લાજયા તે મનેમાં હોરે—કર્મ૦ ૩૭

જય જયકાર હુવો ઘણો, ધર્મ તણે પ્રસાદોરે;
અમરકુમાર મન ચિંતવે જાતિ સ્મરણ જ્ઞાનોરે–કર્મ૦ ૩૮

અમરકુમાર સંયમ લીઓ, કરે પંચમુષ્ટી લોચરે;
બહાર જઈ મસાણમેં, કાઉસગ્ગ રહ્યો શુભ ધ્યાનરે–કર્મ૦ ૩૯

હવે માતાપિતા બાહેર જઈ, ધન ધરતી માંહે ઘાલ્યોરે;
કાંઈક ધન વ્હેંચી લીધો, જાણે વિવાહ મંડાણોરે–કર્મ૦ ૪૦

એટલે દોડયો આવીઓ, કોઈક બાળ કુંવારોરે;
માતાપિતાને ઇમ કહે, આ અમરકુમારની વાતોરે–કર્મ૦ ૪૧

માતાપિતા વિલખા થયા, ભૂંડો થયો એ કામોરે;
ધન રાજા લેશે સહુ કાંઈક કરીએ ઉપાયોરે–કર્મ૦ ૪૨

ચિંતાતુર થઈ અતિ ઘણી, રાતે નીંદ ન આવેરે;
પૂરવ વૈર સંભારતી, પાપીણી ઉઠી તિણ વારોરે–કર્મ૦ ૪૩

શસ્ત્ર હાથ લઈ કરી, આવી બાળક પાસેરે;
પાળીએ કરીને પાપિણી, માર્યો બાળકુંવારોરે–કર્મ૦ ૪૪

શુકલ ધ્યાન સાધુએ ધર્યો શુભ મન આણી ભાવેરે;
કાળ કરીને અવતર્યો બારમા સ્વર્ગ મોઝારોરે–કર્મ૦ ૪૫

બાવીશ સાગર આઊખો ભોગવી વંછીતા ભોગોરે;
મહાવિદેહમાં સીઝશે પામશે કેવળ નાણોરે–કર્મ૦ ૪૬

હવે તે માતા પાપિણી મનમાં હરખ અપારોરે;
ચાલી જાય આણંદમે વાઘણી મિલી તિણ વારોરે–કર્મ૦

ફંફેડી નાખી તિહાં પાપણી મૂઇ તિણ વારોરે;
છઠ્ઠી નરકે ઉપની બાવીસ સાગર આયુરે–કર્મ૦ ૪૮

જો જો મંત્ર નવકારથી અમર કુમાર સુભધ્યાનોરે;
સૂર પદવી લઇ મોટકી ધર્મ તણો પ્રસાદોરે–કર્મ૦ ૪૯

નરભવ પામી જીવડા ધર્મ કરો સુભ ધ્યાનોરે;
તો તુમે અમર તણીપરે સિદ્ધ ગતિ લેશો સારીરે–કર્મ૦ ૫૦

કરજોડી કવિયણ ભણે સાંભળી ભવિજન લોકોરે;
વૈરવિરોધ કોઈ મતી કરો જિમ પામો ભવ પારીરે–કર્મ૦ ૫૧

શ્રી જીન ધર્મ શુરતરૂ સમો જેહની શિતળ છાયારે;
જેહ આરાધે ભાવસું સીઝે વંછિત કાજોરે–કર્મ૦ ૫૨



## આઊખાની સઝાય

આઊખું ત્રુટયાનો સાંધો કો નહિ રે
તિણ કારણ મકરો જીવ પ્રમાદ રે
જરા આવ્યા ને શરણું કો નહિ રે
હિંસા છોડીને દયા પાળ રે આ. ૧

કુટુંબ કબીલા નારી કારણે રે
મુરખ સંચ્યા બહુળા પાપ રે
ચોતરણી પરે છંડી જુરશો રે
સહેશો ઇહિ લોક પરલોક સંતાપ રે આ. ૨

ઊંચા ચણાવ્યા મંદીર માળીઆં રે
દેઈ દેઈ ધરતી મેં ઊંડી નીવ રે
એક દિન અજાણ્યાં ઊઠી ચાલવું રે
સુખ દુઃખ સહેશે આપણો જીવ રે આ. ૩

ચક્રવતિ હરિબળ રાણો કેશવો રે
જો જો વળી ઇંદ્ર સુરેનો નાથ રે
ઉગી ઉગીને સર્વેહી આથમ્યા રે
જો જો કાંઇ અચરિજવાળી વાત રે ।. ૪

અસ્થિર સંસાર તજી મુનિ નીસર્યા રે
કરતા મુનિ ઉગ્ર વિહાર રે
ભારંડ પંખીની દીધી ઉપમા રે
ન ધરે મમતા મોહ લગાર રે ।. ૫

ચારિત્ર પાળે રૂડી રીત શું રે
દેવે મુનિ આપનો ઉપદેશ રે
તિકો મુનિવર સિધાવશે મોક્ષમેં રે
જશ લઇ ઇહિ લોક પરલોક રે ।. ૬

શબ્દ રૂપ દેખી સમતા ધરો રે
મકરો મુનિ ભણ્યાતણો અભિમાન રે
ઋષિ ચોથમલજી સુત્ર દેખીને રે
જોડ કીધો ઝાલોર મોઝાર રે ।. ૭

## મોક્ષાર્થીને વંદના

ઓરે જુઓરે જૈનો કેવા વૃતધારી ?
કેવા વૃતધારી, તેને વંદના અમારી ઓરે૦ ૧

ઓ જુઓ જંબુ સ્વામી બાળ વયે બોધ પામી
તજ્યું રાજ્ય રિદ્ધિ જેણે તજી આઠ નારી
તજી આઠ નારી તેને વંદના અમારી ઓરે૦ ૨

ગજસ કુમાળ મુનિ ધગે શિર પર ધુની
અડગ રહયા તે ધ્યાને ડગ્યા ન લગારી
ડગ્યા ન લગારી તેને વંદના અમારી જુઓરે૦ ૩

કોશ્યાના મંદીર મધ્ય રહયા મુનિ સ્થુળીભદ્ર
વેશ્યા સંગ વસ્યા તોએ થયા ન વિકારી
થયા ન વિકારી તેને વંદના અમારી જુઓરે૦ ૪

સતી તો રાજુલ જેવી જગમાં ન જોડી એવી
પતિવ્રત માટે કન્યા રહી એ કુંવારી
રહી એ કુંવારી તેને વંદના અમારી જુઓરે૦ ૫

જનક સુતા જે સીતા વરસ તો બારે વિત્યાં
ઘણું દુખ વેઠયું તોએ ડગ્યા ન લગારી
ડગ્યા ન લગારી તેને વંદના અમારી જુઓરે૦ ૬

સતી કળાવંતી નામે થયા સંખ પુર ગામે
કરનિજ કાપ્યા તો એ રહયા ટેક ધારી
રહયા ટેક ધારી તેને વંદના અમારી જુઓરે૦ ૭

દુઃખડાં તો દીધા દેવે સહયાં એ તો કામદેવે
ઘણું દુઃખ વેઠયું તો એ ડગ્યા ન લગારી
ડગ્યા ન લગારી તેને વંદના અમારી જુઓરે૦ ૮

॥ અથ શ્રી મહાવીર સ્વામીનું ચોઢાલીયું ॥
॥ ઢાલ ૧ લી ॥

સિધ્ધારથ કુળે તું ઉપન્યો, ત્રિશલાદે થારી માતજી ॥
વરશી દાન દેઈ કરી, સંયમ લીધો જગનાથજી ॥
થેં મન મોહયું મહાવીરજી ॥ ૧ ॥

કંચન વરણી છે કાયજી ॥ નયણુન ધ્રાપેજી નિરખતાં,
હિદૃદે આવે છે દાયજી ॥ થેં મન૦ ॥ ॥ ૨ ॥

આપ એકિલા સંયમ આદર્યો, ઉપન્યો ચોથો રે જ્ઞાન ॥
ઉત્કૃષ્ઠ તપ થેં આદર્યો, ધરતા નિર્મળ ધ્યાનજી ॥
થેં મન૦ ॥ ॥ ૩ ॥

ઉગ્ર વિહાર થેં આદર્યો, કેઇવાસ રહ્યા વનવાસ ॥
કેઇ વાસા વસ્તિયે ર ા, ન રહ્યા એક ઠામે ચોમા
થેં મન૦ ॥ ॥ ૪ ॥

પ્ર પહેલો ચોમાસો થેં કિયો, અઠ્ઠી ગામ મોઝારજી ॥
દુજો વાણીંજ ગામમેં, પંચ ચંપા સુખ કાર ॥
થેં મન૦ ॥ ॥ ૫ ॥

પંચ પૃષ્ટ ચંપા કર્યાં, વિશાળા નગરીમાં તીનજી ॥
રાજ ગૃહીમાં ચૌદે કર્યા, નાલંદે પાડે લયલીનજી ॥
થેં મન૦ ॥ ॥ ૬ ॥

૭ ચોમાસાં મિથિલા કર્યાં, ભદ્રિકા નગરીમાં દોયજી ॥
એક કર્યો રે આલંભિયા, સાવત્થી નગરી એક હોય .
થેં મન૦ ॥ ॥ ૭ ॥

એક અનારજ દેશમાં, અપાપા નગરી એક જાણજી ॥
એક કર્યો પાવાપુરી મેં, જઠે પહોંત્યા નિરવાણજી ॥
થેં મન૦ ॥ ॥ ૮ ॥

હસ્તિપાળ રાજા ઇમ વીનવે, હું તુમ ચરણારો (દાસજી) ॥
એક શાળા મ્હારે સૂઝતી, આપ કરોને ચોમાસજી ॥
થેં મન૦ ॥ ॥ ૯ ॥

ચાળીશ ।માસાં શહેરમાં, દાખ્યાં દેશ નગરના નામજી ॥
એક અનારજ દેશમાં, એક ચોમાસું વળિ ગામજી ॥
થેં મન૦ ॥ ॥ ૧૦ ॥

પ્રભુ ગામ નગર પૂર વિચર્યા, ભવ્ય જીવારાં ।ગ્યજી ॥
મારગ બતાયો મોક્ષનો, કિયો ઉપગાર અથાગજી ॥
થેં મન૦ ॥ ॥ ૧૧ ॥

સાડા બાર વરસાં લગે, ઉપર આધોરે માસજી ॥
છદ્મસ્થ રહ્યા પ્રભુ એટલું, પછી કર્યો કેવળ જ્ઞાન પ્રકાશજી ॥
થેં મન૦ ॥ ॥ ૧૨ ॥

વર્ષ બયાળીશ પાળિયો, સંયમ સાહસ ધીરજી ॥
ત્રીશ વરસ ઘરમાં ર ।, મોક્ષ દાયક મહાવીરજી ॥
થેં મન૦ ॥ ॥ ૧૩ ॥

પાવાપુરિમાં પધારીયા, નર નારી હુઆ ઉલ્લાસજી ॥
રૂષિ રાયચંદજી ઇમ વીનવે, હું આયો પ્રભુજીને પાસજી ॥
થેં મન૦ ॥ ॥ ૧૪ ॥

સંવત અઢારે ગુણ ચાલીશમે, નાગોરા શહેર ચોમાસજી ॥
પૂજ્ય જેમલજી પ્રસાદથી, એહ કરી અરદાસજી ॥
થેં મન૦ ॥ ॥ ૧૫ ॥ ઇતિ ॥

## ॥ ઢાલ ૨ જી ॥

શાસન નાયક વીર જિણંદ, તીરથનાથ જાણે પુનમચંદ ॥
ચરણ લાગે જયારે ચોસઠઇંદ્ર, સેવા કરે જયારી સુરનર વૃંદ ॥
થેં અબકો ચોમાસો સ્વામિજી અઠે કરોજી થેંપાવા પુરિસેં
પગ આધો મતિ ધરોજી, અઠે કરો, અઠે કરો, અઠે કરોજી,
થેં ચરમ ચોમાસો સ્વામિજી અઠે કરેજી ॥ ૧ ॥

એ આંકણી ॥ હસ્તિપાળ રાજા વિનવે કરજોડ, પૂરે પ્ર મ્હારા મનરા હો કોડ ॥ ॥ શીશ નમાય ઊભો જોડી હાથ કરૂણા સાગર વાજો કૃપાજી નાથ ॥ થેં અબકો૦ । ૨ ॥

શયની રાણી વિનવે રાજલોક, પુણ્ય જોગે મળ્યો
સેવાનો સંજોગ ॥
મન વાંછિત સહુ મળિયાજી કાજ; થેં મયા કરી મુજ સા
જીઓ જિનરાજ ॥ થેં અબકો૦ ॥ ॥ ૩ ॥

શ્રાવક શ્રાવિકા કંઈ નર નાર મળી, મળી વિનંતી
કરે વારંવાર ॥
પાવાપૂરિમાં પધારયા વીતરાગ પ્રગટી પુણ્યાઇ મ્હારા
મ્હોટાંજી ભાગ્ય ॥ થેં અબકો૦ ॥ ॥ ૪ ॥

વળિ હસ્પિાળ રાજા વિનવે ભૂપાળ, પ્રભુજીથેં છો દીનદયાળ ॥
(સુજતી) એક મ્હારે મ્હોટી છે શાળ હવે લાગી ગયો
વરષાજી કાળ ॥ થેં અબકો૦ ॥ ॥ ૫ ॥

માની વિનંતી પ્રભુ રહયા ચોમાસા પાવાપુરીમાં
હુઓ હરખ ઉલ્લાસ ॥
ગૌતમ ગણધર ગુંરાજીને પાસ, નિશિ દિન જ્ઞાનનો
કરેજી અભ્યાસ ॥
થેં અબકો૦ ॥ ॥ ૬ ॥

સાધુ અનેક રહયા કરજોડ, સેવા કરે હોડાહોડ ॥
ચૌદ હજાર ચેલા રત્નારી માળ, દીક્ષા લીધી ।ડી માયા
જંજાળ ॥ થે ંઅબકો૦ ॥ ॥ ૭ ॥

વડિ ચેલી ચંદન બાળા જીજાણ. હુઇ કુમારી મહાસતિ ચતુર સુજાણ ॥ મોતીની માળા છત્રીશ હજાર ॥ સઘળીમેં વડી સાધવી એ શિરદાર ॥ થેં અબકો૦ ॥ ॥ ૮ ॥

ચારૂઈ સંઘ સેવા નિત્ય કરે પ્રભુજીને દેખી દેખી અંખીયા
ઠરે ॥ નવ મલ્લિને નવ લચ્છીજી રાય; જ્યારાં
દર્શન કેરી ચિત્તમેં ચત્ય ॥ થેં અબકો૦ ॥ ॥ ૯ ॥

સંઘ સઘળારે હુઈ મન રંગ રળી, પુણ્ય યોગે
પ્રભુજીની સેવા મળી ॥ ઋષિ રાયચંદજી વિનવે
જોડી હાથ થેં ક કરૂણા સાગર વાજો કૃપાજી નાથ
॥ થેં અબકો૦ ॥ ॥ ૧૦ ॥

શહેર નાગોરમેં કિયોજી ચોમાસ, પ્રભુજી દેજ્યો મુને
મુગતિનો વાસ ॥ હું સેવક તુમ સાહિબ સ્વામ, મ્હારે
અવર દેવાશું નહિ કોઇ કામ
॥ થેં અબકો૦ ॥ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## ॥ ઢાલ ૨ જી ॥

શાસન નાયક શ્રી મહાવીર; તીરથનાથ ત્રિભુવન ધણી ॥
પાવાપુરીમેં કિયો ચરમ ચોમાસ, હુઈ મોક્ષદાય કરી
મહિમા ઘણી ॥ ગૌતમને મેલ દિયો મહાવીર,
દેવ શર્માને અતિ બોધવા ॥ ૧ ॥

ઉત્તરાધ્યયનનાં અધ્યયન છત્રિશ, કારતક વદિ અમાવાસ્યે
કહયાં ॥ એકસોને વળી દશ અધ્યયન, સૂત્ર વિપાક
ગૌતમને૦ ॥ ॥ ૨ ॥

પોસા કિધા શ્રી વીરજીની તણાં લહ્યા પાસ, દેશ અઢારના
રાજીયા ॥ નવ મલ્લિને નવ લચ્છીજીરાય, વીરના ભગતા
વાજીયા ॥ ગૌતમને૦ ॥ ॥ ૩ ॥

પ્રભુ શાસનના શિરદાર, સર્વ સંઘને સંતોષીને ॥
શોળ પહોર લગે દેશના દીધ, પછી વીર બીરાજ્યા મોક્ષ મેં
ગૌતમને૦ ॥ ૪ ॥

તિન વરસને સાડા આઠ માસ, ચોથા આરાના બાકી ર ।॥
દિન દોય તણો સંથાર, મૌન રહી મુગતે ગયા
ગૌતમને૦ ॥ ॥ ૫ ॥

ઇંદ્ર આવ્યાજી ચિત્ત ઉદાસ, દેવ દેવીના સાથમેં ॥
જાણે ઝગમગ લગ રહી જ્યોત, અમાવસ્યાની રાતમેં
ગૌતમને૦ ॥ ॥ ૬ ॥

ગતિ પહોંત્યા એકાએક, સાતસેં હુવા જ્યારે કેવળી ॥
ચૌદસે સાધવિયાં હુઈ સિદ્ધ, હું સહુને વાંદુ મન રળી
ગૌતમને૦ ॥ ૭ ॥

રહ્યા ત્રીશ વરસ ઘરમાંય, વર્ષ બયાળિ સયમ પાળીયો ॥
પ્ર જગતારણ જગદીશ, દયા માર્ગ અજુવાળીઓ
ગૌતમને૦ ॥ ॥ ૮ ॥

હોજી દેવદેવીને વળી ઇંદ્ર, નિર્વાણ તણો મહોચ્છવ કીયો ॥
અરિહંતનો પડિયો વિજોગ, સુરનરનો રિયો હીયો ॥
ગૌતમને૦ ॥ ૯ ॥

સાધુ સાધવી કરતા શોક, શ્રાવક શ્રાવિકા પણ ઘણો ॥
ભરતક્ષેત્રમાં પડિયો વીજોગ, આજ પછી અરિહંત તણો
ગૌતમને૦ ॥ ૧૦ ॥

પછી બેઠા સુધર્મ સ્વામી પાટ, ચારૂઇ સંઘ ચરણ સેવતા ॥
જ્યારી પાળતા અખંડિત આણ, વા કરે દેવીને દેવતા
ગૌતમને૦ ॥ ૧૧ ॥

મુગતે પહોંત્યા શ્રી મહાવીર, પ્રભુ સુખ પામ્યા છે શાશ્વતાં ॥
ઋષિ રાયચંદજી કહે એમ, મહાજી અરિહંત વચનની આસતા
ગૌતમને૦ ॥ ૧૨ ॥ ઇતિ ॥

## ॥ ઢાલ ૪ થી ॥

શ્રી મહાવીર પહોત્યા નિર્વાણ, ગૌતમસ્વામીએ વાતજ જાણી ॥
ગુરાંજી થેં મને ગોડે ન રાખ્યો ॥ ૧ ॥

એ આંકણી ॥ મુગતિ જાવણુરો નામ ન દાખ્યો ॥
ગુરાંજી૦ ॥ ૨ ॥

હું સઘળા પહેલો હુવો થારો ચેલો, ઇણ અવસર
આધો કીમ મેલ્યો ॥ ગુરાંજી૦ ॥ ૩ ॥

પ્રભુ તુમ ચરણે મહારો ચિત્ત લાગ્યો પણ થેં
મુને મેલ દિયો આઘો. ગુરાંજી૦ ॥ ૪ ॥

મુને દરશન આપશે લાગતો પ્યારો, આપ પહોત્યા
નિર્વાણ મુને મેલ ન્યારો ॥ ગુરાંજી૦ ॥ ૫ ॥

આપે તો મુજશું અંતર રાખ્યો પણ મેં મહારા
મનરો દરદ ન દાખ્યો ॥ ગુરાંજી૦ ॥ ૬ ॥

હું આડો માંડીને ન ઝાલત પલ્લો, પણ સાહિબ
કામ કિયો તુમ ભલ્લો ॥ ગુરાંજી૦ ॥ ૭ ॥

હું તમને અંતરાય ન દેતો; મુગતિમે જગ્યા વહેંચી
ન લેતો ॥ ગુરાંજી૦ ॥ ૮ ॥

હું સંકડાઈ ન કરતો કાંઈ, આપ સાથે હું
મોક્ષમેં આઇ ॥ ગુરાંજી૦ ॥ ૯ ॥

અબ હું પુછા કરશું કિણ આગે, પ્રભુ મહારો મન
એક થાશું જ લાગે ॥ ગુરાંજી૦ ॥ ૧૦

મ્હારો સાંસો કહો કુણ ટાળે, આપ વિના
પાખંડીના મદ કુણ ગાળે ગુરાંજી૦ ॥ ૧૧ ॥

હું તો ચૌદે પૂરવ ને ચૌનાણી, પિણ મોહની કર્મે
લપેટચો આણી ॥ ગુરાંજી૦ ॥ ૧૨ ॥

ઇસા ગૌતમસ્વામીયે ॥ કિયા વિલપાત, એ મોહની
કર્મની અચરિજ વાત ॥ ગુરાંજી૦ ॥ ૧૩ ॥

હવે મોહની કર્મ દૂરે ટાળી; ગૌતમસ્વામીયે સુરતી
સંભાળી ॥ વિતરાગ રાગ દ્વેષ શું વીત્યા ॥ ૧૪ ॥

આંકણી મ્હારા ચિત્તમાં આઈ ગઈ ચિંતા ॥
વિતરાગ૦ ॥ ૧૫ ॥

તિણિ વેળા નિર્મળ ધ્યાનજ ધ્યાયો, કેવળ
જ્ઞાન ગૌતમસ્વામિયે પાયો ॥ વિતરાગ૦ ॥ ૧૬ ॥

બાર વરસ રહ્યા કેવળ જ્ઞાની, વાત જાણું કાંઈ નવિ
રહી છાની ॥ વિતરાગ૦ ॥ ૧૭ ॥

ગૌતમે પણ કિયો મુગતિમેં વાસો, સંસારનો
સર્વ દેખે તમાસો ॥ વિતરાગ૦ ॥ ૧૮ ॥

જેણિ રાતે મુગતિ ગયા વર્ધ્ધમાન, ઇંદ્રભૂતિને
ઉપન્યું કેવળ જ્ઞાન ॥ વિતરાગ૦ ॥ ૧૯ ॥

તિન દિનથી એ વાજી દીવાળી, મ્હોટા દિન એ
મગળ માળી ॥ વિતરાગ૦ ॥ ૨૦ ॥

રાત દિવાળીનો શિયળ થેં પાળો, વળિ રાત્રિ ભોજન
કરવો ટાળો ॥ વિતરાગ૦ ॥ ૨૧ ॥

ઋષિ રાયચંદ કહે સુણો હો સુજ્ઞાની, દયા રૂપ
દીવાળી થેં લેજ્યો માની ॥ વિતરાગ૦ ॥ ૨૨ ॥

॥ कलश ॥

શ્રી શાસન નાયક, મુગતિદાયક, દયા મારગ અજુવાળીયો ॥
ગૌતમસ્વામિ, મુગતિ ગામિ, કિયો ચિત્ત વલ્લભ ચોઢાળીયો ॥ ૨૩ ॥
સંવત અઢારે ગુણ ચાળીશે, નાગોર ચોમાસો
નિર્મળ મને ॥ પૂજ્ય જેમલજી પ્રસાદે,
સંપૂર્ણ કિયો દિવાળી દિને ॥ ૨૪ ॥

॥ ઇતિ સમાપ્તમ્ ॥



## સાત સિદ્ધાંતો

૧ ધર્મ અહિંસામાં અને દયામાં છે, પણ હિંસામાં નથી.

૨ ધર્મ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞામાં છે, પરંતુ આજ્ઞા બહાર નથી.

૩ ધર્મ ત્યાગમાં છે, પણ ભોગમાં નથી; તેમજ વ્રતમાં છે, પણ અવ્રતમાં નથી.

૪ ધર્મ ઉપદેશમાં છે, પણ જબરજસ્તીમાં નથી.

૫ ધર્મ આત્મિક શાંતિમાં છે, પણ શારીરિક ( પુદ્ગલિક ) શાંતિમાં નથી.

૬ ધર્મ સમતાની વૃદ્ધિમાં છે, પણ મમતાની વૃદ્ધિમાં નથી; તથા રાગદ્વેષ ઘટાડવામાં છે, પણ વધારવામાં નથી.

૭ ધર્મ અમૂલ્ય આત્મિક વસ્તુ છે, પણ વેચાતી મળતી કે પુદ્‌ગલિક બાહ્ય વસ્તુ નથી.

આમ ત્રણ નીતિ અને સાત સિદ્ધાંતનું રહસ્ય સમજી "સંસાર નીતિનાં કાર્યો સંસાર ખાતામાં" અને "ધર્મનીતિનાં કાર્યો ધર્મ ખાતામાં" ખતવવા જોઇએ, તથા ઈર્ષા, દ્વેષ, કુસંપ અને જીવનની નિયમિતતા ઘટાડવા માટે નીચે દર્શાવેલાં બાર વ્રતો (નિયમો)નું યથાશક્તિ પાલન કરી અવશ્ય આત્મિક કલ્યાણ સાધવું જોઇએ.

## ગૃહસ્થનાં બાર અણુવ્રત

૧ પહેલા વ્રતમાં ગૃહસ્થે નિરપરાધી, હાલતાં ચાલતા જીવોને મારવાની વૃત્તિ (સંકલ્પ)થી મારવાં નહિ, તથા સ્થાવર જીવ એટલે પૃથ્વી, પાણી, અગ્નિ, હવા અને વનસ્પતિના જીવોની હિંસા પણ બનતી કોશિશે ઘટાડવી તથા કોઇ પણ સાથે ક્રૂર વર્તાવ કરવો નહિ; વગેરે.

૨ બીજા વ્રતમાં ગૃહસ્થે મોટું જુઠું બોલવું નહિ, એટલે ખોટી સાક્ષી ભરવી નહિ. કોઇની અનામત દબાવવી નહિ. વ્યાપાર વગેરેમાં વિશ્વાસઘાત કે દગા ફટકા કરવા નહિ. ખોટા દસ્તાવેજ બનાવવા નહિ, વગેરે.

૩ ત્રીજા વ્રતમાં ગૃહસ્થે મોટી ચોરી કરવી નહિ. ખોટાં તોલ માપ કરવા નહિ, વેચવાની વસ્તુમા ભેળસેળ કરવી નહિ. નકલી વસ્તુને અસલી તરીકે વેચવી નહિ. એક પ્રકારની વસ્તુ બતાવી બીજા પ્રકારની વસ્તુ આપવી નહિ. કાળાં બજાર કરવાં નહિ. ચોરોને સાથ આપવો નહિ. ચોરીનો માલ ખરીદવો નહિ, દાણચોરી કરવી નહિ, વગેરે.

૪ ચોથા વ્રતમાં ગૃહસ્થે પરસ્ત્રી અને વેશ્યા સેવનનો ત્યાગ કરવો. કોઈ પણ પ્રકારનું અપ્રાકૃતિક મૈથુન કરવું નહિ, તથા પોતાની પત્ની સાથે પણ યથાશક્તિ મૈથુનનો ત્યાગ કરી વિષય લાલસા ઘટાડી વધુમાં વધુ બ્રહ્મચર્ય પાળવું.

૫ પાંચમાં વ્રતમાં ગૃહસ્થે ધન મેળવવાની લાલસા ઘટાડવી; એટલે ધન માલ મિલ્કત વિગેરેની મર્યાદા બાંધવી, અને તે ઉપરાંત ત્યાગ કરવો. તેમજ સંગ્રહખોરવૃત્તિનો પણ ત્યાગ કરવો.

૬ છઠ્ઠા વ્રતમાં ગૃહસ્થે દેશ પરદેશ બિન જરૂરી પરિભ્રમણનો (ફરવાનો) ત્યાગ કરવો.

૭ સાતમાં વ્રતમા ગૃહસ્થે ખાવા, પીવા, પહેરવા, ઓઢવા વગેરે વસ્તુઓની મમતા ઘટાડવી, મોજશોખની ચીજોનો બનતો ત્યાગ કરવો, એશઆરામ ઘટાડવા; તેમજ જીવનની જરૂરિયાતનો સંક્ષેપ કરવો તથા મહા હિંસાવાળા વ્યાપારનો પણ યથાશક્તિ ત્યાગ કરવો, વિગેરે.

૮ આઠમાં વ્રતમાં ગૃહસ્થે અનર્થ દંડના એટલે બેપરવાઈથી વિના મતલબથી અથવા ક્ષણિક આનંદ, કુતૂહલ કે હાસ્ય વિનોદ વગેરે વૃત્તિઓને વશ થઈ કરવામાં આવતાં પાપાત્મક કાર્યોમાં પ્રવૃત્ત થવાનો ત્યાગ કરવો.

૯ નવમાં વ્રતમાં ગૃહસ્થે સામાયિક એટલે અમુક સમય પાપમય કાર્યો છોડી સમતાનો અભ્યાસ કરવો

૧૦ દશમાં વ્રતમાં ગૃહસ્થે સમય નિશ્ચિત કરીને ગમે તે પાપનો ત્યાગ કરવો. જેમકે. રાત્રિભોજન ન કરવું, ક્રોધ, માન, માયા, (કપટ) લોભ વગેરેનો નિરોધ કરવો ઉપવાસ આદિ વ્રત નિયમોનું આરાધન કરવું, વગેરે.

૧૧ અગિયારમાં વ્રતમાં ગૃહસ્થે પૌષધ કરવું, એટલે અમુક પર્વને પ્રસંગે ઉપવાસ સાથે પાપાત્મક કાર્યોનો ત્યાગ કરી એક દિવસ રાત સુધી ધર્મ ધ્યાનમાં નિમગ્ન થવું.

૧૨ બારમાં વ્રતમાં ગૃહસ્થે શુદ્ધ સાધુઓના શુદ્ધ નિર્દોષ આહાર પાણી આદિ યોગ્ય વસ્તુઓ આપવી, અને અશુદ્ધ સદોષ વસ્તુઓ આપવાનો ત્યાગ કરવો.

## બેતાલીશ દોષોનું વિવેચન

બેતાલીસ દોષોના શાસ્ત્રમાં ત્રણ વિભાગ પાડવામાં આવ્યા . પહેલા સોળ વર્ષોનો ઉદ્દગમ એટલે ઉત્પત્તિ ખાસ દેનારથીજ થાય . માટે તે દોષો "ઉદ્દગમના દોષ" તરીકે પ્રસિદ્ધ . અને બીજા સોળ દોષોનું ઉત્પાદન સાધુઓ વડે થાય છે, માટે તે દોષો "ઉત્પાદનના દોષ" કહેવાય છે, તથા બાકીના દશ દોષો દેનાર ગૃહસ્થ અને લેનાર સાધુ એમ બંનેના સંયોગથી લાગે છે, તે "એષણાના દોષ" તરીકે ઓળખાય છે, હવે વિગતવાર જુઓ બેતાલીસ દોષોનું વિવેચન.

## સોળ ઉદ્દગમના દોષો

૧ (૧) આહાર (૨) પાણી (૩) ખાદિમ (મેવા મિષ્ટાન આદિ) (૪) સ્વાદિમ (પાન, સુપારી, લવિંગ, એલચી વગેરે મુખવાસ) (૫) વસ્ત્ર (સુતરાઉ કે શણ વગેરેનાં સફેદ વસ્ત્ર) (૬) પાત્ર (લાકડાના તુંબડાના કે માટીનાં) (૭) કંબલ (કામળ કે સાલ ઉનની) (૮) પાદપૃચ્છન (રજોહરણ ચરવલો યા ઓઘો તથા પગ લૂછવાનું વસ્ત્ર) (૯) પીઢ (આહાર, પાણી વગેરે મૂકવા કે બેસવા માટેના નાના બાજઠ વગેરે) (૧૦) ફલક (સૂવા માટે

લાંબી પાટ) (૧૧) શૈય્યા (રહેવા માટે મકાન) (૧૨) સંથારા (પાથરવાને માટે નિર્જીવેશણુ, પરાળ, ઘાસ વગેરે) (૧૩) ઔષધ (સૂંઠ, પીપર વગેરે એક જ દ્રવ્યરૂપ દવાઓ) (૧૪) ભેષજ (શતપાકાદિ તેલ, ચૂર્ણ, ગોળી વગેરે જે અનેક દવાઓના મિશ્રિત દ્રવ્યરૂપ દવાઓ) આમ ચૌદ પ્રકારની વસ્તુઓમાંથી કોઈ પણ વસ્તુ સાધુઓને માટે હિંસા કરીને બનાવી હોય તે ગૃહસ્થ આપે અને જાણી જોઈને સાધુ લે કે વાપરે તે "આધાકર્મી દોષ'

૨ ઉપરોક્ત ચૌદ પ્રકારની વસ્તુઓ સાધુ તથા ગૃહસ્થ બંને માટે ભેગી બનાવી હોય અને તે વસ્તુ સાધુ લે તથા ભોગવે તે " આદેશિક દોષ"

૩ આધાકર્મી દોષવાળી વસ્તુ બીજી શુદ્ધ વસ્તુમાં થોડી પણ મળી ગઈ હોય કે ભેગી થઈ હોય તે આપે અને સાધુ લે તે "પૂતિ કર્મ દોષ"

૪ કાંઈક સાધુ નિમિત્તે અને કાંઈક ગૃહસ્થ પોતાને નિમિત્તે જે વસ્તુ બનાવી હોય તે આપે અને સાધુ લે તે "મિશ્ર દોષ."

૫ "આ વસ્તુ ફક્ત સાધુઓને માટે જ છે, બીજા કોઈ ઉપયોગમાં નહિ લઈ શકે" એમ સ્થાપિત કરેલી વસ્તુ આપે અને સાધુ લે તે "સ્થાપના દોષ."

૬ "કાલે સાધુ વહોરવા આવશે માટે મહેમાનને કાલેજ જમવા તેડીશું" એમ વિચારી મહેમાનને વહેલા કે મોડા જમવા તેડીને તેમાંથી વહોરાવે અને સાધુ લે તે "પ્રાભૃતિક દોષ."

૭ કોઈ વસ્તુ અંધારામાં હોય અને સાધુને આપવા માટે દીવા વગેરેથી પ્રકાશ કરીને આપે તે "પ્રાદુ.કરણ દોષ'.

૮ સાધુને માટે કોઇપણ વસ્તુ વેચાતી લાવી કે મંગાવીને આપે અને સાધુ તે લે તે "ક્રીતકૃત્ય દોષ".

૯ સાધુને માટે ઉધાર લાવીને આપે તે 'પ્રામિત્ય દોષ"

૧૦ સાધુને માટે વસ્તુની અદલાબદલી કરીને આપે તે "પરા વૃત્ય દોષ"

૧૧ ઘેરથી કે ગામથી કોઇપણ વસ્તુ સામી લાવીને સાધુને આપે તે "અભ્યાહૃત દોષ"

૧૨ સાધુ માટે દરવાજા, બારણાં કે મોટાં કબાટ ખોલીને આપે તે "ઉદ્‌ભિન્ન દોષ"

૧૩ કોઈપણ વસ્તુ લાવનાં અજયણાં (હિંસા) થાય એવી ઉંચી કે નીચી જગ્યાએથી લાવીને આપે તે "માલાપહૃત દોષ"

૧૪ કોઇ પાસેથી છીનવી કે ઝુંટવી લઇ સાધુને આપે તે "અચ્છિદ્ય દોષ"

૧૫ ભાગીદારીની વસ્તુ ભાગીદારની ઇચ્છાવિરુધ્ધ આપે તે "અનિસૃષ્ટ દોષ"

૧૬ રાંધતી વખતે સાધુ નિમિત્તે વધારે રાંધે અને તે "અધ્યવપૂર દોષ." (માટે જ કહેવત છે કે "સાધુઓને રાંધતી વખતે સંભારવા નહિ અને જમતી વખતે વિસરવા નહિ."

આ સોળ દોષ તો મુખ્ય રીતે અજ્ઞાની, ભોળા, રાગાંધ ગૃહસ્થોના યોગથી લાગે છે.

•

# સોળ ઉત્પાદનના દોષો

૧૭ સાધુ ધાવમાતાની માફક ગૃહસ્થના બાળકને રમાડી કોઈપણ વસ્તુ લે તે "ધાત્રીકર્મ દોષ"

૧૮ દૂતની માફક સગા સંબંધીઓના સમાચાર કહીને લે તે "દૂતીકર્મ" દોષ.

૧૯ લાભ નુકસાન, સુખ દુઃખ, જીવન મરણ વગેરે નિમિત્ત (ભવિષ્ય) ભાખી લે તે "નિમિત્તકૃત દોષ."

૨૦ ગૃહસ્થનો સગો સબંધી બનીને એટલે "આપણે સંસાર પક્ષથી અમુકસગાં થઇએ છીએ" એમ ઓળખાણ કાઢી લે તે "આજીવિકા દોષ."

૨૧ ભિખારીની માફક ગરીબી દેખાડી કે આજીજી કરીને અથવા ખુશામત કરીને લે તે "વનીપક દોષ."

૨૨ વૈદ્યપણું કરીને લે તે "ચિકિત્સા દોષ."

૨૩ ગૃહસ્થને ધમકાવી, ગભરાવી કે શ્રાપ દેવાનો ભય બતાંવીને યા તો શ્રાપ દઈને લે તે "ક્રોધાપિંડ દોષ"

૨૪ માન અહંકાર કરીને લે તે "માનપિંડ દોષ."

૨૫ માયા, કપટ કે ઢોંગ કરીને લે તે "માયાપિંડ દોષ."

૨૬ લોભ કરીને લે તે "લોભપિંડ દોષ"

૨૭ આગળ પાછળ આપનારના ગુણ ગાઇને એટલે કે 'તમે ઉદાર દિલના છો, દાનવીર છો." વગેરે કહીને લે તે "સંસ્તવ દોષ."

૨૮ વિદ્યા ભણાવીને એટલે અધ્યાપકપણું કરીને લે તે "વિદ્યાપિંડ દોષ."

૨૯ વ્યંતર (ભૂત, ડાકણ), સાપ, વીંછી વગેરેના મંત્ર, ઝાડા દોરા તથા વશીકરણ આદિના મંત્ર બતાવીને લે તે "મંત્ર દોષ."

૩૦ અદૃશ્ય કરવાના અંજન યા વિદ્યા; કે મોહિત કરવાના ચૂર્ણ વગેરે બતાવીને લે તે "ચૂર્ણયોગ દોષ."

૩૧ સૌભાગ્ય કે દૌર્ભાગ્ય બતાવીને લે તે "યોગપિંડ દોષ."

૩૨ ગર્ભપાત, ગર્ભસ્થંભન તથા ગર્ભધારણના ઉપાયો બતાવીને લે તે "મૂલકર્મ દોષ."

આ સોળ દોષો મુખ્યરીતે રસ લોલુપ સાધુઓના યોગથીજ લાગે છે.

## દશ એષણાના દોષો

૩૩ આધાકર્મી વગેરે દોષની શંકા હોય છતાં લે તે "શંકતિ દોષ"

૩૪ સચિત્ત એટલે જીવ સહિત પૃથ્વી, પાણી વગેરેથી દાતારના હાથ, પગ કે વાસણ વગેરે ખરડાયલા હોય છતાં લે તે "ભૃક્ષિત દોષ"

૩૫ સચિત્ત પર મૂકેલી વસ્તુ લે તે "નિક્ષિત્પ દોષ"

૩૬ સચિત્તથી ઢાંકેલી વસ્તુ લે તે "પિહિત દોષ"

૩૭ સચિત્તની વચ્ચેથી આણેલી વસ્તુ લે તે "સંહૃત દોષ"

૩૮ અયોગ્ય દાતારના હાથથી લે, અર્થાત દેનાર આંધળો, પાંગળો, અતિ વૃદ્ધ કે અતિ બાળક હોય અને તેનાથી ાપતાં અયત્ના (હિંસા) થતી હોય તે લે, તથા પૂર્ણ માસિકા (ગર્ભ ધાર કર્યાંને સાત મહિના થયા બાદ) સ્ત્રી ચાલીને આપે તે લે, અથવા દાતાર અનાજ ખાંડતો હોય કે દળતો હોય કે

લીલોતરી વગેરેની હિંસા કરતો હોય; તે વખતે તેના હાથથી લે તે "દાયક દોષ"

૩૯ સચિત્ત અચિત્ત બન્ને વસ્તુ ભેગી હોય અને તે લે તો "ઉન્મિશ્રિત દોષ."

૪૦ તત્કાલનું ધોવણ, વનસ્પતિનો રસ કે કોથમીર વગેરેની ચટણી વગેરે વસ્તુઓ જ્યા સુધી પૂરેપૂરી અચિત્ત (જીવરહિત) ન થઈ હોય અને તે લે તે "અપરિણિત દોષ."

૪૧ તરતના લીપેલા આગણાં પર જઈને લે તે "લિપ્તપિંડ દોષ."

૪૨ અજયણા થાય તેમ નાંખતાં નાંખતાં વહોરાવે અને સાધુ લે તે "છર્દિત દોષ."

*

## બાવન અનાચાર.

બાવન અનાચાર, (સાધુએ નહિ આચરવા યોગ્ય બાબતો) દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનમાં બતાવ્યા છે તે પણ સાથે સાથે ધ્યાનમાં રાખવા જેવાં છે.

૧ સાધુને માટે ખાસ હિંસા કરીને બનાવેલી વસ્તુ સાધુ ભોગવે તો.

૨ સાધુ માટે વેચાતી લાવેલી વસ્તુ સાધુ ભોગવે તો.

૩ વિના કારણ હંમેશાં એકજ ઘરનાં આહાર પાણી ભોગવે તો.

૪ ઘેરથી કે બીજે ગામથી સાધુઓ માટે સામી આણેલી વસ્તુ વાપરે તો.

૫ રાત્રે આહાર, પાણી, દવા, તપખીર વગેરે કાંઇપણ ભોગવે તો.

૬ સ્નાન કરે તો.

૭ સુખડ-ચંદન, કેશર, અત્તર, તેલ વગેરે સુગંધી પદાર્થો વગર-કારણે શરીરને લગાવે કે વાપરે તો.

૮ ફૂલ વગેરેની માળા પહેરે તો.

૯ પંખા, પૂઠું કે વસ્ત્ર વગેરેથી હવા ખાય તો.

૧૦ ઘી, તેલ, ગોળ, ખાંડ, સાકર, દવા કે તપખીર વગેરે રાત્રે પાસે રાખે તો.

૧૧ ગૃહસ્થના વાસણોમાં જમે તો,

૧૨ રાજ્યાભિષેક આદી મ ાત્સવ વગેરે થતા હોય તે વખતે રજાનો આહાર ગ્રહણ કરે તો,

૧૩ દાનશાળા–સદાવ્રત ખાતા તથા ધર્માદાના દવાખાના કે હોસ્પિટ વગેરેનાં આહાર, પાણી કે દવા વગેરે ભોગવે તો,

૧૪ સુખે સમાધે શરીર પર તેલ વગેરે લગાવે તો,

૧૫ વગર કારણે દાત પંખાળે તો,

૧૬ ગૃહસ્થને સુખશાતા ("કેમ મજામાં છો ને ?") પૂછે તો,

૧૭ આરસી, કાચ કે પાણી વગેરેમાં મોઢું જુએ તો,

૧૮ જુગાર રમે તો.

૧૯ ચોપાટ, પાના, ગજીફા શેતરંજ વગેરે રમે તો.

૨૦ માથા પર છત્રી ધારણ કરે તો.

૨૧ ગૃહસ્થને કોઇ પણ જાતની દવા વગેરે બતાવે તો.

૨૨ પગમાં કોઇપણ જાતના બૂટ, ચંપલ, મોજાં, સપાટ વગેરે પહેરે તો,

૨૩ અગ્નિની હિંસા કરે તો,

૨૪ જેના ઘરમાં ઉતર્યાં હોય અને તેનો આહાર, પાણી, દવા વગેરે લે તો,

૨૫ ખાટલા, પલંગ, ખુરશી વગેરે પર બેસે તો,

૨૬ વગર કારણે ગૃહસ્થના અંતર ઘરમાં બેસે તો,

૨૭ વગર કારણે પીઠી વગેરે ચોળે તો,

૨૮ ગૃહસ્થની વૈયાવચ્ચ એટલે સારવાર કરે અથવા ગૃહસ્થ પાસે
પોતે પગચંપી વગેરે સેવા કરાવે તો,

૨૯ ગ્રહસ્થને પોતાની જાત, કુળ વગેરેની ઓળખાણ આપી આહાર,
પાણી વગેરે લે તો,

૩૦ મિશ્ર પાણી (કંઈક કાચું અને કંઇક પાકું) લે તો.

૩૧ રોગ વગેરે કારણે ગૃહસ્થોનું શરણુ ઇચ્છે એટલે ગૃહસ્થ પાસે
અકલ્પતી સેવા કરાવવાની ઇચ્છા કરે તો,

૩૨ મૂળા, ૩૩ આદુ, ૩૪ શેરડીના કટકા, ૩૫ સૂરણાદિક કંદ,

૩૬ મૂળિયા–જડી, ૩૭ તલ વગેરે બીજ, ૩૮ કાકડી, જમરૂખ
વગેરે ફળ, ૩૯ સંચળ, ૪૦ સિંધવ, ૪૧ અગરનું મીઠું ૪૨ રોમ
દેશનું મીઠું, ૪૩ સમુદ્રનું મીઠું ૪૪ પાશુક્ષાર, ૪૫ કાળુ મીઠું

આમ નંબર ૩૨ થી ૪૫ સુધીની ચૌદ વસ્તુઓ સચિત્ત (સજીવ)
ગ્રહણ કરે તો,

૪૬ ધૂપ કરે અથવા કરાવે તો,

૪૭ વગર કારણે ઊલટી કરે તો,

૪૮ વગર કારણે "બસ્તિ" (ડુશ) લઈ ઝાડો કરે તો,

૪૯ વગર કારણે જુલાબ લે તો,

૫૦ શોભાને માટે આંખમાં મેશ, (કાજળ) સુરમો વગેરે આંજે તો,

૫૧ દાંતને મસી વગેરેથી રંગે તો'

૫૨ શરીરની શોભા વિભૂષા કરે તો,

ઉપર જણાવેલાં બાવન કર્યોમાંથી કોઇપણુ કાર્ય સાધુ કરે તો તેને અનાચાર સેવન કાર્યોનું પાપ લાગે. માટે જ ઉપરો બેતાલીશ દોષ અને બાવન અનાચારનો ત્યાગ કરી સાધુઓએ શુદ્ધ સાધુ પણું પાળવું જોઇએ, અને શ્રાવકોએ પણ બેતાલીસ દોષ તથા બાવન અનાચાર ધ્યાનમાં રાખવા જોઇએ.

## સમાપ્ત

## શ્રી નેમ સ્વામીની જોડ

( ઝાય : ૧ )

સોરીપુર નગર વીષે, સમુદ્રવિજય મહારાજ
સીવાદેવીની કુંખમાં, નેમ પ્રભુજી આય.
હાંરે પ્રભુ બાવીસમાં જીનરાજ રે...ને

તોરણે આવીને રથ વારીયો—હાંરે પ્રભુ
રહ્યા તે બાલકુંવાર રે. નેમજી નવભવને નીવારીયો.

કંસ મરણને કારણે, કોપ્યો કાલ કુમાર
સોરીપુર નગર તજી, જાદવ ચાલ્યા બહાર
આવ્યાં પશ્ચીમ સોરઠ માહરે...નેમજી

નગરવસાવી દ્વારીકા, ઇન્દ્રપુરી અનુસાર
જાદવ સર્વ ત્યાં વસ્યા, સાથે નેમકુમાર
ત્યાં વધ્યો જાદવનો જોર રે...નેમજી

જાદવ જગમાં ઝગમગે, જાદવ જોર અપાર
જદુપતીની સાહેબી, ચન્દ્રકલા વિસ્તાર
હવે સગપણ નેમજીનું થાય રે...નેમજી

ઊગ્રસેન મથુરાપતી, તસ કન્યા રાજુલ
બોલી કીધી જાનની, કૃષ્ણે કીધી કબુલ
હવે લગ્ન તૈયારી થાય રે...નેમજી

શ્રાવણ શુક્લ છઠ્ઠની, ચાલી જાદવ જાન
રથ, ઘોડા, હાથી ઘણાં, માણસનું નહિ માપ
જાણે ધ્રુજેશ્વરાને તુટે આભ રે...નેમજી

જાદવ જાન જમાડયા, રાજા ઊગ્રસેન
પશુ પંખી લાખો ગમે. પકડી પુર્યાં તેણ
વરરાજા વટાણાં ત્યાંય રે....નેમજી

હરણ, સંસાને બોકડા, હંસ કબુતર મોર
દુઃખીયા વારે પાંજરે, કરતાં શોરબકોર
પ્રભુ દેખી ડર્યાં દિલ માંય રે...નેમજી

એહ મુજ વિવાહ કારણે, અનરથ હોસે અપાર
તે માટે મુજને ભલું, લેવું સંજમભાર
પ્રભુ પાછા વળ્યા તત્કાળ રે...નેમજી

માતાપિતા આડા ફર્યાં, સમજાવે બહુ લોક
વરરાજા માન્યા નહિ, મહેનત થઈ સબ ફોક
વળી પાછી જાદવની જાન રે...નેમજી

નેમજીની દિક્ષા સુણી, જાદવના કુમાર
આઠ મહોરાજા વળી, સર્વે એકહજાર
થયા દિક્ષા લેવાને તૈયાર રે...નેમજી

મહેલ તજી પ્રભુ નીકળ્યા, આવ્યા ગઢ ગીરનાર
લોચ કરી નીજ હાથથી, લીધો સંયમભાર.
હવે રાજુલ કરે વિચાર રે નેમજી

નેમજીએ મુજને તજી. લીધો સંયમભાર.
તો મુજને સંસારમાં, રહેવાને ધીકકાર.
સતી કીધો તે દિક્ષાનું મન રે....નેમજી

જાતી સ્મરણ ઉપજયુ, રાજુલને તેણીવાર
સાથે સતીઓ સાતસો, લીધો સંજમભાર
પછી આવ્યા છે ગઢ ગીરનાર રે નેમજી

વાંધ્યા નેમજીણંદને, વીચર્યા ઉગ્ર વિહાર
આયુષ્ય નવસો વરસનું, તાર્યાં બહુ નરનાર
સતી કીધી તે માસ સંથાર રે...નેમજી

નેમજીએ દિક્ષા લીધી, સાધુ સહસ્ય અઢાર
ચાલીસ સહસ્ય મહાસતી, ધન્ય પ્રભુ ઉપગાર
પ્રભુ આયુ એક હજાર રે...નેમજી

નેમ અને રાજેમતી. પહોંચ્યા મોક્ષ મોજાર
બાલ બ્રહ્મચારી બેઉં જણા, ધન્ય એમનો અવતાર
હું તો લળી લળી લાગું છું પાયરે
નેમજી તોરણે આવીને રથ વારીયો...નેમજી

# ચંદન બાળા ની જોડ

પુણ્યમતી સતીઓ થકી ઉજવળ છે ઇતિહાસ,
ચંદનબાળા સાધ્વી, ચંદનસમ સુવાસ.
રાજકુમારી એ હતી, વૈભવનો નહિ પાર,
તો-એ-આ સંસારનો, મોહ-ન એને લગાર.
કર્મ બળે બહુ દુઃખ સહ્યા, પલટી ગઈ ઘટમાળ,
રઝડી રાજકુમારીકા, ક્રુર થયો એ કાળ.
બાકુળા વહોરાવવા બેઠી ઉંબર માંય,
વિનવે કોઇ અતીથીને, આવો આંગણુમાંય,

આવો, આવો, દેવ મારા સૂના સૂના દ્વાર.
મારા આંગણાં સૂના.

રોતી રોતી ચંદનબાળા વીનવે છે આજ મારા આંગણા સૂના,
પગમાં બેડી, માથે મુંડી આંખે આંસુધાર.
ઉપવાસી ત્રણ ત્રણ દીનની, મુખથી ગણતી નવકાર,
મારા આંગણા સૂના.

બાકુડાના. ભોજન મળીયા પણ નહિ મનડું માને,
કોઇ અતીથી ને ભોજન દઈને, પછી જ ખાવું મારે.
મારા આગણા સૂના.

કૌસંબ્બી નગરી માંહે, યોગી એક વિચરતા,
પાંચ માસને પચીસ દીનથી, ભીક્ષા કાજે ફરતા,
દ્વાર દ્વાર થી એ, ભીક્ષાવીણ સીદને પાછા-ફરતાં,
કોણ હસે એ મહાતપસ્વી, આવો નિશ્ચય કરતા.
આવો યોગીરાજ તમારી વાટ જોઉ છું આજ.
મારા આંગણા સૂના.

બાળા ભોજન દે છે ત્યાં તો યોગી પાછા ફર્યા,
હે પ્રભુ શું ઓછું આવ્યું, દળદળ આંસુ પડીયા,
આંસુડા જોયાં કે તુરતજ બાકુડા વહોરાવ્યાં.
મારા આંગણા સુના.

એજ ક્ષણે ચમકાર થયો ને પગની બેડી તુટી,
માથે સુંદર વાળ થયાને વરસી સુખની હેલી,
આવો યોગીરાજ, મહાવીર સ્વામી આજ.
મારા આંગણા સુના.

## ચંદ કોશીયો નાગ

વીષ ભરીને વીષધર સુતો ચંદ કોશીયો નામી
મહાભયંકર એ માર્ગમાં–વીચરે મહાવીરસ્વામી

જાશો–માં–પ્રભુ પંથ વીકટ છે.
ઝેર ભર્યો એક નાગ નીકટ છે.

હાથ જોડીને વીનવે વીરને લોક બધા ભય પામી
મહાભયંકર એ માર્ગમાં–વીચરે મહાવીરસ્વામી

આવી ગંધ જ્યાં માનવ કેરી
ડંખ દીધો ત્યા થઇને વેરી

હીંસા અને અહીંસા વચ્ચે લડાઈ ભીષણ જામી
મહાભયંકર એ માર્ગમાં–વિચરે મહાવીરસ્વામી

દૂધ વહ્યું જ્યાં પ્રભુને ચરણે
ચંદ કોશીયો આવ્યો શરણે

"કંઈક સમજ" તું કંઈક સમજ એમ કહે કરૂણા આણી
મહાભયંકર એ માર્ગમાં વીચરે મહાવીરસ્વામી

વેરથી વેર સમે નહિ જગમાં
પ્રેમથી પ્રેમ વધે જીવનમાં

પ્રેમ ધર્મનો પરીચય પામી, નાગ રહ્યો શીરનામી
મહાભયંકર એ માર્ગમાં, વીચરે મહાવીરસ્વામી

## ઉપદેશ વિસે જોડ

કોના રે, સગપણ કોની રે માયા.
આ જીવ રહ્યો છે લોભાઈ
અથીર સંસારમાં કોઇ નથી તારૂં
એક સાચી છે ધર્મ સગાઈ...કોના રે

શ્રેણીક રાયને પાંજરે પુર્યો, કોણીકે રાજ લોભાઈ
પુત્રે પીતાને અતી દુઃખ દીધા તો કયાં ગઈ પુત્ર સગાઈ રે...કોના રે

મયણ રેહા. વસ મોહ્યો મણીરથ, માર્યો યુગ બાહુ ભાઈ રે
ન ધરી લેશ-દયા દીલમાંહી તો કયાં ગઇ ભ્રાત સગાઇ...કોના રે

માતપીતા નીજ પુત્ર ને વેચ્યો, બ્રાહ્મણ થઈ લોભાઈ
અમરકુમારને મારવા કાજે, તો કયાં ગઈ માત સગાઈ...કોના રે

ભરત બાહુબલી રાજ્યના લોભે, માંડી છે મોટી લડાઈ
ચક્ર છોડયું નીજ ભ્રાતની ઉપર તો કયાં ગઈ ભ્રાત સગાઈ રે...કોના રે

સુરીકંતાએ પરદેશી ને માર્યો, ગળે અંગુઠી દબાઈ રે
રાયપશેણીમા ભગવંતે ભાખ્યું-તો કયાં ગઈ તારી સગાઈ રે...કોના રે

સ્વાર્થમાં બની અંધ શેઠાણી-શેઠને નાખ્યો કુવા માંહી
ન ધરી લાજ દયા દીલમાંહી, તો ક્યાં ગઈ નારી સગાઈ...કોના રે

મદતને મારવા ચુલણીમાતા, લાખના મહેલ બનાઇ રે
વીષ્યાઅંધ થઈ અતી દુઃખ દીધા તો ક્યાં ગઈ માત સગાઇ . કોના રે

કોના માતા, કોના તાત, જગતમાં-કોના ભ્રાત ભોજાઇ રે
કોની બહેની કોના પુત્ર જગતમાં, સહુ સ્વાર્થની છે સગાઈ રે...કોના રે

એવું જાણી તમે ચેતો રે પ્રાણી, ધર્મ સદા સુખદાઇ રે
સાચી સંસારમાં ધર્મ સગાઈ, વંદે મુનીરાય રે...કોના રે

## ઉપદેશની જોડ

નવરે મહીનાનુ તપ આદર્યો. ઊંધે મસ્તક ટીંગાણુ
લાખ ચોર્યાશી ફેરા ફર્યો. ત્યારે મનખા દેહી પામ્યો.
તું પ્રભુને સમરીલે. તું પ્રાણીયા. તું ન થઈશ ઘેલો
તું પ્રભુને સમરીલે......... (૧)

ધંધો કરીને ધન મેળવ્યો. એ ધન કહે ને રે કાજે.
ખાઈ ન શકયો. સુખોં પાપીયો, સુખે દીધા છે તાળા
તું પ્રભુને સમરીલે... ........ (૨)

જે વારે જન્મયો તેવો કાઢીયો. નવી માંગીયો ભાગ
આગળ ખોખરી હાંડલી, માંહે અધ બળતી આગ.
તું પ્રભુને સમરીલે... ....... (૩)

ચાર ખુંટઇઆ તારા જાનૈયા, તને વળાવી વરસે
વહાલા રે સંકટ તારા લાકડા, તારી છાતીમા ધરસે
તું પ્રભુને સમરીલે......... (૪)

સાધુજી કહે સુણો, શ્રાવકજી તમે સાંભળી લેજો
દોહેલી વેળા જ્યારે આવશે, ત્યારે દૂર ન રહેજો

તું પ્રભુને સમરીલે ........ (૫)
તું પ્રાણીયા તું ન થાઇશ ઘેલો

## અમે તો જૈનના જોગી

અમે તો જૈનના જોગી અમારે દ્રવ્યના કલપે
કદાપી ના અમે સુઇએ. મૃદુ રેશમી તલપે
અમે તો જૈનના જોગી. અમારો પંથ છે ન્યારો (૧)

અમારે કાજ કીધેલું જમણ એવું નહિ જમીએ
ન–ગાડી–વહાને બેશી કદી મુસાફરી કરીએ (૨)

નદી કુવા તળાવોનું અમે પાણી નહિ લઇએ.
તમારા કામને સાટે બનાવેલું સદા ગ્રહીએ (૩)

વિવિધ ધાતુ તણાં ઠામો. અમારે ના કદી ખપશે
ઊમંગે કાષ્ટના પાત્રો વીસે ભીક્ષા કરી લેશે (૪)

વિવિધ જાતી તણાખેલો ન ચાહીને જશે જોવા
નહિ દ્રો કે સરોવરમાં નવસ્ત્રો બેશશે ધોવા (૫)

જૈફ યુવાન કે બાળા ન નારીને કદી અડસે.
નહિ તે હાથમાં ગ્રહસે. કંઈ વસ્તુ કદી જડસે. (૬)

કદી ટાઢી કદી ઊની કદી કોઇ લુખી દેશે
અમે તેવી મળે ભીક્ષા ઊમંગે થી લઇ લેશે (૭)

કદી વંદો કદી નીંદો કદી કોઇ કહો ગંદો

કદી સાહેબનો બંદો　　કદી કોઇ કહો બંદો　(૮)

નીક્ષામાં અન્ન કે પાણી　　કદીના મુખમાં નાખશે
સદા સંતોષ ધારીને　　રહેશે સુખને દુઃખમાં　(૯)
અમારા જૈન જોગીની.　　કઠણ છે એવી રીત
વિનય મુની વંદે ભાવે　　સુણી પામે પ્રવર પ્રીતી
અમે તો જૈનના જોગી　　અમારો પંથ ન્યારો છે

## ઘડપણ વીષે જોડ

જરા જન્મ મરણ બધા જીવને વેઠવું પડે વારોવાર
કરમોનો કરનાર, ગડપણ જ્યારે આવશે (૧)

જરા ફોજ જુવાનીને લુંટશે, કાયા નગરીનો કરશે બેહાલ
માન્યામાં છે માલ, ઘડપણ જયારે આવશે (૨)

કેડ વાંકી વિશેષ વળી જશે, કેશ શ્યામ મટી થશે સફેદ
માટે વ્હેલો ચેત, ઘડપણ જ્યારે આવશે (૩)

વી પડ લજામણી લાકડી, જાવું પાદર થશે પરદેશ
સાંભળ ઉપદેશ, ઘડપણ જ્યારે આવશે (૪)

ાંખે અધીક અંધારા આવશે, હસ્તપાદનું બળ ઘટી જાશે
કાને ન સંભળાય, ઘડપણ જ્યારે આવશે (૫)

લાર, લીંટને લવરી વધે ગણી, જરામાં વ્યાધી કરે જોર
ત્યાં અંધારૂ ઘોર, ઘડપણ જ્યારે આવશે (૬)

લવરી મુકે લોકો ઘરના વઢે, તુંકારાની કરે તડપીટ
વ્હેલો બાજી સંકેલ, ઘડપણ જ્યારે આવશે (૭)

મોત આવ્યો ડોસો મરતો નથી, નથી ટલતા બહાર બજાર
ઘડીએકવાર, ઘડપણ જ્યારે આવશે (૮)

ભાવે ઘડપણમાં મીઠાં ભોજનો, પણ અવસ્થામા તે ન પમાય
રહ્યુ રહ્યુ બળી જાય, ઘડપણ જ્યારે આવશે (૯)

વપુ માત્રમાં ધ્રુજવું છુટશે, ખુટસે બલવીર્ય ખચીત
નક્કી નીત્ય નીત્ય, ઘડપણ જ્યારે આવશે (૧૦)

દાઢી ડગમગે વીણ દાંતથી, ખોરાકી ખંતથી ન ખાય
ચાવ્યુ ન ચવાય, ઘડપણ જ્યારે આવશે (૧૧)

મુખ માંકડ જેમ મળી જાશે, શોભા શરીર તણી ઘટી જાય
વળવો વેશ થાય, ઘડપણ જ્યારે આવશે (૧૨)

વાંકી મુછના માન ઘટી જાશે, તારૂ ડહાપણ બેસસે દૂર
જોજે તું જરૂર, ઘડપણ જ્યારે આવશે (૧૩)

જરા શાંતિ જરામાં મળશે નહિ માટે કરજો આગળથી ઉપાય
સત્ય સમજાય, ઘડપણ જ્યારે આવશે (૧૪)

ભજી લ્યોને ભગવંતને ભાવથી, એમ સંતનો શીષ્ય સદાય
આનંદ આવશે, ઘડપણ જ્યારે આવશે (૧૫)

## સુકીવ પુરવની જોડ

સુકીવ પુરવ પુન્ય કરીને માનવનો ભવ લાધો.
આર્ય ખેત્રને કુલ ઊંચેરો વલી નિરોગી કાયા
અબકે જોગ મલ્યો છે રે જીવ તું લે જીનવરજીકો
નામ સુહાની....જોગ મલ્યો છે (૧)

લાંબો આવખો ને પુરી ઇન્દ્રી, વલી સાધુ કી સેવા
સુણવા જોગ મલ્યો છે પ્રાણી, પછી વાણી અમૃત સેવા
અબકે જોગ મલ્યો છે રે...(૨)

આઠ બોલારો ટાંણો મલીયો, ના આવઈ સરદા સેઠી
કુંગુરકુદેવની સંગત થઈને, કુબુદ્ધિ મનમાં પેઠી
અબકે જોગ મલ્યો છે રે...(૩)

સાચા સદગુરૂ કબહીન સેવ્યા, જે સેવ્યા તે ખોટા
આદ. અનાદ. રળવળ્યો ચૌગતીમેં, જેમ દડીકા દોટા
અબકે જોગ મલ્યો છે રે....(૪)

માત પીતા સ્ત્રીયા સુત બંધવ, વળી સ્વાર્થે ભેળા
રાતદીવસ જાગતા જાવે, જેમ હાર વાણી કાકા મેળા
અબકે જોગ મલ્યો છે રે...(૫)

કરો સામાયિક પોશા પડિકમણા, રહો સમકીત મેં સેંઠા
દીન દીન-તારો મરણુ આવ્યો, પછી કૈસે ભરોંસા રહેતા
અબકે જોગ મલ્યો છે રે...(૬)

રાત દિવસ તું ધંધે લાગો, સાહેબ નામ ન લેતો
તારા શીર ઊપર કાળ ભમે, પછે દ્યોમ નગારા દેતો
અબકે જોગ મલ્યો છે રે....(૭)

વીસા ત્રીસા હુઆ પચાશા લગા નીશાણી તેડા
કરણી હોએ સોં કરલે પ્રાણી હોસેં જગલમે દેશ (દહેરા)
અબકે જોગ મલ્યો છે રે...(૮)

સર્વે જીવ જીવા વંછે મરણ વંછે નહિ કોય
પરજીવ હણુંતા થકા પ્રાણી મોક્ષ ન પોતો કોય
અબકે જોગ મલ્યો છે રે...(૯)

મનમાં આશા મોડી રાખે, ચીતમાં શ્રદ્ધા નાણી
આવખો જતાં વાર ન લાગે, જેમ અંજલી કોપાણી
અબકે જોગ મલ્યો છે રે. (૧૦)

આ દેહ તારી ભસ્મ હોશે, સુવા ચંદનકી ચરચી
જ્ઞાન શીયલ તપ ભાવના ભાવો, પછી લારે લેજો ખરચી
અબકે જોગ મલ્યો છે રે...(૧૧)

સાચ-જુઠ કરી કોઈ જગને ઠગીયો માલ પરાયા ખાયા
જમકી ચોકી આય ખડી, પછી કાલા કલપ લગાયા
અબકે જોગ મલ્યો છે રે.. (૧૨)

મોહ માયા મુકી કરીને જૈન ધર્મ કર ધુકો
વારોવાર તુને સદ્‌ગુરૂ સમજાવે એ અવસર મત ચૂક
અબકો જોગ મલ્યો છે રે. (૧૩)

સાચા સદ્‌ગુરૂ હૈયામાં ધારો એકોશી વચનને વારો
રૂષી ચોથમલજી કહે તમે, આતમ કારજ સારો
અબકે જોગ મલ્યો છે રે ..(૧૪)

## સાધુજીની જોડ

વાહ વાહ આંજો ગ્નાન. સાધુજી મારાજ વાહ વાહ આંજો ગ્નાન.
સંસાર જો મળે. મોહ છડેને, લગો ફકીરી મેં ધ્યાન
સાધુજી મારાજ વાહ વાહ...(૧)

ચાર તીરથ જો શંગ ગનેને. ધર્યા મહાવીર જો ધ્યાન. (૨)

મહાવ્રત સુમતીયું ગુપતીયું ધાર્ગી તલવાર રે જ્યુમાન....( ૩ )
નઢડા નઢડા સાધુ ભનાયો. શોભે અનીજોવાન.. સાધુજી...( ૪ )
કઠણ આજી ક્રિયા દશેને. માડું દીયેતામાન...સાધુજી...( ૫ )
સીધાં તજીયું સચીયું ગાલીયુ સણાયો. મરઘો પાંખડીજો માન.. ( ૬ )
રંગ લગો આંજી રગે રગે મેં, છડે દના અંધ જાન...( ૭ )
ધર્મ જે ધંધે મેં રાતદી રોતા, સઝાયમે ગુલ્તાન....( ૮ )
ખટે વેંધા અર્ઝ દેવગતી મેં ભેગા ગને જજમાન...( ૯ )
અમરચંદ ગે આંકે દશેને. છડે દનું સેતાન....(૧૦)

## ત્રણ મિત્રોની જોડ

વાણીયો, સોની, ને ત્રીજો સૂઇ તેની પ્રતીતન કરશો કોઇ
નાઇ ધોઇ શેઠ દુકાને બેઠો, પાપની લેખન લઇ
સવાયા દોઢા બમણાં કરતાં, તેની હાટડી ઊડી ગઇ
સોનીની ગત સોનીડો જાણે બીજાને ખબર નઇ
રાઇ રાઇ જેટલું સોનું ચોરીને, એની ડોકની સાંકડી થઇ
સૂઇની મતતો સૂઇજ જાણે, બીજાને માલમ નહીં
કટકા કાપલા ચોરી ચોરીને, તેના છોકરાની અંગરખી થઇ
માસી લુંટી માસો લુટયો. ફરકે લુંટી ફૂઇ
ાજો ગત કહે ગુરૂપ્રતાપે, એ ત્રણેની હતી નહિ.

## ઘડપણમાં ગોવિંદગાશું

હિન્દબીલ તમારૂં મેં સાંભળ્યું મલ્યુ મોક્ષપુરીનું બાર
હજી નથી કશી નવરાશ ગુરૂરાજ મારા......ઘડપણમાં

મોટો છોકરો વિલાયત ગયો છે નાનો છોકરો જુગારી થયો
એવો ધમરોળ ચાલી રહ્યો છે. ગુરૂરાજ મારા... ...ઘડપણમાં

સાઠ લાખની પુંજીમાં શું કરીએ સાઠ અબજ જ્યારે ઘેર ભરીએ
ત્યારે કંઈક મન શાન્તી ધરીએ. ગુરૂરાજ મારા......ઘડપણમાં

યુરોપ આફ્રીકા સુધી વિચરશું. ઓસ્ટ્રેલીયાનું સોનું સઘરશું
અમેરીકાની લક્ષ્મી લાવી ભરશુ ગુરૂરાજ મારા......ઘડપણમાં

હજી થાશું હજાર મીલવાળા, ઘરે બાંધવા દે બારસે માલા
એમાં ક્યાંથી ફેરવીએ માળા ગુરૂરાજ મારા...... ઘડપણમાં

નાત જાતના સુધારા કરવા છે. હજી કંઈકના ભુંડા કરવા છે
તેમાં કોની અમારે પરવા છે. ગુરૂરાજ મારા...... ઘડપણુ

ઘઇ સાઠ વરસની ઉમર મારી, તે શું આંખે ચડી છે તમારી
હજી પરણવી છે નવી નારી ગુરૂરાજ મારા...... ઘડપણુ

નાત જાતના કરસું સુધારા હજી થાશું અબજધનવાળા
પછી સુખે ફેરવસું માળા ગુરૂરાજ મારા....... ઘડપણમાં

કર જોડી કવિજન કહે છે જે જન તૃષ્ણા નદીને તરે છે
તે મોક્ષ પુરીને વરે છે. ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાશું

## અરીહંત ઇશ્વરા

અરીહંત ઇશ્વિરા, પ્રભુ સદગુણે ભર્યા,
દાસતણી આ વિનંતિ દિલે ધરો જરા.

અપરાધી છું આપતણો, નિત્ય નમાવું શીશ,
પાપતણો મે પાર ન રાખ્યો, માફ કરો જગદીશ.

વિષરૂપ વિષ્યનો મેં તો, અહોનીશ કીધો આહાર,
નિંદા નામ નિત્યગ્રહું છું, કેમ ઊતરૂં ભવપાર.

સત્યવાદી શીયળવંતીના શીયળ કીધામેં ભંગ,
મોટી ઇચ્છા મનમાં રાખી દોષ અડાવ્યા અંગ.

કુડકપટના કામ કરીને ભર્યું પાપી પેટ,
દયાનિતીનો દાટવાળીને ખાલી કીધી વેઠ.

વણુ સમજાયે મેં મારુ કીધું, માર ન મળે કોઇ,
પંડ પડયા પછી સગાસબંધી. રૂપ ગુણને રોઈ,

નારી પ્યારી નહી કોઇ મોરી, નહિ માત કે તાત,
છેવટને સાથે બે દીઠા, પુણ્ય અને વળી પાપ.

અગણીત દોષો આજે કીધા, કહેતા ન આવે પાર
દીન **ઓધવજી** કરે પ્રાથના, વીભુ તારો ભવપાર.

## દો દિનકા મહેમાન મુસાફીર

દો દિનકા મહેમાન, મુસાફીર ભાથું બાંધી લે.
મુસાફીર ભાથું બાંધી લે....(૧)

મોહ માયામાં મસ્ત બનીને, પાયા વિનાના ઘરો ચણીને
પાવે દુઃખ અપાર મુસાફીર ભાથુ બાંધી લે....(૨)

ગર્ભમાં તું ઊંધો લટકે એ દુઃખ તુજને કેમ ન ખટકે
કરને કંઈક વિચાર મુસાફીર ભાથું બાંધી લે...(૩)

તું માને છે મારૂ મારૂ જ્ઞાની કહે છે કોઇ નહિ તારૂં
વીર વચન દિલદાર....મુસાફીર...(૪)

દેવ-ગુરૂને ધર્મ છે તારાં, સ્નેહી સબંધી સૌ છે ન્યારા
સ્વાર્થીઓ સંસાર મુસાફિર....(૫)

પુન્ય પાપને નહિ પીછાણે તારૂ તું એ સાચું માને
સાચું વીરનું જાણ ..મુસાફિર...(૬)

આ પરાયો આ છે મારો, તુચ્છ ભાવના દિલથી વારો
સૌના અપમાન - મુસાફિર....(૭)

ધર્મક્રિયાઓ કાલે કરશું, પણ નહિ જાણુ કયારે મરશું
ક્ષણનો નહિ વિશ્વાસ...મુસાફિર ..(૮)

અભિમાનમાં અક્કડ ફરતો, ગુણીજન દેખતું નહિ નમતો
રાવણ હાલ નીહાળ ..મુસાફિર ..(૯)

એક દિન દુનિયા છોડી જાવું, ધર્મ ભાથા વીણ ત્યાં શું ખાશું
કરલે તું ધર્મ ધ્યાન...મુસાફિર ..(૧૦)

માનવ ભવ અતી દુર્લભ જાણો, શાસ્ત્ર વચન એ સત્ય પ્રમાણે
મળે ને વારોનાર...મુસાફિર... (૧૧)

હિંસા આદિ પાપો છોડી, જન્મ મરણની બેડી તોડી
સ્વરાજ્ય કરલે હાથ, મુસાફિર ભાથું બાંધી લે . (૧૨)

પરનારીને માતા માને, બ્રહ્મચર્યની કિંમત જાણે
એ જ ચતુર સુજાણ.. મુસાફિર ભાથું બાંધી લે...(૧૩)

વૈદ્યની જ્ઞાના શીરે ચડાવે, વીર આજ્ઞામાં યુક્તિ લડાવે
નહિ ધર્મનો પ્રેમ મુસાફિર ભાથું બાંધી લે...(૧૪)

તપજપ કરવા આકરા લાગે, માંદા પડતાં સઘળું ત્યાગે
ડહાપણ નહિ કહેવાય. મુસાફિર ભાથું બાંધી લે...(૧૫)

જીવનમાં સુસીલતા લાવો, સદગતી કેરાં સુખડા પાવો
સુંદર-એ-સંદેશ મુસાફિર ભાથું બાંધી લે...(૧૬)

એકલો આવ્યો એકલો જાશે, વૈભવ સઘડો અહી રહી જાશે
ભજ-લે-વીરભગવાન...મુસાફિર ભાથું બાંધી લે...(૧૭)

વિષ થકી છે. વિષ્યો ભુંડા, તુજને લાગે તે કેમ રૂડા
દુર્ગતીના દેનાર....મુસાફિર ભાથું બાંધી લે...(૧૬)

આત્મકમલને ઝટ વિકસાવવી, લબ્ધીનો ભંડાર વસાવી
તરજાઓ સંસાર...મુસાફિર ભાથું બાંધી લે.. (૧૭)

રાગદ્વેષને શત્રુ જાણે, જ્ઞાની તેને પ્રવિણ માને
મહીમા વેહ સ્વીકાર... મુસાફિર ભાથું બાંધી લે...(૧૮)

## શ્રી મ ાવિરસ્વામીની સ ।

શ્રી જૈન ધમકા ડંકા આલમમે બજવાયાં વિર મહાવીરને
એ ભારતખંડ પવિત્ર કિયા જબવિર પુરૂષ અવતાર લીયા
તબ સ્વર્ગ નરકમેં જશ ડંકા બજવાયા વિર મહાવીરને (૧)

શોભા હુઇ ભારત કે વનમેં છપન કુમારિકા આવનસે.
નીજ માતા પીતાકા બંસનકો, અજવાયા વીર મહાવીરને (૨)

ક્ષત્રીય કુન્દન પર શોભ રહા, બહુ દેવી દેવતા શોભરણુ
ચૈત્ર સુદી ૧૩ કે દીનકો, અજવાયા વીર મહાવીરને (૩)

સબ ઇન્દ્રે આસન કંપનસે, આયા મોહસ્તવકે કારણસે
એ દેવપતી કે દેવનકો, નમવાયા વિર મહાવીરને (૪)

લાયા શંકા જબ ઇન્દ્રને, તબ જાના બાલ જીનેન્દ્રને
પર્વત મેરૂનીજ શક્તિસે, ચલવાયા વિર માહાવીરને (૫)

પ્રભુરાજ રીદ્ધીકો છોડ દીયા, ભર જોબન વયમે જોગ લીયા
આત્મ બળકો તપ પાવકસેં તપવાયા વિર મહાવીરને (૬)

સહી પરીસહ કેવળજ્ઞાન લીયા, તબ ભારતમે ઉપદેશ દીયા
લાખ્ખો લોકોકા જીવનકો, સુધરાયા વીર મહાવીરને (૭)

શીવરાજા સ્વેત ઉદ્યાનનકો, પોતન પતી સંખ દશારનકો
એ રાષ્ટ્રપતી કે રાજનકો. પ્રવજાયા વીર મહાવીરને (૮)

શ્રેણીકકા બેટા અલ બેલા, બેટેકા બેટા કીયા ચેલા
અઇમુત – જમાલી – સુબાહુકો, પ્રવજાયા વીર મહાવીરને (૯)

સંતાનીકરાય કી પટરાની –ઔર– શ્રેણીક કી ત્રેવીસ રાણી
જયવંતી – ચંદનકુમારી કું – પ્રવજાયા વીર મહાવીરને (૧૦)

ખત્રીય –સંજય – કરકંડુ – નમી, દુમખ– નગઇ ને દેહ દમી
એ રાજરૂષીને જોગ લીયા, એ સાસન વીર મહાવીરને (૧૧)

શ્રેણીક –કોણીક, ઉજૈનપતી, સંતાનીક – ચેટક –પાવાપતી
કાસી કુશળ કે રાષ્ટ્રપતી, સેવક થા વીર મહાવીરકા (૧૨)

સુયા – ભેદેવ ચંન્દ્ર સુરજ સુકરાયા ભારત ભૂમિમેં
ભવ છેડા, દરસાયા વીર મહાવીરને (૧૩)

ખંધક–સોમલ કો બોધ દિયા, ગૌતમકા મદકો મોડ લીયા
એ પરમત કે પૈયગમબરકો, નમવાયા વીર મહાવીરને (૧૪)

સાલી –ગૌભદ્ર – સુદરસનકો, તાર્યા જીનપાલ કુવરધનકો
કોટીધ્વજ કામ દેવા દીવકો, સમજાયા વીર મહાવીરને (૧૫)

એ મહંત પુરૂષકો બોધ દીયા, કહ જૈન ધર્મમે જોગ લીયા
અણરાપુરી સે અધીકાઇનકો, સોભાયા વીર મહાવીરને (૧૬)

પાવાપુરીમે સંથાર કીય બોંતેર વર્ષકો આય લીયો
ભારત ભુમિમે જૈનધર્મ, ફરમાયા વીર મહાવીરને (૧૭)

અગણીત જીવો પર મહેર કીયા, અજરામ પદકી લ્હેર લીયા
રૂષી સુરજ ને ગુણ ગ્રામકીયા, જયવંતા જીનેશ્વર ... વીર (૧૮)

## નમું નમું મહાપદ નવકારને

નમું નમું મહાપદ નવકારને, એ મંત્ર ખરો સુખકારને
પ્રથમ પદે અરીહંતને જીનેશ્વર, નમું ભવી તારણ હારને
બીજે પદે સીદ્ધનીરંજ, ભવજલ પાર ઊતારને ... નમું નમું.
ત્રીજે પદે નમું આચાર્ય ઊતમ, પાળે પંચ આચારને.
ઊપાધ્યાય પદે ચોથે નમીએ ભણે ભણાવે સારને.
પંચમ પદુ નમું મુની ગુણકારી, પંચ મહાવ્રત ધારને
એ પાંચે પદ જગમાં જયકારી, પાપ મીટાવણ હારને
ભાવવરી જપતાં સુખ પાવે, નિત્ય નિત્ય મંગળ માળને
રોગ શોક સંતાપ સમાવે, વિગ્ન નીવારણ હારને
કહે **વિનયમુનિ** કરજોડી, નમું નમું નવકારને.

# શ્રી સીદ્ધશીલાનું સ્તવન

શ્રી ગૌતમ પુછા કરે, વિનય કરી શીશ નમાય હો પ્રભુજી
અવિચલ સ્થાનક મેં સુણ્યું, કૃપા કરી મોય બતાવો પ્રભુજી
શીવપુર નગર સોહામણું (૧)

આઠ કરમ અલગા કરી, સાર્યાં આતમ કામ હો પ્રભુજી,
છુટયા સંસારના દુઃખથકી. તેને રહેવાનું કીયા ઠામ....હો. – (૨)

વીર કહે ઊર્ધ્વલોકમાં, શીદ્ધ શીલાતણુ ઠામ હો...
સ્વર્ગ છવીસની ઉપરે, તેહના બારે નામ હો – ગૌતમ (૩)

લાખ પીસ્તાલીસ જોજનાં, લાબી પહોડી જાણ
આઠ જોજન જાડી વચ્ચે, છેડે મંખપંખ જયું જાણ હો – ગૌતમ (૪)

ઊજવલ હાર મોતી તણો, ગૌ દુધ સમ વખાણ હો,
તે થકી ઊજલી અતી ઘણી, ઊલટ છમ શંઠાણ હો – ગૌતમ (૫)

અર્જુન સ્વરણ સમ દીપતી, ગઠારી મઠારી જાણ
સ્ફટીક રત્નથકી નીરમલી, સુંવાળી અંતત્ય વખાણ હો – ગૌતમ (૬)

શીદ્ધશીલા ઓળંગી ગયા, અધર રહ્યા શીધરાજ હો
અલોક શું જાઈ અડ્યા, સાર્યાં આતમ કાજ – ગૌતમ (૭)

જન્મ નહિ મરણ નહિ, નહિ જરા નહિ રોગ
વૈરી નહિ મિત્ર નહિ, નહિ સંજોગ વિજોગ – ગૌતમ (૮)

ભૂખ નહિ તૃષ્યા નહિ, નહિ હરખ – કે – શોક
કરમ નહિ કાયા નહિ, નહિ વિષ્યારસ જોગ – ગૌતમ (૯)

શબ્દ રૂપ રસ ગંધ નહિ, નહિ ફરસ નહિ વેદ
બોલે નહિ ચાલે નહિ, મૌનપણાનું નહિ ખેદ – ગૌતમ (૧૦)

ગામ નગર ત્યાં કોઈ નહિ, નહિ વસ્તી નહિ ઉજાડ
કાલ સુકાલ વરતે નહિ, નહિ રાતદીવસ તીથીવાર – ગૌતમ (૧૧)

રાજા નહિ પ્રજા નહિ, નહિ ઠાકુર નહિ દાસ
મુક્તિમાં ગુરૂ ચેલા નહિ, નહિ લઘુ વડાઈ તાસ. – ગૌતમ (૧૨)

અનંતા સુખમાં ઝીલી રહ્યા, અરૂપી જ્યોત પ્રકાશ
સૌ કોઇને સુખ સરીખા, સઘળાને અવીચલ વાસ હો – ગૌતમ (૧૩)

અનંતા સીદ્ધ મુગ્તે ગયા, વલી અનંતા જાય,
અવર જગ્યા રૂંધે નહિ, જ્યોતમાં જ્યોત સમાય – ગૌતમ (૧૪)

કેવળ જ્ઞાન સહિત છે, કેવળ દર્શન ખાસ,
ક્ષાયક સમકીત દીપતું, કદીય ન હોય ઉદાસ – ગૌતમ (૧૫)

સીદ્ધ સ્વરૂપ જે ઓળખે, આણી મન વૈરાગ
શીવ સુંદરી વેગે વરે, નય કહે સુખ અથાગ – ગૌતમ (૧૬)

## શ્રી શ્રાવકની જોડ

શ્રી શ્રાવક સમતાના દરિયા. સાણું કોષ્ટીયા ને અમચ્છરીયા
બારે વ્રત આપે અનુસરીયા. હા રે. સંજતા સંજતી અવતરીયા
શ્રાવક ગુણ સાંભલો સુખકારી, હાંરે બાલ પંડીતની બલહારી
શ્રાવકના ગુણ સાંભલો, સુખકારી, (૧)

ત્રસ જીવને ત્રાસ ન આપે. સુક્ષ્મ જીવને ન સંતાપે
દયા ધર્મમા દિલડું થાપે, હારે કરણી કરી કર્મને કાપે (૨)

નીચું જોઇ સરળ ચીતે ચાલે, કુડી નજર કરી નવી હાલે
અડતાલીશ પ્રાણને પાલે, અણાચારને અલગો ટાલે. શ્રાવક (૩)

કંદમુલ તણાં થયા ત્યાગી, દયા માતાના સુત સોભાગી
જૈન વચન ઊપર લચલાગી, હાંરે શ્રાવકની સુલેસ્યા જાગી (૪)

અનુકંપા દયા દિલ ઝાઝી, આરંભ કરી નહિં રાજી
જાણે જુઠી સંસારની બાજી, હવે ગુરૂ શરણે ઊઠ રહ્યા ગાજી (૫)

બંધ વહે હુવે નહિં પાણી, અંગ છેડી કરે નવી હાણી
અતી ભાર ભરે નવી તાણી, હાંરે, નવી રૂંધે ભાતને પાણી (૬)

અભક્ષ કરે નવી આરી, અણગર પીયે નહિ પાણી
સર્વજીવતણાં હિતકારી, હાંરે, સંસારમાં સુવૃત ધારી (૭)
અણુંવ્રત ન કરે મેલો, કાયરને કહયો દોહીલો
શૂરવીરના ચિતમા ફેલ્યો, હાંરે એતો ભાંખ્યો અણુંવ્રત પહેલો શ્રાવકના (૮)

## શ્રાવકની જોડ

આરંભ પરીગ્રહ છોડીને આણસુરે કે'દી સંવરભાવ
ભોગ થકી વીરમી કરી, એસસુરે કે'દી ભાવની ભાવ
એમ શ્રાવક મન ચીતવે — (૧)

પડીમા મોક્ષની પાવડી, વધારૂં રે, મહાવ્રતના અંસ
તે દીન હું સુખીયો હોઈશ, જેમ સુખીયો હોય ખગનીરમસ — (૨)

પાસ ગરવાસના કેદી' હોસુંરે, સુવૃત અણગાર,
સુપ્ર સરોવર હંસલો, વનવાસી રે, સંયમ તપધાર — (૩)

અંતે અણસણ આદરી, સહુ છોડી તનના પ્રતિબંધ
શીવસુખ નંદનવન વીસ રતીએ, રમસું રે જેમ સુરના ઇન્દ્ર — (૪)

એમ પંથી બોલ ગતા પંથને, પ્રભુએ ભાખ્યો રે સુત્રે ચાર વિશ્રામ
એમ ઠાણાંગે ઊપદેશીઓ, શ્રાવકના રે વિસામાના ઠામ — (૫)

છીદ્ર ન દેખરે કોઇનો, નવી રાખે રે કાંઇ કડક સ્વભાવ
અમૃતના ગટ સરીખા, સાંચો ભાંખરે, કરે સાચો ન્યાય. — (૬)

સમજાવે મુરખ પ્રત્યે, પડતા રાખે ધરીને બાંય
ખરટ કરે પાંખંડીને મન વસ્યો રે, જેમ સૂરતરૂ છાંય — (૭)

ઉપગારી ચારે સંઘના, સાધુના રે, વળી મીત્ર સમાન,
સેવક ચરમ જીણંદનારે, કરણી કરે મુકતીની આસ. — (૮)

આત્મવાદી ચર્ચંતા, ન જાણે ગુરૂપ્રસાદ,
નીસ્તે તે વહેવારથી મન જાણો રે, ઉપસર્ગ અપવાદ એમ — (૯)

જલ વાહન મન મોહને, રવી દેખી રેં લહે કમલ વિકાસ,
ચન્દ્ર દેખી સાહર હસે, જન મુખડા રે, માંહે સગણો પાસ — (૧૦)

ઉઠતા, બેસતા આણુરતા વીણુ કષ્ટ રે. વલી કષ્ટ મોજાર.
વીરવી ના સમરે નહિ, ઊંઘ મારે, વલી ભૂલે આગાર — (૧૧)

ગુરૂ પ્રત્યે દેખી નવી ગમે, તણુરો દેખી રે, જાણે મહાસંતાપ
આણુ ધની પરે વિધી સસિત. ટાલેઓં દેવારે નમવાનું ઉલ્લાસ — (૧૨)

ધોરીજન સાસનતણાં દેશો, ગુણનારે પહેર્યો શણગાર,
ચરણ વિરોધી કરમના, જે બેઠાની જગરવાસ મોજાર
એમ શ્રાવકના મન ચીંતવે. — (૧૩)

## પરનારી વીષે જોડ

પરનારી કેરો પ્યાર તો, અંગારથી કાળો અતી
સોમણુ સાબુ લઇ ધુઓ, પણ દાગતો જાતો નથી.
બેસે નઠારી છાપ માથે, પાપનો શીલદાર છે,
— પરનારી કેરો પ્યાર તો... (૧)

ખોટો પ્રેમ બતાવી લુટી, હેમ ભીખારી કરે,
પરનાર કેરો સંગ તો કરનાર વણમોતે મરે.
એસે દશા રાહુની જેનું હાથીનું આકાર છે,
પરનાર કેરો પ્યાર તો કરનારને ધીક્કાર છે.
— પરનારી કેરો પ્યાર તો... (૨)

મોટા મોટા ગુણવાનને, વિદ્વાન ભુલ્યા નારથી
તપ–જપ કરતા રૂષી ભુલ્યા, મુનિ ભુલ્યા આચારથી
ઇન્દ્ર ભુલ્યા ચન્દ્ર ભુલ્યા, નારથી તો હાર છે,
— પરનારી કેરો પ્યાર તો... (૩)

લંકા તણો જે ભુપ જોઇ રૂપ, સતી સીતા તણો,
હરણ કરતાં મરણ પામ્યો, દુઃખ વેઠીને ઘણો.
માટે તજો પરનાર, એથી હાર તો થનાર છે,
— પરનારી કેરો પ્યાર તો.... (૪)

એકાન્તમાં પરનાર સાથે, વાત કરશો હરગડી
તો કામરૂપી દેવ તમને, ચોટસે ગરદન ચડી.
રહે ગરત અગ્ની પાસ, જોજો, પીગળે તે વારજો,
— પરનારી કેરો પ્યાર તો... (૫)

મીંજાર પાસ રહે દુધ તો, પીધા વીના નહિ મુકશે
તસ્કર કને, રહે ધન, તો ચોર્યા વિના નહિ રહે
તેમ નર કને રહે નાર તો, એકાન્તમાં વ્યભિચાર છે
— પરનારી કેરો પ્યાર તો... (૬)

માટે તજશો પાપ, નહિ કાં ધમ જાશે નીશરી
આ લોકમાં બદનામ થઈ, નીશ્ચે જશો નરકે મરી

કરજો ધર્મ સુજા જૈન જેમા ફેન નહિ લગાર છે,
પરનારી કેરો પ્યાર તો.... (૭)

સવંત ૧૯૫૧, ને અષાડ સુદી ૧૦ વલી
શુભવાર શોભે બુધ, આ નિતી તણી કવિતા કહી.
સુણીને તજશો ફંદ, ઊતમચંદ તો કહેનાર છે,
પરનાર કેરો પ્યાર તો, કરનારને ધીકાર છે.
— પરનારી કેરો પ્યાર તો.... (૮)

## શ્રી શ લની જોડ

જગતમે શીયલ ધરમ ભારી (૨) જે પાલે નરનાર વરે તે
શીવ સુંદરી નારી.
શીયલવ્રત સબસે બડા હે, જે લેવુ વ્રતધારી
પ્રસરે કિર્તી બહુ જગતમેં, એ દીએ કલંક ટાલીરે. જગતમે

એણુ વૃત પાલે સબ દુઃખ જાવે, લક્ષ્મી ઘરબારી,
દેવદાનવ સુરપદ પંકજ, પ્રણમે નરનારી રે.... જગતમે (૨)

ખટમાસ તપથી પણ અધીકો, ફળ ભાંખ્યો ભારી,
જીનવાણી સુણીને સંવેગ આણી, વૃત લેજો ધારી રે .. જગત (૩)

શીયલવ્રત સુધો જેણે પાલ્યો, તેણે સમુદ્ર તારી
ગંગાનદી તરતાં ઇન કું, નહિ લાગત વારી રે... જગતમેં (૪)

મન-વચન-કાયા દોષ નહિ કોય, તીસ કી બલિહારી
નવ વાડે જે, શીયલ પાલે, અહો નીસ પુજા વારી રે.. જગતમેં (૫)

દસ લાખ એકણુ ભુજે જીતે, સોબત શારધારી
નારી આગલ કાંકર કહાવે, વ્રત ન શકે પારી રે... જગતમેં (૬)

દોરીવંસ ખેલણ હય, સુલભ, ચાલણ તરવારી
કાળો નાગ ખેલાવે તેથી, અધીકો બ્રહ્મચારી રે.... જગતમેં (૭)

અસંખ્ય જીવનો ગાત જ હોવે, નારી સંગે હારી
નવ લાખ ગર્ભ જ વણશે જીન વચને ધારી રે.... જગતમેં (૮)

નીરમલ શીયલ જે નર પાલે, તસ ધન અવતારી
પુન્ય જશરાજજી શીષ્ય, એમ જંપે, તેને નિત્ય નિત્ય વંદના મારી (૯)

## શ્રી જીવને શીખામણ વીસે જોડ

તું પ્રમાદ કરમાં ભાઈ, છે સંસાર અતી દુઃખદાઈ
તું ચોરાશીમા રડવડીયો, પછી મનુષ્યનું ભવ મલીઓ.
છે જન્મ જરા દુખદાઈ, તું પ્રમાદ કરમાં ભાઈ – (૧)

બાલપણમાં રમીઓ, પછી વિષ્ય બુધિમાં ભમીયો
તું ગઢપણમાં ઘરડો થાઇ, તું પ્રમાદ કરમાં ભાઈ – (૨)

એમ ભવ મનુષ્યનો ખોયો, પછી દુઃખ પડે તું રોયો
લે આગલથી સમજાઈ, તું પ્રમાદ કરમાં ભાઈ – (૩)

આ રત્ન હાથમાં આવ્યો, તને ખીર ભોજન ન ભાવ્યો
પછી પરભવમાં પસ્તાઇ, તું પ્રમાદ કરમાં ભાઈ – (૪)

માતા પિતા ભાઇ ને બેની, આદે વાત કહું હું કેની
સબ સ્વાર્થની મિત્રાઇ, તું પ્રમાદ કરમાં ભાઈ – (૫)

તું પુર્વ પુન્યથી પૈસો પામ્યો, તોય સંતોષ ચીતમાં ન આવ્યો
પણ સાથે ન ચાલે કાંઇ, તું પ્રમાદ કરમાં ભાઈ – (૬)

તે બાંધી કરમનો મોટો ખડીયો, જઇ નર્ક વિષે તું પડીયો
જ્યાં છેદનભેદન થાઇ, તું પ્રમાદ કરમા ભાઈ – (૭)

હાય – હાય મુજને મારે, એમ અંતરમાં પોકારે
પણ છોડાવે કોણ ત્યાંહી, તું પ્રમાદ કરમાં ભાઇ – (૮)

આ દેહ ભરોસો કાચો, એક જૈન ઉપદેશ છે સાચો
તે લ્યોને ચીતમાં લાઇ, તું પ્રમાદ કરમાં ભાઇ – (૯)

આ ઉપદેશ હૃદયમાં ધારો, મુનિ શ્યામ કહે છે મારો
લ્યો શીખામણ સુખદાઇ, તું પ્રમાદ કરમાં ભાઇ – (૧૦)

## મુરખો ગાડી દેખી મલકાવે

મુરખો ગાડી દેખી મલકાવે, ઉમર તારી રેલતણી પરજાવે
સંસાર રૂપી સડક બંધાણી, રાગ દ્વેષ દોય પાટા
દેહી ડબ્બાને પલ પલ પૈંડા, આવખા મા કરે આંટા
......રે મુરખો ગાટી દેખી મલકાય. (૧)

કરમ એંજીનમાં કષાય અગ્ની, વીષય વારી માહે ભર્યું,
તૃષ્ણાનું ભુગળું આગળ કરીને, ચારે ગતીમાં ફર્યું,
.......રે મુરખો ગાડી દેખી મલકાવે (૨)

પ્રેમતણા આંકડા વડગાડયા, ઉભે ડબ્બા જોડયા ભાઈ
પુર્વ ભવની ખરચી લઇને, ચેતન ઉતારૂ બેઠા માંહી
......રે મુરખો ગાડી દેખી મલકાય. (૩)

કોઇએ ટિકિટ લીધી નર્ક તીર્યચની, કોઇએ. મનુષ્ય કોઈ દેવા,
કોઇએ ટિકિટ લીધી સીદ્ધગતીની, પામવા અમૃતમેવા.
......રે મુરખો ગાડી દેખી મલકાય (૪)

ગડીએ ગડીએ ધડીયાલ વાગે એમ રાત દિવસ વહી જાય
વાગી સીટીની ચાલી અગ્નગાડી. એમ માસમાસના મેલ આવે
..... રે મુરખો ગાડી દેખી મલકાય (૫)

આવખા રૂપી આવ્યું સ્ટેશન, હંસલો હાલું હાલું થાય
પાપભરી પાકીટ લઈ જાતાં, કાળ કોટવાલે પ્રુકડયો રે
......રે મુરખો ગાડી દેખી મલકાય (૬)

નરકનગરીમાં જમરાજા પાસે, જઈ સોપ્યો તત્કાળ
પાપ કુરીને આવ્યો પ્રાણી, એને કુંભી પાકમાંહી ગાલો
......રે મુરખો ગાડી દેખી મલકાય (૭)

લક્ષ ચોરાશી જીવાજોનીમાં જીવ રૂલીયો વારંવાર
ધર્મ કરીને પ્રભુ આરાધ્યે. તે તો પહોચશે મુકતી ગઢ માંહી
......રે મુરખો ગાડી દેખી મલકાય (૮)

સવંતશસી નીધી વર્ષ વેદ મુળમાસ તીથીવાર આંદી,
ગુરૂ ગોપાલજી સ્વામી કરીને, મોહ તજીએ ભાવ ગાડી મઈ
મુરખો ગાડી દેખી મલકાવે, ઊમર તારી રેલતડી —પરજાવે

## આટલું તો આપજે. ભગવાન મને છેલ્લી ઘડી

આટલું તો આપજે. ભગવાન મને છેલ્લી ઘડી
ના રહે માયા તણા બંધન, મને છેલ્લી ઘડી.
આ જીંદગી મોંગી મલી, પણ જીવનમાં જાગ્યો નહિ
અંત સમયે મને રહે. સાચી સમજ છેલ્લી ઘડી.

જયારે મરણ સૈયાપર, મીંચાય છેલ્લી આંખડી
તું આપજે ત્યારે પ્રભુમય–મન–મને છેલ્લી ઘડી
હાથ પ્રગ નીર્બલ બને ને શ્વાસ છેલ્લો સંચરે
ઓ દયાળું આપજે દર્શન મને છેલ્લી ઘડી.

હું જીવનભર સળગી રહ્યો. સંસારના સંતાપમાં
તું આપજે શાન્તી ભરી નિંદરા મને છેલ્લી ઘડી

અગણીત અધર્મો મેં કર્યાં, તન, મન, વચન યોગે કરી
હે ક્ષમા સાગર ક્ષમા મને, આપજે છેલ્લી ઘડી.

અંત સમયે આવી મુજને, ના દમે ષટ દુશ્મનો
જાગ્રત પણે, મનમા રહે, તારૂં સ્મરણ મને છેલી ઘડી

## આ ભવ રત્ન ચીંતામણ શીખો

આ ભવ રત્ન ચીંતામણી સરીખો વારોવાર ન મલશેજી
ચેતી શકે તો ચેત જીવલડા આવો સમય ન મલશેજી (૧)

ચાર ગતી ચોર્યાશી લખયોની, તેહમાં તું ભમી આવ્યોજી
પુન્ય સંયોગે સ્વપનની સંગતે, માનવનો ભવ પાયોજી (૨)

વહેલો થાતું વહેલો જીવલડા. લે જીનવરનું નામજી
કુગુરૂ–કુદેવ–કુધર્મને છંડી, કીજીએ આતમ કામજી (૩)

જેમ કઠીયારે ચીંતામણી લીધો પુન્ય તણે શંયોગજી
કાંકરાની પરે નાખી દીધો, નહિ મલવાનો જોગજી (૪)

એક કાળે તું આવ્યો જીવલડા, એક કાળે તું જાશેજી
તેહની વચ્ચે તું બેઠો જીવલડા, આ હેડી કાળ નીકળશેજી (૫)

ધન સાધુ જે સંયમ પાળે, સીધો માર્ગ દાખેજી
સાચું નાણું ગાંઠ જ, રાખે ખોટ દષ્ટી નવી રાખેજી (૬)

માતાપીતા દારા સુત બંધવ, બહુવીધમાં વૃતી જોડેજી
તેમાંથી જો કાજ સરેતો, સાધુવર–કેમ–છોડેજી (૭)

માયા મમતા વિષય સહુ છંડી સંવર ક્ષમા કીજે જે
ગુરૂ ઊપદેશ સદા સુખકારી સુણી અમૃત રસ પીજે (૮)

જેમ અંજલીમાં નીર ભરાણું, ક્ષણ ક્ષણ ઓછું થાય છે.
ઘડી ઘડી ઘડીયાલ વાજે. ક્ષણ લાખેણી જાયજી (૯)

સામાયિક મન શુધ્ધે કીજે, શીવરણ ફુલ પામી જે.
માનવભવ મુકતીનો પામી. તેમાં ભરોસો શાનો લીજે (૧૦)

દેવગુરૂ તમે દ્રઢ કરી ધારો, સમકીત શુદ્ધ આરાધોજી
છકાય જીવની રક્ષા કરીને, મુકતીનો પંથ સાધોજી (૧૧)

હૈંડા ભીંતરમાં મમતા રાખો, જન્મ ફરી નવ મળશેજી
કાયર તો કાદવમાં ખુતા, સુરાપાર ઊતરસેજી (૧૨)

ગુરૂકંચન ગુરૂહીરા સરીખો, ગુરૂ જ્ઞાનના દરીયાજી
કહે અભયરામ ગુરૂ ઉપદેશે, જીવ અનંતા તરીયાજી (૧૩)

## તારો તારો પારસનાથ તારો

તારો તારો પારસનાથ તારો, તમારા ગુણ નહિ ભુલું
તમે બળતો ઊગાર્યો નાગ કાળો, તમારી વાત શું બોલું (૧)

કમઠ પાસ અગ્ની તપે, બાળ તપસ્વીરાજ
નાગ બળે છે કાષ્ટમાં જુએ અવધીજ્ઞાને જીનરાજરે (૨)

ભોગ જોગની વાતડી, સમજાવે સુભ પેર
પણ શીખામણથી વસ્યું, કમઠ બાવાની આંખમાં ઝેર (૩)

કાષ્ટ ચીરાવી કાઢીયો સંભળાવ્યો નવકાર
ધરણેન્દ્ર પદ પામીયો, એવો મોટો પ્રભુનો ઉપકાર (૪)

કમઠ મેઘમાળી થયો. પ્રભુ કાઉસ્સગમાં ધીર
જલ વરસાવે જોરમાં, પ્રભુના નાકે અડયા છે નીર રે (૫)

ધરણેન્દ્ર આસન ચાલ્યું, આવ્યો પ્રભુની પાસ
નાગરૂપે ઊંચકીયા, શીર છત્ર ફેર આકારસે (૬)

થાકયો કમઠા સુરહવે, પડયો પ્રભુના પાય
ચન્દ્ર કહે પ્રભુ પારસના, મહાવીરના બાલક ગુણ ગાયરે (૭)

## ભગવાન ભુલ મત જાના રે

ભગવાન ભુલ મત જાના રે, મુજે પાર લગાના રે
ડગમગ ડગમગ ડોલ રહી હે, બીચ વરમે નૈયા
દુલા રહી ઊતાલ તરગે, તુમ બીન કોન ખવૈયા
કરૂણાકર પાર લગાના રે મુજે પાર લગાના રે (૧)

ભટક ભટક કર હારા ભગવત કઈ ન સહારા પાયા
ચરણ કમલ કી છાયા દેદો, દવારા તુમ્હારે આયા
શરણાગત અપના નારે, મુજે પાર લગાના રે (૨)

ભક્તિ કા રંગ કભીના ઊતરે, લાખવાર કોઈ ધોએ
જયું જયું ધોવે ત્યોં ત્યોં નીખરે, કભી ન ફીકા હોએ
પ્રભુ એસા રંગ ચડાના રે, મુજે પાર લગાના રે (૩)

કેવળસુની નહિ ભુલું તુમકો, જૈસ ચન્દ્ર ચકોરા
પતંગ દીપકો મયુર ધનકો, કમલ કલી કો ભંવરા
ઐસા વરદાન દીલાના રે. મુજે પાર લગાના રે

## શીયલની જોડ

શીયલ મુદ્રીકા ખરીરે પ્યારી. જે પાળે નરનારજી
આખી અણીએ શીયળ જ પાળ્યું, એને તે જાવુ બલીહારીજી
સોળ વરસના જંબુસ્વામી, લીધો સંયમભારજી

કોડ નવાણું ત્યજ્યા સોમૈયા, તજી તે આઠે નારજી
નેમજીનેશ્વર રથ ફેરવીઓ, જઇ રહ્યા ગઢ ગીરનારજી
પસુંડા છોડાવીને સંયમ લીધો, રાજુલ મલ્યા તેણીવાર
વીજ્ય શેઠ ને વીજયા શેઠાણી, પલંગ વચ્ચે તલવારજી
આખી અણીએ શીયલ સાચવ્યું, તેને જોઉ બલીહારીજી
વૈષ્ણુવ ઘરે શ્રાવિકા પરણાવી, મનમાં સંભરે નવકાર
સર્પ મટીને થઈ ફુલની માળા, શીયલ તણો પ્રભાવજી
શુદર્શન શેઠને સુળીએ ચડાવ્યા, મનમાં સમર્યા નવકારજી
સુળી મટીને થયું સિંહાસન, શીયલતણા ફળ જાણ
નળરાજા ને દમયંતી રાણી, કંલક ચડયું તેણીવારજી
અડધે વસ્ત્રે વનમાં ભમ્યાં, દુઃખ સહયાં અપારજી
સતી સીતાને કલંક ચડાવ્યું, મોકલ્યા વનવાસજી
અગ્નીમાંથી પાણી થયું, એ શીયલ તણો પ્રભાવજી
પાંચ પાંડવ ઘરે દ્રોપદી રાણી, પાંચ પુરૂષ ઘરનારજી
એકસો ને આઠે ચીર પુરાણા શીયળ તણા ફળ જાણજી.

## શીયલની જોડ

ચંદનબાલા બાલપણથી, દુઃખ પડયાં છે અપારજી
બેડી તુટીને ઝાંઝર થયાં, શીયળ તણો પ્રભાવજી
કૌસંબ્બી નગરીમાં સ્થુલીભદ્ર આવ્યા.
વેસ્યા ઘરે ચાતુરમાસજી
જોબન વયમાં કામને તજી, જીત્યો તે જાવું બલીહારીજી
કળાવંતીના પુર્વ કરમથી, રાયે કપાવ્યા બેઉ હાથજી

બેરખાં સહીત બાહુ થયાં સુંદર, શીયળ તણો પ્રભાવ
ચંપા પોળે તાળા જડીયા, દીધા દેવ કુમારજી
સતી સુભદ્રાએ પોળ ઉઘાડી, શીયળ તણો પ્રભાવજી
એવું જાણી શીયળ વ્રત પાળે, તેને તે જાવું બલીહારી
કરજોડીને કવીયળ કહે છે. પાળો શીયળ નરનારજી

## તારે દ્વારે આવ્યો કીરતાર

તારે દ્વાર આવ્યો કીરતાર સેવકની ભરજે તું જોળી
મારે નથી કોઈનું કામ નહિ માગું કંઈ દામ છે તારૂકામ
સેવકની ભરજે તું જોલી.

જન્મ જન્મ નો હું દુખીયો, પ્રભુ આવ્યો છું તારે દ્વારે
પાપ હસે મારા કયારે જન્મના, છુટયાં ન ભવના ફેરા રે.

મને લાગે જીવન સમશાન, મીઠું છે તારૂ ધામ
મળે છે જ્યાં વીશ્રામ, સેવકની ભરજે તું જોળી

વેરઝેર અને ક્રોધ માનમાં, મેં લપકાવી કાયા
પાછું વળી કાંઈ જોયું નહિને, છોડીના જગની માયા

ન દીધુ સુપાત્રે કાંઈ દાન, ભમ્યો હું ભુલી ભાન
ન છોડયું મેં ગુમાન, સેવકની ભરજે જોળી

મહામુલો આ નરભવ મળીયો, ભુલ્યો તને જીનરાયા
જન્મ ગુમાવ્યો અહીં ફોકટ મે, ગાયા ન ગીત તારા રે

એ મારા દીનાનાથ સેવકની ભરજે જોળી
કરી હશે. બહુ ભુલ જીવનમાં, ક્ષમા ચાહું જીનરાય

ન બાલક સતસંગે ગાવે, દે જે તું શીતલ છાયા રે
ન સહેવાય જગતનો તાપ ખાધી મે બહુ , થાય
કીધા મે બહુ પાપ સેવકની ભરજે ઝોલી.

## હંસલો પ્રભુ ભજનનો આળસુ રે

હંસલો પ્રભુ ભજનનો આળસુ રે, હંસલો ખાવામાં હોશીયાર
હંસલાને હસનો સંગ ગમતો નથી, બસ એ તો બગલાની સંગાથ રે

મુકી માનસરોવર વેગળુ રે, ખોડે એતો ખાબોચીયા દીનરાત
હંસલાને મોતીનો ચારો નથી ભાવતો રે, ગમે એને શંખલાકેરો સ્વાદ રે.

હંસલાને સાચી શીખામણ શુ કરે રે, લાગ્યો માયા પ્રપંચનો નાદ રે,
હંસલો ભુલી ગયો નીજ ધર્મને રે, ભુલ્યો ભુલ્યો પોતાનું ભાન રે.

હંસલા બાજી છે હાથમાં રે, સાચા ગુરૂ બતાવે જ્ઞાન રે
હંસલો પ્રભુ ભજનનો આળસુ રે.

## મહાવીરસ્વામીના તપની જોડ

વાદળ ઘન ઘોર ઘોર રાત મચાવે શોર
વીર ધ્યાન ધ્યાવે જે વીર ધ્યાન ધ્યાવે રે.
અટલ શક્તિમાં એક જ ઊભો તું સાચો મહાવીર
જરી ધ્યાનથી હટે નહિ તું, રાખી ધીર ગંભીર.

વનને વગડાનો જોગી, કાયા સુકોમળ તોડી
એક રાત્રમાં વીસ ઉપસર્ગો, સહ્યા તે પ્રભુ ભારી.
સંગમ તારી કરે પરીક્ષા, ઇન્દ્ર જુવે ગભરાઇ
દુઃખડા સહ્યા તે ભારી, છતા તું હટે ન ત્યાંહી —એક ધ્યાન

ખીર રાંધે ચરણોમાં તારા, ભડભડ ભડકા થાય
પાય પ્રભુજી જલતાં તારા, કાળી વેદના થાય
તોએ તું કાઊસ્સગ ધ્યાને, મનમાં સંતાપ ન માને –એક ધ્યાન

ખીલા ઠોકે કર્ણે તારા, શણ્ શણુ શણુકા થાય
ઘીએલ ડંખ દીએ અંતીકારમાં, કેમે ન સહેવાય
આત્મને રંગીરંગે ક્ષમા દેઈ તું સહુને... –એક ધ્યાન

જૈન બાળક સત સંગે ગાવે ગુણગાન પ્રભુ તારા
દેજે એવા ભાવ અમોને, અંતરથી જીન પ્યારા
અહીંસાની જયોત જગાવે, તારો એ નાદ સુનાવે
વીર ધ્યાન ધ્યાવે.

## શ્રી શાન્તી પ્રભુની પુર્વ વની જોડ

એ પરમ કૃપાળુ છે વળીએ ચક્રવતી પણ છે,
સોળમાં તીર્થંકર છે વળી ગુણ નામ પ્રમાણે જે.

મેગરથ રાજા નામ જ એનું, પુરવ ભવની વાત
પોષધશાળે પોષધ લઈને, કરો ધર્મની વાત

આવે પારેવું ખોળાની માંહે, બચાવો બચાવો કહેતું એ
પાછળ આવે બાજ પક્ષી ત્યાં, કહે રાજાને એમ

ભક્ષણ મારે આપ મુજને, રાજા ના સોપે એમ
રક્ષણ શરણાગતનું કરવું, એ મારી એક જ રહેમ

બાજ કહે ભુખ મારી મુજને, એને જીવાડો કેમ
કહે રાજા તને શું જોઈએ ખાવ, પારેવું ન આપું એમ

મારે માંસ જ જોઈએ એમ છેદી, મુજ સામે એને એમ
તેના વજનનો માંસ જ મારે, આપું તું માગે જેમ

બાજ કહે મારે ચાલસે તેમજ, તમ કહો છો તેમ
રાય ત્રાજવું મગાવે ત્યાં, મુકે પારેવું પલાની માંય
બીજા પલ્લામાં માંસ જ મુકે કાપી પોતાનું ત્યાંય
કેમ કરી પલ્લુ ના નમતું, બેસે પલ્લાની માંય.
ત્યાં વાણી આકાશે થઈ, ધન્ય મેગરથ
ધન્ય તારો અવતાર
ઈશાનેન્દ્રની સુણી પ્રસંસ, મેં ના માની એમ
કરી પરીક્ષા અધીષ્ઠીત થઈ, મેં માગું ક્ષમાધરી પ્રેમ.
સેવા શરણાગતની ખરી, રાજા છે તારી ટેક
સોળમાં શાન્તી જીનેશ્વરના આ પુર્વ ભવની વાત
અચીરા માતાના એ જાયા, વિશ્વસેન છે તાત,
જૈન બાળક શત સંગે ગાય કહાની ભાવ ધરી ગુણ ગાય.

## તું શુ કરે વિચાર

તું શુ કરે વિચાર, તારે આજ જવું કે કાલ જવુ
છોડી આ સંસાર, તારે આજ જવું કે કાલ જવુ

સગા સબંધી સુખના સાથી, નહિ કોઈ દુંખના સાથી
અંત સમય અળગા રહીને, કરશે તારી હાસી.

આ દુનિયા મતલબની ને મતલબના સહુ સાથી
એકલો આવ્યો એકલો જાશે, નહિ કોઈ સાથી સંગાથી

તારો મારો શીદને કરે છે, નથી તેમા કોઈ તારૂ
ખાલી હાથે આવ્યો તું, ખાલી હાથે જવાનું

શ્રવાસ તણીઆ સગાઇ છે, સ્વાસ છે ત્યાં સુધી
તારૂ પ્રાણ પંખેરૂ ઊડી ગયા પછી ન કહેશે મારૂ

પીતા કહે કુલદીપ મારો, માડી કહે મારો જાયો
બેની કહે આ બંધવ મારો, પત્ની કહે પતી મારો

ચારે જણાની ખાંધે ચાલ્યો, છોડી તારા ઘરબાર
માતા પીતાને રડતા મૂક્યા, રડતી ઘરની નાર

મોહ ઉપર આ ચીતા ખડકશે, ઉપર કાષ્ટના ભારા
અગ્ની મુકી સહું અળગા રહેશે, અંગે જશે અંગારા

ખોડી ખોડી બાળશે તુજને, કરશે તારી રાખ
કાયા તારી કામ ન આવે કામ ન આવે રાખ

આ દુનિયામાં જન્મીને તું કંઇક કરતો જા
સદ ધર્મ શીખીને જગમા અમર કરી લે નામ

આ દુનિયામાં જન્મીને તું કરલે સારૂ કામ
સદગુરૂ કહે ધ્યાન ધરીને ભજી લ્યો મહાવીર નામ

## પ્રભુ અંતરયામી

પ્રભુ અંતરયામી, જીવન જીવ ના દીન સરણા
પીતા, માતા, બંધુ, અનુપમ સખા હીત કરણાં

પ્રભા કીરતી, કાન્તી, ધન, વીભવ સર્વ સ્વજનના
નમું છું વંદુ છુ, વીમલ મુખ સ્વામી જગતના

સહુ અદભુતોમા તુજ સ્વરૂપ અદભૂત નીરખું
મહા જ્યોતિ જેવું નયન સસીને સૂર્ય સરખું

વસે બ્રહ્માન્ડોમા, અમ ઉર વીષે વાસ વસ્તો
તું આગે મા આગે, પણ સમીપમાં નીત્ય હસ્તો

અસત્યો માંહેથી પ્રભુ, પરમ સત્યે તું લઇ જા
ઊંડા અંધારેથી પ્રભુ, પરમ તેજે તું લઈ જા

મહા મૃત્યુમાથી, અમૃત સમીપે નાથ લઇ જા
તું દીણો હું છુ, તો તૂજ દર્શનના દાન દઈ જા

પીતા પહેલા આગે, જગત વિટનો સાગર રહે
અને વેગે પાણી સકળ નદીના તે ગમ વહે

વહે એવી નીત્ય, મુજ જીવનની સર્વ જરણી
દયાના પુણ્યોના, તૂજ પ્રભુ મહાસાગર ભણી

## હવે ભાવે ભજી લ્યો ભગવાન

હવે ભાવેભજી લ્યો ભગવાન જીવન થોડું રહ્યુ છે.
કાંઈક આત્માનું કરજો કલ્યાણ જીવન થોડું રહ્યું
એને દીધેલા કોલને ભુલી ગયા. જુઠી માયાને મોહમા ઘેલા થયા
ચેતો ચેતો શું ભુલ્યા છો ભાન જીવન થોડુ રહ્યું

બાળપણને યુવાનીમાં અડધું ગયું
નહિ ભક્તિના માર્ગમાં ડગલું ભર્યું
હવે બાકી છે, એમાં દૌ ધ્યાન જીવન થોડું રહ્યું

પછી ઘડપણમાં ગોવિંદ ભજશો નહિ
લોભ વૈભવને ધનને તજાસે નહિ
બનો આજથી પ્રભુમાં મસ્તાન, જીવન થોડું રહ્યું

જરા ચેતીને ભક્તિનું ભાથું ભરો
કંઇક ડર પ્રભુજીનું દીલમાં ધરો
છીએ થોડા દીવસના મહેમાન, જીવન થોડું રહ્યું

બધા આળસમાં દીન આમ વીતી જશે.
પછી ઓચીંતુ યમનું તેડું થાશે
નહિ ચાલે તમારૂ તોફાન જીવન થોડું રહ્યું

એજ કહેવું આ બાળકનું દીલમાં ધારો
ચીત રાખીને મહાવીરને ભાવે ભજો
ઝાલો ઝાલો ભકિતનું સુકાન, જીવન થોડું રહ્યું.

## મન તું કરીલે વિચાર

મન તું કરીલે વિચાર, જાવુ પહેલે પાર
નથી કોઈ તારી સંગાથ, જાવુ જમના દ્વાર.

વસમી છે બહું રે વાટ, જાવુ મુકીને પરીવાર
ચતુરાઈ નહિ આવે કામ, ભજી લેતે ભગવાન.

નથી કર્યાં ધર્મના કામ, નથી દીધો સુપાત્રે દાન
મેં કર્યાં કલેશ અપાર, જેથી રઝળ્યો સંસાર.

કાયાથી કર્યાં તેં દોષ પણ શાને કરે અફસોસ.
યાદી નથી લગાર, પછી પસ્તાએ શું થાય.

થીર કરી મનવ ચકાય, દોષનું બંધ કર દ્વાર
ક્ષમા માગીલે આવાર, સર્વ પ્રાણીની સાથ.

માનમાં રહીશના લગાર, તેથી વધે છે સંસાર.
પડવું નરક મોઝાર, તેથી ચેતો નરનેનાર.

નાવે સમજણ લગાર, તે તો ગમાર કહેવાય
યાદવ લડ્યા માંહો માંહે, કૌરવોનો થયો સંહાર.

ચુકશો નહિ રે લગાર, અવસર એડે ચાલ્યો જાય
છું હું આપનો દાસ, ક્ષમા આપો આ વાર.

## મારી આ જીવન નૈયા

મારી આ જીવન નૈયા, મારી આ જીવન નૈયા,
જો જો ના ડુબે નૈયા, જો જો ના ડૂબે નૈયા.

નાવ જોલે ચડી, ઊચે આંધી ચડી,
મારે જાવું છે દૂર કાંઇ સુઝે નહિ.
નથી જડતી કડી, રાત કાળી નડી,
ઘનઘોર ઘટા જાણે છાઇ રહી.
દશા છે આવી મારી, એને લે તું ઊગારી,
જો જે ના ડુબે નૈયા.

મેઘભીષણ ગરજે, વીજ કળકળ બોલે,
મને એ કે કિનારો જોવા ન મલે.
જાણે પાણી તળે સામે કોઈ ન મલે,
તને યાદ કરૂ છુ હું પળે પળે.
સાગર છે બહુ તોફાની, પ્રભુ તું છે સુકાની.
જો જો ડૂબે ના નૈયા.

ચન્દ્ર વાદળ છુપાય તારલીયા ન દેખાય,
રાત અંધારી કેમ કરી ના સહેવાય,
નાવ મારી અથડાય મોજા સાથે પછડાય,
નાવ તૂટીને અંદરમાં પાણી ભરાય.
નૈયા જો ડુબી મારી, જશે લાજ પ્રભુ તારી.
જો જે ના ડૂબે નૈયા.

મારા જીવનની નાવ, પાર અંતે લગાવ,
મારા અંતરના ખુણામાં દીપક પ્રગટાવ,
જાયે જેથી અંધકાર, પહોંચશું સાગ-
રને પાર, જૈન બાલક કરે છે જયકાર.
પ્રભુ તારા ગીતડા ગાવા, મારે મન મોટા લાવા.
જો જે ના ડૂબે નૈયા.

## રે મહાવીર જીનેશ્વર ગાયો

રાય સીધારથ વંશવિભુષણ, ત્રીશલાદેવી જાયો,
અજર અમર પદ ધારકનેમે, ધ્યાન ભુવનમેં ધ્યાયો.
રે મહાવીર જીનેશ્વર ગાયો. (૧)

પાટીલ ગુણીવરનંદ મુનીસ્વર, દો ભવે શંયમ પાયો,
વીસ સાગર કા આયુષ્ય છેદી, પ્રાણાંત કલ્પસે આયો રે. (૨)

જ્યા દીનસે પ્રભુ ગર્ભમે આયા, ધનકણ અધીક વરધાયા,
તા ગુણસે દીયો નામ નીરૂપમ, વર્ધમાન ચીત લાયો. (૩)

જ્વળ આત્મા જીવનભરસેં નહિં કોઇ દોષ લગાયો,
ત્રીસ વરસકી મધ્ય જુવાની, સંયમ મે પ્રેમ લગાયો. (૪)

મિત્ર સ્વજન ઔર રાજ્યકા વૈભવ, નહિ કોઇમેં લલચાયો,
પરમ વૈરાગી મહેલ કો છોડી, મસ્ત કે લોચ કરાયો. (૫)

સાદીક દ્વીદસ વર્ષે પ્રભુજી, આત્મ તપમેં ભાયો,
જંભીક ગામે કેવળ પાયો, ભવી ઉપગાર કરાયો. (૬)

માલવ મગધ વીદેહ વૈશાલી, કાશી કુરાર કુરૂરાયો,
સીન્ધુ દેશ કે રાષ્ટપતીકો, જૈન ધર્મ સમજાયો. (૭)

બ્રાહ્મણ શુદ્ર વૈશ્ય ક્ષત્રી, રંક રાજા હરી ભાર્યો,
માનવ મહિલા લાયક સબકો, સંગમેં સાથ કરાયો. (૮)

ત્રીસ વરસ કેવળપદ પાળી, ચૌદીશી ધર્મ ફેલાયો.
પાવાપુરીમે મોક્ષ સીધાયો, સુરમુની ગુણ ગાયો. (૯)

## પરમદેવનો દેવ તું ખરો

પરમદેવનો દેવ તું ખરો, ધર્મ તારો મેં નથી કર્યો,
ભર્મમાં ભમ્યો તું નવી ગમ્યો. કર્મ પાસમાં હું અતી દમ્યો;
ગરીબ પ્રાણીના પ્રાણ મે હણ્યા, ત્રસ સ્થાવરો જીવના ગણ્યાં,
થરર ધ્રુજતા મોતથી ડરી, અરર એહની ઘાતમેં કરી.

સદ સભા જઈ જુઠ બોલીયો, ધર્મી જીવનો મર્મ ખોલીયો,
સદગુણી શીરે આળ આપીયા, અરર પાપના પંથ સ્થાપીયા;
અદત્ત દાનથી હું નવી ડર્યો, પરધનો હરી ફેર મેં કર્યા,
તસ્કરો તણા તાનમા ચડ્યો, અરર. પાપના પુંજમા પડ્યો.

રમણી રંગમાં અગ ઊલસ્યુ, વીષય સુખમાં ચીત વસ્યું,
શીયલભંગનો દોષ ના ગણ્યો, અરર, હાય રે બહાવરો બન્યો;
અધીર દામમા હું રહ્યો અડી, ધર્મ વાતનો ચીતના ચડી,
ઊદ્રત મોહમાં હું થયો અતી, અરર, મારી શી થશે ગતી.

ક્રુરભાવથી ક્રોધ મેં કર્યો, સજ્જન, દુભવી રોશમાં રહ્યો,
સર્વે જન થકી સંપ છોડીયો, તરણ તુલ્યથી તુચ્છ હું થયો;
મત્સર મનથી મેં બહુ કર્યા, મમત્વભાવથી હું બહું ભર્યો,
મદ છકે ચડ્યો માનમાં અડયો, વિનય ના કર્યો ગર્વમાં પડ્યો.

દગલબાજીએ હું બહુ રમ્યો. કુડ કપટમાં કાળની ગમ્યો,
મુખ મીઠું બોલી સુષ્ટી ભોળવી, અરર, કેમ રે ભુલશે ભવી;

ધન હીરાકણી મોતીને મણી, અખુટ સાધનનો હું થયો ધણી,
અધીક આસતો, અંતરે ગણી, અરર લોભને નાશ કયો હણી.

મગન મન થકી સ્વજનો પરે, હિત ગણું ધરી પોસ્યા ખરે,
તરકટીતણાં ફંધામાં ફસ્યો, અરર. રાગથી ન લહ્યો કશો;
દિલ ડુબી ગયું દ્વેષના દર્દમાં, ગુણ નવી ગણ્યા મેરી મર્દમાં,
અરૂણ આંખડી રોશથી ભરી, અરર, સર્વનો હુ થયો અહીં.

નીજ કુટુંબનો નાતજાતમાં, લડી પડ્યો હું વાતવાતમાં,
અણુજ આતમા ગાતમાં ગડગો, અરર. કલેશના કુપમાં પડયો;
અણ હુતા દીધા આળ અન્યને, અસત્ય ઊચરી મેળવ્યું ધનને,
સદગુરૂ તણો સગ ના કર્યો, અરર, પાપથી પીંડમે ભર્યો.

પરની ચોપટે ચુગલી કરી, નૃપ સભા જુઠી સાક્ષી ભરી,
પીસુન ધર્તે હું લાંચ લાલચી, પસુ પણે રહ્યો પાપમાં પરી;
પુર પુંઠે પરા દોષ દાખવા, જસતણો અતી સ્વાદ ચાખવા,
રહસ્ય વાત તો મેં કરી છતી, ભવ અરણ્યમાં હું ફુલ્યો અતી.

અધમ કામમાં હર્ષ મેં ધર્યો, ધર્મ ધ્યાનમાં અમૃસે ભર્યો,
દુર્ગુણે રચ્યો, મોહમા મચ્યો, અરર, કર્મના નૃત્યમા નાચયો;
છળ વિદ્યા કરી કર્મ સંસયા, જુઠલવીગણું લોક વસ્યા,
પતીત રાંકને છેતર્યા બહુ, અરર, પાપ હું કેટલા કહું.

શરીર શોધતા મે નવી કર્યો, જડ પ્રસંગથી યોનીમા ફર્યો,
શુદ્ધ વિચારતો ચીતના ચડ્યો, મીછત સલ્યતો મુજને નડયો;
કર્મ વેરીએ વીટીયો મને, કરગરી કરૂં અરજ જીનને,
કર ગ્રહો પ્રભુ રાંક જાણીને, દીલ દયા ધરો મહેર આણીને.

તકશીરો ધણી કોશકે ધણી, બક્ષીસો ગુના જગતના ધણી,
રીજકરી ખરી ત્રોડી ત્રાસને, શરણ રાખજો ખોડીદાસને;

નભ ભુજા અહી ચન્દ્રમાં ગ્રહી, પટણ પ્રાચીથી પસ્ટીમે શહી,
ચાતુર માસમાં બંદરે રહી, લલીત છંદની જોડ આ કહી.

## અતિ આનંદ કારી જનહિત કારી

અતિ આનંદકારી જનહિતકારી, ભવદુઃખહારી નામ તમારૂ નાથ,
કરી કરૂણા ભારી કળીમળતારી, ગ્રહો ગુરૂ મમ હાથ. ૧

દીન દયાળું તું પરમ કૃપાળું, હું અજ્ઞાની બાળ,
દીન હિન આ અજ્ઞ જનોની, લે પળ પળ સંભાર ૨

તન ધન મન નારી પુત્ર મીત્ર સહુ, દો દીનના મહેનાન,
સંધ્યા રંગ સમાન સુકીર્તી, વિષ્યો વિષ સમાન. ૩

ઈન્દ્ર નરેન્દ્ર ધન ધન્વંતરી, નહિં બચાવે કોય,
કાળ આવી કરે કોળીઓ, ત્યાં સત્ય શરણ તુજ હોય. ૪

ભવ અટવીના ભારે દુઃખો, જન્મ મરણના મુખ્ય,
સાંભળતા હૈયું કંપે, રાખો નહિ વિમુખ ૫

જન્મ મરણ દુઃખ સુખ સર્વે, સહે એકલો જીવ,
પ્રીય પુત્ર સગાં પરીજન, કરે અનર્થ અતીવ. ૬

અમર આ જન્મના જીવ, કોઇનો પીતા પુત્ર નવ થાય,
દેહ ગેહ સહુ અન્ય જણાતા, તત્વ સત્ય સમજાય. ૭
અસૂચિ બીજે ઉપજે, કાયાએ અસૂચિનું મુળ,
વહે દુર્ગંધ સર્વે દ્વારે, ત્યાં મમતા એ ભુલ. ૮

રાગી દ્વેષી મોહી બનતા, આ જીવ કર્મ કમાય,
જોગ ચલન રૂપ આશ્રવ દ્વારે, કાણી નાવ ભરાય. ૯

સમયક્ દર્શન સમક્તિ ભાપે, કર્મ નવા રોકાય,
વ્રત સમીતી ત્રી ગુપ્તી દ્વારા કાણુા સર્વ પુરાય. ૧૦

અસુક સ્થીતીએ સર્વે કર્મો, ક્ષણે ક્ષણે ક્ષય થાય,
આત્મા ભાવમા લય લાગે તો જલ્દી નીંજરી જાય. ૧૧

ત્રીવીધ તાપે લોક બળે બહું, રાગાદિક રૂપ આગ,
ભોગ તુષ્ણાનો ત્રાસ સહે, સૌ શીતલ તું વીતરાગ. ૧૨

દુર્લભ નરભવ સાચી શ્રાદ્ધા, આત્મ જ્ઞાન વેરાગ્ય,
બોધી દુર્લભ અંત સુધી, દ્રઢ ટકાવવાના મહાભાગ્ય. ૧૩

આત્મ ધર્મનો મર્મ બતાવે, તેવા ગુરૂનો યોગ,
શ્રુત ધર્મ મન પ્રેમ ધરે, જેમ કંચન કામીની ભોગ. ૧૪

ભક્તિ ભલી ભગવંત તમારી, સૌ સાધન અનુસાર,
પ્રેમ પ્રમાણે પ્રભુ પ્રગડાવે, મોક્ષ તણીં નહીં વાર. ૧૫

## સૂરાને સંજમ સહેલ છે

એકડે એક તમે રાખો ધરમની ટેક,
મારા ભાઈઓ સૂરાને સંજમ સહેલ છે.

બગડે બન તમે કરો દીક્ષાનુ મન........ માર ભાઈઓ

ત્રગડે ત્રન તમે રાખો ધર્મનું મન.......... મારા ભાઈઓ

ચોગડે ચાર તમે ભાવના ભાવો બાર......... મારા ભાઈઓ

પાંચડે પાંચ ધર્મમાં ન આવે આંચ ..... મારા ભાઈઓ

છગડે છય બોલો મહાવીર સ્વામીની જય.. .. મારા ભાઈઓ

સાતડે સાત કષાયને મારો લાત......... મારા ભાઈઓ

આઠડે આઠ તમે તોડો કર્મની ગાંઠ.......... મારા ભાઇઓ
નવડે નવ તમે ખોયો સંસારમાં ભવ.......... મારા ભાઇઓ
મીંડે મીંડે દશ તમે પાંચ ઇન્દ્રીયોને કરો વશ
. ...... મારા ભાઇઓ
એકડા થયા પુરા સાધુ થયા સુરા........ મારા ભાઇઓ

## 'રે જીવ શાને લોભાય'

રે જીવ શાને લોભાય, માયાના રંગમાં
કુડી કાયાને વળી કુડીમાયા છે, કુડો છે સઘળો સંસાર
—માયાના રંગમાં રે જીવ.

સૂરીકંતાએ પરદેશીને માર્યો, ક્યાં ગઇ નારી સગાઇ
શેઠાણીએ શેઠને કુવામાં નાખ્યો. ક્યાં ગઈ નારી સગાઇ
—માયાના રંગમા રે જીવ

શ્રેણીક રાયને પાંજરામાં પુર્યો. ક્યાં ગઈ પુત્ર સગાઈ
મણીરથે જુગબાહુને માર્યો, ક્યાં ગઇ ભ્રાત સગાઇ
—માયાના રંગમાં રે જીવ.

લાખ મુઆ હાર- હાથીને માટે ક્યાં ગઇ ભ્રાત સગાઈ
ચૂલા કુકણ નામ ભાઇને આપ્યુ, ક્યાં ગઇ બેન સગાઇ
—માયાના રંગમા રે જીવ

માત પિતાએ પુત્રને વેચ્યો, ક્યા ગઈ માત સગાઈ
કુંડા સંસારમાં કોઈ નથી તારૂં સ્વાર્થી સંસારમાં કોઇ નથી તારૂં
ખરી એક ધર્મ સગાઇ—માયાનાં રંગમાં રે જીવ



# શ્રી અરજુન માલીની જોડ

મગધ દેશમાં, નગરી રાજગ્રી શોભે સુંદરકારી
પોણી ચુમાલીસ ક્રોડ, ઘરની વસ્તી મોઝારી (૧)

કરી જયું કરણી શુભ સારી ખમ્યા કરીને
કર્મ ખપાવ્યાં ધન અરજુન માલી ॥ એ ટેક ॥

રાજા શ્રેણીક રાજ કરે ત્યાં, ક્ષાયક સમકીતધારી
હયવર ગયવર ને રથ પાયક, બહુ વધે ભંડારી....કરી જયું. (૨)

અરજુન માલી ઘર તીહાં વસે, સિદ્ધિતણો અધિકારી
બંધુમતી નામે છે નારી, અપ્છરા અનુહારી....કરી જયું. (૩)

નગરી સમીપે છે એક વાડી. છયે રૂતું સુખકારી
મોગર જક્ષનો દેવલ મોટો, છબી જારી પ્યારી....કરી જયું. (૪)

અરજુનમાલી નિત્ય પુજે, સેવા કરે જારી
ફુલ ફલ ચડાવી દેવને, પછી વેચે વેપારી....કરી જયું. (૫)

રાજા શ્રેણીકના ગોઠીલા, છયે જણ વિકારી
બંધુમતીનો રૂપ દેખીને ખોટી દીલધારી....કરી જયું. (૬)

છયે જણે એક કીયો મનસુબો, આવ્યા દેવલ મોજારી
છપી છાના રહ્યા લકીને, કોષ્ઠ બાહર તેવારી....કરી જયું. (૭)

એટલે આવ્યો અરજુનમાલી, સાથે લીઓ હે નારી
જક્ષને ભાવ કરીને પુજે, ભગતી કરી ભારી....કરી જયું. (૮)

નીચો હોઈ કરેજ નમસ્કાર, જક્ષને તીણ વારી;
છયે જણે દોડીને પકડયો, બાંધ્યાં બંધન ભારી...કરી જયું (૯)

છયે જણે મલી કરીને, નારી ઇજ્જત હે પારી.
વિષય રસમાં અંધા હુઆ, સેવે અનાચારી...કરી જયું. (૧૦)

અરજુનમાલી દેવે ઓલંભો, જક્ષ તુજને ધિક્કારી;
બાલપણુથી તુજને સેવ્યો, ન હુઓ સહાયકારી...કરી જયું. (૧૧)

એમ સુણીને કોપ્યો દેવતા, ને વસ્યો દેહ મોજારી;
બંધન તોડયાં મુદ્‌ગલસેંતી, સયલ લીયા મારી...કરી જયું. (૧૨)

વિષ્યને બાજ્યાં દુઃખજ પાયા, વિષય દુખકારી;
એવું જાણી ચેતો પ્રાણી, તજો દુરાચારી....કરી જયું. (૧૩)

મુદ્‌ગલ લઇને બાહેર નીકળ્યો, કરતો હુંકારી;
જ્યાં દેખે ત્યાં મારી નાખે, ખટનર એક નારી....કરી જયું. (૧૪)

પાંચ મહિના ને તેર દીન મારી, હુવો અનર્થ ભારી;
એણે સંખ્યાએ હણ્યા નરનારી, અગ્યારસો એકતાલી...કરી જયું. (૧૫)

નગરી માંહી ખબર પડી, જબ પડયો પોકારી;
રાજા શ્રેણીક ફેર્યો ઢંઢેરો, નહિં નીકલો બારી...કરી જયું. (૧૬)

એણ અવસર શ્રી વીર જીનેશ્વર કરતાં વિહારી;
સમોસર્યા ગુણશીલ બાગમેં, કરીને ઉપગારી...કરી જયું. (૧૭)

સમોશરણ ભગવંતનું સુણીને હરખ્યા નરનારી;
ભાવ વંદના કહે પ્રભુને, નહી નીકલ્યાં બારી...કરી જયું. (૧૮)

શેઠ સુદર્શન હતા એક શ્રાવક, ક્ષાયક સમકીત ધારી;
પ્રભુજીને વંદના કરવા ચાલ્યાં, ભય સહુ નીવારી કરી જયું. (૧૯)

માત પિતા સહુમળી કુટુંબી, વરજે બહું વારી;
પ્રભુને વંદના કરો ઇહાંથી, માની લેશે તારી...કરી જયું. (૨૦)

એક ન માની શેઠ સુદર્શન, ચાલી આવ્યા બારી;
વાટે જાતા આવ્યો અરજુન, કર મુદગલ ધારી....કરી જ્યું. (૨૧)

આલીને આવતો દેખી, ડર્યા નહિં લગારી;
કાયા વોસરાવીને કીઓ કાઉસગ્ગ અણશણ સાગારી...કરી જ્યું. (૨૨)

મુદગલ લઇને ચૌદશ ડોલે, ફરે વારંવારી;
દેવત્તણો તો જોર ન ચાલે, તબ દિલ વિચારી..કરી જ્યું. (૨૩)

અવધિજ્ઞાને દેખી દેવતા, પાપ કીયો ભારી;
મુદ્ગલ લેઇને ગયો દેવતા, ચિત સમતા ધારી...કરી જ્યું. (૨૪)

સર્વ અંગ ધરણી પડયાને, અરજુન તીણુ વારી;
હોઇ સચેતન પાછલ સેંતી, જોવે દેહ ધારી...કરી જ . (૨૫)

આપ શેઠજી તમે કોણ છો, જાશો કીણ ઠામી;
અણસર પારીને કરી વારતા, જીન વદણ જાઈ...કરી જ્યો. (૨૬)

જઇ પ્રભુને વદના, કીધી અરજુન પણ ભારી.
ઉપદેશ સુણીને ચિત્તમા સમજ્યા લીયો સંજમ ભારી...કરી જ્યું. (૨૭)

નગરીનો ઉપસર્ગજ મટયો, કરીને ઉપગારી,
ધન ધન જગમેં શેઠ સુદર્શન, સહુ મટયો ભયકારી...કરી જ્યું. (૨૮)

સંજમ લીધો ચિત્ત ચોખે, કર અભીગ્રહ ધારી,
બેલે બેલે કરે પારણાં, ચિત્ત સમતા ધારી...કરી જ્યું (૨૯)

પારણું લેવા જાએ નગરમાં, ન મલે કયાં આહારી,
ઉપસર્ગ તો ઉપજે અધિકા, ધરો ધરબારી...કરી જ્યું (૩૦)

કંઇક નરતો ક્રોધે આલીઆં, દેવે શસ્ત્ર પ્રહારી,
કોણીને છુટી લાકઠી મારે સંસારી....કરી જ્યું. (૩૧)

તો પણ ક્રોધ ન લાવે મુનીશ્વર ખમે વેદના ભારી
પોતાનાં પાપ કીધાં અતિ નિંદે, ક્ષમા દીલધારી...કરી જયું. (૩૨)

ખટમાસ ચાલ્યો એમ કરતાં, લીઓ કારજ સારી,
કરમ ખપાવીને મુગતે પહોંચ્યા, કરીને સંથારી...કરી જયું. (૩૩)

અંતગડ સુત્રમાં છઠે વર્ગે, કીયો હું વીરતારી,
ક્ષમા કરીને શીવપુર પહોંચ્યા જાઉં બલીહારી...કરી જયું. (૩૪)

પુજ્ય સુખાનંદજી સુખ કે દાતા, બાલ બ્રહ્મચારી,
શીષ્ય રામકૃષ્ણ કહે કરજોડી, પુરો આશ અમારી....કરી જયું. (૩૫)

સવંત અઢાર ને વરસ અણુસઠે, કરી જોડ સારી
માસ આસો શુકલ પક્ષ તિથિ તેરસ લારી...કરી જયું. (૩૬)



# દુનિયાની રીત

કાસુ ખણ ખણ ખણખણે, સોનું કરે ન શોર;
ઉત્તમ પુરૂષ ન ઉચરે, મુર્ખ કરે બકોર. ૧

કપટી જન લઈ બાથમા, વ્યર્થ બતાવે પ્રીત;
કોફળને લઇ બાથમા, કરે સુડી વિપરીત. ૨

ખાનદાન છલકે નહિ, મળે દ્રવ્ય અધિકાર;
નદીઓ મહા મોટી મળે, દધિ છલકે ન લગાર. ૩

મહેનત વિના મળે નહિ, જ્ઞાન માન ને ધન;
ખેડૂત ખેતર જો ખેડે નહિ, તો શું પાકે અન્ન. ૪

નિંદાથી નથી ફાયદો, ચોરી રાખો ચીત;
ખાડો ખોદે તે પડે, એ દુનિયાની રીત. ૫

એઈ વાસણ ફુટયું હોય તેને રેણ દઈને રે'ણીએ;
એઈ પણ કરમ ફુટયાં હોય તે કોઇ કાળે સંધાય નહિ. ૬

કળયુગે કલના પડે, ઊલ્ટા બને બનાવ;
પાણીમાં લોઢું તરે, ડૂબે કાષ્ટની નાવ. ૭

ધૂતારાના દોરમાં, જગે પાખંડી જોર;
સત્ય શોધ્યું ના જડે, સજ્જન બિચારા ચોર. ૮

## સુવાક્ય

૧. ક્ષમાવૃત્તિ એ નિરોગી મનની નિશાની છે.

૨. સારા કાર્યો એજ ખરી સંપત્તી છે.

૩. સમયની બરબાદી એટલે જીવનની બરબાદી.

૪. ધર્મનું મૂળ અચલ શ્રદ્ધા.

૫. આત્મા તો વિજ્ઞાતા છે, અને વિજ્ઞાતા તે આત્મા છે.

૬. બીજાના સુખમાં પોતાનું સુખ આંપનાર દયાનો અધિકારી બને છે.

૭. નાણું સિંહની જેમ ગર્જના કરતું આવે છે, પણ સાપની જેમ ગુપચુપ સરી જાય છે.

૮. મણ મણની વાતો કરનાર કરતાં અધોળ જેટલું આચરનાર ઊત્તમ છે.

૯. કોલસો બાળવાથી જ તેનો રંગ બદલાય છે નહિ કે ધોવાથી તેનો રંગ બદલાય છે.

૧૦. પોતાના ઘરમાં અંધારૂં રાખી, બીજાના ઘેર દીવો દીપક કરવા જનાર ખરેખર અવિચારી ગણાય.

૧૧. છતી આંખે કામી પુરૂષ આંધળો હોય છે.

૧૨. તમે પોતાને ઓળખો એટલે આખા જગતને ઓળખી શકશો

# ઉપદેશ

મધુ સંચય કરી મરી રહ્યો, ભ્રમર કેવળ અજાણ,
ના દીધુ ના ભોગવ્યું, નાહક ખોયા પ્રાણ. ૧

જેહથી તને સુજી ઉપજે, તે તું દેજે અન્યને,
પરમ શાંતિમાં ઝીલજે, મનુષ્ય ભવ પામી કરી. ૨

લક્ષ્મી અતિ ચંચળ ઘણી, વિશ્વાસ એમા ના ધરો,
હાથે તે સાથે જાણી, પુન્ય કેરૂ ભાથુ ભરો. ૩

ઘડીક તેજ ઘડીક છાયા, એનું નામ મોહ અને માયા. ૪

પાણીતો વહેતા ભલા, દરીયાસે મીલ જાય,
બંધા પાણી કયા કામકા, પડે પડે ગંધાય. ૫

(પૈસા અને પાણી બંને બરાબર છે. બંનેને બાંધવા નહિ જોઇએ.)

# શીખામણ

(૧) ઇર્ષા, ક્રોધ અને અજ્ઞાનતાનું ધુમ્મસ તમારી આજુબાજુ ભલે ફરી વળે પરંતુ વ્યક્તિત્વ તમારૂં ઓજસ ભર્યું હશે તો તમે કદી ઢાંકશો નહિ.

(૨) શુભ માર્ગે જેઓ, આગળ વધે છે એમને વધાવી લેવા માટે કુદરત પણ આગળ વધે છે.

(૩) ધીમે ધીમે માથા ઉપર ધોળા વાળ આવે છે. અવસ્થાનો ભાર જણાતા શક્તિ ખૂટવા માંડે છે અને છેવટે સમૃદ્ધિના ભંડાર ભર્યા

હોય તો પણ બધું છોડીને ચાલ્યા જવું પડે છે.

(૪) "સમય" સમય પાસે પહાડ જેવો પડછંદ માણસ પણ લાચાર થઇ જાય છે.

(૫) સંગની અસર, પાણીનું બિંદુ તપેલી તાવડી ઉપર પડે છે ને તુરત બળી અદ્રશ્ય થાય છે, પણ જો તે કમળના પાંદડા ઉપર પડે છે, તો મોતીના જેવું શોભાયમાન લાગે છે. અને તેજ બિંદુ સ્વાતિ નક્ષત્રમાં સાગરમાં ઊઘાડા મુખ કરીને ફરતી માછલીઓના મુખમાં પડે છે તો ઉત્તમ મોતી થાય છે. તેવી જ રીતે મનુષ્ય પણ સહવાસ પ્રમાણે અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ વાળો થાય છે.

(પંચતંત્ર)

## પ્રશ્નોતર

| સવાલ | જવાબ |
|---|---|
| (૧) જગતમા આદરવા યોગ્ય શું છે? | (૧) સદ્‌ગુરુનું વચન. |
| (૨) શીઘ્ર કરવા યોગ્ય શું ? | (૨) કર્મનો નિગ્રહ |
| (૩) મોક્ષ તરુનું બીજ શું ? | (૩) ક્રિયા સહિત સમ્યગ્જ્ઞાન |
| (૪) સદા ત્યાગવા યોગ્ય શું ? | (૪) અકાર્ય કામ |
| (૫) સદા પવિત્ર કોણ ? | (૫) જેનું અંતઃકરણ પાપથી રહિત હોય તે. |
| (૬) સદા યૌવનવંત કોણ ? | (૬) તૃષ્ણા ( લોભ ) |
| (૭) શૂરવીર કોણ ? | (૭) જે સ્ત્રીના કટાક્ષથી વિધાય નંહી તે. |
| (૮) મહત્તાનુ મૂળ શું ? | (૮) કોઇની પાસે પ્રાથના ન કરવી તે |

| | |
|---|---|
| (૯) સદા જાગૃત કોણ ? | (૯) વિવેકી. |
| (૧૦) આ દુનિયામાં નર્ક જેવું દુઃખ શું ? | (૧૦) પરતંત્રતા (પરવશ રહેવું તે) |
| (૧૧) અસ્થિર વસ્તુ શું ? | (૧૧) યૌવન, લક્ષ્મી, અને આયુષ્ય. |
| (૧૨) આ જગતમાં અતિગહન શું ? | (૧૨) સ્ત્રી ચરિત્ર અને તેથી વધારે પુરૂષ ચરિત્ર |
| (૧૩) ચંદ્રમાનાં કિરણો સમાન શ્વેત કીર્તિને ધારણ કરનાર કોણ ? | (૧૩) સુમતિ ને સજ્જન |
| (૧૪) જેને ચોર પણ લઈ શકે નહીં તેવો ખજાનો શું ? | (૧૪) વિદ્યા, સત્ય, અને શિયળવ્રત. |
| (૧૫) જીવનું સદા અનર્થ કરનાર કોણ ? | (૧૫) આર્ત્ત અને રૌદ્ર ધ્યાન |
| (૧૬) અંધ કોણ ? | (૧૬) કામી અને રાગી |
| (૧૭) બહેરો કોણ ? | (૧૭) જે હિતકારી વચનને સાંભળે નહીં તે. |
| (૧૮) મુંગો કોણ ? | (૧૮) જે અવસર આવ્યે પ્રિય-વચન ન બોલી શકે તે. |
| (૧૯) શલ્યની પેઠે સદા દુઃખ દેનાર શું ? | (૧૯) છાનું કરેલું કર્મ |
| (૨૦) અવિશ્વાસ કરવા યોગ્ય કોણ ? | (૨૦) યુવતી અને દુર્જન માણસ |
| (૨૧) સદા ધ્યાનમાં રાખવા યોગ્ય શું ? | (૨૧) સંસારની અસારતા |
| (૨૨) સદા પૂજનીક કોણ ? | (૨૨) વીતરાગ દેવ, સુસાધુ અને સુધર્મ. |

## ॥ અથ શ્રી ચંદનબાલાની જોડ ॥

કર્તા:—નથુ સ્વામી

નગરી ચંપા દધિવાહન રાજા, ધારણી તસ ઘરનારી રે
આજ કાલે આઠમ તપ છે ભારી,

શ્રી વસુંમતિ કુમારી સુખકારી, રૂપકળા ગુણધારી રે આજ. (૧)
દધિવાહન સંતાનિક લડતાં, દધિવાહન ગયો હારી રે. (૨)
ધારણી રાણીને વસુમતિ કુંવરી, સુભટે કરી અપહારી રે. (૩)
રાણી પુછે અમને શું કરશો, તે કરશું ઘરનારી રે. (૪)
તેહનાં વચન સુણીને સતીએ, મરણ કર્યો નીરધારી રે. (૫)
એવું દેખી સુભટ કહે કુવરીને, તું છો મુજ કુમારી રે. (૬)
નારી વચન સુણીને વેચવા ચાલ્યો ચૌટે આણી બેસાડી રે. (૭)
ચોપગની પરે ચૌટે વેચાણી, મુલવી લીએ વેશ્યાનારી રે. (૮)
વસુમતી કુમારીએ પુછી જોયું, તમ ઘર કેશો આચારી રે. (૯)
મદિરા માસનો આહાર જ કરવો, નિત્ય નવા શણગારી રે. (૧૦)
વસુમતી કુમરીએ શીલને સમર્યો, વેશ્યા વાંદરડે દાઢી રે. (૧૧)
ધન શેઠે ધન આપી લીધી, તેડી આવે ઘરબારી રે. (૧૨)
ભલું કર્યું ચંદના કહે શેઠને, ઉરે આનંદ વધારી રે. (૧૩)
શેઠને અંગે રોગ દાહજવર, નટલે હોય પ્રકારી રે. (૧૪)
વસુમતી કુમરી આંગલી ફરસે, ટલીઓ નામ દે ચંદના કુમારી રે. (૧૫)
શેઠને ઘરે નારી છે મુલ્લાં, કરે અણખ અપારી રે. (૧૬)
શેઠની સેવા હરખે કરતી, વિનયવતી તે કુમારી રે. (૧૭)

એક દિન શેઠના ચરણ ધોવંતા, પડી વેણી મોઝારી રે. (૧૮)
શેઠે ઉપાડીને ઊંચી વાળી, લુંછી રૂમાલ તે વારી રે. (૧૯)
આડી આંખે મુલાં જોઈ વિચારે, એણે શેઠને લીધો બગાડી રે. (૨૦)
મારો માન તો એણે ઘટાડયો, તો કરૂં એહને ખુવારી રે. (૨૧)
એહવે શેઠ ગયા પરગામે, કરવા ને વ્યાપારી રે આજ. (૨૨)
અવસર જોઇને કામજ કીયો, મુલાં અદેખણ ભારી રે. (૨૩)
દાસીપણે દુઃખ દેતી હતી, મસ્તક વેણી ઊતારી રે આજ. (૨૪)
પગમાં બેડી ને હાથમાં દસ્કલા, પુરી છે ઓરડી અંધારી રે (૨૫)
ચંદનબાલા મનમાં વિચારે, કીધાં કરમ અવિચારી રે આજ. (૨૬)
દુઃખ ભોગવતાં પાર ન આવ્યો, નિવસું પરઘર બારી રે. (૨૭)
એમ ચિંતવી ચંદનબાલાએ, અઠ્ઠમ કરી ચોવિહારી રે. (૨૮)
મહાસતી મનમા સમતા રાખી, ગણે શુદ્ધ નવકારી રે. (૨૯)
એણે અનસરે શેઠજી આવ્યા, નવી દેખે ચંદન કુમારી રે. (૩૦)
નારીને પુછે કુમરી કીઆ છે. વેગે બતાવો આ વારી રે. (૩૧)
મુલાં કહે તબ હું શું જાણું, કયાં ચંદના તમારી રે. (૩૨)
મારો તે કહેણ ન માને જરીયે, રજ લે છે પર ઘર બારી રે. (૩૩)
એવા વચન સુણી નારીના, શેઠ રહ્યા છે વિચારી રે. (૩૪)
નારી જાતને દ્વેષ ઘણેરો, વાત કરે અવિચારી રે. (૩૫)
મુલાં પીઅર ગઇ તબ નાસી, સાચવીને ઘરબારી રે. (૩૬)
શોધ કરે શેઠ ધણીએ ઘરમાં, નવિ લાભે ચંદના કુમારી રે. (૩૭)
પાડોશમા એક ડોકરી રહે છે, એકલી તે નિરધારી રે. (૩૮)
શેઠ પુછે તેહને કહો માતા, દીઠી કયાં ચંદના મારી રે. (૩૯)

ડોસી કહે તું સુને ન પુછ તુ, છે જોરાવરી તુજ નારી રે. (૪૦)
હું એકલી ને રાખવી રાજી, છાશની ઓશીયાળી રે. (૪૧)
શેઠ કહે તું ડર મતી આણે, વાત કહે વિસ્તારી રે. (૪૨)
તુજને દુઃખ દેખવા ન વિદેશું, ચિંતા નિવારીશ તારી રે. (૪૩)
ડોસીએ નિર્ભય થઈ શેઠ આગે, વાત કરે વસ્તારી રે. (૪૪)
સાંભળી શેઠજી ઘણું કચવાણા, ધીક ધીક પાપણી નારી રે. (૪૫)
તતક્ષણ શેઠજી ત્યા કને આવી, તાલા નાખ્યા ઉઘાડી રે. (૪૬)
ચંદનબાલાની અવસ્થા દેખી, આંખે આસુ ઝર્યાં ભારી રે. (૪૭)
પુત્રી તેડી ઘેર શેઠજી આવ્યા, ઘર ઉંબરડે બેસાડી રે. (૪૮)
સુપડા ખુણે અળદના બાકુલા, શેઠે દીયા તેણી વારે રે. (૪૯)
પારણો દુઃખ વારણો કરબાઇ. બેડી ગાવું તારી રે. (૫૦)
શેઠ લુહારને તેડવા ચાલ્યા, ભાવના ભાવે કુમારી રે. (૫૧)
દાન દઇ પછી પારણું કરશું, આવે કોઇ અણગારી રે. (૫૨)
એણે અવસરે પ્રભુ વીરજી આવ્યા, ખટમાસી તપધારી રે. (૫૩)
તેર બોલમાં એક છે ઉણું, પ્રભુ મળ્યા તેણે વારી રે. (૫૪)
કલ્પવૃક્ષ આવીને વળીયો, હજી મુજ કર્મ છે ભારી રે. (૫૫)
એમ ચિંતિને રૂદન કરે સતી, વહે આંસુડાની ધારી રે. (૫૬)
પાછા વળ્યા બાકુલા વહોરાવે, પ્રભુ લીએ હાથ પ્રસારી રે. (૫૭)
દેવ દુંદુભી આકાશે વાજી, સુવર્ણ વૃષ્ટિ હોઇ સારી રે. (૫૮)
અહોદાન મહાદાન જ બોલે, સુર કરે જય જયકારી રે. (૫૯)
બેડી ફાટીને ઝાંઝર હુવા, મસ્તક વેણી ઉદારી રે. (૬૦)
તોક ફીટીને હાર જ હુઓ, હાથે ચુડી સુખકારી રે. (૬૧)

ધન લેવાને નરપતિ આવે, આવે વળી મુલાં નારી રે. (૬૨)
દેવ કહે સહુ દુરે જાયો, એ ધનથી નિરધારી રે. (૬૩)
ચંદનબાલા સંજમ લેશે, મહોચ્છવ હોશે તવભારી રે. (૬૪)
એ ધન ત્યારે સહુ ખરચાશે, દેખશે સહુ નરનારી રે. (૬૫)
કેટલેક દહાડે વીર જીનેશ્વર, હુવા તે કેવલધારી રે. (૬૬)
દઇ ઉપદેશ ભવિકને બુઝવે, થાપ્યા તીર્થ ચારી રે. (૬૭)
ચંદનબાલાએ વાણી સુણીને, સંજમ લીધો શ્રીકારી રે. (૬૮)
સહસ છત્રીસેં માહે શોભે, હુઇ સહુમે સિરદારી રે. (૬૯)
કર્મ ખપાવીને મોક્ષે પ્હોંતા, ફરી નહિ અવતારી રે આજ. (૭૦)
એવા સતીના ગુણગાતા, હોવે તે જન જયકારી રે. (૭૧)
એવું જાણી પ્રાણી અઠમ કરજો, જો વંચ્છો શીવનારી રે. (૭૨)
પૂજ્ય જશરાજજી શિષ્ય એમ જપે, રૂષી નથમલજી સુખકારી રે. (૭૩)
સંવત અઢાર ઓગણાએંશી વર્ષે વૈશાખ એકમ અંધારી રે. (૭૪)
ગામ ચકારમાંહે ગુણ ગાયા, કરો અઠ્ઠમ નરનારી રે. (૭૫)

॥ ઇતિ શ્રી ચંદનબાલાની જોડ સંપૂર્ણ ॥

## ॥ અથ શ્રી દશ શ્રાવકોની જોડ ॥

પહેલા શ્રી આણંદજી શ્રાવક ગુણે તે ગરૂવા વસે વાણીજ્ય ગામ રે
બાર ક્રોડ કંચન ચાર ગોકુળ, નારી તે શિવાનંદા નામ રે.
પ્રહ ઊઠી સમરીએ દશે શ્રાવક, નામ તે પાતીક જાય રે.
ગુણવંત નરના ગુણગાતા જન્મ સફળ થાય રે.. ... ટેક (૧)

બીજા શ્રી કામદેવજી શ્રાવક, ગુણે તે ગરૂવા વસે ચંપાપુરી ગામ રે
અઢાર ક્રોડ કંચન છ ગોકુળ, નારી તે ભદ્રા નામરે–પ્રહ ઊ (૨)

ત્રીજા શ્રીચુલણી પીઆજી શ્રાવક, ગુણે તે ગરૂવા વસે વણારસી ગામ રે
ચોવીસ ક્રોડ કંચન આઠ ગોકુળ, નારી તે સામા નામ રે (૩)

ચોથા શ્રી સુરાદેવજી શ્રાવક, ગુણે તે ગરૂવા વસે વણારસી ગામ રે
અઢાર ક્રોડ કંચન છ ગોકુળ નારી તે ધના નામ રે (૪)

પાચમા શ્રી ચુલસતકજી શ્રાવક, ગુણે તે ગરૂવા વશે આલંભી આ ગામ રે
અઢાર ક્રોડ કંચન છ ગોકુળ, નારી તે બઉલા ગામ રે (૫)

છઠ્ઠા શ્રી કુંડકોલિકજી શ્રાવક ગુણે તે ગરૂવાવસે કંપીલપુર ગામ રે
અઢાર ક્રોડ કંચન છ ગોકુળ, નારી તે પુષા નામ રે (૬)

સાતમા શ્રી સદ્દાલપુત્રજી શ્રાવક, ગુણે તે ગરૂવાવસે પોલાસપુર ગામ રે
ત્રણ ક્રોડ કંચન એક ગોકુળ, નારી તે અગ્નિમિત્રા નામ રે (૭)

આઠમા શ્રી મહાસતકજી શ્રાવક, ગુણે તે ગરૂવા વસે રાજગૃહી ગામ રે
ચોવીસ ક્રોડ કંચન આઠ ગોકુળ, નારી તે તેરા જાણુ રે (૮)

નવમા શ્રી નંદણી પીઆજી શ્રાવક
ગુણે તે ગરૂવા વસે સાવથ્થી ગામ રે
બાર ક્રોડ કંચન ચાર ગોકુળ, નારી તે અશ્વિની નામ રે (૯)

દશમા શ્રી સાલણી પીયાજી શ્રાવક
ગુણે તે ગરૂવા વસે સાવથ્થી ગામ રે
બાર ક્રોડ કંચન ચાર ગોકુળ, નારી તે ફાલ્ગુની નામ રે
પ્રહ ઊઠી સમરીએ દશે શ્રાવક નામ તે પાતીક જાય રે (૧૦)

## પરોપકાર

પાણીના મોટા તળાવમાંથી થોડાંક ચકલાંઓ ચાંચ ભરીને પાણી પી જાય તો તેથી કાંઇ તળાવ નાનું થઇ જતું નથી, તેમજ પરોપકારને અર્થે જો આપણે ગરીબોને આપ્યું હોય તો તેથી કાંઇ ઓછું થઈ જતું નથી.

મોટા હાથીના ખોરાકમાંથી નાની કીડીઓ થોડું લઇ જાય તો તેથી કયે ઠેકાણેથી કેટલું ઘટયું ? તેનું પણ તેને ભાન રહેતું નથી.

જમીનમાં વાવેલાં બીજ જેમ ઊગી નીકળે છે, અને એકમાંથી અસંખ્ય થઇ જાય છે. તેમ પરોપકાર અર્થે ખરચેલું ધન પણ અંતે ઘણું થઈ મળે છે. ઝાડના ફળ જો ઝાડ પોતે જ ખાઈ જતાં હોય તો તે આપણને ચાખવા પણ મળત નહિ. નદીઓ જો પોતાનું પાણી પોતે જ પી જતી હોય તો તે આપણને પીવા પણ મળત નહિ. અને જો પૃથ્વી પોતાથી ઉત્પન્ન થતું અન્ન પોતે જ ખાઇ જતી હોય તો તે આપણને ખાવા પણ મળત નહિ. પણ જેમ ઝાડના ફળ, નદીનાં પાણી અને પૃથ્વીનું અનાજ "પરોપકાર"ને માટે જ છે. તેમજ ધનવાળા ધન પણ પરોપકારને માટે જ છે. સમજે તેને આ સમજવા જેવું છે.

## ઘંટીના બે પડ

કાળચક્રથી બચવું કઠણ છે. કોઈ બચ્યું નથી ને બચવાનું પણ નથી, જેમ કે દળવાની ઘંટી હોય છે, તેને બે પડ ઉપર નીચે હોય છે. તેમાં ખીલ માંકડીના આધારે સ્ત્રીઓ દાણા નાખી દળે છે. ભયડે છે. હવે આ બે પડ તે શું છે? નીચેનું પડ તે પૃથ્વી અને ઉપરનું પડ આભ અને "ખીલડા"રૂપી ઇશ્વર ને "માકડી"રૂપી માયા. અને દળનાર બાઈ તે કાળરૂપ સમજવી.

જેટલાં દાણા માંકડી ઉપર રહ્યા હોય તે તો પેલીબાઈ હાથવડે સંકોરી ઘંટીમાં નાખી દે છે. અને તે ભરડાઇ જાય છે. પરંતુ ખીલડાની નજીકમાં જેટલા દાણા રહી ગયા હોય તેટલા જ બચે છે. તેવી રીતે ખીલડા રૂપી ઇશ્વરની સમિધ સ્મરણ ભક્તિ, હમેશ જે દાણારૂપ જીવ કરે છે તે જ બચે છે. ને બાકીના કાળચક્રમાં પડી મરણને શરણ થાય છે. માટે જ શ્રદ્ધાપૂર્વક પ્રભુ ભક્તિ દરેકે કરવી જોઇએ.

## વહેલા મોક્ષ જવાના ૨૩ બોલ.

---

૧ મોક્ષની અભિલાષા રાખવાથી, ૨ ઉગ્ર તપશ્ચર્યા કરવાથી, ૩ ગુરૂમુખે સુત્ર સિદ્ધાત સાંભળવાથી, ૪ આગમ સાંભળી તેવી પ્રવૃતિ કરવાથી, ૫ પાંચે ઇંદ્રીય વશ કરવાથી, ૬ છ કાય જીવોની રક્ષા કરવાથી, ૭ ભોજન સમયે સાધુ–સાધ્વીની ભાવના ભાવવાથી, ૮ સદ્જ્ઞાન ભણવા ભણાવવાથી, ૯ નિયાણા રહિત એક કોટીથી વ્રતમાં રહેતો થકો નવ કોટીએ વ્રત પચ્ચખાણ કરવાથી, ૧૦ દશ પ્રકારની વૈયાવચ્ચ કરવાથી, ૧૧ કષાયને પાતળા પાડી નિર્મુળ કરવાથી, ૧૨ છતી શક્તિએ ક્ષમા કરવાથી, ૧૩ લાગેલ પાપોની તરત આલોચના કરવાથી. ૧૪ લીધેલ વ્રતો નિર્મળ રીતે પાળવાથી, ૧૫ અભયદાન તથા સુપાત્ર દાન દેવાથી, ૧૬ શુદ્ધ મનથી શીયળ (બ્રહ્મચર્ય) પાળવાથી, ૧૭ નિર્વદ્ય (પાપ રહિત) મધુર વચન બોલવાથી, ૧૮ લીધેલ સંયમ ભારને અખંડ પાળવાથી, ૧૯ ધર્મ શુકલ ધ્યાન ધ્યાવવાથી, ૨૦ દર માસે ચાર તથા છ પોષધ કરવાથી, ૨૧ ઉભય કાળ આવશ્યક કરવાથી, ૨૨ પાછલી રાત્રે ધર્મ જાગરિકા કરી ત્રણ મનોરથાદિ ચિંતવવાથી, ૨૩ મરણાન્ત સમયે આલોચનાદિથી શુદ્ધ થઈ સમાધિમાં પંડિત મરણે મરવાથી.

આ ૨૩ બોલને સમ્યક પ્રકારે જાણીને, સેવન કરવાથી જીવ વહેલો મોક્ષે જાય.

ઇતિ વહેલા મોક્ષ જવાના ૨૩ બોલ સંપૂર્ણ.

—○○—

## ખોડાજીનો ચાબખો.

હુક્કા બીડી ચુંગી ચલમ પીએ, વલી કંદમુળ કેર કેર ખાવે,
ભક્ષ અભક્ષનું લક્ષ ન જાણે, એને ભાગના રાગડા ભાવે,
ફોકટ શ્રાવક નામ ધરાવે, દિલમાં દયા ધર્મ નહિ આવે. ૧

અધરાત સુધી આહાર કરે, શુધ ચોવીયાર પણ નહિ આવે,
પરસ્ત્રી શું પ્રિતી ઘણી, વળી વેશ્યા તણે ઘેર જાવે. ફોકટ. ૨

પંદરે કર્માદાનને સેવે, નિત પ્રતે નાવા જાવે,
છેલા ફુલીઓ થઇને ચાલે, વળી ભાંડ ભવાઈ જોવા જાવે. ફોકટ. ૩

ધર્મ અધર્મને જાણે નહિ, વળી દેવ ગુરૂ ધર્મને ન ધ્યાવે.
સામાયક કરે તેની શુદ્ધી નહિ, ઝુકી ઝુકીને ઝોલાં ખાવે ફોકટ. ૪

આવે અસુરો ને જાય સવેળો, સામાયક પાળે કાચો,
એહવો મોટો શ્રાવકનામ ધરાવે, પણ કદીએક બોલે સાચો. ફોકટ. ૫

થાપણ રાખે ને ચોરી કરાવે, ખોટા સમ ખાવે,
એહવો મોટો શ્રાવકનામ ધરાવે, પણ પરભવનો ડર નધરાવે. ફોકટ. ૬

ચાડી ચુગલી કરતો ચાલે, દયાની વાત ન ભાવે,
ગુરૂ માવિત્રનું કેણુ ન માને, કસાઇ નામ ધરાવે. ફોકટ. ૭

સાધુની શિક્ષા કાને ન ધારે, અપાશરે નહિ આવે,
ખોડાજી કહે એહવા નિત ખોટાને, સાધુજી કેમ સમજાવે,
ફોકટ શ્રાવક નામ ધરાવે, દિલમાં દયા ધર્મ નહિ આવે.

---

## છ કાયની જોડ.

---

હુવા ને હોશે ઘણાજી જેવંતા જીનરાય, તેણે જીનવરે એમ કહ્યોજી,
મહણો જીવ છ કાયરે, આણી પરિહરો પાપ અઢાર. ૧

થાવર પાંચ પ્રકારનાજી, છઠ્ઠા ત્રસકાય જોય,
જીવ વંછે સહુ જીવણોજી, મરણ ન વંછે કોયરે. આણી૦ ૨

ત્રસ થાવરને પીડતાજી, મોક્ષ ન પહોચ્યા કોય,
ભગવંત વચન માનજોજી, હૃદય વીમાસી જોયરે. આણી૦ ૩

પીલુ મગ જેટલી પૃથ્વીમેંજી, જીવ કહ્યા જીનરાય,
પારેવા જેવડી કાયા કરેજી, જંબુદ્વીપે ન સમાયરે. આણી૦ ૪

એક પાણીને બીંદુવેજી, જીવ કહ્યા જીનરાય,
ભમરા જેવડી કાયા કરેજી, જંબુદ્વીપે ન સમાયરે. આણી૦ ૫

એક અગ્નિને તણખલેજી, જીવ કહ્યા જીનરાય,
સરસવ જેવડી કાયા કરેજી, જંબુદ્વીપે ન સમાયરે. આણી૦ ૬

એક વાયરાને ફણકલેજી, જીવ કહ્યા જીનરાય,
ખસખસ જેવડી કાયા કરેજી, જંબુદ્વીપે ન સમાયરે. આણી૦ ૭

વનસ્પતિ કાયમાંજી, જીવ કેટલા વળી જોય,
સંખ્યા, અસંખ્યાતા સહીજી, વળી અનંતા હોયરે. પ્રાણી૦ ૮

વાડ ભખે જેમ કાકડીજી, વોળાવા લુંટંત,
રાજા અન્યાય આદરેજી, સાર કુણ કરંતરે. પ્રાણી૦ ૯

ઇંદ્રી સ્વાદે ઓષધેજી, મંદર ચૈતે હણાય,
અરથે ધરમે કામે હણેજી, તો કોણ શરણાગત થાયરે. પ્રાણી૦ ૧૦

પ્રશ્ન વ્યાકરણે ભાંખીઓજી, હીંસાના ફળ જોય,
મંદ બુદ્ધીઆ નરક ગામીઆજી, વળી અનેરા હોયરે. પ્રાણી૦ ૧૧

૭ કાય મળીને વિનવેજી, સ્વામી સુણો અરદાસ,
તમે મુગતે સીધાવશોજી, અમને કુણ આધારરે. પ્રાણી૦ ૧૨

વળતા જીનવર એમ કહેજી, સાંભળજોરે ૭ કાય,
સાધુ ખોળે ઘાલશેજી. શ્રાવક દેશે સાજરે પ્રાણી૦ ૧૩

બે, તે, ચોઇંદ્રી જીવડાજી, વળી પંચેંદ્રી જોય,
સુખના વંછક પ્રાણીયાજી, તેને મહણો કોયરે. પ્રાણી૦ ૧૪

સુનાં વનના વંસ તરાજી, નોધણીઆ નીરાધાર,
આપ સવારથે સહુ હણોજી, જણ જણ કુટણહાર રે. પ્રાણી૦ ૧૫

ઊંધે મસ્તકે ઉપનોજી, દુઃખે જનમારો જાય,
એક અજ્ઞાની એહવાજી, ઉપર મેલ ધાયરે. પ્રાણી૦ ૧૬

કંદ કઢાવે મુલ ખણાવેજી, ચુંટે પીપરપાન,
ફલ ફુલને તોડાવેજી, એહવા લોક અજાણરે. પ્રાણી૦ ૧૭

બેટા કહે મા વાંઝણીજી, વાત ન માને કોય,
એણે દ્રષ્ટાંતે જાણોજી, હીંસાએ ધરમ ન હોયરે. પ્રાણી૦ ૧૮

આંખ દુઃખે પોતા તણીજી, ભટકે સાજી દેહ,
પર પીડા જાણી નહીંજી, અજ્ઞાની લક્ષણ એહરે, પ્રાણી૦ ૧૯

હીંસાએ કરી ધરમ સરદહેજી, તે મિથ્યાતી અજાણ,
મલેચ્છ સમાન કૃષ્ણ પખીઆજી, ઉત્તરાધ્યયનની વાણરે. પ્રાણી૦ ૨૦

વળી કહ્યા ટુંટા પાગળાજી, સુયગડાંગની સાખ,
મમ લજીયા ભગવંતે કહ્યાજી, હીંસાધરમી ભાંખ રે. પ્રાણી૦ ૨૧

જે દુઃખ આપને અણખામણોજી, તે પરને વાલો કેમ હોય,
એહવું જાણી પ્રાણીઆજી, તેહને મહણો કોયરે. પ્રાણી૦ ૨૨

જીવ અજીવ જાણ્યા નહિજી, જેણે ન પાળી છકાય,
સૂના ઘરના પ્રાહુણાજી, જેમ આવ્યા તેમ જાયરે. પ્રાણી૦ ૨૩

જીવ અજીવ જાણ્યા સહીજી, જેને પાળી છકાય.
વસ્તા ઘરના પ્રાહુણાજી, મીઠા ભોજન ખાયરે. પ્રાણી૦ ૨૪

ભગવંતે ભાખ્યો તે સાંભળોજી, જે નવી હણે છકાય,
કવીજન ભાવે તે કહેજી, તે કયાં નવી હણાયરે. પ્રાણી૦ ૨૫

જીન સેવક એમ વીનવેજી, ગામ વસ્તક મોઝાર,
ઇખુ બાણ ચંદ્રા નીધીજી, ભવ જીવાને હીતકારરે. પ્રાણી૦ ૨૬

ઇતિ છ કાયની જોડ સમાપ્ત.

---

# પદ્દેશની જોડ.

આ મનુષ્ય જન્મ દોહીલો લીઓ, લાધ્યો આરજ ક્ષેત્ર,
જીવલડા ઉત્તમ કુળે જન્મ લીઓ, હવે રાખ ધર્મ શું હેત;
જીવલડા દોહીલો માનવ ભવ કાંઇ હારે. ૧ એ આંકડી.

નવ ધાટી ઓલંઘને, લાધ્યો નર ભવ સાર, જીવલડા,
પુરી ઇંદ્રી પાઇને, હવે રોટી સાટે મત હાર. જી૦ દો૦ ૨

તારી આ દેહી દીસે દીવાલણી, ધણોહીજ રાખે ગાઢ રે, જીવલડા,
કામ પડે કોઈ તપ તણો, જબ જાએ દીવાલો કાઢ રે. જી૦ દો૦ ૩

અનંતા મેહેર મીસરી ભખી, મીઠી કીધા થુંકરે, જીવલડા,
અન્ન પુદ્દગલ સર્વે ભોગવ્યા, તોએ ભાંગી નહિ તારી ભુખ. જી૦ દો૦ ૪

તું ગાઢ ધણોહી રાખતો, ઝુલતો જોબનમાંએરે, જીવલડા,
જે પેહલે પોરે દીઠા હતા, તે છેલે દીસે નાહીરે. જી૦ દો૦ ૫

માતપીતા ઝુરતા રહે, વળી બંધવીઆની જોડ જીવલડા,
બાલ ત્રિયા વિલ વિલ કરે, જાને જાએ ઉભા છોડરે. જી૦ દો૦ ૬

સગપણ પુત્ર માતા તણા, જીનવર વચનશું જોઅરે જીવલડા,
આંસુ તો માતા તણા, સમુદ્રથી અધીક હોએરે. જી૦. દો૦ ૭

એમ સગપણ કરતો થકો, રૂલીઓ અનાદી સંસારરે, જીવલડા,
એકેકી જોની મધે, વાસો વસીઓ અનંતી વારરે. જી૦ દો૦ ૮

પલ્ય સાગરના આવખા ભોગવ્યા અનંતી વારરે, જીવલડા,
ભય મોહલા ભમીઓ ધણો, હવે તું આંખ ઉધાડરે. જી૦ દો૦

આ મનુષ્ય જનમારો પાઇને, તારો આવખો ઓછો થાએરે જી૦
જો રોગ આવી લાગ્યો રહે તો, ધર્મ ક્યાંથી થાએરે. જી૦ દે૦ ૧૦

આ અથીર આવખો પાઇને, ખીણ એકનો નહિ નીરધારરે, જી૦
ધન જોબન અથીર કહ્યો, અથીર કુટુંબ પરિવારરે. જી૦ દે૦ ૧૧

જે વસ્તુ મુકીને ચાલવું, તે પોતાની નહિ નીરધારરે, જી૦
તેની મુંઢપણે મમતા કરી, જીવ રૂલીઓ અનાદી સંસારરે. જી૦ દે૦ ૧૨

તું તો કેટલાએક હુન્નર કરી, જોડી લાખાશું કોડરે, જી૦
તેનાં પાપ તારે કેડે ચાલી આવે, ધન જાએ ઉભા છોડરે. જી૦ દે૦ ૧૩

એ ધનશું તો ધીગાણા હોવે. ધનશું બંધાશે પાપરે. જી૦
તે અરથ આવે અવરને, દુઃખ ભોગવે આપોઆપરે. જી૦ દે૦ ૧૪

એ ધન કારણ પાપ ઉપરાજીઆ, તે ઉદે આવે નીરધારરે, જી
તે તો નરક નિગોદમાં રડવડે, તેણશું પામે નહિ ભવપારરે જી૦ દે૦ ૧૫

ધન કારણ બંધવ વઢે, ધન ત્રોડાવે નેહરે, જીવલડા,
ધન રોકાવે રાવલે, ધન છંડાવે દેહરે. જી૦ દે૦ ૧૬

વળી ધનશું લાગે ચોરટા, ધન પડાવે વાટરે, જીવલડા,
ધનશું અનરથ નીપજે, ધન પડાવે ફાટરે. જી૦ દે૦ ૧૭

એહજ ધન સંચીઓ હતો, ઘરનારીને કાજરે, જી૦
તે પુરૂષ અનેરાશું ભોગવે, આણે નહિ મનશું લાજરે. જી૦ દે૦ ૧૮

ઘરેણાં ઘડાવેલ ભરથારનાં, ભાતભાતના વેશરે, જી૦
તે શણગાર સજી કરી, કરે પર જનશું પરવેશરે જી૦ દે૦ ૧૯

જો ભરથારમાં સ્વારથ પોંચે નહિ, તો કરે ભરથારની ઘાતરે જી૦
સુરીકંતાજ્યું પ્રતક્ષ દેખી લીઓ એવો પરીગ્રહો સાક્ષાતરે. જી૦ દે૦ ૨૦

ધણુ પરીગ્રહાને કારણે, બાપ કરે બેટાની ઘાતરે, જી૦
વળી બેટા મારે બાપને, એવો એ સાક્ષાતરે. જી૦ દો૦ ૨૧

એક કનક દુજી કામની, એ ફંદ કહ્યા જીનરાએરે, જી૦
જો ધણુ ફંદમાં ફસીઓ રહે, તો મરીને દુરીગતે જાએરે. જી૦ દો૦ ૨૨

વડા વડા જોગી જતી. પડીઆ એણેરે પાસરે, જી૦
સુત્ર આચારાંગમાં કહ્યો, મત કરી એણરો વીશ્વાસરે. જી૦ દો૦ ૨૩

પરણી જે જદ હરખશું, કીઉ ડાહ્યો કીઉ ભુલ્યોરે, જી૦
તાણાતાણ લાગી રહે, તારે નહ તાતા બુધ જાએરે. જી૦ દો૦ ૨૪

ધીક ધીક વિષય વિકારને, પડે પાસમાંયેરે, જી૦
વડા ધરારા દીકરા, તે નીચ તણે ઘરે જાએરે. જી૦ દો૦ ૨૫

જો ધરનારી છુટે નહિ, તો ટાળો મોટા ડાગરે, જી૦
પરનારીને પરિહરો, જે ઉપરવાડાની આગરે. જી૦ દો૦ ૨૬

રામે રાવણ મારીઓ, સીતા કેરે કાજરે, જી૦
દ્રૌપદી કેરા સંગથી, પાડી પદ્મોતરની મામરે. જી૦ દો૦ ૨૭

મણીરથ રાય મોહી રહ્યો, મયણરહા જોઇ રૂપરે, જી૦
જુગ બાહુ ભાઇને મારીઓ, તે જાએ પડ્યો અંધ કુપરે. જી૦ દો૦ ૨૮

પરનારીના સંગથી, પરભવે દુ:ખીઓ થાએરે, જી૦
તે દુ:ખનો પાર આવે નહિ, વળી આ ભવનાં દુ:ખ જોએરે. જી૦ દો૦ ૨૯

રોકે મારે દંડ લીએ, પાડે ઘણા હવાલરે, જી૦
સગા કુટુંબ મીલ્યા થકા, રહે નીચો માથો ઘાલરે. જી૦ દો૦ ૩૦

પરનારીની પ્રીતથી, પાણી ઉતરી જાએરે, જી૦
ક્ષણ એક સુખને કારણે, માર અનંતી ખાએરે. જી૦ દો૦ ૩૧

એ સ્ત્રીનાં વિષય જે ભોગવે, તે મરીને નરકે જાએરે, જી૦
તીહાં અગનની પુતળી, તેણશું આલીગન લેવરાએરે. જી૦ દો૦ ૩૨

હાથ પગ છેદન કરે, વળી નાક ને કાન રે, જી૦
એતો દેખી લ્યો દુ ખની વાનકી, આગે ખુલશે દુખારી ખાણરે. જી૦દો૩૩

એમ જાણી ઉત્તમ નરા, છાંડો નારીનો સંગરે, જી૦
તો સ્વયંભુરમણ સમુદ્ર તર્યા, બાકી રહી નદી ગંગરે. જી૦ દો૦ ૩૪

આ સંસાર અસાર છે, જીણમેં સુખ નહિ છે લગારરે, જી૦
વ્યાધી વેદની અતી ઘણી, જન્મ મરણ અપારરે. જી૦ દો૦ ૩૫

તું જાણે સુખ ભોગવું, આ છે પંચમ કાલરે, જી૦
વીર જીણંદે સૂત્રમાં કહ્યો, તેહનો વચન સંભાલરે. જી૦ દો૦ ૩૬

અનંતીવાર સુખ ભોગવ્યા. તોએ પુગી નહિ તારી આશરે, જી૦
વળી સુખ કારણે પાપ આરંભ કરે, તેણશું પડીશ નરકાવાસરે. જી૦ ૩૭

અનંતીવાર દુ ખ ભોગવ્યા, વળી ખોળી ખાધી મારરે, જી૦
એહજ વિષયશું રાચતા, તું ન કરે લાજ લગારરે. જી૦ દો૦ ૩૮

તુ તો નકટો ફીટો નીશરમો, નીશરમો લાજ રહિતરે, જી૦
જીણસે તું નરકે ગયો, વળી તેણશું માડી પ્રીતરે. જી૦ દો૦ ૩૯

એ કામ ભોગશું પ્રીત ન કીજીએ, પ્રીત કીઆ લલચાયરે, જી૦
ચાર ગતિ સંસારમાં, દડા દુડી જેમ થાએરે. જી૦ દો૦ ૪૦

પ્રીત ન કીધી સંભુત સાધુજી, ચક્રીવંત ભોગ આવ્યા દાએરે, જી૦
તે બ્રહ્મદત્ત ભવમા સુખ ભોગવ્યાં, હવે નરકામેં ઝોકા ખાએરે. જી૦દો ૪૧

એ કામભોગ ફલ એહવા, તે પોંચાડે નરક મોઝારરે, જી૦
તે તો નરકેન ગોદમાં રડવડે, તેણશું પામે નહિ ભવપારરે. જી૦ દો૦ ૪૨

કામભોગ શલ્ય સરખા, તે ખટકે ચીત મોઝારરે, જી૦
દ્રવ્ય શલ્યશું તો એકવાર મરે, એણુશું મરશે અનંતી વારરે. જી૦ દો૦ ૪૩

કામ આસી વીષ સારીખા, તે દીઠા વિષે લહેર આય રે, જી૦
ઇણુરી જે વંછા કરે, તે મરીને દુરીગત જાએરે. જી૦ દો૦ ૪૪

એ ભોગ ઝેર ફલ જેહવા, એ મુલ કારણ સંસારરે, જી૦
એને ફલકિંપાકની ઉપમા, દુઃખ દેખે અનંતીવારરે, જી૦ દો૦ ૪૫

કોએ કુલવંતી જાએ ચાલી, કોઇ કરો મન દીઠે જાએરે, જી૦
તે વિણ મલ્યા વિણુ ભોગવ્યા, મરીને દુરીગત જાએરે. જી૦ દો૦ ૪૬

જોજો વિણ ભોગવ્યા દુરીગત જાવે, તે વંછા કીઆથી જાએરે, જી૦
તો જે કોઇ ભોગ ભોગવશે, તેહુરા દુઃખનો નહિ કોઇ પારરે. જી૦દો૦૪૭

કોઇ ક્રોડ રત્ન કોડી સાટે હારી જાએ મુંઢ ગમારરે, જી૦
જે મનુષ્ય વિષય સુખ કારણે, હારી જાએ મુંઢ ગમારરે. જી૦ દો૦ ૪૮

ધીક ધીક ઇણુ સંસારને. માતા મરીને ધરણી થાએરે, જી૦
ધરણી મરી માતા હોવે, એસો અનરથ જોએરે. જી૦ દો૦ ૪૯

ધીક ધીક ઇણુ સંસારને, દેવતા મરીને તિર્યંચ થાએરે, જી૦
વડા વડા રાણા રાજવી, મરીને દુરીગત જાએરે. જી૦ દો૦ ૫૦

દેવગુરૂ ઓળખ્યા નહિ, નહિ ઓળખ્યો ધર્મ સારરે, જી૦
મોહજ મજામાં ખેલતો, કેમ ઉતરીશ ભવપારરે. જી૦ દો૦ ૫૧

કુગુરૂ કુદેવ કુધરમમાં, હોએ રયો છે લાલરે, જી૦
પણ પર ભવમેં પસ્તાવશો, જબ પડશે દુઃખ હવાલરે. જી૦ દો૦ ૫૨

દેવ અરિહંત ગુરૂ સાધુજી, ત્રીજો કેવળી ભાંખીત ધર્મરે, જી૦
એઓને ઓળખ્યા સમદ્રષ્ટી હોવે, તો જાએ મિથ્યાતનો મરમરે. જી૦દો૦૫૩

જેને મોહ મિથ્યાત ઉદે હોવે, તેણરા ઘટમાં છે ઘોર અંધારરે, જી૦
તે કાલ અનાદીનો જાણજો, તેણશું પામે નહિ ભવપારરે. જી૦ દો૦ ૫૪

આ તો થોડા દીનની સાહેબી, તેણમાં માંડયા ઘણા તોફાનરે, જી૦
પણ કાલ ઓચીતો ઘેરશે, જબ પડશે દુઃખ હવાલરે. જી૦ દો૦ ૫૫

એમ જાણી ઉત્તમ નરા, જાણે અથીર સંસારરે, જી૦
નવ તત્વરો નીરણે કરો, લેજો સંજમ સારરે, જી૦ દો૦ ૫૬

કેટલાએક ગ્રહસ્થ થકા ઓળખ્યા, દેવ ગુરૂ ધર્મ આચારરે, જી૦
જીવ દયા ધર્મ આદરે જે, માનવ ભવનો સારરે. જી૦ દો૦ ૫૭

બારે વ્રત શુધ આદરે, થોડે કરે સંતોષરે, જી૦
તો દેવલોક જાએ નિશ્ચે ખરો, સુરતી લાગી છે મોક્ષરે. જી૦ દો૦ ૫૮

કેટલાએક ભવ એક કરે, કેઈ કરે સાત આઠરે, જી૦
શુધ સમકિત આરાધને, લીએ મુગતની વાટરે. જી૦ દો૦ ૫૯

જો હોએ ક્રોડ પુરવના આવખા, તોએ કામ પુરા નહિ થાએરે, જી૦
ઘર ધંધા તો લાગ્યા રહે, જીવ હાથ ઘસતો જાએરે. જી૦ દો૦ ૬૦

એવું જાણી નેડો તું મત રહે, રાખ ધરમશું હેતરે. જી૦
તું પરભવની ચિંતા કર, માથે કાલ ચપેટા દેતરે. જી૦ દો૦ ૬૧

તારે નયણે નિંદ્રા નિંદ્રા ઘણી, તું ઝુક ઝુક ઝોકાં ખાએરે, જી૦
તારા ઘરમા પેઠા ચોરટા, તારો ધન મુસલે જાએરે. જી૦ દો૦ ૬૨

તુંને હેલા દેદે જગાવીઓ, તારે સદ્‌ગુરૂ ચોકીદારરે, જી૦
જાગતડા નર જતીઆ, સુતા હુવા છે ખુવારરે. જી૦ દો૦ ૬૩

એવું જાણી નેડો તું મત રહે, રાખ ધર્મશું પ્રેમરે, જી૦
તો કારજ સરવે તારા સુધરશે, જો ચોખા પાલીશ વ્રત નીમરે,
જીવલડા દોહીલો માનવ ભવ કાંઇ હારે. જી૦ દો૦ ૬૪

ઇતિ ઉપદેશની જોડ સમાપ્ત.

—oo—

## શ્રી જીવા પાંત્રીસી

મોહ મીથ્યાત્વકી નીંદમેં, જીવા સુતો કાલ અનંત;
ભવો ભવમાંહિ ભટકીઓ, જીવા સાંભલ તે વીરતાંત,
જીવા તું તો ભૂલો રે પ્રાણી એમ રૂલ્યો રે સંસાર. ૧ એ આંકડી.

અનંતા ન હુવા કેવલી, જીવા ઉત્કૃષ્ટી જ્ઞાની અગાડી,
ઘણુ ભવથી લેખો લીએ, જીવા થારી ન કહે કોઇ આદી. જીવા૦ ૨

પૃથ્વી પાણી અગ્નીમાં, જીવા ચોથી વાઉ કાય,
એકેકી કાયા મધે, જીવા કાલ અસંખ્યાતો જાય. જીવા૦ ૩

પંચમી કાય વણસઇ, જીવા સાધારણ પ્રત્યેક,
તેહ માંહે તું વસ્યો, જીવા તેહ વિચારી દેખ. જીવા૦ ૪

સોય અગ્ર નિગોદમેં, જીવા શ્રેણી અસંખ્યાતી જાણ,
અસંખ્યાતા પ્રતર કહ્યા, જીવા અસંખ્યાતા ગોલા પ્રમાણ. જીવા૦ ૫

એક એક ગોલા મધે, જીવા અસંખ્યાતા શરીર,
એક શરીરમાં જીવડા, જીવ અનંતા કહ્યા મહાવીર. જીવા૦ ૬

તે માંહેથી નીકળી, જીવા મોક્ષ જાવે નીરધાર,
એક શરીર ખાલી ના હુઓ, જીવા ન હોશે અનંતે કાલ. જીવા૦ ૭

એક એક અભવી સંગે, જીવા ભવી અનંતા હોય,
વળી વીશેષે તેહના, જીવા જન્મમરણ તું જોય. જીવા૦ ૮

હોય ભડી કાચી મધે, જીવા પાંસઠી સહસ સો પંચ,
છત્રીસ અધીકા જાણીએ, જીવા જન્મમરણની ખંત. જીવા૦ ૯

છેદન ભેદન વેદના, જીવા નરકે સહી બહુ વાર,
તેણે થકી નીગોદમેં, જીવા અનંતગુણી વિચાર. જીવા૦ ૧૦

એકેંદ્રી માંહેથી નીકલી, જીવા બે ઇંદ્રીમાં જાય,
તવ પુનાઇ તેહની, જીવા અનંતગુણી કહેવાએ. જીવા૦ ૧૧

એમ તેઇંદ્રી ચૌઇંદ્રી જીવમાં, જીવા દોય દોય લાખ જાત,
દુઃખ દીઠાં સંસારમાં, જીવા સુણતાં અચરજ વાત. જીવા૦ ૧૨

જલચર થલચર ખેચરા, જીવા ઉરપર ભુજપર જાત,
તાપ શીત સહ્યા સહી, જીવા દુઃખ સહ્યા દિનરાત, જીવા૦ ૧૩

એમ ભમતો જીવડો, જીવા પામ્યો નર ભવસાર,
ગરભાવાસે દુઃખ સહ્યા જીવા તે જાણે કીરતાર, જીવા૦ ૧૪

મસ્તક તો હેઠો હુવે, જીવા ઉપર હુવે દો પાય,
આંખું આડી દો મુઠડી, જીવા રહ્યો વિષ્ટા ઘરમાય જીવા૦ ૧૫

બાપવીર્ય રૂદ્ર માતનો, જીવા એ તેં લીધો આહાર,
ભુલી ગયો જનમ્યા પછી, સેવે વિષય, વિકાર જીવા૦ ૧૬

ઇંદ્ર ક્રોડ સોય લાલ કરે, જીવા ચાંપે રોમ માંએ
તેથી આઠાગુણી વેદના, જીવા ગરભાવાસ માંએ થાય. જીવા૦ ૧૭

જન્મતાં હોવે ક્રોડગુણી, જીવા મરણ સમે ક્રોડાક્રોડ,
જન્મ મરણના જીવને, જીવા એ જાણ મોટી ખોડ, જીવા૦ ૧૮

દેશ અનારજે ઉપનો, જીવા ઇંદ્રી હીણા થાએ,
આઉખો ઓછો હુવે, જીવા ધરમ કીસી વીધ થાએ, જીવા૦ ૧૯

કદાચીત નર ભવ પામીએ, જીવા ઉત્તમ કુલ અવતાર,
દેહ નીરોગી પામીએ, જીવા એળે ગયા અવતાર, જીવા૦ ૨૦

ઠગ ફાંસીગર ચોરટા, જીવા ધીવર કસાઇ જાત,
જન્મ્યો ને મુઓ નહિ, જીવા એસી ન રહી કોઈ જાત જીવા૦ ૨૧

ચઉદે રાજલોકમેં, જીવા જન્મ મરણનો જોર,
ખાલી વાલ અગ્ર કાં ભુમીમાં. જીવા ખાલી ન રાખી ઠોર, જીવા૦ ૨૨

એહી જીવ રાજા હુઓ, જીવા હસ્તિ બાંધ્યા બાર,
કબહીક કર્મને વસે, જીવા ન મળે અન્ન ઉધાર. જીવા૦ ૨૩

એમ સંસાર ભમતો થકો, જીવા પામ્યો સમકિત સાર,
આદરીને છોડ દીયો, જીવા જાએ જન્મારો હાર, જીવા૦ ૨૪

ખોટા દેવ સરદીઆ, જીવા કુગુરૂ લાગો કેડ,
ખોટા ધર્મ આદરી, જીવા કીધી ચઉગતી ફેર, જીવા૦ ૨૫

કબહીક તો નરકે ગયો, જીવા કબહી હુવો તું દેવ
પુન પાપના ફ્લ થકી, જીવા લાગી મિથ્યાતની ટેવ, જીવા૦ ૨૬

ઓઘાને વળી મુહપતી, જીવા મેરૂ સમ ઢગ કીધ,
સાચી સરધા બાહેરે, જીવા એકે કાજ ન સીધ જીવા૦ ૨૭

ચારે જ્ઞાન તણા ધણી, જીવા નરક સાતમી જાએ,
ચઉદે પુરવના ધણી, જીવા જાએ નીગોદ માંએ, જીવા૦ ૨૮

ભગવંતનું ધર્મ પામ્યા પછી, જીવા કરણી ન જાએ ફોક,
કદાચીત પડવાઇ હોવે, તો જીવા અડધા પુદ્ગલમાં મોક્ષ, જીવા૦ ૨૯

સુક્ષ્મ ને બાદર પણે, જીવા મેલી વરગણા સાત,
એક પુદ્દગલ આવર્તનની, જીવા ઝીણી ઘણી છે વાત, જીવા૦ ૩૦

અનંતા જીવ મુગતેં ગયા, જીવા ટાળી આતમ દોષ,
નવી ગયા નવી જાશે, જીવા ભારી કર્મી મોક્ષ, જીવા૦ ૩૧

પાપ આલોહી આપણા, જીવ. આસ્ત્રવ નાલા રોક,
તેહથી દેવલોકમેં જાયસો, જીવા પનરે ભવમેં મોક્ષ, જીવા૦ ૩૨

એવા ભાવ સુણી કરી, જીવા સરધા આવી નાંહી,
જેમ આવ્યો તેમ જાઇશ, જીવા લાખ ચોયોસી માંહી જીવા૦ ૩૩

કેહી ઉત્તમ નર ચેતને, જીવા જાણ્યો અથીર સંસાર.
સાચો સાર્ગ સરધને, જીવા જાએ મુગત મોઝાર, જીવા૦ ૩૪

દાન સિયલ તપ ભાવના, જીવા ઇણિશું રાખો પ્રેમ
ક્રોડ કલ્યાણ છે તેહનાં, જીવા રૂષી જેમલજી કહે એમ,
જીવા તું તો ભુલોરે આણી, એમ રૂલ્યોરે સંસાર. જીવા૦ ૩૫

**ઇતિ શ્રી જીવા પાંત્રીસી સમાપ્ત.**

## શ્રી ચાહા દેવીની જોડ

શું કહું કથની મારી હો રાજ, શું કહું કથની મારી—એ દેશી.

દેશ પરદેશે ગામે ગામને વશ કીધા તેં તારી બલીહારી,
ધર્મશાળા મુસાફરખાના, જ્યાં ત્યા તાહારી અસ્વારીરે.
ચાહા દેવી તારી જાઉં બલીહારી. ૧

આ બુઢા બાલ જુવાન નરનારી, સેવા કરે સહુ તાહારી,
ભૂલી ભગવાનને તુંને ભજે છે, થઇ તું ચિત્ત હરનારીરે. ચાહા દેવી૦ ૨

સાધુ સંત ત્યાગી વૈરાગી, એવા સંજ્ઞાના ધારી,
તાહારા વીના તેને નવી ચાલે, તું લાગે છે બહુ પ્યારીરે. ચાહા દેવી૦ ૩

વીવાહને ખરચે સગાં આવે, ત્યાં તાહારી હોએ તઇઆરી
ઉજમણા સંઘ પોથી પારણે, આખી રાત ઉડનારીરે. ચાહા દેવી૦ ૪

શેરીના નાકે મહેલાના મુખમાં, ઠેર ઠેર હોટલો ભારી,
અણગળ પાણીમાં ઉકળે તું તો, સહુને સરખાં કરનારીરે. ચાહા દેવી૦ ૫

ચાલતાં ચાર જણ ભેગા થાય તો, નીકળે છે વાત તાહારી,
તારા પંજામાં ફસાણા તેને કરે તું ખુહારી રે. ચાહા દેવી૦ ૬

દુધનો દાટ વાળી, ખાનો ખરાબ કરી હાડમાંસને ચુસનારી,
રોગ સોગ ને રંગે રાતી, તારી ગતી છે ન્યારી રે. ચાહા દેવી૦ ૭

ખેડુ મજુર કોઇને નવ છોડ્યા, ખળાં ખેતરમાં સ્વારી,
અડધી કોરીઆં ત્રણ ભાગ તારા, બચ્ચાંને ભુખે મારનારી. ચાહા દેવી૦ ૮

મેહેર આણીને જંમની માતા કરજે જવાની તઇઆરી,
ખુવાર થઇને જવુંજ પડશે, શાંતીથી જાએ તો સારીરે. ચાહા દેવી૦ ૯

હાર્ટફેલ જેવા રોગ ઉપજાવે, મરણ સંખ્યાને વધારી,
કપુર મુનિ કહે જીવતી ડાકણ, જલદી કરો દેશ પારી રે.
ચાહા દેવી તારી જાઉ બલીહારી. ૧૦



## શ્રી કર્મ પચીશીની સઝાય.

દેવ દાનવ તીર્થંકર ગણધર, હરિ હર નર વર સબળા, કર્મ સંયોગે સુખ દુઃખ પામ્યા, સબળા હુઆ મહા નિબળારે. પ્રાણી કર્મ સમો નહી કોય, કીધાં કર્મ વિના ભોગવિયાં, છૂટક બારો ન હોયરે.

પ્રાણી૦ ૧ એ આંકણી. આદીશ્વરને અંતરાય વિટંબ્યો, વર્ષ દિવસ રહ્યા ભૂખે. વીરને બાર વરસ દુઃખ દીધું, ઉપન્યા બ્રાહ્મણી કૂખેરે. પ્રાણી૦ ૨ સાઠ સહસ સુત એક દિન મૂઆ, સામંત શૂરા જેસા, સગર હુઓ મહાપુત્રે દુઃખીયો, કરમ તણાં ફળ એસારે. પ્રાણી૦ ૩. બત્રીશ સહસ દેશોનો સાહેબ, ચક્રી સનત કુમાર. સોળ રોગ શરીરે ઉપન્યા, કરમે કિયો તસ ખુવારરે પ્રાણી૦ ૪ સુભુમ નામે આઠમો ચક્રી, કર્મે સાયરમાં નાંખ્યો, સોળ સહસ યક્ષે ઉભાં દીઠો, પણ કિણહી નવિ રાખ્યોરે. પ્રાણી૦ ૫ બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધોરે અંધો. એમ જાણી પ્રાણી વિણ કામે, કોઈ કર્મ મત બાધોરે પ્રાણી૦ ૬ વીશ ભુજા દશ મસ્તક હુતા, લક્ષમણે રાવણ માર્યો, એકવડે જગ સહુને જીત્યો, કર્મથી તે પણ હાર્યો રે. પ્રાણી૦ ૭ લક્ષમણ રામ મહા બળવંતા, વળી સત્યવંતી સીતા, બાર વરસ લગેં વન માંહે ભમિયા, વીતક તસ બહુ વીત્યારે. પ્રાણી૦ ૮. છપ્પન ક્રોડ જાદવનો સાહેબ, કૃષ્ણ મહા બળિ જાણી, અટવી કોશંબીમા એકલડો મૂઓ, વલવલતો વિણ પાણીરે પ્રાણી૦ ૯ પાચ પાડવ મહા ઝુઝરા, હારી દ્રૌપદી નારી, બાર વરસ લગેં વન દુઃખ દીઠાં, ભમિયા જેમ ભીખારીરે પ્રાણી૦ ૧૦ સતીય શિરોમણી દ્રોપદી કહીએ, પાંચ પુરૂષની નાર, સુકમાળિકા ભવે બાંધ્યું નિયાણું, પામી પાચ ભરતારરે. પ્રાણી૦ ૧૧ કર્મે હલકો કીધો હરિચંદ્રને, વેચી તારા રાણી, બાર વરસ લગેં માથે આણ્યું, ડુંબ તણે ઘર પાણીરે. પ્રાણી૦ ૧૨ દધિવહાન રાજાની બેટી, ચાવી ચંદન- બાળા, ચૌપદની પેરે ચઉટે વેચાણી, કર્મતણા એ ચાળારે. પ્રાણી૦ ૧૩ સમકિત ધારી શ્રેણીક રાજા, બેટે બાંધ્યો મુસકે ધર્મી નરપતિ કર્મેં દબાણા, કર્મથી જોર ન કિસકેરે. પ્રાણી૦ ૧૪ ઇશ્વર દેવ ને પાર્વતી રાણી, કરતા પુરૂષ કહેવાય. અહોનિશ સમશાન માંહે વાસો, ભિક્ષા ભોજન ખાયરે. પ્રાણી૦ ૧૫ સહસ કિરણ સૂરજ પ્રતાપી રાત દિવસ રહે ભમતો, સોળ કળા સશિહર જગ જાચો, દિન દિન જાએ ઘટતોરે. પ્રાણી૦ ૧૬ નળરાજા પણ જુગટે રમતાં,

અરથ ગરથ રાજ્ય હાર્યો, બાર વરસ લગે વન દુઃખ દીઠું, તેને પણ કર્મે ભમાડયોરે. પ્રાણી૦ ૧૭. સુદર્શનને શૂળીયે દીધો, મુંજરાયે માગી ભીખ, તમસ ગુફા મુખ કોણિક બળીયો, માની ન કોઇની શીખરે. પ્રાણી૦ ૧૮. ગજમુનિના શિર ઉપર સઘડી, સાગરદત્ત બળ્યું શીશ, મેતારજ વાધરે વિંટાણા, ક્ષણ ન આણી રીશરે. પ્રાણી૦ ૧૯. પાંચસેં સાધુ ઘાણીમાં પીલ્યા, રોશ ન આણ્યો લગાર, પૂરવ કર્મે ઢંઢણ ઋષિને, ષટ માસ ન મળ્યો આહારરે. પ્રાણી૦ ૨૦. ચૌદ પુરવ ધર કર્મ તણે વશ, પડ્યા નિગોદ મઝાર, આર્દ્ર કુમાર અને નંદિષણે, ફરિ વાસો ઘરબારરે. પ્રાણી૦ ૨૧. કળાવતીના કર છેદાણા, સુભદ્રા પામી કલંક, મહાબળ મુનીનું ગાત્ર પ્રજાળ્યું, કર્મ તણા એ વંકરે. પ્રાણી૦ ૨૨. દ્રૌપદી હેતે પદ્મનામનું, ફેર્યું કૃષ્ણે ઠામ, વીરને કાને ખીલા ઠોકાણા, પગે રાંધી ખીર તામરે. પ્રાણી૦ ૨૩. કર્મથી નાઠા જાય પાતાળે, પેસે અગનિ મઝાર, મેરૂ શિખર ઉપર ચઢે પણ, કર્મ ન મુકે લગારરે. પ્રાણી૦ ૨૪. એવાં કર્મ છત્યાં નરનારી, તે પહોંત્યાં શિવ ઠાય, પ્રભાતે ઉઠી નિત નિત વંદો, ભક્તિએ તેના પાયરે. પ્રાણી૦ ૨૫. એમ અનેક નર ખંડ્યા કર્મે, ભલભલેરા જે સ્રાજ, ઋષિ હરષ કર જોડીને કહે, નમો નમો કર્મ મહારાજરે. પ્રાણી૦ ૨૬.

**ઈતિ શ્રી કર્મ પચ્ચીશીની સઝાય સમાપ્ત.**

---

## શ્રી જીવ રાશીની સઝાય.

હવે રાણી પદમાવતી જીવ રાશિ ખમાવે, જાણપણું જગતે ભલું, એણી વેળાયે આવે, તે મુજ મિચ્છામિ દુક્કડં. ૧. અરહંતની સાખ, જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ, તે મુજ૦ ૨. સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય, સાત લાખ તેઉકાયના સાતે વળી

વાય. તે મુજ૦ ૩ દશ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદે સાધારણ, બે તે ચૌરેંદ્રિય જીવના, બે બે લાખ વિચાર. તે મુજ૦ ૪. દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી, ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે મુજ૦ ૫. ઇણિ ભવે પર ભવે સેવીયાં, જે પાપ અઢાર, ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતિના દાતાર તે મુજ૦ ૬. હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ, દોષ અદત્તા દાનના, મૈથુન ઉનમાદ. તે મુજ૦ ૭ પરિગ્રહ મેલ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ, માન માયા લોભમેં કિયાં. વળિ રાગ ને દ્વેષ. તે મુજ૦ ૮. કલહ કરી જીવ દુહવ્યા, દીધા કુડાં કલંક, નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક. તે મુજ૦ ૯. ચાડી કીધી પારકી, કીધો થાપણ મોસો, કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરૂસો. તે મુજ૦ ૧૦. ખાટકીને ભવે મેં કિયા, જીવના વધ ઘાત. ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દિનરાત તે મુજ૦ ૧૧. કાજી મુલ્લાને વે પઢી મંત્ર કઠોર, જીવ અનેક જભ્ભે કીયા, કીધાં પાપ અઘોર. તે મુજ૦ ૧૨. માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ, ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડ્યા પાસ તે મુજ૦ ૧૩. કોટવાળાને ભવે મેં કીયા, આકરા કર દંડ, બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ. તે મુજ૦ ૧૪. પરમાધામીને ભવે, દીધા નારકી દુ:ખ, છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ. તે મુજ૦ ૧૫. કુંભારને ભવે મેં કિયા, નીમાહ પચાવ્યા, તેલી ભવે તલ પિલિયા, પાપે પિંડ ભરાવ્યા. તે મુજ૦ ૧૬. હાળી ભવે હળ ખેડીયાં, ફોડ્યા પૃથ્વીનાં પેટ, સૂડ નિદાન કિયાં ઘણા, દીધા બળદ ચપેટ. તે મુજ૦ ૧૭. માળી ભવે રોપ રોપીયા, નાના વિધ વૃક્ષ, મૂળ પત્ર ફળ ફુલનાં લાગ્યાં પાપ અલક્ષ. તે મુજ૦ ૧૮. અધોવાઈયાને ભવે, ભર્યાં અધિકા ભાર પોઠી ઉટ કીડા પડ્યા, દયા નાણી લગાર. તે મુજ૦ ૧૯. છીપાને ભવે છેતર્યાં કીધાં રંગણ પાસ, અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ. તે મુજ૦ ૨૦. શૂર પણે રણ જૂઝતાં, માર્યાં માણસ વૃંદ, મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ. તે

મુજ૦ ૨૧. ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં, આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યાં. તે મુજ૦ ૨૨. અંગાર કર્મ કિયાં વળી, ઘરમેં દવજ દીધા, સમ ખાધા વિતરાગના, કૂડા કોસજ કીધા. તે મુજ૦ ૨૩. બિલ્લી વે ઉંદર ગળ્યા, ગીરોળી હત્યારી, મૂઢ ગમાર તણે વે, મેં જૂ લીખ મારી. તે મુજ૦ ૨૪. ભાંડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ, જાર ચણા ઘઉં શેકિયા, પાડંતા રીવ. તે મુજ૦ ૨૫. ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક, રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્વેગ. તે મુજ૦ ૨૬. વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ, ઇષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ. તે મુજ૦ ૨૭. સાધુ અને શ્રાવકતણાં, વ્રત લઇને ભાગ્યાં, મૂળ અને ઉત્તર તણાં, મુજ દૂષણ લાગ્યાં. તે મુજ૦ ૨૮. સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી, હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી. તે મુજ૦ ૨૯. સૂવાવડી દૂષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા, જીવાણી ઢોલ્યાં ઘણાં, શીળ વ્રત ભંજાવ્યાં. તે મુજ૦ ૩૦. ભવ અનંત ભમતા થકા, કીધો દેહ સંબંધ, ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર. તે મુજ૦ ૩૧. ભવ અનંત ભમતાં થકાં કીધા પરિગ્રહ સંબધ, ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, તિણિ શું પ્રતિબંધ. તે મુજ૦ ૩૨ ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ, ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂ, તિણશું પ્રતિબંધ. તે મુજ૦ ૩૩. ઇણિપરે ઇહભવ પર ભવે, કીધા પાપ અખત્ર, ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર. તે મુજ૦ ૩૪. એણિ વિધે એ આરાધના, ભાવે કરશે જેહ, સમય સુંદર કહે પાપથી, વળી છુટશે તેહ. તે મુજ૦ ૩૫. રાય વૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ, સમય સુંદર કહે પાપથી, છૂટે તતકાળ. તે મુજ૦ ૩૬.

**ઇતિ શ્રી જીવ રાશિની ઝાય સમાપ્ત.**

# શ્રાવકની આલોયણાની સઝાય.

પ્રથમ નમું અરિહંતને, બીજા સિદ્ધ ભગવંત;
ત્રીજા ગુરૂ ગુણવંતને, (મેં) કીધા પાપ અનંત.
તે મુજ મિચ્છામિ દુક્કડં—એ આંકણી૦ ૧

અલોઉં પાપ તમામને, અનંત સિદ્ધની શાખ;
કૃત્ય અઘોર મેં કીયા, ઉઘાડી નહિ આંખ–તે મુ૦ ૨

ત્રસ સ્થાવરને મેં હણ્યા, કરવાને મુજ સુખ;
જીવ કાયાથી જુદા કીયા, દીધા અનંત દુઃખ–તે મુ૦ ૩

પૃથ્વીના પેટ મેં ફોડ્યા, તોડી તરૂવર ડાળ;
અગ્નિ આરંભ કીધાં ઘણાં, છોડાવ્યા ધાવંતા બાળ–તે મુ૦ ૪

પગ પંખ પકડી તોડીયા, છેદ્યાં કઇકના શિષ;
કઇકને મસળી મારીયા, કઇક પર કરી રીસ–તે મુ૦ ૫

જુઠું બોલ્યો જશ ખાટવા, મલક્યો મનમાંય;
હસી હસી કર્મ બાંધીયા, પસ્તાવો બહુ થાય–તે મુ૦ ૬

માન મુકી વટને કારણે, વળી ભરવા મુજ પેટ;
આડું અવળુ ઘણું વેતર્યું, ભાન ભૂલી થયો મેડ–તે મુ૦ ૭

ચોરી તણી ચીજો સંઘરી, કીધો ઘાત વિશ્વાસ;
વિષયતણો ગીરધી થયો, (કઇકના) કાઢયા સત્યાનાશ–તે મુ૦ ૮

આ ભવ પરભવ ભોગવ્યા, કામભોગ અપાર;
અંધ બન્યો અતિ વિષયમા, નાવ્યો કાંઇ વિચાર–તે મુ૦ ૯

લપટાણો રમણિના રાજમાં, લુંટાણો ભર બજાર;
રતિ એક ધર્મ રહ્યો નહિ, પ્રભુ કરો નિસ્તાર–તે મુ૦ ૧૦

માલ મત્તા ધન મેળવ્યું, જીવે અનંતીવાર;
મારૂં મારૂં મૂઢ કરી રહ્યો, દુ:ખ છે અપરંપાર—તે મુ૦ ૧૧

કર્મ કઠોર બાંધી કરી, ભેળું કર્યું ધન ધાન્ય;
પ્રાણ જતાં પણ ન પચખીયા, આવી નહિ શુદ્ધ સાન—તે મુ૦ ૧૨

ક્રોધ માન કીધાં ઘણાં, રાખ્યો ખાર અપાર;
કપટકળા કાયમ કેળવી, ભટકયો ભવ મોઝાર—તે મુ૦ ૧૩

માન અને મગરૂબીમા, મજબુત મેળ્યાં મેં પાપ;
અહંકાર ધર્યો મે અંગમાં, જપ્યા નહિ પ્રભુ (તુમ) જાપ—તે મુ૦ ૧૪

મોટાઇના મધુપાનથી, પૂરો થયો જડ વંક;
જાણ્યો નહિ જૈન ધર્મ મેં, પાળ્યો પાપને પંથ—તે મુ૦ ૧૫

રચ્યો પચ્યો રાગદ્વેષમાં, આણી અધિક ઉલ્લાસ;
સત્ય વસ્તુ સમજ્યો નહિ, મૃગ પડયો જેમ પાસ—તે મુ૦ ૧૬

વ્રત પચ્ચખાણ લઈ ભાંગીયા, આપી ગુરુજીને ગાળ;
જ્ઞાનદાતાને દગો દીધો, કુડાં ચડાવ્યાં આળ—તે મુ૦ ૧૭

લોભે ને લોભે મેં જીવડાં, ઉગાર્યાં નહિ એક;
રૌદ્રધ્યાન હૃદયે ધરી, માર્યાં જીવ અનેક—તે મુ૦ ૧૮

ભોળા જીવો ભરમાવીને, અશુદ્ધ કર્યો આચાર,
ધર્મ તણો દ્વેષી થયો, કર્યાં ઢોંગ અપાર—તે મુ૦ ૧૯

એ આદિ અવિનય અતિ કીયા, કહેતાં નાવે પાર,
ચર્મ જિનેશ્વર નમી સહુ, આલોઉં છું નિર્ધાર—તે મુ૦ ૨૦

# સદ્ગુરૂની શિખામણ વિષે સજઝાય.

દુહો—સર્વ વસ્તુ સંધાય છે, આયુષ્ય ત્રુટો ન સંધાય;
અહો ભવજીવો સાંભળો, જરા શરણુ કો ન થાય.

એમ સદ્ગુરૂ જીવને સમજાવે, નરભવ અથીર દેખાડેરે; સાધજ સાચો સગપણ કહાવે, જે જૈન ધરમ સુણાવેરે. એમ સદ૦ ૧ કુડીરે કાયાને કોડીરે માયા, કુડો તે સકલ સંસાર; એક સાચો જૈન ધરમ કહાવે, તે ઉતારે ભવ પારરે. એમ સદ૦ ૨ કુડા માત પિતાહે જગતમેં, કુડી તે કુટુંબ સગાઇરે; કુડા કાકા મામા ને માસી, તેમ વલી બેનને ભાઇ રે. એમ સદ૦ ૩ કુડો દ્રવ્ય ધંધો કરી મેલ્યો, કુડી તે સંપદા સારીરે; પંચ તણી સાખે જે પરણ્યા, તે પણ કુડી નારીરે. એમ સદ૦ ૪ મોહ તણે વસ પડીયોરે પ્રાણી, રાચી રહ્યો સંસાર; કાલ આવે જબ છાંડી પકડે, તબ કોઈ નરાખણ હારરે. એમ સદ૦ ૫ આ સંસાર અસાર છે એહવા, ગઢ મઢ મંદીર કાચા; તેહમાં જે કોઈ પ્રાણી રાચે, તેને મુરખ કહેવાયારે. એમ સદ૦ ૬ ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર મોટા, જક્ષ રાક્ષસ ને પિસાચ; ઉગીને આથમ્યા દાનવ દેવી, એવો સંસાર સબ કાચોરે. એમ સદ૦ ૭ ચક્રીવંત વાસુદેવને બલદેવા, તિર્થંકર ગીણધરરે; સ્થિર ન રહ્યા એવા વીર કોઈ, અહો અહો અસ્થિર સંસારરે. એમ સદ૦ ૮ ભૂતપલીત અસુરને કિન્નરા, લક્ષપતી છત્રપતી ભુપરે; કાલ નમુકે શેઠ સેનાપતી, જુઓ જુઓ સંસાર સ્વરૂપરે એમ સદ૦ ૯ હિંડોળાખાટે જે નર હિંચે ચઉં દીસે ગોખને જાલીરે; પાય ચંપાવે અવલે ઉંઘે, સર્વદીએ અગ્નિ પ્રજાલીરે એમ સદ૦ ૧૦ રામા સુંદર સેજ રમાડે, તેલ અંતર દઇ સાંધેરે; તે પણ ભાઇ ચાલ્યા વાટે, કાલશું જોર ન ચાલેરે. એમ સદ૦ ૧૧ ધણીરે ઘેર ને આછા વાધા, ઝાઝા પહેરીને ચાલેરે; શિરે પાઘડીને પટકા બાંધે, ઝાઝે બધણે બાંધેરે. એમ સદ૦ ૧૨ હાથમા કડા ને કાનમાં મોતી, વળી ઓગનીયા લટકેરે;

ઝાટકે ઝાઝાં રખે રજ લાગે, કાલ કરી જશે ગટકેરે. એમ સદ૦ ૧૩ માથે વાંકી પાઘજ રાખે, ઉપર છોગાં મેલેરે; પેચ દઇને દરપણ દેખે, પણદીએ દાઠમેં ઠેલીરે. એમ સદ૦ ૧૪ માથે વાંકી પાઘજ રાખે, હાલતાં કાંડા ચડાવેરે; ખોંખારો કરી લોક દેખાડે, સોપણ કાલ લઈ જાવેરે. એમ સદ૦ ૧૫ મુછું તાણીને વળઘાલે, લટકેશું બાહુ ભીડાવેરે; વાંકી નજરે ચાલેને નીરખે, કાલશું જોર ન ચાલેરે એમ સદ૦ ૧૬ જાણે નહિ કોઇ મુજ સરીખો ચઢ્યો અભિમાનને આળેરે; દીસતાં દઇત સરીખો દીસે પણ, કાલ આવ્યો નહિં મેલેરે. એમ સદ૦ ૧૭ કટારી તરવાર દોય દોય ભેંઠે, ચાલતો ફોજ અગાડીરે; એવા શુરવીર બળ-વીરને પણ, કાલ ગયો ઉપાડી રે. એમ સદ૦ ૧૮ કાલ ન મેલે કોઇ જીવને, સાંભળજો ભવી કોઇરે; અધીન પાચમે ઉતરાધ્યનને, મરણ કયા છે દોયરે. એમ સદ૦ ૧૯ અકામ મરણ બાલ અજ્ઞાની, હોય અનંતી વારરે; પણ સકામ મરણ છે દુર્લભ, જિણશું હોય નિસ્તારરે. એમ સદ૦ ૨૦ જોબન તપ સજમને સાધી, ધન સુમાર્ગે દઈ દાનરે; જીવ અણશણ આરાધી જાયતે, ત્રણે ગયા મત જાણોરે એમ સદ૦ ૨૧ જગમાં સહુ કોઈ મરણ કરે છે, મરી ન જાણે કોયરે; મરણ સકામ કર્યો જેણે સાચો, જ્યાં ફરી મરણ ન હોયરે. એમ સદ૦ ૨૨ આથમ્યો સુરજ ચંદ્ર ઉગ્યો, ઝાડફુલી કર માયરે; જન્મ ત્યાં મરણ નિશ્ચે હોય, તસચિંતા કશી થાયરે. એમ સદ૦ ૨૩ રત્નચિંતામણી નરભવપામી, ધરમ વીહુણો જાયરે; ચિંતા કરવી તેહની મનમાં, જે એળે જન્મ ગમાય રે. એમ સદ૦ ૨૪ એવું જાણી સહુ કોઇ પ્રાણી, જૈન ધર્મ આરા-ધોરે; જેથી શિવ રમણી સુખ પામો સકલ મનોરથ સાધોરે. એમ સદગુરૂ જીવને સમજાવે. ૨૫



# સાધુજીને શિખામણ

તમે સાધ સકલ સુણો વિનંતી, કર જોડી કરૂં અરદાસ;
છઉં સાધનો દાસ, સંજમ પાળો સ્નેહથી. ૧

તમે ત્રિવિધે ત્રિવિધે પાપ પચખીયા, પંચે મહાવ્રત લીધા
ધાર; (તુમચા) ગુણનો નહિં પાર. સંજમ૦ ૨

તમે જનમથી નામ ધરાવીયા, સંસારનો કીધો ત્યાગ;
તમચા બડા ભાગ. સંજમ૦ ૩

તુમચે હાથચિંતામણી કર ચઢે, તેથી થાશે કર્મનો નાશ;
મુક્તિની થઇ આશ. સંજમ૦ ૪

મન વચન કાયા તમે ગોપવ્યા, રૂડાં ઓપીયા પંચે આચાર;
છ કાય પ્રતિપાલ. સંજમ૦ ૫

તમે સાત ભયને દૂરે કર્યા, મદ આઠેને નાખ્યા ગાલ;
નવ વાડે બ્રહ્મચાર. સંજમ૦ ૬

તમે બારે ભેદે તપ તપો, તેથી થાશે કર્મની હાર,
ના'વે તમચે લાર. સંજમ૦ ૭

તમે ચાર કષાય દુરે કરી, પાંચે સમિતિ રૂદામાં લીધી ધાર,
કુમતિને કાઢો બહાર. સંજમ૦ ૮

એવી અરિહંત દેવની આગના, તમે લેજો શીશ ચઢાય;
આવે જેને દાય સંજમ૦ ૯

આગે સાધ અનંત ગયા ઓધરી, જેણે અખંડ પાળી છે
આણ; તે પહોચ્યા નિરવાણ. સંજમ૦ ૧૦

જેણે આણલોપી અરિહંત તણી, અબ સુણજો તેનાં વખાણ;
તે થયા હેરાન. સંજમ૦ ૧૧

ભેખધારી ઘણાં જીવ ભાટકે, તેની કોઈ ન કરે સંભાળ;
આણાથી છે બહાર. સંજમ૦ ૧૨

આગે ભવ અનંતા એળે ગયા, પડયા માયા તણે મોહ જાલ;
મુકયો જો આચાર સંજમ૦ ૧૩

જે કોઈ પડીયા પંચે પ્રમાદમાં, પંચે મહાવ્રત કીધા દૂર;
રહ્યા રમણિ હજુર. સંજમ૦ ૧૪

જેણે ચોથું મહાવત ભાંજ્યું, તેણે દુજા ભાંજ્યા ચાર
દયા દુરે ટાલ સંજમ૦ ૧૫

વિરપ્રભુજીએ મુખે ભાખીયા, એવા સાધથી રહેજો દૂર;
છે પાપના મુલ. સંજમ૦ ૧૬

એવું જાણીને સાધ સેંદા રહો, ધરો ધર્મ તણો રૂડો ધ્યાન;
છે સુખનું આરામ. સંજમ૦ ૧૭

તમે શુદ્ધ મને સર્વ વ્રત સાંચવો, તો નહિં આવો ગભાવાસ
શિવ રમણી છે પાસ. સંજમ૦ ૧૮

આગે જીવ અનંતા ગયા ઓધરી, જેના સુત્ર સિદ્ધાંતે છે નામ;
સારયા આતમ કાસ સંજમ૦ ૧૯

તમે શુદ્ધ મને સંજમ પાળજો, કરજોડી કહે જિનદાસ;
શિવરમણીમાં છે વાસ. સંજમ૦ ૨૦

દુહા

મહાવ્રત ધારી જુઓ વિચારી, વિષ હલાહલ પરિ હરો;
આતમ વશ કરી આપ કેરો, સેંજે ભવ સાયર તરો. ૧

શ્રી વીરના શાસન કેરા સાધ સુણજો વિનંતિ;
આ શુદ્ધ સંજમ જેહ પાળે, સાચા જગતમાં તે જતિ. ૨

ચિંતામણિ નહિં (પણ) કાચ જાણો, પડયારમણિ પાસમાં;
અવળી મતિથી જાય છે, તે નિશ્ચે નરકાવાસમાં. ૩

એવું જાણી ભવ પ્રાણીયા, જો ઉત્તમની કરો યાચના;
સ્વર્ગના સુખ પામશો, તો સાધના રેશે આપના. ૪

એમ ભાંખે સુત્ર શાખે, સંઘ સકલ કરો પારખો;
અસાધ ને સાધ કેરો, વિવેક મનમાં ઓલખો. ૫

## ગુરૂને વિનતિ

અરજ સુણો માહારાજ, અમારી અરજ સુણો મહારાજ;
સદઉપદેશથી સરલ બનાવ્યા સરલ કર્યો અમ આત્મ.
અમારી અરજ સુણો મહારાજ. ૧ એ આંકણી૦

દુખ ઉપજે છે દીલમાં અમને, આપ વિયોગે આજ—અ૦ ૨

સાચો સાર્ગ અમને સુણાવ્યો, કરવા આતમ કાજ—અ૦ ૩

ગમશે નહિં ગુરૂ આપ વગરનું, નકી અમે નારાજ—અ૦ ૪

સંપ સલાહ કરવા સહુમાં, સંઘ તણાં શિરતાજ—અ૦ ૫

સિદ્ધાતના બહુ સાર સુણાવ્યા, તર્સ્તી લઇ ગુરૂરાજ—અ૦ ૬

ભારે કર્મી જીવલડાને, નાખ્યુ હ્દયે જ્ઞાન—અ૦ ૭

આ તો ગુરૂ ઉડી જાશો, વાયુ વેગે જેમ પાન—અ૦ ૮

અમ તરફથી વંદના કેશો, સર્વ સાધુને મહારાજ—અ૦ ૯
કૃપા કરી ગુરૂ વહેલા પધારજો, દરીસન દેજો વારંવાર—અ૦ ૧૦
સવંત ૧૯૮૩ ની સાલે, કારતક માસ મોઝાર—અ૦ ૧૧
શુ પક્ષ ને પુનમ દિવસે, વાર ભલો શુક્રવાર—અ૦ ૧૨
જોડ જોડી દેશલપુરમાંહે; અલ્પ બુદ્ધિ અનુસાર—અ૦ ૧૩

## પ્ર ની વાણિની સ્તુતિ

જિણંદા તમારી વાણીએ મન મોહ્યું, પ્રભુજી તમારી દેશનાએ મન મોહ્યું; મન મોયુંરે મન મોહ્યું તી ભવ દુઃખ ખોયરે જિણંદા તમારી વાણીએ મન મોહ્યું પ્રભુજી તમારી દેશનાએ મન મોહ્યું. ૧ એ આંકણી. વાણી મીઠી અમ્રત સાર, હારી સાકર દ્રાક્ષ રસાળ; મોહ્યા સ્વર્ગ મૃતુપાતાલ, અર્થે મોયારે અર્થે મોહ્યા તે બાલગોપાલરે. જિણંદા૦ ૨ વાણી ગાજે અમરનાદ, ટાલે આતુરના વિખવાદ, ભાંજે દુર વાદીના વાદ; અર્થે ભાંજેરે, અર્થે ભાંજે તે ભવ ઉનમાદરે. જિણંદા૦ ૩ એ તો જોગદૃષ્ટીની માંય, એથી સંદેહ મનના જાય; એથી છુટે વિષય કષાય, એને ધ્યાતારે, એને ધ્યાતા અમરપદ પાયરે જિણંદા૦ ૪ અર્થે ાંખે શ્રી જગદીસ, સુત્રે ગુંથ્યા ગણધર ઇસ; તેમાં ભરીયા ગુણપાંત્રીસ, નિસુણી ધુંણેરે નિસુણી ધુંણે તેમાં કોણ ન શીશરે જિણંદા૦ ૫ રસથી ચાખે જે ધરી ખંત, તેના આતીકના હોયે અંત; ભાંજે ભવ ભવની ૫ ભ્રાંત, પ્રેમે ગાવે રે, પ્રેમે ગાવે તેમા કવિ કંત રે. જિણંદા તમારી વાણીએ મન મોહ્યુ, પ્રભુજી તમારી દેશનાએ મન મોહ્યું. ૬

# ઉપદેશી સજ્ઝાય

મનુષ્ય જન્મ પામ્યો દોહેલોરે, લાધ્યો આર્ય ક્ષેત્રરે; આજોગવાઇ પામીને, તું તો ચેતી શકે તો ચેતરે; તું તો રાખ ધર્મ શું હેતરે, તુંને સુગુરૂ શિખામણ દેતરે; તારે કાલ ચપેટા દેતરે, તારા કેશ હુવા સહુ સફેતરે; તારી દેહમા લાગી હૂતરે, તું તો ચેત ચેત માનવી. ૧. એ આંકણી. તન ધન જોબન કારમોરે, મૂર્ખ કરે રે ગુમાન ઉપમા દીજે કેહની; ભાઇ જેવો સધ્યાનો વાનર, પાકા પીપળનો પાનરે; જેવો કુંજરનો કાનરે, દાભ અગ્ર બિંદુ સમાનરે; એવું આયુષ્ય અસ્થિર જાણુરે, તુંતો ચેતને ચતુર સુજાણુરે. તું તો૦ ૨. સડણ પડણ વિધ્વંસણ દેહરે, જીવ તે પર કા માંડે માંડરે; તેને વણસતાં વાર ન લાગેરે, જેવો કાચી માટીનો ભાંડરે; જુનાં કપડાનો જેવો સ્વાંગરે, હાડચરમ મઢેલું અંગરે; ભાઇ તે પણ જાઈશ છંડરે તુંતો૦ ૩. મોહ મમતામાં મોહ્યો બહુરે, કુટુંબ તણો બન્યો મજૂરરે; સુખના મેલી મલ્યા સહુરે, ભાઇ દુઃખમાં જાશે દૂરરે; તુંતો કેળવે બહુલા કૂડરે, તુંતો રખે મરે ઝુર ઝુરરે; જેથી નરક લહે ચકચુરરે, જેદી મોઢે પડશે ધુળરે. તુંતો૦ ૪. સંસારમાહે રાચી [રહ્યો, કરે કુટુંબની સાર; બહુલા પાપ ભેળાં કરી, તુંતો પડીશ નરક મોઝારરે, જીહાં જાલીમ જમની ધાડરે, તાતો ત્રાંબો કરી તેની ધારરે; તુંને પાવે મોઢું ફાડરે, જીહા કોઇની નહિ વાડરે; તિહા કોઇનો નહિ આધારરે. તુંતો૦ ૫. વિષય નજર લાગી રહ્યો, પરનારીની લારરે; નર્કમાં અગ્નવરણી કરી, પુતલી ચોડે છાતી લગાડરે; છેદીને ભરે માંહી ખારરે. જીહાં પલ્ય સાગરની મારરે; થોડી તોયે દશ હજારરે. તુંતો૦ ૬. સંસારમાંહે દેખા લહ્યો જન્મ મરણનો જોર; વાલાગ્ર માત્રભૂમિકા. તેં તો ઠાલી ન રાખી ઠોરરે; તુંતો રાખે અભિમાન ઓરરે, તુંતો બાધે પાપ અઘોરરે; તારી નજર ન આવે ઓરરે, તારો આયુ ડગલાંની મોરરે; તુંતો પાપ કરે હોડાહોડ રે તુંતો૦. ૭. હિસા એ ધર્મ પરૂપીને, ધાલી

ધણાને શંક; ક્ષણ જીવતરને કારણે, તંતો આણ્યો આડો અંકરે; જેહવો માંકડીનો ડંખરે, તંતો પાપ કર્યાં અસંખ્યરે; તારો આયુકર્મનો વંકરે, તુંતો જાઇશ નરક નિઃશંકરે; તિહાં કોણ રાય ને રંકરે. તુંતો૦ ૮. વિકથા કરે નિત્ય પારકીરે, આવ્યો હારે હાય; ધર્મકથા સુણતા થકાં, તુંતો ઝુક ઝુક ઝોલાં ખાયરે; તુંતો સુણે નહિ ચિત્ત લાયરો તારો જીવડો ચઉદશે જાયરે; તારા દિન અલેખે જાનરે. તુતો૦ ૯. એક કમાઈ તું લાવશે રે, ઘણા જનોની કાજરે; દોહલી વેળા દેખ લ્યો, તારી કોણ કરશે સંભાળરે. તારી કોણ મટાવેગો પીડરે, તારે કોણ ચલેગો તિરરે; તુંતો સેંઠો રહે શુર ધીરરે, તુંતો ધર્મમાં ન કરીશ ઢીલરે તુંતો૦ ૧૦. દેખી દેખી લોકને રે, માળા ઝાલે નિજ હાથ રે; દેવ ધર્મ ગુરૂ વિશ્વાસ નહિ, તુતો વીચ વીચ કરે વાત રે; તુંતો કરે પરાઇ પંચાત રે, તુંતો કરે ૭ કાયની ઘાતરે, તારા તપ જપ સઘલા જાતરે તારા દિન ઘડીય ગમાત રે. તુંતો૦ ૧૧. મુક્તિ નગરનો દાયક ખરો, શ્રી કેવલી ભાષીત ધર્મ; એ ધરમ સાચો આરાધ લ્યો, જેશું રાખો પ્રેમ પરમ રે; તારી પ્રકૃતિ રાખ નરમ રે, જે જુગતિશું જાયે (સહુ) કર્મરે; જેથી પામીશ શિવ સુખ પરમ રે, ભવ તુર્ત તરીશ એમ રે. તુંતો૦ ૧૨. ચોંત્રીશ અતિશય પરવરા, જેની વાણી ગુણ પાંત્રીશ; એવા દેવ આરાધી લ્યો રે, જેણે તજ્યા રાગ ને રીસ રે; જેણે આઠે કર્મ નાખ્યા પીસ રે, જેની કરણી વીસવા વીસ રે; તમે રૂપાશો એવા જગીશરે, તમે તેને નમાવો શિષ રે. તુંતો૦ ૧૩. ગુરૂ તો એવા વંદીએરે, પાંચે મહાવ્રત ધાર રે; બારે ભેદે તપ તપે રે, તે તો દુઃકર દુઃકર કારરે; તે તો શિયળ પાળે નવવાડ રે, કરે ત્રસ સ્થાવરની સાર રે; તે લીએ નિર્દોષીલો આહાર રે, તંતો ઉતારે ભવજલ પાર રે; તેને વાંદી જે વારંવાર રે તુંતો૦ ૧૪. દેવ ગુરૂ ધર્મ પરખ લ્યો, તમે ચિત્ત લ્યો છવીસે નિયમ રે; સામાયિક પોષા કરો, તમે ભજન કરી લ્યો એમ રે; તમે રાખે પ્રભુજી શું પ્રેમ રે, રૂપી જેમલજી કહે એમ રે; તુંતો તરીશ માનવી તેમ રે. તુંતો ચેત ચેત માનવી ૧૫.

# સીમંધરજીને વિનંતિ.

---

શ્રી સીમંધર સાહેબા જિરે એક કરૂં અરદાર;
ભરતક્ષેત્રથી વિનંતી જીરે, સેવકની સુણો ખાસ.
કૃપાનાથ વિનતડી અવધારજો૦ ૧ એ આંકણી.

પૂર્વ કર્મ તણે ઉદે જીરે, ન રહ્યો માહાવિદેહમાં વાસ;
તુમ દર્શન દેખવા ભણી જીરે, મુજ મનરે ઘણી આશ. કૃપા૦ ૨

એ કરજોડી વિનવું જીરે, સુણો સ્વામી સુવિદીત;
કુડ કપટ મુકી કરી જીરે, વાત કહું આપવિત. કૃપા૦ ૩

તું સમરથ ત્રીભોવન ધણી જીરે, મળ્યો મને સુખકાર;
હવે મને ચિંતા નહિ જીરે, મુજને તતક્ષણ તાર. કૃપા૦ ૪

ભવસાગર ભમતા થકાં જીરે, દીઠાં દુઃખ અનંત;
ભાગ્યસંજોગે ભેટીયો જીરે, ભય ભંજન ભગવંત. કૃપા૦ ૫

જે દુઃખ ભંજે આપણાં જીરે તેપાસ કહીએરે દુ.ખ;
પરદુઃખ ભંજન તું સુણ્યો જીરે, સેવકને દિયો સુખ કૃપા૦ ૬

આલોયણ લીધા પખી જીરે, જીવ રૂલે સંસાર;
રૂપી લક્ષ્મણા મહાસતી જીરે, એહ તણે અધિકાર. કૃપા૦ ૭

દુષમ કાલે દોયલો જીરે, સુધો સુગુરૂ સંજોગ;
પરમારથ પીછે નહિ જીરે, ગાડર પ્રવાહી લોક. કૃપા૦ ૮

તિણ તુજ આગલ આપણા જીરે, પાપ અલોઉં રે આજ;
માબાપ આગલ બોલતાં જીરે; બાલકને શી લાજ. કૃપા૦ ૯

જૈન જૈનધર્મ સહુ કરે જીરે, સ્થાપે આપણી વાત;
સમાચારી જુ જુવી જીરે, સંશય પડયો મિથ્યાત. કૃપા૦ ૧૦

જાણ અજાણપણે કરી જીરે, બોલ્યા ઉત્સુત્ર બોલ;
રત્ને કાગ ઉડાવતાં જીરે, હાર્યાં જનમની તોલ. કૃપા૦ ૧૧

ગવંત ભાંખ્યો તે કીહાં જીરે, કયાં મુજ કરણી એહ;
ગજપાખર ખર કેમ સહે જીરે, સબલ વિમાસણ તેહ. કૃપા૦ ૧૨

આપ પરૂપ્યું આકરૂં જીરે, જાણે લોક મહંત;
પણ ન કરૂં પરમાદીયો જીરે, માસા દશ દ્રષ્ટાંત. કૃપા૦ ૧૩

કાલ અનંતે મને મલ્યા જીરે, તિન રતન શ્રીકાર;
પણ પ્રમાદે પાડીયા જીરે, કયાં જઈ કરૂ પોકાર. કૃપા૦ ૧૪

ઉત્કૃષ્ટી કરણિ કરૂં જીરે, ઉત્તમ રાખું વિચાર;
ધીરજ જીવ ધરે નહિ જીરે, પડે બહુ સંસાર. કૃપા૦ ૧૫

સ્વભાવ પડયો મુજ આકરો જીરે, ન ગમે રૂડી રે વાત;
પરનિંદા કરતાં થકાં જીરે; જાય દીવસને રાત. કૃપા૦ ૧૬

ક્રિયા કરતાં દોહલી જીરે, આળસ આણે રે જીવ;
ધર્મ પખે ધંધે પડયો જીરે, નરકે કરશે રીવ કૃપા૦ ૧૭

અણહુંતા ગુણ કો કહે જીરે; તો હરખું નીશ દીશ;
કો હિત શિખ ભલી દીએ જીરે, તો આણું રીસ. કૃપા૦ ૧૮

વાદ ભણી વિદ્યા ભણયો જીરે, પર રંજન ઉપદેશ;
મન સંવેગ ધર્યો નહિ જીરે, કેમ સંસાર તરીશ. કૃપા૦ ૧૯

સુત્ર સિદ્ધાંત વખાણતાં જીરે, સુણતાં કર્મ વિપાક;
ક્ષણ એક મનમાં ઉપજે જીરે, મુજને મરકટ વેરાગ. કૃપા૦ ૨૦

ત્રિવિધ ત્રિવિધ કરી ઉચરૂં જીરે, ભગવંત તુમ હજુર;
વારંવાર વંદુ વળી જીરે, છુટક બારો દૂર. કૃપા૦ ૨૧

આપ કાજ સુખ રાચતાં જીરે, કીધાં આરંભ ક્રોડ;
જયણાં ન કીધી જીવની જીરે, દેવ દયા પર છોડ. કૃપા૦ ૨૨

વચન દોષ વિપાકના જીરે, દાખ્યા અનરથ દંડ;
કુડ કપટ બહુ કેળવ્યાં જીરે, વ્રત કીધા સત ખંડ. કૃપા૦ ૨૩

અણદીધો લીજે કંઈ જીરે, તો એ અદત્તા રે દાન;
તે દૂષણ લાગ્યાં ઘણાં જીરે, ગણતાં ના'વે માન. કૃપા૦ ૨૪

ચંચળ જીવ રહે નહિ જીરે, રાચે રમણશું રૂપ;
કામવીર બની રસિક હું જીરે, તે તું જાણે સ્વરૂપ. કૃપા૦ ૨૫

માયા મમતામાં પડયો જીરે, કીધો અધીકો રે લોભ;
પરિગ્રહ મેળવ્યો કારમો જીરે, ન ચઢી સંજમ શોભ. કૃપા૦ ૨૬

લાગ્યા મુજને લાલચે જીરે, રાત્રીભોજન દોષ;
મેં મન મુકયું મોકળું જીરે, ન ધર્યો ધર્મસંતોષ. કૃપા૦ ૨૭

ઇહભવ પરભવ દુભવ્યાં જીરે, જીવ ચોરાશી રે લાખ;
તે મુજ મિચ્છામિ દુક્કડ જીરે, ભગવંત તોરી શાખ. કૃપા૦ ૨૮

કર્માદાન પનરે કહ્યાં જીરે, પ્રગટ અઢારે રે પાપ;
જે મેં કીધાં તે સહુ જીરે, લાગે શરમ અમાપ. કૃપા૦ ૨૯

મુજ આધાર છે એટલો જીરે, સદહણા છે સુધ;
જૈનધર્મ મીઠો જગતમાં જીરે, જેમ સાકરને દુધ. કૃપા૦ ૩૦

ઋષભદેવ તું રાજીયો જીરે, જિનશાસન શણગાર;
પાપ આલોયા માહરા જીરે, કર પ્રભુ મારી સાર. કૃપા૦ ૩૧

મર્મ એ જિનધર્મનો જીરે, પાપ આલોયા રે જાય;
મન સૂધ મિચ્છામિ દુક્કડં જીરે, દેતાં દુરીત પલાય. કૃપા૦ ૩૨

તું ગતિ, તું મતિ, તું ધણી જીરે, તું સાહેબ, તું દેવ;
આણ ધરૂં શિર તાહેરી જીરે, ભવ ભવ તાહારી સેવ.
કૃપાનાથ વિનતડી અવધારજો. ૩૩. **ઇતિ માસ.**

## શ્રાવકની કરણીની સજ્ઝાય

જીવ અજીવ જેને ઓલખ્યા, પુન્ય પાપ બંધ લક્ષણ મોક્ષ રે;
આશ્રવ સંવર જાણીએ, વલી નીર્જરા કરણ નીરદોષ રે.
ભવી એ કરણી શ્રાવક તણી રે—એ આંકડી...૧

નવ પદાર્થ છે શાશ્વતા, જેની નહિ છે આદિ ને અંત રે;
નિજગુણ પ્રજ્જવ લીધા પછી, રહ્યો કાલ અનંત પરજંત રે—ભવી૦

રાસ પ્રેખી ખટદ્રવ્યનો, નવ તત્ત્વ અનુજોગ ચાર રે;
વાદ સુવાદ મતી કરો, લીધા વીરતણે મુખ દ્વાર રે—ભવી૦

જીવ દ્રવ્ય છે શાશ્વતો, પરજાય ફરે જેમ હેમ રે;
ભવ આવરતનમાં પડ્યો, નીજ રૂપ ન મેલે તોય રે—ભવી૦

ઉત્પત્તિ નાશ દેખી કરી, મનમાં હ્દયે ઉપયોગ રે;
શુભાશુભ કરે તેવા ભોગવે, પડ્યો પુદ્ગલ તણે સંજોગ રે—ભવી૦

જ્ઞાન દર્શન ચારિત્ર છે, ભવ ફેરા દીજીયે ટાળ રે,
ચારિત્રરૂપી કલ્પ વૃક્ષ છે, સમકીત મૂલ વિચાર રે—ભવી૦

જીવાદિક ધાર્યા હયે અર્થ, લીધા ગુરૂ મૂખ દ્વાર રે;
પાખંડી પ્રશ્ન પૂછશે તેને, ઉત્તર દેવાને સમરથ રે—ભવી૦

સાજ ન વંછે કોઇનો, દુઃખ સંકટ પડીયો તોય રે;
શુભાશુભ કરે તેવા ભોગવે, એવો જાણપણો ઘટમાંહિ રે—ભવી૦

દેવ ઇંદ્ર સુર કિન્નર, જક્ષ રાક્ષસ ને સમુદાય રે;
ધર્મ થકી રે ડગાવવા, એવો સમરથ નહિ જગમાંહે રે—ભવી૦

અન્યમત દેવ દેખી કરી, મન શંકા ન આણે કાંય રે;
જાણે એ શું મુજને તારશે, મારા નાથ મોટા જિનરાય રે—ભવી૦

અર્થ લીધા ગુરૂના મુખ થકી, ઝીણા ઝીણા સિદ્ધાન્તના રેસ રે;
ગાઢા પૂછી નિર્ણય કરયા, નવી વીસરશે સહસ કોડી માસ રે—ભવી૦

નિગ્રંથના પ્રવચનમા, મન શંકા ન આણે કાંય રે;
જાણે બુદ્ધિને સમજણ પડે, તીણ માંહેતી જુઠ ન હોય રે—ભવી૦

મારગ શ્રી મહાવીરનો, જેને લીધો હૃદયમાં ધાર રે;
હાડમીંજા રંગ ધર્મથી, રંગ ચઢીયો કર્મ ચીચોડ રે—ભવી૦

સુખ વંછો નીજ જીવને, તો આરાધો ખીપા મેવ રે;
ચહુ સુખ દેવલોક મુક્તિરા, તેને સાચે દીલે કરૂં સેવ રે—ભવી૦

પુત્રાદિક પરીવારને દીજે, હેત શિખામણ સોય રે;
અહો ન્યાય મારગ શ્રીજિનરાયનો, તિણ સમો જગમાં નહિ કોયરે—ભવી૦

અરથ મરથ ધન એહ છે, સર્વ સુખના આપણહાર રે;
બીજો અનરથ સંસાર છે, તેનો કરજો પરિહાર રે—ભવી૦

આઠમ ચઉદસ પુનમાદિના, ઘર કારજ સઘળા છોડ રે;
પરવ તણે દિને પોષા કરે. આત્મકરણી અચુક રે—ભવી૦

ભાવના ભાવે જ્ઞાનની, શુભ ભાવેતી અમૃત વાણ રે;
શુભ જોગ મલ્યાથી સંપજે, જેમ છીપા મોતીનો જમાવ રે—ભવી૦

દાન દીજીએ ચૌદ પ્રકારનો, સાધ્યને મનોહર રે;
શાશ્વતી રિદ્ધિ જાણી કરી ધર્મ કીધો તી આવે લાર રે—ભવી૦

રથ લીધા ગુરૂ મુખથકી, તો તે ક્ષયોપશમ ભાવ જોગ રે;
ઘરમા વસે પણ સુવૃત્તિ, જેના ઉજવલ વરતે ઉપયોગ રે—ભવી૦

શતક બીજે ઉદ્દેશે પાંચમે, કરે શ્રાવક કરણી વખાણ રે;
શીખ લી ભલી પરે, ત્રીજી ઢાલે તે સાંભળો એહ રે—ભવી૦ ૨૧

---

## થ શ્રી વૈરાગ્યની સજઝાય.

ઊંચા બે મંદિર માળીયાં, સોડ્ય વાળીને સુતો;
કાઢો કઢોરે એને સહુ કહે જાણે જનમ્યોજ ન્હોતો,
એક રે દિવસ એવો આવશે. એ આંકણી ૧

મને સબળોજી સાલે, મંત્રી મળ્યા સર્વે કારમા;
તેનું કાંઈ નવ ચાલે. એક રે૦ ૨

સાવ સોનાનાં રે સાંકળાં પહેરણ નવનવા વાઘા;
ધોળું વસ્તર એના કર્મનું, તે તો શોધવા લાગ્યા. એકરે૦ ૩

ચરૂ કઢાઈઆ અતિ ઘણા, બીજાનું નહી લેખું;
ખોખરી હાંડી એના કર્મની, તે તો આગળ દેખું. એકરે૦ ૪

કેનાં છોરૂ ને કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ;
અંતકાળે જાવું (જીવને) એકલું, સાથે પુન્ય ને પાપ. એકરે૦ ૫

સગી રે નારી એની કામિની, ઊભી ટગમગ જુવે;
તેનું પણ કાંઈ ચાલે નહી, બેઠી ધ્રુસકે રૂવે. એકરે૦ ૬

વ્હાલાં તે વ્હાલાં શું કરો, વ્હાલાં વોળાવી વળશે;
વ્હાલાં તે વનનાં લાકડાં, તેતો સાથેજ બળશેજી. એકરે૦ ૭

નહી ત્રાપો નહી તુંબડી, નથી તરવાનો આરોજી;
ઉદયરતન પ્રભુ ઇમ ભણે, મને પાર ઉતારો. એકરે૦ ૮

## અથ શ્રી ચૌદ સ્થાનકિયા જીવની સજઝા.

ગૌતમ ગુરૂના પ્રણમી પાય, પામી સહ ગુરુનો સુપસાય;
મનુષ્ય સમુર્છિમ ઉપજે જેહ, સ્થાનક ચૌદે કહીશું તેહ. ૧

ગર્ભજ મનુષ્યતણો ઉચાર તેહમાં જીવ અસંખ્ય અપાર;
મનુષ્ય સમુચ્છિમ પચેંદ્રિય જોય, ઉપજે સ્થાનક પહેલો સોય. ૨

માત્રા માંહે બીજો જાણ, ત્રીજો બળખા માંહી પ્રમાણ;
શ્લેષમમાંહી ચોથો વળી, વમનમાં પાંચમો કહે કેવળી. ૩

પિત, પરૂ લોહીને થુંક, સ્થાનક નવ જાણો અચુક;
પુદગળ સુકાહોયે જેહ, પાછા ભીંજે દશમો તેહ. ૪

મૃતકળેવર ઇગ્યારમો સંજોગ સ્ત્રી નરનો બારમો;
તેરમો ખાળ નગરની ધાર, ચૌદમો સર્વ અશુચિ નિવાર. ૫

માણસનાં એ ચૌદે જિહાં, મનુષ્ય સમુચ્છિમ ઉપજે તિહાં;
અંગુળ અસંખ્ય ભાગ તસ કાય, અંતર મુહૂરત તેહનું આય. ૬

યોની માહે જીવ અસંખ્ય, મરે ઉપજે નહી તસ શંક;
એહવાં જતન કરે નહી જેહ, સબળ પાપ કરી બુડે તેહ. ૭

ભુમિ ભીની છાંહિ હોવે જિયાં, મળ માત્રાદિ ન નાખો તિહાં;
માત્રા ભરિ ભરિ નવિ રાખીએ, બળખા જિમ તિમ નવિ નાંખીએ. ૮

લોહી વમન ને રાખે કરી, તુરત જતન દીજે ચિત્ત ધરી;
અવાળુ હોવે જિયાં બહુ રાય, પરઠેવિજે નહી તેણે ઠાય. ૯

માત્ર ભીની ભુમિ પરિહરો, પ્રહસમય તે ઉપરમતિ કરો;
અજયણાએ દાતણ મત કરો, જિમ અવિચળ સવિ સંપતિ વરો. ૧૦

મળ માત્રા જિહાં પડીયાં હોય, મળ માત્રાં મત કરો તિહાં કોય;
પાપ સર્વ દૂરે ટાળીએ, ઇણિપરે જીવદયા પાળીએ. ૧૧

મિથ્યા મત તુમે પરિહરો, જિમ એહમાં કદિ નવિ અવતરો;
તિર્યંચને મળે ઉપજે નહી, મનુષ્યને મળે ઉપજે સહી. ૧૨

પન્નવણા પદ જોઇ સાર, એ સજઝાય કરી સુખકાર;
ઉદયપુરી કહે મુનિ ધર્મદાસ, ભણે સુણે તસ લીલવિલાસ. ૧૩

## શ્રી ગર્વની સજઝાય

ગર્વ ન કરશો રે ગાત્રનો આખર એ છે અસાર રે,
રાખ્યું કેહેનું નવિ રહે, કર્મ ન ફરે કિરતાર રે;
ગર્વ ન કરશો રે ગાત્રનો. એ આંકણી. ૧

સડણ પડણ વિધ્વસંણ, જેહવું માટીનું ભંડ રે;
ક્ષણમાં વાગે રે ખોખરૂં, તે કેમ રહેશે અખંડ રે. ગર્વ૦ ૨

મુખને પુછીરે જે જમે, પાન ખાય ટી ચૂટી બીટ રે;
તે મુખ બંધાણા ઝાંઝુવે, કાગ ચરકતા વિષ્ટ રે–ગ૦ ૩

મુખ મરડેને મોજો કરે, કામિનીશું કરે કેળિ રે;
તે જઈ સુતા મશાણમાં, મોહ મમતાને મેલિ રે–ગ૦ ૪

દિશાદિશી બોલતા હેજમાં, નર નારી લખ ક્રોડ રે;
તે પરભવ ન જઈ પોઢીયા, ધન કણ કંચન ક્રોડ રે–ગ૦ ૫

કોટ ઉપાય જો કીજિયે, તો પણ નવિ ટળે નેટ રે;
સજ્જન મિળિ સહુ તેહને, કરે અગ્નિને ભેટ રે–ગ૦ ૬

કૃષ્ણ સરિખો રે રાજવી, બળભદ્ર સરિખો છે વીર રે;
જંગલમાં જાઓ તેહને, તાકી માર્યું છે તીર રે–ગ૦ ૭

બત્રીશ સહસ અંતેઉરી, ગોવાળણી સોળ હજાર રે;
તરશે તરફડે ત્રીકમો, નહિ કોઇ પાણી પાનાર રે–ગ૦ ૮

કોટીશિલા કરમે ધરી, ગિરધારી થયા નામ રે;
એહા ન થવાણું તે બળે, જુઓ કર્મના કામ રે–ગ૦ ૯

જન્મતાં કેણે નવિ જાણિયા, મરતાં નહિ કોઈ રોનાર રે;
મહા અટવીમાંહિ એકલા, પડ્યા કરે પોકાર રે–ગ૦ ૧૦

છબીલો છત્ર ધરાવતો, ફેરવતો ચોદિશિ ફોજ રે;
વનમાં વાસુદેવ જઈ વસ્યા, બેસે જિહાં વનચર રોજ રે–ગ૦ ૧૧

ગજે બેસીને જે ગાજતો, થતી જિહાં નગારાંની ઠોર રે,
ઘુડ હોલા તિહા ઘુઘવે, સાવજ કરતા તિહાં શોર રે–ગ૦ ૧૨

જરા કુમાર જંગલ વસે, ખેલે છે તિહાં શીકાર રે;
હરિ પગે પદ્મ તે દેખિયો, મૃગની ભ્રાતે તેણિવાર રે–ગ૦ ૧૩

તીર માર્યો તેણે તાણિને, પગ તળે બળ પૂર રે;
પગ ભેદીને તે નીસર્યો, તીર પડ્યો જઈ દૂર રે–ગ૦ ૧૪

આપ બળે ઉઠીને કહે, રે રે હું તો છું કૃષ્ણ રે,
બાણે કેણે મને વીધીયો, એવો કોણ છે દુર્જન રે–ગ૦ ૧૫

શબ્દ તે કૃષ્ણનો સાંભળી, વૃક્ષ તળે જરાકુમાર રે;
કાં હું વસુદેવ પુત્ર છું, રહું છું આ વન મોઝાર રે–ગ૦ ૧૬

કૃષ્ણ રખોપાને કારણે, વર્ષ થયાં મુજ બાર રે;
પણ નવિ દીઠો કોઇ માનવી, આજ લગે તે નિરધાર રે–ગ૦ ૧૭

દુષ્ટ કર્મતણે ઉદય, આંહી આવ્યા તમે આજ રે;
મુજને હત્યા રે આપવા, વળી લગાડવા લાજ રે–ગ૦ ૧૮

કૃષ્ણ કહે આવો બંધવા, જિણ કાજ સેવો છો વન રે;
તે હું કૃષ્ણ તેં મારિયો, ન મટે શ્રી નેમનાં વચન રે–ગ૦ ૧૯

ઇમ સુણી આંસુડે વરસવા, આવ્યો કૃષ્ણની પાસ રે;
મોરારી તબ બોલીયા, લેઆ કૌસ્તુભ ઉલ્લાસ રે–ગ૦ ૨૦

એ નીશાની પાંડવને આપજે, જા તું ઇહાંથી વેગ રે;
નહી તો બળભદ્ર મારશે, ઉપજશે ઉદ્વેગ રે–ગ૦ ૨૧

આ સમે કીમ જાઉં વેગળો, જો તુમે મોકલો મોરારી રે;
ફરી ફરી પા ં જોતો થકો, વરસત આંસુ જળ ધાર રે–ગ૦ ૨૨

દૃષ્ટિ અગોચર જે થયો, તેવીશમી ઢાળ રે;–
ઉદયરતન કહે એ થઈ, સહુ સુણજો ઉજમાળ રે–ગ૦ ૨૩

---

# આત્મસિદ્ધિશાસ્ત્ર

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૧

વર્તમાન આ કાળમાં, મોક્ષ માર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય. ૨

કોઇ ક્રિયાજડ થઇ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઇ;
માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ. ૩

બાહ્ય ક્રિયામા રાચતાં, અંતર્ભેદ ન કાંઇ;
જ્ઞાનમાર્ગ નિષેધતાં, તેહ ક્રિયાજડ આંહિ. ૪

બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણી માંહિ;
વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ. ૫

વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;
તેમજ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન. ૬

ત્યાગ, વૈરાગ્ય ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વૈરાગ્યમા, તો ભૂલે નિજ ભાન. ૭

જ્યા જ્યા જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યા ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮

સેવે સદ્ગુરુચરણને, ત્યાગી દઇ નિજપક્ષ;
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ.

આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ;
અપૂર્વવાણી, પરમશ્રુત, સદ્‌ગુરુલક્ષણ યોગ. ૧૦

પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઊગે ન આત્મવિચાર. ૧૧

સદ્‌ગુરુના ઉપદેશવણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યાવણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ. ૧૨

આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્‌ગુરુયોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર. ૧૩

અથવા સદ્‌ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ. ૧૪

રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ, ૧૫

પ્રત્યક્ષ સદ્‌ગુરુયોગથી, સ્વચ્છંદ તે રોકાય;
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬

સ્વચ્છંદ, મત આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુલક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ. ૧૭

માનાદિક શત્રુ મહા, નિજછંદે ન મરાય;
જાતાં સદ્‌ગુરુચરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮

જે સદ્‌ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯

એવો માર્ગ વિનયતણો, ભાખ્યો શ્રી વિતરાગ;
મૂળ હેતુ એ માર્ગના, સમજે કોઈ સુભાગ્ય. ૨૦

અસદ્‌ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ;
મહામોહનીય કર્મથી, બૂડે ભવજળ માંહિ. ૨૧

હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર;
હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર. ૨૨

હોય મતાર્થી તેહને, થાય ન આતમ લક્ષ;
તેહ મતાર્થી લક્ષણો, અહીં કહ્યાં નિરપેક્ષ. ૨૩

## મતાર્થી લક્ષણો

બાહ્ય ત્યાગ પણ જ્ઞાન નહીં, તે માને ગુરુ સત્ય;
અથવા નિજકુળધર્મના, તે ગુરુમાંજ મમત્વ. ૨૪

જે જિનદેહપ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનુ, રોકી રહે નિજ બુદ્ધિ. ૨૫

પ્રત્યક્ષ સદ્‌ગુરુયોગમાં, વર્તે દૃષ્ટિ વિમુખ;
અસદ્‌ગુરુને દ્રઢ કરે, નિજ માનાર્થે મુખ્ય. ૨૬

દેવાદિ ગતિ ભંગમાં, જે સમજે શ્રુતજ્ઞાન;
માને નિજમતવેષનો, આગ્રહ મુક્તિનિદાન. ૨૭

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન, ૨૮

અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય;
લોપે સદ્‌વ્યવહારને, સાધનરહિત થાય. ૨૯

જ્ઞાનદશા પામ્યો નહીં, સાધનદશા ન કાંઈ;
પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહિ. ૩૦

એ પણ જીવ મતાર્થમાં, નિજ માનાદિ કાજ;
પામે નહીં પરમાર્થને, અનઅધિકારીમાંજ. ૩૧

નહીં કષાય ઉપશાંતતા, નહીં અંતર વૈરાગ્ય;
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય. ૩૨

લક્ષણ કહ્યાં મતાર્થીનાં, મતાર્થ જાવા કાજ;
હવે કહું આત્માર્થીનાં, આત્મ-અર્થ સુખસાજ. ૩૩

## આત્માર્થી લક્ષણો

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુકલ્પના, આત્માર્થી નહીં જોય. ૩૪

પ્રત્યક્ષ સદ્‌ગુરુપ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર;
ત્રણે યોગ એકત્વથી, વર્તે આજ્ઞાધાર. ૩૫

એક હોય ત્રણ કાળમા, પરમાર્થનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સંમત. ૩૬

એમ વિચારી અંતરે, શોધે સદ્‌ગુરુયોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહીં મનરોગ. ૩૭

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થનિવાસ. ૩૮

દશા ન એવી જ્યાંસુધી, જીવ લહે નહીં યોગ્ય;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર રોગ.

આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય;
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય. ૪૦

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ. ૪૧

ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય;
ગુરુશિષ્ય સંવાદથી, ભાખું ષટ્પદ આંહિ. ૪૨

## ષટ્પદનામકથન.

'આત્મા છે' 'તે નિત્ય છે,' 'છે કર્તા નિજકર્મ;'
'છે ભોક્તા,' વળી 'મોક્ષ છે,' મોક્ષ ઉપાય 'સુધર્મ.' ૪૩

ષટ્ સ્થાનક સંક્ષેપમા, ષટ્દર્શન પણ તેહ;
સમજવા પરમાર્થને, કહ્યા જ્ઞાનીએ એહ ૪૪

[ શંકા—શિષ્ય ઉવાચ ]

( શિષ્ય પ્રથમ સ્થાનકની શંકા કરે છે:— )

નથી દૃષ્ટિમા આવતો, નથી જણાતું રૂપ;
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ. ૪૫

થવા દેહજ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ;
મિથ્યા જૂદો માનવો, નહીં જૂદું એંધાણ. ૪૬

વળી જો આત્મા હોય તો, જણાય તે નહીં કેમ ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ.

માટે છે નહીં આતમા, મિથ્યા મોક્ષ ઉપાય;
એ અંતર શંકાતણો, સમજાવો સદુપાય. ૪૮

[ સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ.

( 'આત્મા છે' એમ સદ્‌ગુરુ સમાધાન કરે છે — )

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન,
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન. ૪૯

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦

જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧

છે ઇંદ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
પાંચ ઇંદ્રિના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨

દેહ ન જાણે તેહને, જાણે ન ઇંદ્રિ પ્રાણ,
આત્માની સત્તાવડે, તેહ પ્રવર્તે જાણ ૫૩

સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણે સદાય. ૫૪

ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહીં, કહિયે કેવું જ્ઞાન ? ૫૫

પરમ બુદ્ધિ કૃષ દેહમાં, સ્થુળ દેહ મતિ અલ્પ;
દેહ હોય જો આત્મા, ઘટે ન આમ વિકલ્પ. ૫૬

જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ;
એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વયભાવ. ૫૭

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ;
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮

[ શંકા—શિષ્ય ઉવાચ. ]

( 'આત્મા નિત્ય નથી' એમ શિષ્ય કહે છે— )

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર. ૫૯

બીજી શંકા થયા ત્યાં, આત્મા નહીં અવિનાશ;
દેહયોગથી ઉપજે, દેહવિયોગે નાશ ૬૦

અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય;
એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય. ૬૧

[ સમાધાન—સદ્ગુરુ ઉવાચ. ]

( 'આત્મા નિત્ય છે,' એમ સમાધાન કરે છે:— )

દેહ માત્ર સંયોગ છે, વળી જડ રૂપી દ્રશ્ય,
ચેતનનાં ઉત્પત્તિ, લય, કોના અનુભવ વશ. ૬૨

જેના અનુભવ વશ એ, ઉત્પન્ન લયનું જ્ઞાન;
તે તેથી જૂદા વિના, થાય ન કેમે ભાન. ૬૩

જે સંયોગો દેખિયે, તે તે અનુભવદ્રશ્ય;
ઉપજે નહીં સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ. ૬૪

જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય;
એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય. ૬૫

કોઈ સંયોગોથી નહીં, જેની ઉત્પત્તિ થાય;
નાશ ન તેનો કોઈમાં, તેથી 'નિત્ય' સદાય. ૬૬

ક્રોધાદિ તારતમ્યના, સર્પાદિકની માંય,
પૂર્વ જન્મ સંસ્કાર તે, જીવનિત્યતા ત્યાંય. ૬૭

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય;
બાળાદિ વય ત્રણ્યનું જ્ઞાન એકને થાય. ૬૮

અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર;
વદનારો તે ક્ષણિક નહીં, કર અનુભવ નિર્ધાર. ૬૯

ક્યારે કોઇ વસ્તુનો, કેવળ હોય ન નાશ;
ચેતન પામે નાશ તો, કેમાં ભળે તપાસ. ૭૦

[ શંકા—શિષ્ય ઉવાચ. ]

( આત્મા કર્મનો કર્તા નથી, એમ શિષ્ય કહે છે:— )

કર્તા જીવ ન કર્મનો, કર્મ જ કર્તા કર્મ;
અથવા સહજ સ્વભાવ કાં, કર્મ જીવનો ધર્મ. ૭૧

આત્મા સદા અસંગ ને, કરે પ્રકૃતિ બંધ;
અથવા ઇશ્વર પ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨

માટે મોક્ષ—ઉપાયનો, કોઇ ન હેતુ જણાય;
કર્મતણું કર્તાપણું, કાં નહીં, કાં નહીં જાય ? ૭૩

[ સમાધાન—સદ્‌ગુરૂ ઉવાચ. ]

( કર્મનું કર્તાપણું આત્માને જે પ્રકારે છે, તે પ્રકારે
સમાધાન સદ્‌ગુરુ કરે છે:—

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ ?
જડસ્વભાવ નહીં પ્રેરણા. જુઓ વિચારી ધર્મ ૭૪

જો ચેતન કરતું નથી, થતાં નથી તો કર્મ;
તેથી સહજ સ્વભાવ નહીં, તેમજ નહીં જીવધર્મ. ૭૫

કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ ?
અસંગ છે પરમાર્થથી, પણ નિજભાને તેમ. ૭૬

કર્તા ઈશ્વર કો નહીં, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષ પ્રભાવ. ૭૭

ચેતન જો નિજભાનમાં, કર્તા આપસ્વભાવ;
વર્તે નહીં નિજભાનમાં, કર્તા કર્મ પ્રભાવ. ૭૮

[ શંકા—શિષ્ય ઉવાચ. ]

(તે કર્મનું ભોક્તાપણું જીવને નહીં હોય, એમ શિષ્ય કહે છે;—)

જીવ કર્મકર્તા કહો, પણ ભોકતા નહી સોય;
શું સમજે જડ કર્મ કે, ફળપરિણામી હોય ? ૭૯

ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦

ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત નિયમ નહીં હોય;
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહીં કોય, ૮૧

[ સમાધાન—સદ્દગુરુ ઉવાચ ]

( જીવને પોતાનાં કરેલાં કર્મનું ભોક્તાપણું છે, એમ
સદ્દગુરુ સમાધાન કરે છે.—)

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨

ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણું જણાય. ૮૩

એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, એજ શુભાશુભ વેદ્ય. ૮૪

ફળદાતા ઈશ્વરતણી, એમાં નથી જરુર;
કર્મસ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫

તે તે ભોગ વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬

[ શંકા-શિષ્ય ઉવાચ. ]

( જીવનો તે કર્મથી મોક્ષ નથી, એમ શિષ્ય કહે છેઃ— )

કર્તા, ભોક્તા જીવ હો, પણ તેનો નહીં મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭

શુભ કરે ફળ, ભોગવે, દેવાદિ ગતિમાંય;
અશુભ કરે નરકાદિ ફળ, કર્મરહિત ન ક્યાંય. ૮૮

[ સમાધાન-સદ્ગુરુ ઉવાચ ]

( તે કર્મથી જીવનો મોક્ષ થઈ શકે છે, એમ સમાધાન કરે .)

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯

વિત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષસ્વભાવ. ૯૦

દેહાદિ સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વતપદે, નિજ અનંત સુખભોગ. ૯૧

[ શંકા—શિષ્ય ઉવાચ. ]

( મોક્ષનો ઉપાય નથી, એમ શિષ્ય કહે છેઃ— )

હોય કદાપિ મોક્ષપદ, નહીં અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય ? ૯૨

અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો ? બને ન એહ વિવેક. ૯૩

કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમા મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪

તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ–ઉપાય;
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકારજ થાય ? ૯૫

પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્‌ભાગ્ય. ૯૬

[ સમાધાન–સદ્‌ગુરુ ઉવાચ. ]

( મોક્ષનો ઉપાય છે એમ સમાધાન કરે છે:— )

પાંચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત;
થાશે મોક્ષપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭

કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ;
અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮

જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવ અંત. ૯૯

રાગ, દ્વેષ, અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ;
થાય નિવૃત્તિ જેહથી, તેજ મોક્ષનો પંથ, ૧૦૦

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસરહિત;
જેથી કેવળ પામિયે, મોક્ષપંથ તે રીત. ૧૦૧

કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહનિય, હણાય તે કહું પાઠ. ૧૦૨

કર્મ મોહનિય ભેદ બે, દર્શન, ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩

કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;
પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ ? ૧૦૪

છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦૫

ષટ્‌પદના ષટ્ પ્રશ્ન તેં, પૂછ્યા કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિરધાર. ૧૦૬

જાતિ વેષનો ભેદ નહીં, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય. ૧૦૭

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ અંતર દયા, તે કહિયે જિજ્ઞાસ. ૧૦૮

તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્‌ગુરુ બોધ;
તો પામે સમકિતને, વર્તે અંતર શોધ. ૧૦૯

મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુલક્ષ;
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦

વર્તે નિજસ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત. ૧૧૧

વર્ધમાન સમકિત થઇ, ટાળે મિથ્યાભાસ,
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદવાસ. ૧૧૨

કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩

કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગૃત થતાં સમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪

છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ. ૧૧૫

એજ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધસ્વરૂપ. ૧૧૬

શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પ.મ. ૧૧૭

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધારી મૌનતા એમ કહી, સહજ સમાધિમાંય. ૧૧૮

## શિષ્યબોધબીજ પ્રાપ્તિકથન.

સદ્‌ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯

ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર, અમર, અવિનાશીને દેહાતીત સ્વરૂપ. ૧૨૦

કર્તા, ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય. ૧૨૧

અથવા નિજપરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ. ૧૨૨

મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર ૧૨૪

શું પ્રભુચરણ કને ધરું ? આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. ૧૨૫

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુઆધીન;
દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬

ષટ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાનથકી તરવારવત, એ ઉપકાર અમાપ. ૧૨૭

## ઉપસંહાર

દર્શન ષટે સમાય છે, આ ષટ સ્થાનક માંહિ;
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮

આત્મભ્રાંતિ સમ રોગ નહીં, સદ્ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞાસમ પથ્ય નહીં, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯

જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહીં આત્માર્થ ૧૩૦

નિશ્ચયવાણી સાભળી, સાધન તજવાં નોય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવા સોય. ૧૩૧

નય નિશ્ચય એકાતથી, આમાં નથી કહેલ;
એકાતે વ્યવહાર નહીં, બન્ને સાથ રહેલ. ૧૩૨

ગચ્છ મતની જે કલ્પના, તે નહીં સદ્વ્યવહાર;
ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહીં સાર. ૧૩૩

આગળ જ્ઞાની થઇ ગયા, વર્તમાનમાં હોય;
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહીં કોય. ૧૩૪

સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય;
સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય. ૧૩૫

ઉપાદાનનું નામ લઇ, એ જે તજે નિમિત્ત;
પામે નહીં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત, ૧૩૬

મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટયો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭

દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુઘટ વિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮

મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત;
તે કહિયે જ્ઞાનીદશા, બાકી કહિયે ભ્રાંત. ૧૩૯

સકળ જગત્ તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન;
તે કહિયે જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન. ૧૪૦

સ્થાનક પાંચ વિચારીને છઠ્ઠે વર્તે જેહ;
પામે સ્થાનક પાંચમું, એમાં નહીં સંદેહ ૧૪૧

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત. ૧૪૨

# શ્રી મહાવીર સ્વામીનો છંદ

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો,
અરિ ક્રોધને મનથી દુર વારો,
સંતોષવૃત્તિ ધરો ચિત્ત માંહી,
રાગદ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિ. ૧

પડ્યા મોહના પાસમાં જેહ પ્રાણી,
શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી,
મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો,
જિનમાર્ગ છંડી ભૂલા કા ભમો છો ૨

અલોભી અમાની નિરાગી તજો છો,
સલોભી સમાની સરાગી ભજો છો,
હરિ હરાદિ અન્યથી શું રમો છો,
નદી ગંગ મૂકી ગળીમા પડો છો. ૩

કોઈ દેવ હાથે અસિ ચક્રધારા,
કોઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા,
કોઇ દેવ ઉત્સંગે રાખે છે વામા,
કોઈ દેવ સાથે રમે વૃંદ રામા. ૪

કોઈ દેવ જપે લેઈ જપમાળા,
કોઈ માંસભક્ષી મહા વીકરાળા,
કોઇ યોગિણી ભોગિણી ભોગ રાગે,
કોઈ રૂદ્રાણી છાગનો હોમ માગે. ૫

ઇશા દેવ દેવી તણી આશ રાખે,
તદા મુક્તિનાં સુખને કેમ ચાખે,
જદા લોભના થોકનો પાર નાવ્યો,
તદા મધનો બિંદુઓ મન્ન લાવ્યો. ૬

જેહ દેવલાં આપણી આશ રાખે,
તેહ પિંડને મન્નશું લેય ચાખે,
દીનહીનની ભીડ તે કેમ ભાંજે,
ફુટચો ઢોલ હોએ કહો કેમ વાજે. ૭

અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષદાતા,
અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા,
રત્ન ચિંતામણિ સરિખો એહ સાચો,
કલંકી કાચના પિંડશું મત રાચો

મંદબુદ્ધિશું જેહ પ્રાણી કહે છે,
સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે,
કિહાં સર્ષ વાને કિહાં મેરૂધીર,
કિહાં કાયરાને કિહાં શૂરવીરં. ૯

કિહાં સ્વર્ણથાળ કિંહાં કુંભખંડં,
કિહાં કોદ્રવા ને કિહાં ખીરમંડં,
કિહાં ખીર સિંધુ કિહાં ક્ષારનીરં,
કિહાં કામધેનુ કિહાં છાગખીરં. ૧૦
કિહાં સત્યવાચા કિહાં કૂડવાણી,
કિહાં રંકનારી કિહાં રાયરાણી,
કિહાં નારકી ને કિહાં દેવભોગી,
કિહાં ઇંદ્રદેહિ કિહાં કુષ્ઠરોગી. ૧૧
કિહાં કર્મઘાતી કિહાં કર્મધારી,
નમો વીરસ્વામી ભજો અન્ય વારી,
જિસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી,
રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી. ૧૨
અથિર સુખ સંસારમાં મન રાચે,
તે જના મૂઢમાં એહ શું દષ્ટ છાજે,

## શ્રી દાન, શીલ, તપ અને ભાવનું પ્ર ાતિયું

રે જીવ જિનધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર;
દાન શીયળ તપ ભાવના, જગમાં એટલું સાર. રે જીવ૦ ૧

વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વહોરાવિયો, શ્રી શ્રેયાંસકુમાર. રે જીવ૦ ૨

ચંપાપોળ ઉઘાડવા, ચારણીએ કાઢયાં નીર;
સતીય સુભદ્રા જશ થયો, શિયળે સુર નર ધીર. રે જીવ૦ ૩

તપ કરી કાયા શોષવી, અરસ નીરસ આહાર;
વીર જિણંદ વખાણિયો, ધન ધન્નો અણગાર. રે જીવ૦ ૪

અનિત્યભાવના ભાવતાં, ધરતા નિર્મળ ધ્યાન;
ભરત આરીસાભુવનમા, પામ્યા કેવળજ્ઞાન. રે જીવ૦ ૫

જૈનધર્મ સુરતરૂ સમો, જેહની શીતળ છાંય;
સમયસુંદર કહે સેવતાં, વંછિત ફળ પાય. રે જીવ૦ ૬ ઇતિ.



## શ્રી અરિહંતની સ્તુતિનું પ્રભાતિયું

શ્રી અરિહંત નમીજે ચતુર નર, શ્રી અરિહંત નમીજે. એ આંકણી.
બારસ ગુણ શોભિત જગ મોહિત, સુર નર નમત કહીજે;
અતિશય ચાર પ્રથમ વળી આઠે, પ્રતિહાર્ય જસ લહીજે. ચ. શ્રી. ૧
ચાર સહજ એકાદશ ખાયિક, ઓગણીશ દૈત્ય ગ્રહી જે;
ઉત્તર અતિશય ચોત્રીશ પાંત્રીશ–વાણી સમીપ રહીજે. ચ. શ્રી. ૨
તીર્થ કરપદભોગી સયોગી–ગુણઠાણે પ્રણમી જે;
ભાવ સ્વરૂપ રમણ અભિલાષ્યો, તેહની આણ વહીજે. ચ. શ્રી. ૩



## શ્રી પ્રભાતિયું

જોબનિયાની મોજાં ફોજાં, જાય નગારાં દેતી રે;
ઘડિઘડિનાં ઘડિયાળાં વાગે, તોય ન જાગે તેતી રે. જો૦ ૧
જરા રાક્ષસી જોર કરે છે, ફેલાવી ફજેતી રે;
આવી અવધે ઉઠશે જાશે, લખપતિને લેતી રે. જો૦ ૨
માળે બેઠો મોજ કરે છે, ખાંત જુએ ખેતી રે;
જમડો ભમરો તાણી લેશે, ગોફણ ગોળાસેંતી રે. જો૦ ૩
જમરાજાને શરણે જાવું, જોરાળો કોઇ જેહથી રે;
દુનિયાં દૂજો દીસે નાંહિં, આખર તરશો તેહથી રે. જો૦ ૪
દાંત પડ્યા ને ડોસો થયો, કાજ ન સરિયું કેથી રે;
ઉદયરતન કહે આપે સમજો, કહીએ વાતો કેતી રે. જો૦ ૫ ઇતિ

---

## શ્રી પ્રભાતિયું

કહા રે અજ્ઞાની જીવકું, ગુરૂ જ્ઞાન બતાવે;
કબહુ ન વિષધર વિષ તજે, કહા દૂધ પિલાવે. કહા૦ ૧
ઊખર ઇખુ ન નીપજે, કહા બોવન જાવે;
રાસભ છરા ન છાંડહી, કહા ગંગ ઝીલાવે. કહા૦ ૨
કાળી ઉનકું માણુસાં, રંગ દૂજો ન આવે;
શ્રી જિનરાજ કહું કહા, વાંકો સહજ ન જાવે. ક૦ ૩ ઇતિ



## શ્રી પ્રભાતિયું

દેવ નિરંજન ભવભય ભંજન, તત્વજ્ઞાનકા દરિયા રે;
મતિશ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવળજ્ઞાને ભરિયા રે. દેવ૦ ૧

કામ ક્રોધ લોભ મચ્છર મારણ, અષ્ટ કરમકું હણીયા રે;
ચારે નારી દૂર નિવારી, પંચમી સુંદરી વરિયા રે. દેવ૦ ૨
દરિશન જ્ઞાન એકરસ જાકું, ક્ષીરોદધિ જ્યું ભરિયા રે;
રૂપચંદ પ્રભુ નામકી નાવા, જો બેઠા સો તરિયા રે. દેવ૦ ૩ ઇતિ



## શ્રી પ્રભાતિયું

સ્વારથકી સબ હે રે સગાઈ, કુણ માતા કુણ બેનડ ભાઈ. સ્વા૦ ૧
સ્વારથ ભોજન ભુક્ત સગાઈ, સ્વારથ બિન કોઇ પાણી ન પાઇ સ્વા. ૨
સ્વારથ મા બાપ શેઠ બડાઇ, સ્વારથ બિન ન હુ હોત સહાઇ. સ્વા. ૩
સ્વાર્થ નારી દાસ કહાઇ, સ્વાર્થ બિન લાઠી લે ધાઈ. સ્વા. ૪
સ્વાર્થ ચેલા ગુરૂ ગુરૂભાઇ, સ્વાર્થ બિન નિત હોત લડાઇ. સ્વા. ૫
સમયસુંદર કહે સુણો રે લોકાઇ, સ્વાર્થ ભલિ પરમ સગાઇ. સ્વા. ૬



## શ્રી પ્રભાતી

ચૂંપ કરી તમે ચેતો રે પ્રાણી, આ અવસર બહુ રૂડો રે,
પછી તમે ઘણી ઝુરણા કરશો, જિમ પિંજરમાં સૂડો રે. ચૂંપ૦ ૧
સવેળાએ સંભારતા નથી, કાંઇ કરો ખોટાઈ રે;
કાળ આવીને કંઠ જ ઝાલશે, નગરી જાશે લુંટાઇ રે. ચૂંપ૦ ૨
રત્ન ચિંતામણિ હાથમાં આવ્યું, પારખું કરીને જુઓ રે;
મ્હોટા પદનો મનખો પામી, હાથે કરી કાંઇ જુઓ રે. ચૂંપ૦ ૩
દોહીલામાંહી દોહીલો પામ્યો, માનવનો અવતારો રે;
નવ ઘાંટી ઉલંઘીને આવ્યો, ન રહી મણા લગારો રે. ચૂંપ૦ ૪

આળપંપાળ સવિ છોડી દેજો, એક પ્રભુ ધ્યાન રાખો રે;
કુડી માયામાં શું લલચાઓ, વિષ મુકી અમૃત ચાખો રે. ચૂંપ૦ ૫
ખોટી માયામાં ખોટી રે થાવું, શાને મરો છો દોડી રે;
અંત સમય કુછ કામ ન આવે, સાથ ન આવે કોડી રે. ચૂંપ૦ ૬
માલમત્તા જે મિલી છે અધિકી, તે સવિ રહેશે આંહી રે;
કહે રામજી આંહીથી ભૂલ્યો, તેનું ઠેકાણું નથી કયાંહી રે. ચૂંપ૦ ૭

---

## શ્રી ઉપદેશ લાવણી

સુગુરૂ બડા હે ઉપગારી રે,* (૨)
દેવ ગુરૂ શુદ્ધ ધર્મ બતાવે શીખ દેત સારી,
પંચેંદ્રિય નિરોગ દેહ હોઇ રે, (૨)
આર્યક્ષેત્ર ઉત્તમ કુળ મળિયો, આયુ દીર્ઘ જોઇ,
મનુષ્ય ભવ દુર્લભ યો પામી રે, (૨)
ઇણુ અવસરમેં સુકૃત કરતાં, મત રાખો ખામી,
સેવો તમે સુગુરૂકા ચરણા રે, (૨)
"અમરાપુરિકા પંથ સદા શ્રી જૈનધર્મ કરણા" એ આંકણી. ૧
મેરે મેરો કરે જગમે ઘેલો રે, (૨)
માતપિતા સુત ભ્રાત ત્રિયા, સ્નેહી હુઓ ભેળો,
સબે જુગ સ્વાર્થને દાવે રે, (૨)
સ્વાર્થ ન સરે તબ હિ સજજન, કોય ન બોલાવે,
કુટુંબ કાજ માયા તેં જોડી રે, (૨)
પાપ કરીને પરભવ જીવે, પાયાં દુઃખ કોડી,
ધર્મ બિન કોય નહી શરણા રે, (૨) અમરાપુરિકો૦ ૨

---

* જ્યાં (૨) આવી નિશાની કરી છે, તેનું પાછલું પદ બેવાર બોલવું, પરંતુ 'રે' તો એકજ વાર બોલવો.

જાણે તું ધન સંપત મેરી રે, (૨)
ગામ નગર પુર પાટણ દેશ, વિલાયત ઘર શેરી,
રથ હય હાથી સૈન્ય મેલી રે, (૨)
પણ પાયક અરૂ રાજય ઋદ્ધિ, રતી ન ચલે ભેળી,
વાસુદેવ ચક્રી ઇંદ્ર જેવા રે, (૨)
દેવ દાનવ માનવ ધન પામી, છંડી ગયા તેવા,
જીવ અબ લોભ પરીહરણા રે, (૨) અમરાપુરિકો૦ ૩

મિથ્યા મત માંહી મત રાચો રે, (૨)
કુગુરૂ કુદેવ કુધર્મ તજી, જિનમત જાચો રાચો,
શ્રદ્ધા બિન અનંત કાળ ભટકયો રે, (૨)
દ્રવ્ય સંયમસેં ગ્રૈવેક પાયો, ફેર નીચે પટકયો,
સમકિતસે સંયમ ગુણ ભાવે રે, (૨)
સંયમસેંતી જનમ મરણ દુઃખ, કર્મ પરાં જાવે,
સમક્તિ ગુણ આતમમેં ભરણા રે, (૨) અમરાપુરિકો૦ ૪.

હિંસા સબ દુઃખનકી ખાણી રે, (૨)
હિંસાહીથી પાવે પ્રાણી, નરકકી ઠાણી,
હિંસા સમ અનર્થ નહીં જગમેં રે, (૨)
સબ જંતુને વલ્લભ જીવન, ઇમ ધારી મનમેં,
દયા સમ અવર નહી કરણી રે, (૨)
ભવસાગર તારેવા ભવ્યને, એહ ઉત્તમ તરણી,
દયાસેં ભવસાગર તરણા રે, (૨) અમરાપુરિકો૦ ૫

સંતોષ કર તૃષ્ણાને બાળી રે. (૨)
તૃષ્ણા અનંતી એક જીવને, નવિ ટળે હી ટાળી,
સબે જુગ તૃષ્ણાએ વ્યાપ્યો રે, (૨)
ધન્ય કપિલ મુનિ કેવળ પાયો, સંતોષ ચિત્ત થાપ્યો,
સંતોષી સુખીયાહી બાજે રે, (૨)

બહુળા જીવ દુઃખીયા, ચિહું ગતિમેં, વિષયસુખ કાજે,
સંતોષસેં ચિહું ગતિ દુઃખ ખરણા રે, (૨) અમરાપુરિકા ૬

ક્ષમા ક્રોધ ટાળીને ધરજો રે, (૨)
વૈર વિરોધ દુશ્મન સવિ જાયે, સમતાગુણ વરજો,
ગજસુકુમાળ ક્ષમા કીની રે, (૨)
સમ પરિણામે પરીસહ ખમીને, સિદ્ધપુરી લીની,
રાય પરદેશી ધન્ય કહીએ રે, (૨)
પામ્યા સ્વર્ગ ક્ષમાએ એક હિ, અવતારી લહીએ,
ક્ષમાસેં સબ દુઃખ દુર ટળણા રે, (૨) અમરાપુરિકા૦ ૭

દાનસેં દારિદ્રપણું જાયે રે (૨)
સુખ સંપદની કોડિ મિળે, વળી જશ કીરતિ થાએ,
દાનસેં વ્યાધિ નહી આવે રે, (૨)
શુભ પરિણામે સુપાત્ર દિયાથી, ભવ છેડો પાવે,
શેઠાણીએ રત્નકંબળ દીનો રે, (૨)
મરૂદેવી હુઈને મુગતે પહોતી, મુનિને સુખ કીનો,
દાનસેં ભવમેં નહી ફિરણા રે, (૨) અમરાપુરિકા. ૮

શિયળ વ્રત સબ વ્રતમે મ્હોટો રે, (૨)
ઉદધિમાંહી જેમ સ્વયંભુ–રમણ નહિ છોટો,
દાનમાં અભયદાન દાખ્યો રે, (૨)
મુનિવર કેવળી પરષદ માંહી, જિનવરજી ભાખ્યો,
શિયળ સવિસંકટને ટાળે રે, (૨)
ધન ધન તે નર નારી, જે કોઇ શીયળકું પાળે,
શિયળસેં શિવરમણી વરણા રે, (૨) અમરાપુરિકા. ૯

તપસ્યા સુલ્લભ નહી કરવી રે, (૨)
કર્મ રૂપ વન બાળેવાને, પાવક સમ ગણવી,
તપહિસે વંછિત ફળ ગાયો રે, (૨)

દૃઢપ્રહારી અરજુનમાળી, તપસેં શિવ પાયો,
મુનીશ્વર ધન્નો ગુણે પૂરા રે, (૨)
વીરે વખાણ્યા દુક્કર તપ કરી, હુવા અનુત્તર સુરા,
તપહીસેં કર્મ દૂર ઝરણા રે, (૨) અમરાપુરિકા. ૧૦

ભાવ હે સબ ગુણમેં સારો રે, (૨)
દાન શિયળ તપ સંયમ સેવન, ભાવે ભવ પારો,
ભાવ બિન સબ વ્રત હે ફીકા રે, (૨)
ભાવે ચક્રી ભરતેશ્વરજી, પાયો કેવળ ટીકા,
ભાવ હે મુક્તિકા દાતા રે, (૨)
હસ્તિ બેઠાં કેવળ કેવળ પાયા, મરૂદેવી માતા,
સદા શુભ ભાવ ચિત્ત ધરણા રે, (૨) અમરાપુરિકા. ૧૧

જિનેશ્વર વાણી એ ધારો રે, (૨)
આળસ નિદ્રા વિકથા તજીને, મમતા દૂર ડારો,
ધર્મ દુર્લભ હે ચેતનકું રે, (૨)
ગુરૂભક્તિ જિન આણા જેવી, પાવન કર તનકું,
કાળ જબ લગે નાંહિ આયો રે, (૨)
તબ લગ દયાધર્મ આરાધી, નિશ્ચળ પદ જાઓ,
ઇણ વિધ મિટે જન્મ મરણા રે, (૨) અમરાપુરિકા. ૧૨

## શ્રી સો સ્વપ્નાની લાવણી.

( દોહા )

શાસન નાયક સુરતરૂ, ભયભંજન ભગવંત,
ત્રિશલાનંદ દિણંદ સમ, પ્રણમું મન ધરી ખંત. ૧

વળી પ્રણમું ગૌતમ ગુરૂ, તપ સંયમ દાતાર,
તાસ પ્રસાદે વર્ણવું, સુપન સોળ અધિકાર ૨

પાટલિપુર નગર વિષે, ચંદ્રગુપ્ત રાજેંદ,
બારેવ્રત ધારક ગુણી, પરજાને સુખ કંદ ૩

ચઉદે પૂરવજ્ઞાન શુદ્ધ ભદ્રબાહુ મુનિરાજ,
સમવસર્યા ઉદ્યાનમે, તારણ તરણ જિહાજ ૪

પાખી પોસાને વિષે, દેખ્યાં સ્વપનાં સોળ,
પૂછે નૃપ કરજોડીને, અર્થ કહો મુનિ ખોલ ૫

( અગડદમ બગડદમ છે-એ દેશી. )

કલ્પવૃક્ષકી શાખા ત્રુટી, અર્થ સુણો યહ સ્વપનેકા,
અબ જો રાજા હોવેગા કોઇ, સંયમ વો નહિ લેનેકા,
દુજે અસ્ત ભયા સૂર્ય અકાળે, ભેદ સુણો અબ ઇસ્કા સહી,
પંચમ આરે જન્મ લિયા હે, ઉનકું કેવળજ્ઞાન નહી,
નહિ મનપરજવ અવધિ પૂરણ, એ અંધકાર ભયા ભારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી. ૧

ચાંદ દેખા તુમે ચાલણી જેસા. તિસરે સુપના કે માંઇ,
અલગ અલગ સમાચારી હોયગી, બોલ ફરક કુછ દરસાઇ
ભૂત ભૂતણી નચતે હિલમિલ, દેખા ચોથે સુપન માંઇ
દેવ ગુરૂ ધર્મ ખોટા જનકું, લોક માનેગા અધિકાઇ,
દયા ધરમપર બહોત જલેં જે, થોડે જૈન ધરમ ધારી ભ૦ ૨

પાંચમે દેખા સર્પ ભયંકર, બારે ફણકર ફુંકારે,
કિતિક સાલ પિછે કાળ પડેગા, બારે બરસ લગ ભયંકારે,
ઉત્તમ સાધુ કરિ સંથારા, આતમ કાજ સારેગા,
કાયર સાધુ સો ઢીલે પડેગે, હિંસાધર્મ વિસ્તારેગા,

ખોટા દે ઉપદેશ લોક કું, હોવેગા કેઇ ઘરબારી, ભ૦
છઠ્ઠે સ્વપને દેવ વિમાનકું આતા સો દેખ્યા ફિરત,
જિસકા અર્થ સુણો તુમ રાજિંદ, દિલ અંદર આણી થિરતા,
જંઘાચારણ લબ્ધિધારક ઔર વિદ્યાચારણ જાણો,
એ દો લબ્ધિ કે હે ધારણ, ઐસે મુનિવરકી હાણો,
વૈક્રિય ઔર આહારક કી લબ્ધિ, એ બી વિચ્છેદેગા સારી ભ૦ ૪
વિકશા કમળ ઉકરડા ઉપર, જિસ્કા ભેદ સુનો ભાઇ,
ચાર વર્ણ મેં મહાજનકે ઘર, ધરમ રહેવેગા અધિકાઇ,
શાસ્તરકી રૂચિ રહેગી થોડી, સુણતાં નિદ્રા લેવેગા,
સ્તવન સઝાય ઓર ઢાળ ચોપાઈ, જિસ્મેં બહુત ખુશ રહેવેગા,
પ્રતિબોધ પણ ઇસ્મેં પાકે, હોવેગા સંયમધારી ભ૦ ૫
અગિયાકા ચમત્કાર આઠમેં ભેદ સુણો ઇસકા નીકા,
ઉદ્યોત હોયગા મિથ્યા મતકા, જૈનધર્મ હોયગા ફીકા,
સમુદર સૂકા તીન દિશાપર; દક્ષિણ દિશ ડોહોળો પાણી,
દક્ષિણ દિશાપર ધરમ રહેગા, તીન દિશા રહેગી હાણી,
પંચ કલ્યાણક ભયે જિણ પુરમેં, ધરમ હાનિ તિહાં ઉચ્ચારી ભ૦ ૬
દશમેં સોનેકી થાળી જિસમેં કુત્તા દેખા ખીર ખાતા,
ઉત્તમ કુળકી દોલત હે સો, જાવેગી મધ્યમ હાથા,
નટ ખટ સદા ચોર ઠગારા, ધૂરત હોયગા ધનવાળા,
શાહુકાર સો ઝુરેગા દિલમેં કહી ન શકે મનકી જવાળા,
ધન સંપત મજ્જનકી હાણી, સત્યવાદી કમ નર નારી ભ૦ ૭
હસ્તી કે પર ઇગ્યારમે સ્વપને, દેખા બંદરકુ બેઠા,
નીચ રાજા સો માલિક હોયગા, ઉંચ રાજા રહેગા હેઠા,
બારમે સ્વપને દેખા તુમને, દરિયે મરજાદા છોડી,
બેટા બેટી માતપિતાકી મરજાદા રાખે થોડી,
વહુ સાસુકા ન કરેગી કહેણા, ઉલટી દુઃખ દેગી ભારી ભ૦ ૮

લાંચ ગ્રાહી સો ક્ષત્રી હોયગા, વચન દેકે નઠ જાવગા,
દગાદાર વિશ્વાસઘાતિ નર, સચ્ચે નરકું હઠાવેગા,
ભલા સખ્સકા આદર કમતી, પાપી આદર પાવેગા,
ગુરૂ ગુરાણીકી ચેલા ચેલી, સેવા ભક્તિ કમ ચ્હાવેગા,
આપની બડાઈ કરેગા મુખસેં, ગુરૂકું હોયગા દુઃખકારી, ભ૦ ૯

જોડયા દેખ્યા સ્વપને તેરમે, વાછરૂકે મહારથ માંઈ,
નાદાન ઉમરકા ધરમ કરેગા, સંયમ લેગા ઉલસાઈ,
લજ્જા શું તપ સંયમ પાળી, તપ જપમેં ચિત્ત દેવેગા,
બુઠ્ઠાધિઠ્ઠા હોયગા ધર્મમેં આળસ અધિકી રહેવેગા,
સરખા નહિ સબ લડકા બુઢા, સમુચય ભાવ કહ્યા જ્યારી ભ૦ ૧૦

રત્નકી કાંતિ મંદી દેખી, ચઉદમા સ્વપનામેં જાણે,
ભરતક્ષેત્રકા સંઘ સાધકે. હેત ઈકલાસ થોડા માનો,
ક્રોધી કલેસી અરૂ અભિમાની, અપની બાત જમાવેગા,
ભલી શીખ જો દેગા કોઈ, ઉસ્કા અવગુણ ગાવેગા,
અલ્પ હોયગા સંયમવંતા, હોયગા બહોતસા લિંગ ધારી ભ૦ ૧૧

રાજકુમાર સો ચઢ્યા પોઠીપર, દેખા સ્વપને પંદરમેં,
રાજા જૈનધર્મ તજ દેગા, રાચેગા મિથ્યા ધરમે,
બાત કરે જો સચ્ચાવટકી, ઉસ્કી થોડા માનેગા,
જૂઠેકી પરતીત કરેગા, ખોટેકા પક્ષ તાણેગા,
ધર્મી પુરૂષકા કરેગા હેઠા, પાપીકા આદર ભારી ભ૦ ૧૨
હસ્તિ બાળક લઢતા દેખ્યા, બિન માવત આપસ માંહી,
વારવાર દુષ્કાળ પડેગા, મનચ્હાયા વર્ષેગા નાંહી,
માતપિતા ગુરૂ બાતકે કરતા, બિચબિચ બાત કરે છોટા,
ઈ ભાઈમેં સંપત ઓછી, બોલેગા નિરર્થક ખોટ,
પિતા પક્ષકા આદર ઓછો - ત્રિયાપક્ષકી કરેગા યારી ભ૦ ૧૩

કાયદાવાળા પ્રમાણિક ન્યાયી, ગુણીજન થોડા હોવેગા,
ઝઘડા ટંટા નિરર્થક કરકે, રાજમાંહી ધન ખોવેગા,
કોણુ ન માને ભલા સખ્સકી, ફિર પાછા પસ્તાવેગા,
એકવીશ હજાર વરસ લગે રાજિંદ, ઐસી રીત કર જાવેગા,
અરથ સુણી સોળ સ્વપનોકા, રાય ભયા સંયમધારી ભ૦ ૧૪

સંવત ઓગણીશે સાલ સેંતિસકી, ફાગણ ડગ્યારેસ આઇ,
તિલોક ઋષિ કહે સ્વપન લાવણી, ગામ કડામેં બણાઇ,
પંચમ આરો દુઃખમ નામે. દુઃખ હે ઈણમે અધિકાઇ,
ધરમ ધ્યાન ઔર સમતા રાખે, ઉનકું સુખ સમજો ભાઇ,
ઐસા જાણકે કરજો સુકૃત, ઉતરેગે ભવજળ પારી ભ૦ ૧૫



## શ્રી કર્મપચ્ચીશીની લાવણી.

( સુગુરૂ બડા હે ઉપગારી રે—એ દેશી )

કરમકું મત બાંધે ભાઇરે, ક૦ કરમ રેખ ના ટળે કરો કોઇ, લાખો ચતુરાઈ, એ ટેક

શ્રી આદિશ્વર અંતરાયશું, વરષે આહાર પાયા,
વર્દ્ધમાન પ્રભુ કર્મજોગશું, બ્રાહ્મણી કુખ આયા,
બાત યા ઈંદર જબ જાની રે, બા૦
હરણ કરાઇ મેલ્યા ક્ષત્રિકુળમેં, ત્રિશલાદે રાણી,
ભયો એ અચરિજ જગમાંઈ રે ભ૦ ક૦ ૧

બાર બરસ છ માસ સંયમમેં, કરી દુકકર કરણી,
નર સુર તિરયંચ દિયા પરીક્ષા, વેદના હદ વરણી,
ઉપસર્ગ ગોશાળક દિયા રે ઉ૦

લોહીઠાણુ છ માસ પ્રભુ કે, કેવળ માય રીયા,
ખુલાસા સુતેરકે માંઇ રે, ખુ૦ ક૦ ૨

કપટ પ્રભાવે મલ્લિ જિનેશ્વર વેદ ધર્યો નારી,
સગર ચક્રીકે સાઠ સહસ સુત. ગંગા લાવણ ધારી,
કાંઠા દેવીને તોડ નાખ્યો રે, કાં૦
સબ હી મરણ પાયા એક સાથે, બાકી નહીં રાખ્યો,
નૃપ સુણી ચિંતા અતિ આઇ રે, નૃ૦ ક૦ ૩

સનંતકુમાર ચક્રીકે તનમેં, રગતપીત્ત છાઇ,
સંયમ લે કિયા માસ માસ તપ, સાતસેં વર્ષ તાંઈ,
આઠસો ચક્રી માન લાયો રે, આ૦
સાતમો ખંડ સાધવા ચડિયો, કરમ ઉદય આયો,
માર્યો સો સાગરમેં જાઇ રે, મ૦ ક૦ ૪
રામ લક્ષ્મણ સીતા સતિ સંગે, વિપત સહિ વનમેં,
સંબૂક સૂર્યહાસ ખડગ સાધ્યો, માર્યો ગયો છિનમેં,
બાપ ચઢ આયો હરિ સામે રે, બા૦
એસી બણ આઇ રે, કુ૦ ક૦ ૫

સાહસ ગતિ તારશું મૂછર્યો, વિદ્યા મોત લીવી,
લંકપતિ મહાબંક કર્મસેં, સીતા હરણ કીવી,
રામજી લંકા ચડ આયા રે, રા૦
લક્ષ્મણ વીર મહા બળવંતા, દસ મસ્તક ધાયા,
બિભીષણ રાજગાદી પાઇ રે, બિ૦ ક૦ ૬

શ્રી મુનિસુવ્રત શિક્ષા આગ્યા બિન, ખંધકાદિક જાણી,
પાંચસે ઋષિ ગયા દંડક દેશમેં, પીલાણા ઘાણી,
ખંધકજીને આયો ક્રોધ ભારી રે, ખં૦
દંઢકા દેશકે બાળ્યો અસુર ભવ, વિરાધક પદ ધારી,
બારમો ચક્રી નરક જાઈ રે, બા૦ ૭

પાંડવ પાંચ મહા બળવંતા, હારી દ્રૌપદી નારી,
બારે વરસ લગ વન વન ભટકયા, વિપત્તિ સહિ ભારી,
કિચકકો કીચો કર નાંખ્યો રે, કિ૦
કૌરવશું કિયો જુદ્ધ જોરાવર, આપણો રાજ રાખ્યો,
દ્રૌપદી લે ગયો સુર આઇ રે, દ્રૌ૦ ક૦ ૮

પાંડવ કૃષ્ણ ગયા ખંડ ધાતકી, પદ્મોત્તર આયો સામે,
કર્મ જોગ પાંડવ મહાબળીયા, રણમેં હાર પામે,
નૃસિંહ રૂપ ધારીયો ગીરધારી રે,
નૃ૦ દ્રૌપદી લાયે ગંગા ઉતરિયા, રૂઠયા હે મોરારી,
દેસોટો દિયો પાંડવ તાંઇ રે, દે૦ ક૦ ૯

કેદકે માંહી જાય કૃષ્ણજી, વધ્યા ગોકુળ ગામે,
કંસ પછાડ સોરીપુર છોડી, રહ્યા દ્વારિકા ઠામે,
જરાસંધ માર્યા હે મહાબંકા રે, જ૦
તિનખંડમેં આણ મનાઇ, દિયા જીત ડંકા,
દ્વિપાયન રીસ ભરાઇ રે, દ્વિ૦ ક૦ ૧૦

દ્વારિકા નગરીમે દાહજ દીનો, માત પિતા તાંઇ,
રથમેં બેઠાય ચલ્યા હરિહળધર, દ્વાર પડયો આઈ,
ગયા ચલ કસુંબી વન હોઇ રે, ગ૦
મૃગ ભરોંસે જરાકુમરકે, બાણ માર્યો જોઇ,
પાની બીન હરિ મૃત્યુ પાઈ રે, પા૦ ક૦ ૧૧

નળ રાજા દમયંતી રાણી, પાયો દુઃખ ભારી,
હરિચંદરાય તારાદે નીચ ઘર, માથે ભરીયો વારી,
કુકડો ચંદ રાજા કિયો રે, કુ૦
રાયચંદ ફિર વીરમતિકો, રણમેં પ્રાણ લીયો,
કરણી ફળ છૂટે નહિ કાઇ રે, ક૦ ક૦ ૧૨

નાગસિરિ ધર્મરૂચિ મુનિકું, કડવો તુબો દિયો,
હુઇ દુર્જેતી નરક સિધાઈ, અનંત દુઃખ લિયો,
ભઇ સુકુમાળીકા સા નારી રે, ભ૦
પંચ ભરતારી હુઇ કર્મશું, લિયે અપજશ ભારી,
સમજો એ મતલબ મનસાઇ રે સ૦ ક૦ ૧૩

કાચરાકી ખાલ ઉતારી પૂરવ ભવ, હર્ષ ધર્યો મનમેં,
તેર ક્રોડ ભવ પીછે ખંધકજીકી, ખાલ ઉતારી બનમેં,
કુંડરીક સહસ વર્ષ સંયમ પાળ્યા રે, કુ૦
ડગીયા તીન દિવસમેં મર કર, નરક ગયો ચાલી,
કર્મકો ખ્યાલ અજબ ભાઇ રે, ક૦ ક૦ ૧૪

મહાપાતકી રાય પ્રદેશી. સંચ્યા નરક ખાતા,
કેશીમુનિ ઉપદેશ સુણીને, શ્રાવક વ્રત રાતા,
તપસ્યા બેલે બેલે કિવી રે, ત૦
દિન ગુણચાળિસ માંહી સુકૃત કર, સુરગતિ જિણ લીવી,
વિચિત્ર ગતિ કર્મકી ગાઇ રે, વિ૦ ક૦ ૧૫

વીર પ્રભુકો કુશિષ્ય કહીએ, ગોશાળક જાણો,
અષ્ટાંગ નિમિત્ત છ બોલ પ્રરૂપ્યા,
જિન જ્યોં સો યુ જાણો, બડાઇ કરી મુખસેં ભારીરે,બ૦
મરણ સમે જિણ કર્મ જોગશું, આત્મા ધિક્કારી,
બારમે સર્ગે ઉપજ્યો જાઇ રે, બા૦ ક૦ ૧૬

મહા વૈરાગ્ય પરિણામે સંયમ, લીધો ઉલસાઈ,
ક્ષત્રી રાજકુમાર જ માળી, વીરજીકો જમાઇ,
કરમ વશ કુસરધા રાચ્યોરે, ક૦
શ્રી જૈન વચન ઉત્થાપન કરકે, ખોટો મત ખેંચ્યો,
સમજાયો સમજ્યો કછુ નાંઇ રે, સ૦ ક૦ ૧૭

વસુદેવ સરખો જો પિતા ઔર, દેવકી જૈસી માતા,
નેમિ પ્રભુ શિષ્ય ગજમુનિવરકે, હરિ હળધર ભ્રાતા,
દેશ સુસરાકુ રીશ આઇ રે, દે૦
સિરપર બાંધી પાળ માટીકી, ખેરા દિયા ઠોઇ,
ભુકત્યા બિન છૂટે કછુ નાંઇ રે, ભુ૦ ક૦ ૧૮

ચંદનરાય મલયાગિરિ રાણી, સાયર નીર ભાઇ,
ચોર જ્યોં છાને નિકળ્યા ઘરસેં, વીતક બહુ પાઇ,
કર્મ બસ ચારૂહી બિછડીયા રે, ક૦
રાતે ચોર આય ધન હરિયો, બન બન રડવડિયા,
બણઝારો લેઇ ગયો માંઇ રે, બ૦ ક૦ ૧૯

જાતિ મદશું મહતરકે ઘર, જન્મ લિયો જાઇ,
પુત્રપણે રહ્યા શાહુકાર ઘર, આઠ કન્યા બ્યાહી,
પરણ્યા ફિર શ્રેણીકકી બેટી, પ૦
સુનાર ઘરે મેતારજ ઋષિ શીર,વાધર બાંધી સેઠી,
વેદના પાઇ અધિકાઇ રે, વે૦ ક૦ ૨૦

મયણરેહા વશ મોહ્યો મણિરથ, છળપણો વિચાર્યો,
રણ જીતી આયો સુણ પાપી, જુગબાહુ માર્યો,
આધિ નિશ નિકળ્યો ડર આણી રે, આ૦
સર્પ ડશ્યો મરિયો વનમાંહી; નરક ગતી હાણી,
મયણ રેહા વનમેં પુત્ર જાઇરે, મ૦ ક૦ ૨૧

ભગવત ભક્ત શ્રેણિકને કુણિકે, પિંજરામે દીયો,
તાલપૂટ ખાઇને મરિયા; નરકવાસ કીયો,
કુણિક લેણે હાર હાથી તાઇ રે, કુ૦
એક ક્રોડને એંશી લાખ નર, મરિયા રણમાંઇ,
સાર પણ નિકળ્યો કછુ નાંઇ રે, સા૦ ક૦ ૨૨

મૃગાપુત્ર અભંગસેન, ચિલાતી ચોર જાણ્યો,
દુઃખ અનંતા પાયા કર્મશું, સૂત્રમેં વખાણ્યો,
કેઈ હો કથા માંહિ જ્યારી રે, કે૦
જિન ચક્રી હરિ હર ઇંદ્રાદિક, કોઇશું નહિ યારી,
છોટા તે કિસી ગિણત માંઇ રે, છો૦ ક૦ ૨૩

ચાર જ્ઞાન ચઉદે પૂરવધર, છેલો ચારિત્ર પાઇ,
પઢ કર સો ગયા નરક અનંતા, કહ્યો સૂત્રમાંહી,
ઇંદ્ર જીવ ઉપજે થાવર જાઇ રે, ઇં૦
એસી સમજકર ધ્રૂજો કર્મશું, શંકા કછુ નાંહી,
બાત એ જિનવર ફરમાઇ રે, બા૦ ક૦ ૨૪

ઓગણીસે અડતીસ વૈશાખ સુદી છઠ,
દક્ષિણ દેશ જાણી, સેખાકાળ ૨ । મિરિગામ મેં,
ભવિજન હિત આણી, કર્મફળ દષ્ટાંત બતાયા રે, ક૦
તિલોકઋષિ કહે તોડયા કર્મ સબ,સો શિવ સુખ પાયા,
ધર્મ હે સદા સુખદાઇ રે, ધ૦ ક૦ ૨૫ ઇતિ



## અથ શ્રી સિદ્ધશિલાનું સ્તવન

શ્રી ગૌતમ પૃચ્છા કરે, વિનય કરી શીશ નમાય, પ્રભુજી અવિચળ સ્થાનક મે સુણ્યું, કરી મોય બતાય, પ્ર૦ જી શિવપુર નગર સોહામણું. ૧ એ આંકણી આઠ કરમ અળગા કરી સાર્યા આતમ કામ હો, પ્ર૦ છુટયા સંસારના દુઃખ થકી, તેને રહેવાનું કિહાં ઠામ હો પ્ર૦ શિ૦ ૨ વીર કહે ઉર્ધ્વ લોકમાં, સિદ્ધશિલાતણું ઠામ હો, ગૌ૦

સ્વર્ગ છવ્વીશની ઉપરે, તેહના બારે નામ હો, ગૌ૦ શિ૦ ૩ લાખ પિસ્તાળીશ જોજના, લાંબી પહોળી જાણુ હો ગૌ૦ આઠ જોજન જાડી વિચે, છેડે મંખ પંખ જ્યું જાણુ હો. ગૌ૦ શિ૦ ૪ ઉજ્વળ હાર મોતીતણો, ગોદુધ શંખ વખાણુ હો. ગૌ૦ શિ૦ ૫ અર્જુન સ્વર્ણ દીપતી, ગઠારી મઠારી જાણુ હો. ગૌ૦ ફટક રતન થકી નિર્મળી, સુંવાળી અત્યંત વખાણુ હો. ગૌ૦ શિ૦ ૬ સિદ્ધશિલા ઉલંઘી ગયા, અદ્ધર રહ્યા સિદ્ધરાજ હો. ગૌ૦ અલોકશું જાઈ અડયા, સાર્યાં આતમ કાજ હો. ગૌ૦ શિ૦ ૭ જન્મ નહિ મરણ નહી, નહી જરા નહી રોગ હો. ગૌ૦ વેરી નહી મિત્ર નહિ, નહી સંજોગ વિજોગ હો. ગૌ૦ શિ૦ ૮ ભૂખ નહી તરષા નહી, નહી હર્ષ નહી શોગ હો. ગૌ૦ કર્મ નહી કાયા નહી, નહી વિષયારસ યોગ હો. ગૌ૦ શિ૦ ૯ શબ્દ રૂપ રસ ગંધ નહી, નહી ફરસ નહી વેદ હો. ગૌ૦ બોલે નહી ચાલે નહી, મૌનપણું નહી ખેદ હો. ગૌ૦ શિ૦ ૧૦ ગામ નગર તિહાં કોઇ નહી, વસ્તી ન ઉજ્જાડ હો. ગૌ૦ કાળ સુકાળ વર્તે નહી, રાતદિવસ તિથિ વાર હો. ગૌ૦ શિ૦ ૧૧ રાજા નહી પ્રજા નહી, નહી ઠાકુર નહી દાસ હો. ગૌ૦ મુક્તિ ગુરૂ ચેલા નહી, નહી લઘુ વડાઇ તાસ હો. ગૌ૦ શિ૦ ૧૨ અનતા સુખમાં ઝીલી રહ્યા, અરૂપી જ્યોત પ્રકાશ હો. ગૌ૦ સહુ કોઇને સુખ સારીખા, સઘળાને અવિચળ વાસ હો. ગૌ. શિ૦ ૧૩ અનંતા સિદ્ધ મુગતે ગયા, વળી અનંત જાય હો ગૌ૦ અવર જગ્યા રૂંધે નહી, જ્યોતમાં જ્યોત સમાય હો ગૌ૦ શિ૦ કેવળ જ્ઞાન સહિત છે, કેવળ દર્શન ખાસ હો ગૌ૦ ક્ષાયક સમકિત દીપતું કદીય ન હોયે ઉદાસ હો ગૌ૦ શિ૦ ૧૫ સિદ્ધ સ્વરૂપ જે ઓળખે, આણી મન વૈરાગ હો ગૌ૦ શિવસુંદરી વેગે વરે, નય કહે સુખ અથાગ હો ગૌ૦ા શિ૦ ૧૬ ઇતિ



## અથ શ્રી સંભવનાથનું સ્તવન

સાહિબ સાંભળોરે સંભવ અરજ હમારી,
ભવોભવ હું ભમ્યો રે, ન લહી સેવા તુમારી;
નરક નિગોદમાંરે, તિહાં હું બહુ ભવ ભમીયો;
તુમ વિના દુઃખ સહ્યાં રે, અહોનિશ ક્રોધે ધમધમીયો. સા૦ ૧

ઇંદ્રિય વશ પડ્યો રે, પાળ્યાં વ્રત નહિ હુંશે;
ત્રશ પણ નવિ ગણ્યારે, હણીયા થાવર હુંશે:
વ્રત ચિત્ત નવિ ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું.
પાપની ગોઠડીરે, તિહાંમેં હઇડું ખોલ્યું. સા૦ ૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું;
શ્રી જિનઆણશું રે, મેં નવિ સંયમ પાળ્યું.
મધુકર તાણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચે રે, નિરસ પિંડ ઉવેખ્યો. સા૦ ૩

નરભવ દોહિલો રે, પામી મોહ વશ પડિયો:
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઇ અડિયો,
કામ ન કો સર્યો રે, પાપે પિંડ મેં ભરીયો,
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નાવિ આતમ તરીયો. સા૦ ૪

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દિનંતા દાખી;
તો પણુ નવી મળી રે, મળી તો નવિ રહી રાખી,
જે જન અભિલાષે રે, તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે. સા૦ ૫

ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી;
વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી;

અભક્ષ તે મેં ભખ્યાં રે, રાત્રિભોજન કીધાં;
વ્રત નવિ પાળીયાં રે, જેહવાં મૂળથી લીધાં. સા૦ ૬

અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મળિયો;
તુમ વિના કોણ દીયે રે, બોધિ રયણ મુજ બળિયો;
સંભવ આપજોરે, ચરણ કમળ તુમ સેવા;
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા. સા૦ ૭

## અથ શ્રી શીતલજિન સ્તવન

વારિ પ્રભુ દશમા શીતળનાથ કે, સુણો એક વિનતિ રે લોલ;
વારિ પ્રભુ માહરે તુમશું પ્રીત કે, અવરશું આખડી રે લોલ ૧
વારિ પ્રભુ ભદ્દિલપુર અવતાર કે, દૃઢરથ રાજિયો રે લોલ;
વારિ પ્રભુ નંદા માત મલ્હાર કે, કુળમા ગાજીયો રે લોલ. ૨
વારિ પ્રભુ શ્રીવચ્છ લંછન પાય કે, પ્રભુજીને દીપતું રે લો
વારિ પ્રભુ ચંદ કહે કરજોડ કે, અવિહડ રંગશું રે લોલ. ૩ ઇતિ.

## અથ શ્રી અનંતનાથ જિન સ્તવન

ધાર તરવારની સોહલી દોહલી,
ચઉદમા જિનતણી ચરણ સેવા,
ધારપર નાચતાં દેખ બાજીગરા,
સેવના ધાર પર રહે ન દેવા. ધા૦ ૧ એ આંકણી.

એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી,
ફળ અનેકાંત લોચન ન દેખે,

ફળ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચારગતિમાંહિ લેખે. ધા૦ ૨

ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં,
તત્ત્વની વાતકરતાં ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં,
મોહ નડિયા કળિકાળ રાજે. ધા૦ ૩

વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફળ,
સાંભળી આદરી કાંઇ રાચો. ધા. ૪

દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે,
કિમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો.
શુદ્ધ શ્રદ્ધા વિણુ સર્વ કિરિયા કરી,
છારપર લીંપણું તેહ જાણો. ધા૦ ૫

પાપ નહિ કોઇ ઉત્સૂત્ર ભાષણ જિશો,
ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો.
સૂત્ર અનુસારે જે ભાવિક કિરિયા કરે,
તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો. ધા૦ ૬

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી,
જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે.
તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી,
નિયત આનંદઘન રાજ પાવે. ધા૦ ૭

---

## અથ શ્રી ધર્મ જિન સ્તવન

( રશીયાની દેશી )

ધર્મ જિનેસર ગાઉ રંગશું,
ભંગ મ પડશો હો પ્રીત. જિનેસર.
બીજો મનમંદિર આણું નહી,
એ અમ કુળવટ રીત. જિનેસર. ધર્મ૦ ૧

ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે,
ધરમ ન જાણો હો મર્મ. જિ૦
ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી,
કોઇ ન બાંધો હો કર્મ. જિ૦ ધ૦ ૨

પ્રવચન અંજન જો સદ્ગુરૂ કરે,
દેખે પરમ નિધાન. જિ૦
હૃદય નયણ નિહાળે જગધણી,
મહિમા મેરૂ સમાન. જિ૦ ધ૦ ૩

દોડત દોડત દોડત દોડીયો,
જેતી મનની રે દોડ. જિ૦
પ્રેમ પ્રતીત વિચારો ઢુકડી,
ગુરૂગમ લેજોરે જોડ. જિ૦ ધ૦ ૪

એક પખી કેમ પ્રીતિ વરે પડે,
ઉભય મિળ્યા હુસે સંધિ. જિ૦
હું રાગી હુ મોહે ફંદિયો,
તું નિરાગી નિરબંધ. જિ૦ ધ૦ ૫

પરમ નિધાન પ્રગટ મુખ આગળે,
જગત ઉલ્લંઘી હો જાય. જિ૦
જ્યોતિ વિના જુઓ જગદિશની,
અંધો અંધ પલાય. જિ૦ ધ૦

નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા,
મુનિજન માનસ હંસ. જિ૦
ધન તે નગરી ધન વેળા ઘડી,
માતપિતા કુળ વંશ. જિ૦ ધ૦ ૭
મન મધુકર વર કરજોડી કહે,
પદકજ નિકટ નિવાસ. જિ૦
ધન નામી આનંદઘન સાંભળો,
એ સેવક અરદાસ. જિ૦ ધ૦ ૮



## અથ શ્રી કુંથુજિન સ્તવન

(રાગ–ગુર્જરી, અંબર દેહો મુરારી હમારો–એ દેશી)

મનડું કિમહી ન બાજે હો કુંથુજિન મનડું કિમહી ન બાજે.
જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અળગું ભાગે હો. કું૦ ૧

રજની વાસર વસ્તિ ઉજડ, ગયણ પાયાળે જાય,
સાપ ખાયને મુખડું થોથું, એ ઉખાણો ન્યાય હો. કું૦ ૨

મુગતિતણા અભિલાષી તપીયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે,
વૈરીડું કાંઈ એહવું ચિંતે, નાખે અવળે પાસે હો. કું૦ ૩

આગમ આગમ ધરને હાથે, નાવે કિણ વિધ આંકું,
કિહાં કણે જો હઠ કરી અટકું, તો વ્યાલતણી પરે વાંકુ હો. કું૦ ૪

જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહી,
સર્વમાંહે ને સહુથી અળગું, એ અચરિજ સનમાંહી હો. કું० ૫

જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાળો,
સુરન પંડિત જન સમજાવે, સમજે ન મહારો શાળો હો. કું० ૬

મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે,
બીજી વાતે સમરથ છે નર, એહને કોપ ન જેલે હો. કું० ૭

મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિં ખોટી,
ઇમ કહે સાધ્યું તે નવિ માનું, એક હિ વાત છે મ્હોટી હો. કું० ૮

મનડું દુરાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું,
આનંદઘન પ્રભુ માહરૂં આણો, તો સાચું કરી જાણું હો કું० ૯



## અથ શ્રી વિરજિનનાં ચૌદ સ્વપ્નાનું સ્તવન

રાય રે સિદ્ધારથ ઘર પટરાણી, નામે ત્રિશલા સુલક્ષણી એ.
રાજભુવનમાંહે પલંગે પોઢતાં, ચઉદ સુપન રાણીએ લહ્યાં એ. ૧

પહેલારે સુપનમેં ગયવર દીઠો, બીજે વૃષ સોહામણો એ,
ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતા એ ૨

પાંચમે પંચવરણી ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર અમિય ઝર્યો એ,
સાતમે સૂરજ આઠમે ધજા, નવમે કળશ અમિય ભર્યો એ. ૩

પદ્મ સરોવર દશમે દીઠો, ખીરસમુદ્ર દીઠો અગ્યારમે એ,
દેવવિમાન તે બારમે દીઠું, રણઝણ ઘંટા વાજતા એ. ૪

રતનનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ,
ચઉદ સુપન લહી રાણીજી જાગ્યાં, રાય સમોવડ પહોતલાં એ. ૫

સુણો રે સ્વામી મેં તો સુહણલાં દીઠાં પાછલી રાત રળીયામણી એ,
રાય રે સિદ્ધારથ પંડિત તેડ્યાં, કહો રે પંડિત ફળ એહનાં એ. ૬

મ કુળ મંડણુ તમ કુળ દીવો, ધનરે મહાવીરસ્વામી અવતર્યા એ,
જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ. ૭



## અથ શ્રી મૃગાપુત્રની સજ્ઝાય

### ( દોહરા )

પ્રણમી પાસ જિણંદને સમરી સરસ્વતી માય,
નિજ ગુરૂ ચરણ નમી કરી, ભણશું મહા મુનિરાય.
રાજ ઋષિ લીલા પરિહરિ, લીધો સંયમ ભાર,
તેહ મૃગાપુત્ર ગાઈશું, સુણજો સહુ નર નાર. ૨
સંક્ષેપ કરી વર્ણવું, સૂત્રે છે વિસ્તાર,
ભણતાં સુણતાં ધ્યાવતાં, લહીનો ભવનો પાર. ૩
ભોગી નરમાં ભમરલો, ઋષિમાંહી શિરદાર,
તસ ગુણ વર્ણવતાં થકાં, ત્રુટે કર્મ અપાર. ૪

### ઢા ૧ લી

સુગ્રીવ નગર સોહામણું જી, બળભદ્ર તિયાં રાય,
તસ ઘર ધરણી મૃગાવતી જી, તસ નંદનજુવરાય;
હો માયડી, ક્ષણ લાખેણી રે જાય ૧ એ
કુણી બળશ્રી નામે ભલોજી, મૃગાપુત્ર પ્રસિદ્ધ,
માતાને નામે કરીજી. ગુણ નિષ્પન્ન તસ દીધ હો મા૦ ૨

ભણી ગણી પંડિત થયોજી, જોવન વય જબ આય,
સુંદર મંદિર કરાવિયાંજી; પરણાવે નિજ માય. હો મા૦ ૩

તવ વય રૂપે સારિખીજી, પરણ્યા બત્રીશ નાર,
પાંચ વિષય સુખ ભોગવેજી, નાટકસમ ધમકાર. હો મા૦ ૪

રત્નજડિત સોહામણાજી, અદ્ભુત ઉંચા આવાસ,
દેવ દોગુંદકની પરેજી, વિલસે લિલ વિલાસ. હો મા૦ ૫

એક દિન બેઠા માળીયેજી, નારીને પરિવાર.
મસ્તક પગ દાઝે તળાં જી, દીઠા શ્રી અણગાર. હો મા૦ ૬

મુનિ દેખી ભવ સાંભર્યોજી, વસીયો મનવૈરાગ,
ઉતર્યો આમણ દૂમણો જી, જનનીને પાયે લાગ. હો મા૦ ૭

પાય લાગીને વિનવે જી, સુણ સુમ મોરી માય,
નટુવાની પરે નાચીયાજી, લખચોરાશી માય. હો મા૦ ૮

પૃથ્વી પાણી તેઉમાં જી, ચોથી રે વાઉકાય,
જન્મ મરણ દુઃખ ભોગવ્યાંજી, તેમ વનસ્પતિમાંય. હો મા૦ ૯

વિગલેંદ્રિ તિર્યંચમાં જી, મનુષ્ય દેવમઝાર,
ધર્મ વિહુણો આતમાજી, રડવડિયા સંસાર. હો મા૦ ૧૦

સાતે નરકે હું ભમ્યોજી, અનંતી અનંતીરે વાર,
છેદન ભેદન ત્યાં સહ્યા જી, કહેતાં ન આવે પાર. હો મા૦ ૧૧

સાયરના જળથી ઘણાં જી, મેં પીધાં માયના થાન,
તૃપતિ ન પામ્યો આતમાજી, અધિક આરોગ્યા ધાન. હો મા૦ ૧૨

ચારિત્ર ચિંતામણિ સમોજી, આધક મ્હારે મન થાય,
તન ધન જોવન કારમાંજી, ક્ષણ ક્ષણ ખૂટે આય.હો મા૦ ૧૩

માતા અનુમતિ આપીએ જી, લેઇશું સંયમ ભાર.
પંચ રતન મુજ સાભર્યાંજી, કરશું તેહની સાર. હો મા૦ ૧૪.

વયણ સુણી બેટા તણાં જી, જનની ધરણી ઢળંત,
ચિત્ત વળ્યું તવ આરડેજી, નયણે નીર ઝરંત રે જાયા,
તુજ વિણ ઘડી રે છ માસ ૧૫

વળતી માતા ઇમ ભણે જી, સુણ સુણ મોરા રે પુત્ર,
મનમોહન તું વાલહો જી, કાંઇ ભાંગે ઘરસૂત્ર. રે જાય ૧૬

મ્હોટા મંદિરમાળિયાં જી, રાન સમોવડથાય,
તુજ વિણ સહુ અળખામણાં જી, કિમ વોળે દિન રાય રે જાયા ૧૭

નવ મસવાડા ઉદર ધર્યો જી, જન્મતણાં દુઃખ દીઠ,
કનક કચોળે પોષીયો જી, હવે હું થઈ અનીઠ. રે જાયા૦ ૧૮

જોવન વય નારીતણા જી, ભોગવો બહોળા રે ભોગ,
જોવન વયવીત્યા પછે જી, આદરજો તપ જોગ. રે જાયા૦ ૧૯

પડ્યો અજાડી જિમ હાથીયો જી, મૃગલો પડીયો રે પાસ.
પંખી પડયો જિમ પાંજરે જી, તેમ કુમર ઘર વાસ. રે જાયા૦ ૨૦

ઘર ઘર ભિક્ષા માગવીજી, અરસ નિરસ હોય આહાર,
ચારિત્ર છે વચ્છ દોહિલું જી, જેસી ખાંડાની ધાર. રે જાયા૦ ૨૧

પંચ મહાવ્રત પાળવાં જી, પાળવા પંચ આચાર.
દોષ બેંતાળીશ ટાળીને જી, લેવો સુઝતો આહાર. રે જાયા૦ ૨૨

મીણ દાંતે લોહમય ચણા જી, કિમ ચાવીશ કુમાર,
વેળુ સમોવડ કોળિયા જી, જિને કહ્યો સંયમ ભાર. રે જાયા૦ ૨૩

પલંગ તળાઇએ પોઢતો જી, કરવા ભૂમિ સંથાર,
કનક કચોળાં છાંડવાં જી, કાચલીએ વ્યવહાર રે જાયા૦ ૨૪

માથે લોચ કરાવવા જી, તું સુકુમાળ અપાર,
બાવીશ પરીસહ જીતવા જી, કરવા ઉગ્ર વિહાર. રે જાયા૦ ૨૫

પાય અણવાણે ચાલવું જી, શીયાળે શીત વાય,

ચોમાસું વચ્છદોહિલુંજી, ઉનાળે લૂ વાય. રે જાયા૦ ૨૬

ગંગા સાયર આદે કરી જી, ઉપમા દેખાડી રે માય,
દુક્કર ચરિત્ર દાખિયું જી, કાયર પુરૂષને થાય. રે જાયા૦ ૨૭

કુમર ભણે સુણ માવડી જી, સંયમ સુખ ંડાર,
ચોદરાજ નગરીતણા જી, ફેરા ટાળણહાર. હો મા૦ ૨૮

અનુમતિ તો આપું જી, કુણ કરશે તુજ સાર,
રોગ જબ આવી લાગશે જી, નહિ ઔષધ ઉપચાર રે જાયા૦ ૨૯

વનમાં રહે છે મૃગલાં જી, કુણ કરે તેહની સાર,
વન મૃગની પેરે વિચરીશું જી, એકલડા નિરાધાર હો૦ મા૦ ૩૦

અનુમતિ આપે માવડી જી, આવ્યા વનહ મઝાર.
પંચ મહાવ્રત આદર્યાં જી, પાળેસંયમ ભાર,
મુનીસર, ધન ધન તુમ અવતાર. ૩૧

મૃગાપુત્ર રૂષિરાજીયો જી, ષટકાયા ગોવાળ,
એ સમ નહિં વૈરાગિયો જી, જિણે ટાળ્યો આતમ આલ મુ૦ ૩૨

ભણ્યો અધ્યયન ઓગણીશમે જી, મૃગાપુત્ર અધિકાર,
તપ જપ કીરિયા શુદ્ધ કરી જી, આરાધી આચાર મુ૦ ૩૩

સંયમ દુક્કર પાળિયું જી, કરી એક માસ સંથાર;
કર્મ ખપાવી કેવળ લહીજી, પહોત્યા મુગતિ મઝાર. મુ૦ ૩૪ ઇતિ

---

## અથ શ્રી મેતારજ મુનીની સજઝાય

(જીવ રે તું શીળતણો કર સંગ—એ દેશી.)

શમ દમ ગુણના આગરૂ જી, પંચ મહાવ્રત ધાર; માસખમણને પારણે જી, રાજગૃહી નગરી મઝાર મેતારજ મુનિવર ! ધન ધન તુમ

અવતાર. ૧ આંકણી. સોનીરે ઘેર આવીઆ જી, મેતારજ ઋષિરાય, જવલા ઘડતો ઉઠીયો જી, વંદે મુનિના પાય. મે૦ ૨ આજ ફળ્યો ઘર આંગણે જી, વિણુ કાળે સહકાર; લ્યો ભિક્ષા છે સૂઝતી જી, મોદકતણો એ આહાર, મે૦ ૩ ક્રૌંચ જીવ જવલા ચણ્યો જી, વહોરી વળ્યા ઋષિરાય; સોની મન ંકા થઇ જી, સાધુતણાં એ કામ. મે૦ ૪ રીસ કરી ઋષિને કહે , દ્યો જવલા મુજ આજ; વાધર શીશે વીંટિયું જી, તડકે રાખ્યા મુનિરાજ મે૦ ૫. ફટ ફટ ફૂટે હાડકાં જી, તડ તડ ત્રુટે ચામ; સોનીડે પરીસહ દિયો જી, મુનિ રાખ્યો મન ઠામ મે૦ ૬ એહવા પણ મ્હોટા યતિ જી મન્ન ન આણે રોષ; આતમ નિંદે આપણો , સોનીને શો દોષ મે૦ ૭ ગજસુકુમાળ સંતાપીયા જી, બાંધી માટીની પાળ; ખેર ંગારા શિર ધર્યાજી, મુગતે ગયા તતકાળ મે૦ ૮ વાઘણે શરીર વલૂરિયું જી, સાધુ સુકોસળ સાર; કેવળ લહી મુગતિ ગયા જી, ઇમ અરણિક અણગાર મે૦ ૯ પાલક પાપી પીલિયા જી, ખંધકસૂરિના શિષ્ય; અંબડ ચેલા સાતશેં જી, નમો નમો તે નિશ૰ દિશ. મે૦ ૧૦ એહવા ઋષિ સંભારતા જી, મેતારજ ઋષિરાય; અંતગડ હુઆ કેવળી જી, વંદે મુનિના પાય. મે૦ ૧૧ ભારી કાષ્ઠની સ્ત્રીએ તિહાં જી, લાવી નાંખી તિણિ વાર; ધબકે પંખી જાગિયોજી, જવલા કાઢયા તિણે સાર. ૦ ૧૨ દેખી જવલા વિષ્ટમાં જી, મન લાજ્યો સોનાર; ઓઘો મુહપત્તિ સાધુનો જી, લેઈ થયો અણગાર. મે૦ ૧૩ આતમ તાર્યો આપણોજી, થિર કરી મન વચ કાય; રાજવિજય રંગે ભણે જી, સાધુતણી એ સજઝાય મે૦ ૧૪.



## અથ ાલિભદ્રની સજઝાય.

પ્રથમ ગોવાળિયાતણે વે ઞ્રે, દીધું મુનિવર દાન, નયરી રાજગૃહી અવતર્યોજી, રૂપે મયણ સમાન, સોભાગી રે, શાલિભદ્ર ભોગી રે હોય

૧. આંકણી, બત્રીશ લક્ષણ ગુણે ભર્યો જી રે, પરણ્યો બત્રીશ નાર, માણસને ભવે દેવનાંજી રે, સુખ વિલસે સંસાર, સો૦ ૨. ગૌભદ્ર શેઠ તિહાં પૂરવે જીરે, નિતનિત નવલા રે ભોગ, કરે સુભદ્રા ઉવારણાંજી રે, સેવ કરે બહુ લોક, સો૦ ૩. એક દિન શ્રેણિક રાજિયોજી રે, જોવા આવ્યો રે રૂપ, શરીર સુકોમળ અતિ ઘણુંજી રે, દેખી હરખ્યો ભૂપ, સો૦ ૪. વચ્છ વૈરાગે ચિંતવે જી રે, મુજ શિર શ્રેણિકરાય, પૂરવ પુણ્ય મેં નવિ કર્યાં જીરે, હવે તપ આદરશું માય, સો૦ ૫. ઇણે અવસરે શ્રી જિનવરૂજીરે, આવ્યા નયરી ઉદ્યાન, શાળિભદ્ર મન ઉજમ્યોજી રે, વાંદ્યા પ્રભુના પાયા, સો૦ ૬. પીરતણી વાણી સુણી જીરે, તુઠયો મેહ અકાળ, એકેકી દિન પરિહરે જીરે, જિમ જળ છંડે રે પાળ, સો૦ ૭. માતા દેખી ટળવળેજીરે, માછલડી વિણ નીર, નારી સઘળી પાયે પડે જી રે, મ મ છંડો સાહસ ધીર, સો૦ ૮. વહુઅર સઘળી વીનવેજીરે, સાંભળો સાસુ વિચાર, સર છંડી પાળે ચઢયો જી રે, હંસલો ઉડણહાર, સો૦ ૯. ઇણ અવસર તિહાં ન્હાવતાં જીરે, ધન્ના શિર આંસુ પડંત, કવણ દુઃખ તુજ સાભર્યું જીરે, ઉંચું જોઇ કહે કંત, સો૦ ૧૦ ચંદમુખી મૃગલોચની જીરે, બોલાવી ભરતાર બંધવ વાત મેં સાંભળી જીરે, નારીનો પરિહાર, સો૦ ૧૧. ધન્નો ભણે સુણ ઘેલડી જીરે, શાળિભદ્ર પૂરો ગમાર, જો મન આણ્યું છંડવાજીરે, વિલંબ ન કીજે લગાર સો૦ ૧૨. કહેતાં વાત જ સોહલીજી રે, કરતાં દોહલી હોય સો૦ ૧૩. જારે જો તેં ઇમ કહ્યું જીરે, તો મેં છંડીરે આઠ, પિઉડા મેં હસતાં કહ્યું જીરે, મૂકો છો શા માટ માટ સો૦ ૧૪. ઘણુ વચને ધન્નો નીસર્યો જીરે, જાણે પંચાયણ સિંહ, જઇ સાળાને સાદજ કર્યોજી રે, વેલા ઉઠ અબીહ સો૦ ૧૫. કાળ આહેડી નિત્ય ભમે જીરે પુંઠે ન જોઇશ વાટ, નારી બંધન દોરડીજીરે, ત્રોડી લે શુભ વાટ સો૦ ૧૬. જિમ ઢીમર તિમ સાછલો જીરે, ઢીમરે નાખીરે જાળ, પુરૂષ પડી જિમ માછલોજીરે, તિમહિ અચિંત્યો કાળ, સો૦ ૧૭ જોવનભર બિહું નિસર્યા જી રે, પહોત્યા :

વીરજીની પાસ, દીક્ષા લીધી રૂયડીજીરે, પાળે મન ઉલ્લાસ સો૦ ૧૮. માસખમણને પારણે જીરે, પૂછે શ્રીજિનરાજ, અમને શુદ્ધ જ ગોચરી જીરે, લાભ દેશે કુણ આજ સો૦ ૧૯, માતા હાથે પરણે જીરે, થાશે તુમને રે આજ, વીર વચન નિશ્ચય કરીજીરે, આવ્યા નગરીમાંજ સો૦ ૨૦. ઘર આવ્યા નવિ ઓળખ્યાજીરે, ફરિયા નગરી મઝાર, મારગ જાતાં મહિયારડીજીરે સામી મળી તેણિવાર સો૦ ૨૧. મુનિ દેખી ઉલસ્યુંજીરે વિકસિત થઈ તસ દેહ મસ્તક ગોરસ સુઝતોજીરે, પડીલાભ્યો ધરી નેહ સો૦ ૨૨. મુનિવર વહોરી ચાલિયાજીરે, શ્રી જીન પાસે આય, મુનિસંશય જઈ પૂછિયોજીરે, દાન ન દીધું માય સો૦ ૨૩. વીર કહે તુમ સાંભળોજીરે, ગોરસ વહોર્યોરે જેહ, મારગ મળી મહિયારડીજીરે પૂરવ જન્મ માય એહ સો૦ ૨૪. પૂરવ ભવ જિન મુખે લહી જી રે, એકત્ર ભાવેરે દોય, આહાર કરી મુનિ ધારિયો જી રે, અણસણ શુદ્ધજ હોય સો૦ ૨૫ જિન આદેશ લહી કરી જી રે, ચઢિયા ગિરિ વભાર, શિલા ઉપર જઈ કરી જી રે, દોય મુનિ અણસણ ધાર સો૦ માતા ભદ્રા સંચર્યાં જીરે, સાથે બહુ પરિવાર, અંતેઉર પુત્ર જ તણોજી રે, લીધો સઘળો લાર સો૦ ૨૭, સમવસરણે આવી કરી જી રે, વાંદ્યા વીર જગતાત, સકળ સાધુ વંદી કરી જી રે, પુત્ર જોવે નિજ માત, સો૦ ૨૮. જોઇ સઘળી પરષદા જી રે, દીઠા ન દોય મુનિરાય, કર જોડી કરે વિનંતિ જી રે, ભાખે શ્રી જિનરાય સો૦ ૨૯. વભારગિરિ જઈ ચડયા જીરે, અને દરિસણ ઉમંગ, સહ પરિવારે પરિવર્યા જી રે, પહોત્યા ગિરિવર શૃંગ સો૦ ૩૦. દોય મુનિ અણસણ ઉચ્ચરી જી રે, ઝીલે ધ્યાન મઝાર, મુનિ દેખી વિલખાં થયાં જી રે, નયણે નીર અપાર સો૦ ૩૧. ગદ ગદ શબ્દે બોલતી જી રે, બત્રીશે રે નાર, પિઉડા બોલો બોલડા જીરે, જિમ સુખ હોય અપાર સો૦ ૩૨. અમે તો અવગુણે ભર્યાં જી રે, તુમે સાહી ગુણ ભંડાર, મુનિવર ધ્યાન ચુકયા નહી જીરે, તેહને વચને લગાર સો૦ ૩૩. વીર નયણે નિહાળિએજી રે, જિમ મન થાય પ્રમોદ, નયણ ઉઘાડી જોઇએજી રે,

માતા પામે મોદ સો૦ ૩૪. શાળિભદ્ર માતા મોદથી જી રે પહોત્યા અમર વિમાન, મહાવિદેહે સીઝશે જીરે પામી કેવળ જ્ઞાન સો૦ ૩૫. ધન્નો ધર્મી મુગતે ગયો જી રે પામી શુક્લ ધ્યાન, જે નર નારી ગાયશે જી રે સમયસુંદરની વાણ, સો૦ ૩૬.

---

## અથ શ્રી ક્ષમા છત્રીશીની સજઝાય.

આદર જીવ ક્ષમા ગુણ આદર, માફ કરીશ રાગ ને દ્રેષ જી,
સમતાએ શીવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષ જી. આદર૦ ૧

સંમતા સંયમ સાર સુણીજે, વૃહત્ કલ્પની શાખ જી,
ક્રોધે ક્રોડ પૂરવનું સંયમ, બાળીને કરે રાખ જી. ૨

કુણ કુણ જીવ તર્યા ઉપશમથી, સાંભળ તું દ્રષ્ટાંત જી,
કુણ કુણ જીવ ભમ્યા ભવ માંહે, ક્રોધતણે વિરતંત જી. ૩

સોમલ સસરે શીશ પ્રજાળ્યું, બાંધી માટીની પાળ જી,
ગજસુકમાળ ક્ષમા મન ધરતા મુગતિ ગયા તતકાળ જી. ૪

કુળવાળુઓ સાધુ કહાતો,કીધો ક્રોધ અપાર જી,
કોણિકની ગણિકા વશ પડીયો, રડ વડિયો સંસારજી. ૫

સોવનકારે કરી અતિ વેદન, વાધ્રશું વીટયું શીશજી,
મેતારજ ઋષિ મુગતે પહોત્યા, ઉપશમ એહ જગીશ જી. ૬

કુરડ ઉકરડ બે સાધુ કહાતા, રહ્યા કુણાલા ખાળ જી,
ક્રોધ કરી તે કુગતિ પહોત્યા, જનમ ગમાયો આળજી. ૭

કર્મ ખપાવી મુગતે પહોત્યા, ખંધકસુરિના શિષ્ય જી,
પાલક પાપીએ ધાણી પીલ્યા, નાણી મનસાં રીસ જી. ૮

અચ્ચંકારી નારી અતિ ચૂકી, તોડયો પીયુશું નેહ જી,
બબ્બરકુળ સહ્યાં દુઃખ બહુળાં, ક્રોધ તણાં ફળ એહ જી. ૯

વાઘણે સર્વ શરીર વલૂર્યું, તતક્ષણ છોડ્યા પ્રાણ ,
સાધુ સુકોમળ શિવસુખ પામ્યા, એહ ક્ષમા ગુણ ખાણ . ૧૦

કુળ ચંડાળ કહીજે બિહુમેં, નિશ્ચિત નહી કહે દેવ જી,
ઋષિ ચંડાળ કહીજે વઢતો, ટાળો વેઢની ટેવ જી. ૧૧

સાતમી નરક ગયો તે બ્રહ્મદત, કાઢી બ્રાહ્મણ આંખ જી,
ક્રોધ તણાં ફળ કડુઆં જાણી, રાગ દ્વેષ ઘો નાંખ જી. ૧૨

ખંધકઋષિની ખાલ ઉતારી, સહ્યો પરિસહ જેહ જી,
ગર્ભવાસના દુઃખથી છૂટયો, સબળ ક્ષમા ગુણ તેહ જી. ૧૩

ક્રોધ કરી ખધક આચારજ, હુવો અગ્નિકુમાર જી,
દંડક નૃપનો દેશ પ્રજાળ્યો, ભવશે ભવ મોઝાર જી. ૧૪

ચંદ્રરૂદ્ર આચારજ ચાલત, મસ્તક દીધ પ્રહાર જી,
ક્ષમા કરંતા કેવળ પામ્યો, નવ દીક્ષિત અણગાર જી. ૧૫

પાંચ વાર ઋષિને સંતાપ્યો, આણી મનમાં દ્વેષ જી,
પંચ-ભવ સીમ રહ્યો નંદનાદિક, ક્રોધતણાં ફળ દેખ જી. ૧૬

સાગરચંદ્રનું શીશ પ્રજાલ્યું, નિશિ નભસેન નરિંદ જી,
સમતા ભાવ ધરી સુરલોકે, પહોત્યો પરમાનંદ જી. ૧૭

ચંદના ગુરૂણીએ ઘણું નિભ્રંછી, ધિગ ધિગ તુજ અવતાર જી,
મૃગાવતી કેવળસિરિ પામી, એહ ક્ષમા અધિકારજી. ૧૮

શાંબ પ્રદ્યુમ્ન કુમાર સંતાપ્યો, કૃષ્ણ દ્વૈપાયન સાહજી,
ક્રોધ કરી તપનું ફળ હાર્યો, કીધો દ્વારિકા દાહ જી. ૧૯

ભરતને મારણ મૂઠી ઉપાડી, બાહુબળિ બળવંત જી,
ઉપશમ રસ મનમાંહે આણી, સંયમ લે મતિમંદ જી. ૨૦

કાઉસગમાં ચઢિયો અતિક્રોધે, પ્રસન્નચન્દ્ર ઋષિરાય જી,
સાતમી નરકતણાં દળ મેળ્યાં, કડુઆ તણે કષાય જી. ૨૧

આહારમાંહે ક્રોધે ઋષિ થુંકયા, આણ્યો અમૃત ભાવ જી,
કુરગડુએ કેવળ પામ્યું, ક્ષમા તણે પરભાવ જી. ૨૨

પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો, કમઠ ભયંકર ધીઠ જી,
નરક તિર્યંચતણાં દુઃખ લહ્યાં, ક્રોધતણાં ફળ દીઠ જી. ૨૩

ક્ષમાવંત દમદંત મુનીશ્વર, વનમાં રહ્યા કાઉસગ્ગ જી,
કૌરવ કટક હણ્યો ઇટાળે, તોડયા કર્મના વગ્ગ જી, ૨૪

શય્યાપાળક કાને તરૂઓ, નાખ્યો ક્રોધ ઉદાર જી,
બેહુ કાને ખીલા ઠોકાણા, નવિ છુટયા મહાવીરજી ૨૫

ચાર હત્યાનો કારક હુતો, દઢપ્રહારી અતિરેક જી.
ક્ષમા કરીને મુગતે પહોત્યો, ઉપસર્ગ સહ્યા અનેક જી. ૨૬

પહોર માંહે ઉપજતો હાર્યો, ક્રોધે કેવળનાણ જી,
દેખી શ્રી દમસાર મુનીસર સુત્ર ગુણ્યો ઉઠ્ઠાણ જી, ૨૭

સિંહ ગુફાવાસી ઋષિ કીધો, સ્થૂળીભદ્ર ઊપર કોપ જી,
વેસ્યાવચને ગયો નેપાળે, કીધો સંયમ લોપ જી. ૨૮

ચંદ્રાવતંસક કાઉસગ રહિયો, ક્ષમાતણો ભંડાર જી,
દાસી તેલ ભર્યો નિશ દીવો, સુર પદવી લહે સાર જી. ૨૯

એમ અનેક તર્યા ત્રિભુવનમેં, ક્ષમાગુણે ભવિજીવ જી,
ક્રોધ કરી કુગતે તે પહોત્યા, પાડંતા મુખ રીવ જી. ૩૦

વિષે હળાહળ કહીએ વિરૂઓ, તે મારે એક વાર,
પણ કષાય અનંતી વેળા, આપે મરણ અપાર. ૩૧

ક્રોધ કરંતા તપ જપ કીધાં, ન પડે કાંઇ ઠામ જી,
આપ તપે પરને સંતાપે, ક્રોધશું કહો કામ જી. ૩૨

ક્ષમા કરંતા ખરચ ન લાગે, ભાંગે ક્રોડ કલેશ જી,
અરિહંત દેવ આરાધક થાયે, વ્યાપે સુજસ પ્રદેશ જી. ૩૩

નગરમાંહે નાગોર નગીનો, જિહાં જિનવરપ્રસાદ જી,
શ્રાવક લોક વસે અતિ સુખીયા, ધર્મતણે પરસાદ જી. ૩૪

ક્ષમાછત્રીશી ખાંતે કીધી, આતમ પર ઉપગાર જી,
સાંભળતાં શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપાર જી, ૩૫

જુગપ્રધાન જિણચંદસૂરીશ્વર, સાંકળચંદ તસ શિષ્ય જી.
સમય સુંદર તસ શિષ્ય ભણે ઇમ, ચતુર્વિધ સંઘ જગીશ જી. ૩૬

## અથ શ્રી લોભની સજ્ઝાય.

( ઇડર આંબા આંબલી રે, એ દેશી )

લોભ ન કરીએ પ્રાણીઆ રે, લોભ બૂરો સંસાર,
લોભ સમો જગમાં નહી રે, દુર્ગતિનો દાતાર,
ભવિક જન ! લોભ બૂરો રે સંસાર. ૧

કરજો તુમ નિરધાર, ભવિક૦, જિમ પામો ભવ પાર,
ભવિક૦, લોભ બૂરો રે સંસાર, એ આંકણી,
અતિ લોભે લક્ષ્મીપતિ રે, સાગર નામે શેઠ,
પૂર પયોનિધિમાં પડયો રે, જઇ બેઠો તસ હેઠ. ૨

સોવનમૃગના લોભથી રે, દશરથ સુત શ્રી રામ,
સીતા નારી ગમાવીને રે, ભમીયો ઠામોઠામ. ૩

દશમા ગુણઠાણા લગે રે, લોભતણું છે જોર,
શિવપુર જાતાં જીવને રે, એહજ મ્હોટો ચોર. ૪

ક્રોધ માન માયા લોભથી રે, દુર્ગતિ પામે જીવ,
પરવશ પડિયો બાપડો રે, અહોનિશ પાડે રીવ. ૫

પરિગ્રહના પરિહારથી રે, લહીએ શિવસુખ સાર,
દેવ દાનવ નરપતિ થઇ રે, જાશે મુગતિ મોઝાર. ૬

ભાવસાગર પંડિત ભણે રે, વીરસાગર બુધ શિષ્ય,
લોભતણે ત્યાગે કરી રે, પહોંચે સકળ જગીશ. ૭ ઇતિ

## અથ શ્રી તમાકુની સજ્ઝાય.

પ્રીતમસેંતી વીનવે, પ્રેમદા ગુણની ખાણ મેરે લાલા,
મનમોહન એકણુ ચિત્ત, સાંભળો ચતુર સુજાણ મેરે૦
કંત તમાકુ પરિહરો ૧ એ આંકણી

મૂકો એહનો સંગ મેરે૦
પંચ માંહે જશ લીજીએ, દીસે વાધે રંગ મેરે૦ કંન૦ ૨

તમાકુ તે જાણીએ, ખુરાસાણીની આક મેરે૦
ઉત્તમ જન તે ઇમ કહે, પીવાની તલાક મેરે૦ કંત૦ ૩

દૂધ દહીં તે પીજીએ, વળી પીજિયે સાકર ખાંડ મેરે૦
ઘૃત પીધે તન ઉલસે, તમાકુ પરિ છાંડ મેરે૦ કંત૦ ૪

મ્હોટા સાથે બોલતા, મનમાં આવે લાજ મેરે૦
દિન પણ એળે નિર્ગમે, વિણસાડે નિજ કાજ મેરે૦ કંત૦ ૫

હોઠ લિહાળા સરિખા, શ્વાસ ગંધાયે જેહ મેરે૦
દાંત તે દીસે સામળા, હેડું દાઝે તેહ મેરે૦ કંત૦ ૬

એક પિયારી આચરે, વિટલાવે નિજ જાત મેરે૦
વ્યસની વાચો નહિ રહે, ન ગણે જાત પર જાત મેરે૦ કંત૦ ૭

એકે ફુંકે જેટલા, વાયુકાય હણાય મેરે૦
ખશખશ સમ કાયા કરે, તો જંબુદ્વીપ ન માય મેરે૦ કંત૦ ૮

ગડાકુ કરી જે પિયે, તે નર મૂઢ ગમાર મેરે૦
જળ નાખે જે જિહાં કને, માખીનો સંહાર મેરે૦ કંત૦ ૯

ચોમાસામાં કુંથુઆ, તે કિમ શુદ્ધ જ થાય મેરે૦
તમાકુ પીતાં થકાં, પાપે પિંડ ભરાય મેરે૦ કંત૦ ૧૦

તલક તમાકુ વાપરી. પરોણાને ભાગ મેરે૦
આગે કરતા લાપશી, હવે ઠીકરું ને આગ મેરે૦ કંત ૧૧

પાણી એકને બિંદુએ, જીવ કહ્યા જિનરાય મેરે૦
વડબીજ સમ કાયા કરે, જંબુદ્વીપ ન માય મેરે૦ કંત૦ ૧૨

અગ્નિ એકને તણખલે, જીવ કહ્યા જિનરાય મેરે૦
સરસવ સમ કાયા કરે, જંબુદ્વીપ ન માય મેરે કંત૦ ૧૩

થુંકે સમૂર્છિમ ઉપજે, નર પચેન્દ્રિય જીવ મેરે૦
એ પણ અસંખ્યાત કહ્યા, શ્રી જગદીશ સદીવ મેરે કંત૦ ૧૪

જળમાં જીવ કહ્યા ઘણા, સંખ્ય અસંખ્ય અનંત મેરે૦
લીલફૂલ તિહાં ઉપજે, અગ્નિ પ્રજાળે જંત મેરે૦ કંત૦ ૧૫

તમાકુ પીતાં થકા, એ છકાય હણાય મેરે૦
જ્યોતિ ઘટે નયણા તણી, શ્વાસે પિંડ ભરાય મેરે૦ કંત૦ ૧૬
ઘડી દોય વ્રત જે કરો, સેવો શ્રી ભગવાન મેરે૦
દયા ધર્મ જાણી કરી સેવો ચતુરસુજાણ મેરે૦ કંત૦ ૧૭
ચતુર વિચારી સમજીએ, ધરીએ ધર્મનું ધ્યાન મેરે૦
આનંદમુનિ એમ ઉચ્ચરે, તે લહે કોટિ કલ્યાણ મેરે૦ ૧૮

## અથ શ્રી રાત્રિભોજનની સજ્ઝાય.

પુણ્ય સંયોગે નરભવ લાધ્યો, સાધ્યો આતમ કાજ,
વિષયા રસ જાણો વિષ સરીખો, એમ ભાખે જિનરાજ રે

પ્રાણી, રાત્રિ ભોજન વારો, આગમવાણી સાચી જાણી,
સમકિત ગુણ સહિનાણી રે પ્રાણી૦ ! રાત્રિભોજન૦ ૧ એ આંકણી

અભક્ષ બાવીશમાં રયણીભોજન, દોષ કહ્યા પરધાન,
તેણે કારણ રાતે મત જમજો, જો હોય હૈડે સાન રે પ્રાણી૦ ૨

દાન સ્નાન યુદ્ધ ને ભોજન, એટલાં રાતે ન કીજે,
એ કરવાં સૂરજની સાખે, નીતિવચન સમજીજે રે પ્રાણી૦ ૩

ઉત્તમ પશુ પંખી પણ રાતે, ટાળે ભોજન ટાણે,
તુમે તો માનવી નામ ધરાવો, કેમ સંતોષ ન આણો રે પ્રાણી૦ ૪

માખી જૂ કીડી કોળીયાવડો, ભોજનમાં જો આવે,
કોઢ જળોદર વમન વિકળતા, એવા રોગ ઉપાવે રે પ્રાણી૦ ૫

છન્નુ ભવ જીવ હત્યા કરતાં, પાતક જેહ ઉપાયું
એક તળાવ ફોડંતા તેટલું, દૂષણ સુગુરૂ બતાવ્યું રે પ્રાણી૦ ૬

એકોત્તર ભર સર ફાડ્યા સમ, એક દવ દેતાં પાપ,
અઠોત્તર ભવ દવ દીધા જિમ, એક કુવણિજ સંતાપ રે પ્રાણી૦ ૭

એકસો ચુમ્માળીસ ભવલગે કીધાં, કુવણિજના જે દોષ,
કૂડું એક કલંક દીયંતા, તેહવો પાપનો પોષ રે પ્રાણી૦ ૮

એકસો એકાવન ભવ લગે, દીધાં કૂડાં કલંક અપાર,
એક વાર શીળ ખંડયા, જેહવો અનરથનો વિસ્તાર રે પ્રાણી૦ ૯

એકસો નવાણુ ભવ લગે ખંડયા, શિયળ વિષય સંબંધ,
તેહવો એક રાત્રીભોજનમાં, કર્મ નિકાચિત્ત બંધ રે પ્રાણી ૧૦

રાત્રીભોજનમાં દોષ ઘણાં છે, કહેતાં ના આવે પાર,
કહેતાં પાર ન પાવે, પૂરવ કોડિ મઝાર રે પ્રાણી૦ ૧૧

એવું જાણીને ઉત્તમ પ્રાણી, નિત ચઉવિહાર કરી જે,
માસે માસે માસખમણનો, લાભ એણીવિધ લીજે રે પ્રાણી૦ ૧૨

મુનિ વસ્તાની એહ શિખામણ, જે પાળે નર નારી,
સુર નર સુખ વિલાસીને હોવે, મોક્ષતણા અધિકારી રે પ્રાણી૦ ૧૩



## અ શ્રી નિંદા વારકની સજઝાય.

નિંદા ન કરશો કોઇની પારકી રે, નિંદામાં બ્હોળાં મહા પાપ રે,
વૈર વિરોધ વાધે ઘણો રે, નિંદા કરતો ન ગણે માય ને બાપ રે, ૧

દૂર બળતી કા દેખો તુમ રે, પગમાં બળતી દેખો સહુ કોય રે,
પરના મેલમાં ધોયાં લુંગડાં રે, કહો કેમ ઉજળાં હોય રે, નિંદા૦ ૨

આપ સંભાળુ સહુકો આપણે રે, નિંદાની મૂકો ટેવ રે,
થોડે ગણે અવગુણે સહુ ભર્યાં, રે, કેહનાં નળિયાં, ચુએ કેહનાં નેવ રે, ૩

નિંદા કરે તે થાયે નારકી રે, તપ જપ કીધું સહુ જાય રે,
નિંદા કરો તો કરજો આપણી રે, જેમ છૂટકબારો થાય રે નિંદા० ૪
ગુણ ગ્રહજો સહુકો તણા રે, જેહમાં દેખો એક વિચાર રે,
કૃષ્ણપરે સુખ પામશો રે, સમયસુંદર સુખકાર રે, નિંદા० ૫

---

## અથ શ્રી શીયલ વિષે પુરુષને શિખામણની સજઝાય.

ચાલ–સુણ સુણ કંતા રે, શીખ સોહામણી,
પ્રીત ન કીજે રે, પરનારી તણી,
ઉથલો–પરનારી સાથે પ્રીત પિયુડા, કહો કિણિ પરે કીજીએ,
ઊંઘ વેચી આપણી ઉજાગરો કેમ લીજીએ,
કાછડી છૂટો કહે લંપટ, લોકમાંહે લાજીએ,
કુળ વિષયખંપણ રખે લાગે, સગામાં કેમ ગાજીએ ૧

ચાલ–પ્રીતિ કરતાં રે, પહેલાં બ્હીજીએ,
રખે કોઈ જાણે રે મનશું ધ્રુજીએ,... .... ...
ઉથલો–ધ્રુજીએ મનશું ઝુરીએ પણ, જોગ મળવો છે નહી,
રાત દિન વિલપંતા જાયે, અટવાઈ મરવું સહી,
નિજનારીથી સંતોષ ન વળ્યો, પરનારીથી કહો શું હશે,
ભરે ભાણે તૃપ્તિ ન વળી તો એઠ ચાટે શું થશે ૨

ચાલ – મૃગતૃષ્ણાથી રે, તૃષ્ણા નવ ટળી,
વેળુ પીલ્યાં રે તેલ ન નીકળે,
ઉથલો–ન નીકળે પાણી વલોવતાં, લવલેશ માખણનો વળી,
બૂડતાં બાચકા ભરિયા જેણે, તે તર્યા વાત ન સાંભળી,
તેમ નારી રમતાં પરતણી, સંતોષ ન વળ્યો એક ઘડી,
ચિત ચટપટી ઉચ્ચાટ થાયે, નયણે ન આવે નિંદ્રડી ૩

ચાલ—જેવો ખોટો રંગ પતંગનો તેવા ચટકો રે પરસ્ત્રીસંગનો

ઉથલો—પરનારી સાથે પ્રેમ પ્રીયડા, રખે તું જાણે ખરો,
દિન ચાર રંગ સુરંગ રૂડો, પછી નહીં રહે નિર્ધરો,
જે ઘણા સાથે નેહ માંડે, છાંડ તેહશું વાતડી,
એમ જાણી મકર નાહલા, પરનારી સાથે પ્રીતડી ૪

ચાલ — જે પતિ વ્હાલો રે, વંચે પાપિણી,
પ ર શું પ્રે મે રે, રા ચે સા પિ ણી,
ઉથલો—સાપિણી સરખી વેણિ નિરખી, રખે શીળથકી ચળે,
આંખને મટકે અંગને લટકે, દેવદાનવને છળે,
મનમાંહે કાળી અતિ રસાળી વાણી મીઠી શેલડી,
સાંભળી ભોળા રખે ભૂલો, જાણજો વિષવેલડી ૫

ચાલ — રંગ નિવારી રે, પર રામા તણો,
શોક ન કીજે રે મન મળવા તણો,
ઉથલો—શોક સામે કરો ફોગટ, દેખવું પણ દોહિલું,
ક્ષણ મેડિયે ક્ષણ શેરિયે, ભમતાં ન લાગે સોહિલું,
ઉચ્છ્વાસને નિઃશ્વાસ આવે, અંગે ભાંગે મન ભમે,
વળી કામિની દેખી દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે ૬

ચાલ—જાયે કમાલીરે, મનશું કળમળે, ઉન્મત્ત થઈને રે,
અલલ પલલ લવે, ઉથલો લવે અલલ પલલ જાણે,
મોહ ઘેલો મન રડે, મહામદન વેદન કઠિન જાણી,
મરણ વારૂ ત્રેવડે, એ દશ અવસ્થા કામકેરી, કંત કાયાને દહે,
એમ ચિત્ત જાણી તેજ રાણી, પારકી તે સુખ સહે ૭

ચાલ-પરનારી પરાભવ સાંભળો, કંતા કીજે રે,
ભાવ તે નિર્મળા ઉથલો નિર્મળે ભાવે નહિ સમજો, પરવધુ
રસ પરિહરો, ચાંપીયો કીચક ભીમસેને, શિલા હેઠળ સાંભળો,
રણ પડયાં રાવણ દશે મસ્તક, રડવડયાં ગ્રંથે કહ્યાં,
તેમ મુંજપતિ દુઃખપુંજ પામ્યો અપજસ જગમાંહે લહ્યો ૮

ચાલ – શિયળ સલૂણા રે માણસ સોહીએ,
વિણ આભરણે રે, જગ મોહીએ,
ઉથલો-મોહીએ સુર નર, અનલ અતિ શિતળ કરે,
સાપ થાયે ફુલમાળા, લક્ષ્મી ઘર પાણી ભરે,
પરનારી પરિહરી શિયળ મન ધારી, મુકિતવધુ હેલા વરે ૯

ચાલ – તે માટ રે હું વાલમ વીનવું
પાય લાગીને રે, મધુર વચને સ્તવું,
ઉથલો-વચન મ્હારૂં માનીને, પરનારીથી રહો વેગળા,
અપવાદ માથે ચઢે મ્હોટા, નરકે થઈએ દોહિલા,
ધન્ય ધન્ય તે નર નારી જે જગ, શીયળ પાળે કુળતીલો,
તે પામશે જસ જગતમાંહી, કુમુદચંદ સમ ઉજળો ૧૦ ઇતિ



## અથ શ્રી શિયલ વિષે સ્ત્રીને શિખામણની સજઝાય

ચાલ એક અનોપમ, શીખામણ ખરી, સમજી લેજો રે સઘળી સુંદરી,
સુંદરી સહજે હૃદય હેજે, પરસેજે નવિ બેસીએ,
ચિત્ત ચકી ચૂકી લાજ મૂકી, પરમંદિર નવિ પેસીએ;
બહુ ઘેર હીંડે નારી નિર્લજ, શાસ્ત્રે પણ ત્યજવી કહી,
જેમ પ્રેતદષ્ટે પડ્યું ભોજન, જમવું તે જુગતુ નહી. ૧

ચાલ-પરશું પ્રેમે રે, હસીય ન બોલીયે,
દાંત દેખાડી રે, ગુહ્ય ન ખોલીએ;
ઉથલો-ગુહ્ય ઘરનું પરની આગે, કહોને કેમ પ્રકાશીએ,
વળી વાત જે વિપરીત ભાસે, તેહથી દૂરે નાસીએ;
અસુર સવારા અને અગોચર, એકલડાં નવિ જાઇએ,
સહસાતકારે વાત કરતાં, સેહજે શીયળ ગમાવીએ. ૨

ચાલ-નટ વીટ નરશું ને, નયણ ન જોડિએ,
મારગ જાતાં રે આઘું ઓઢીએ;
ઉથલો-આઘું તે ઓઢી વાત કરતાં, ઘણાંજ રૂડાં શોભીએ,
સાસૂ અને માના જણ્યા વિંણ, પલક પાસ ન થોભીએ;
સુખ દુઃખ સરજ્યું પામિએ પણ, કુળાચાર ન મૂકીએ,
પરવશ વસતાં પ્રાણ જાતાં, શિયળથી નવિ ચૂકીએ. ૩

ચાલ-વ્યસની સાથે રે, વાત ન કીજીએ,
હાથોહાથે રે તાળી ન લીજીએ;
ઉથલો-તાળી ન લીજે નજર ન દીજે, ચંચળ ચાલ ન ચાલીએ,
એક વિષયબુદ્ધે વસ્તુ કેહની, હાથે પણ નવી ઝાલીએ;
કોઇ કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહીએ,
તૃણખલા તોલે ગણી તેહને, ફરિય સામું ન જોઇએ. ૪

ચાલ-પુરૂષ પિયારો રે, વળી ન વખાણીએ,
વૃદ્ધ તે પિતા રે, સરખો જાણીએ;
ઉથલો-જાણીએ પિયુ વિણ પુરૂષ સઘળા, સહોદર સમોવડે,

પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઈ તડોવડે;
કુરૂપ કુષ્ટિ કુબડોને, દુષ્ટ દુર્બળ નિર્ગુણો,
ભરથાર પામી ભામિની, તે ઈંદ્રથી અધીકો ગણો. ૫

ચાલ–અમરકુમારે રે તજી સુરસુંદરી,
પવનજયે રે અંજના પરિહરિ;
ઉથલો–પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી,
મહાસતી માથે કષ્ટ પડ્યાં પણ, શિયળથી તે નવિ ચળી;
કસોટીની પરે કસીય જોતા, કંથશું વિહડે નહી,
તન મન વચને શિયળ રાખે, સતી તે જાણો સહી. ૬

ચાલ–રૂપ દેખાડી રે, પુરૂષ ન પાડીએ,
વ્યાકૂળ થઈને રે, મન ન બગાડીએ;
ઉથલો–મન ન બગાડીએ પરપુરૂષનું, જોગ જોતાં નવિ મળે,
કલંક માથે ચઢે કૂડાં, સગાં સહુ દૂર ટળે;
અણસરજ્યો ઉચ્ચાટ થાયે, પ્રાણ તિહાં લાગી રહે,
ઇહલોહ પામે આપદા, પરલોક પીડા બહુ સહે. ૭

ચાલ–રામને રૂપે રે, શૂર્પનખા મોહી,
કાજ ન સીધ્યું રે, વળી ઇજત ખોઇ;
ઉથલો–ઇજત ખોઇ દેખ અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો,
ભરથાર આગળ પડી ભોંઠી, અપવાદ સઘળે ઉછળ્યો;
કામની બુદ્ધે કામિનીએ, વંકચૂળ વાહ્યો ઘણું,
પણ શિયળથી ચૂકયો નહી, દષ્ટાંત એમ કેતાં ભણું. ૮

ચાલ—શિયળ પ્રભાવે રે, જુઓ સોળે સતી,
ત્રિભુવનમાંહે રે, જે જે થઈ છતી;
ઉથલો—છતી થઈને શિયળ રાખ્યું, કલ્પના કીધી નહી,
નામ તેહના જગત જાણે, વિશ્વમાં ઊગી રહી;
વિવિધ રત્ને જડિત ભૂષણ રૂપસુંદર કિન્નરી,
એક શિયળવિણ શોભે નહી, તે સત્ય ગણજો સુંદરી. ૯

ચાલ—શિયળ પ્રભાવે રે, સહુ સેવા કરે,
નવે વાડે રે, જેહ નિર્મળ ધરે;
ઉથલો ધરે નિર્મળ શિયળ ઉજવળ, તાસ કીર્તિ ઝળહળે,
મનકામના સવિ સિદ્ધિ પામે, અષ્ટ ભય દૂરે ટળે;
ધન્ય ધન્ય તે જાણો ધરા જે, શિયળ ચોખું આદરે,
આનંદના તે બોધ પામે ઉદય મહા જસ વિસ્તરે. ૧૦ ઇતિ

•

## અથ શ્રી ક્રોધની સજ્ઝાઇ

કડુવા ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે
રીસ તણો રસ જાણીયે હળાહળ તોલે. ક૦ ૧

ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંયમ ફળ જાય,
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક૦ ૨

સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીયો નાગ. ક૦ ૩

આગ ઊઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે,
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. ક૦ ૪

ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી,
હાણ કરે જે હિતની, જાળવજો ઇમ જાણી. ક૦ ૫
ઉદયરતન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી ક૦ ૬



## અથ શ્રી માનની સજઝાય

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે,
વિનય વિના વિદ્યા નહી, તો કિમ સમકિત પાવે રે. જીવ૦ ૧
સમકિત વિણ ચારીત્ર નહી, ચારિત્ર વિણ નહી મુક્તિ રે,
મુક્તિ તણા સુખ શાશ્વતા, તે કેમ લહિયે યુક્તિરે, રે જીવ૦ ૨
વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારીરે,
ગર્વે ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારી રે, રે જીવ૦ ૩
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે,
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે, રે જીવ૦ ૪
સૂકાં લાકડાં સારિખો, દુઃખદાઇ ખોટો રે
ઉદયરતન કહે માનને, દેજો દેશવટોરે. રે જીવ૦ ૫



## અથ શ્રી માયાની સજઝાય.

સમકિતનું બીજ જાણીએજી, સત્ય વચન સાક્ષાત,
સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત રે,
પ્રાણી, મ કરો માયા લગાર. ૧ એ આંકણી.
મુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનો રે કોટ,
જીભે તો જી જી કરેજી, ચિત્તમા તાકે ચોટ રે, પ્રાણી૦ ૨

આપ ગરજે આવ્યો પડેજી, પણ ન ધરે વિશ્વાસ,
મેલ ન છંડે મન તણોજી, એ માયાનો પાસરે પ્રાણી० ૩

જેહશું માંડે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકુળ,
નવિ મૂકે મન આમળો જી, એ માયાનું મૂળરે, પ્રાણી० ૪

તપ કીધો માયા કરીજી, મિત્રશું રાખ્યો ભેદ,
મલ્લિ જીનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રીવેદ રે. પ્રાણી० ૫

ઉદયરતન કહે સાંભળોજી, મૂકો માયાની બુદ્ધ,
મુકિતપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધ રે પ્રાણી० ૬



## અથ શ્રી લોભની સજઝાય.

તમે લક્ષણ જોજો લોભનારે, લોભે મુનિજન પામે ક્ષોભનારે,
લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે, લોભે દુર્ઘટ પંથે સંચરે રે. તમે० ૧

નજે લોભ તેહનાં લેઉં ભામણા રે, વળી પાય નમીને કરૂં ખામણા રે,
લોભે મર્યાદા ન રહે કેહની રે, તમે સંગત મૂકો તેહની રે. તમે० ૨

લોભે ઘર મુકી રણમાં મરે રે, લોભે ઊંચ તે નીચું આદરે રે,
લોભે પાપ ભણી પગલાં ભરેરે, લોભે અકાર્ય કરતાં ન ઓસરે રે તમે० ૩

લોભે મનહું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે,
લોભે ન રહે પ્રીતિ ને પાવઠું રે, લોભે ધન મેળે બહુ એકઠું રે. તમે० ૪

લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે,
તે તો દામ તણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરી રે. તમે० ૫

જોતાં લોભનો થોભ દીસે નહિ રે, એવું સુત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે,
લોભે ચક્રી સુભૂમ નામે જુઓ રે, તે તો સમુદ્રમાંહે ડુબી મુઓ રે તમે० ૬

એમ જાણીને લોભને છંડજોરે, એક ધર્મશું મમતા મંડજો રે,
કવિ ઉદયરતન ભાખે મુદા રે, વદુ લોભ તજો તેહને સદા રે તુમે૦ ૭



## અથ શ્રી મેઘકુમારની સજ્ઝા.

ધારણી મનાવે રે મેઘકુમારને રે, તું મુજ એક જ પુત્ર,
તુજવિણ જાયા રે ! સુના મંદિર માળિયારે, રાખો રાખો ઘર તણા સૂત્ર.
ધારણી૦ ૧

તુજને પરણાવું રે આઠ કુમારિકારે, સુંદર અતિ સુકુમાળ,
મલપતિ ચાલેરે જેમ વનહાથણીરે, નયણ વયણ સુવિશાળ. ધા૦ ૨

મુજ મન આશારે પુત્ર હતી ઘણીરે, રમાડીશ વહુના રે બાળા,
દૈવ અટારોરે દેખી નવિ શકયોરે, ઉપાયો એહ જંજાળ ધા૦ ૩

ધણ કણ કંચણરે ઋદ્ધિ ઘણી અછેરે, ભોગવો ભોગ સંસાર,
છતી ઋદ્ધિ વિલસોરે, જાયા ઘર આપણેરે, પછી લેજો સંયમભાર. ધા૦ ૪

મેઘકુમારેરે માતા પ્રત્યે બૂઝવીરે, દીક્ષા લીધી વીરજીની પાસ,
પ્રીતિવિમળરે, ઇણિપરે ઉચ્ચરે રે, પહોતી મારા મનડાની આશ. ધા૦ ૫

## અથ શ્રી અરણિકમુનિની સજ્ઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશોજી,
પાય અળુવાણેરે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશો જી. અરણિક૦ ૧
મુખ કરમાણુંરે માલતી ફુલ જ્યું, ઊભો ગોખની હેઠોજી,

ખરેબપોરે રે દીઠો એકલો, મોહી માનિની મેટા જી. ૦ ૨
વયણ રંગીલીરે નયણે વેંધીયો. ઋષિ થંભ્યો તેણે ઠાણોજી,
દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણો . ૦ ૩
પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારો જી,
નવજોવન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારો જી. અ૦ ૪
ચંદ્રવદનીએ ચારિત્રથી ચૂકવ્યો, સુખ વિલસે દીન રાતોજી,
બેઠો ગોખેરે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અ૦ ૫
અરણિક અરણિક કરતી મા ફરે, ગલિયે ગલિયે બજારો જી,
કહો કેણે દીઠો રે મ્હારી અરણીલો, પુ લોક હજારોજી. ૦ ૬
હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાડાની ધારોજી,
ધિગ્ ધિગ્ વિષયા રે માહરા જીવને, મેં કીધો અવિચારો જી, અ૦ ૭
ગોખથી ઉતરી રે જનનીને પાય પડયો, મનશું લાજ્યો અપારોજી,
વચ્છ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું,
જેહથી શિવસુખ સારો જી, અ૦ ૮
એમ સમજાવી રે પાછો વાળીયો, આણ્યો ગુરૂની પાસે જી,
સતગુરૂ દીયેરે શીખ ભલી પરે, વૈરાગે મન વાસો જી અ૦ ૯
અગ્નિ ધખંતી રે શિલા ઉપરે, અરણિકે અણસણ કીધો જી,
રૂપવિજય કહે ધન્ય તે મુનિવર, જેણે મનવંછિત લીધો જી અ૦ ૧૦

## અથ શ્રી જારી ત્યાગ કરવાની સજઝાય.

સુણ ચતુર સુજાણ, પરનારી શું પ્રતિ કબૂ નવ કીજિએ એ આંકણી

હાંરે જેણે પરનારીશું પ્રતિ કરી,
તેને હૈડે રૂંધણ થાય ઘણી,
તેણે કુળમરજાદા કાંઇ ન ગણી. સુણ૦ ૧

હાંરે ત્હારી લાજ જશે નાત જાતમાં,
તું તો હળુઓ પડીશ સહુ સાથમાં,
એ ધૂમાડો ન આવે હાથમાં. સુણ૦ ૨

હાંરે સાંજ પડે રવિ આથમે,
ત્હારો જીવ ભમરાની પેરે ભમે,
તને ઘરનો ધંધો કાંઈ ન ગમે. સુણ૦ ૩

હાંરે તું જઈને મળીશ દૂતીને,
ત્હારૂં ધન લેશે સવિ ધૂતીને,
પછી રહીશ હૈડું કૂટીને સુણ૦ ૪

હાંરે તું તો બેઠો મુછો મરડીને,
ત્હારૂં કાળજું ખાશે કરડીને,
ત્હારૂં માંસ લેશે ઊતરડીને. સુણ૦ ૫

હારે તને પ્રેમના પ્યાલા પાઇને,
ત્હારાં વસ્તર લેશે વાઇને
તને કરશે ખોખું ગાઈને. સુણ૦ ૬

હારે તું તો પરમંદિરમાં પેસીને,
તિહાં પારકી સેજે બેસીને,
તેં ભોગ કર્યા ઘણું હસીને. સુણ૦ ૭

હાંરે જેમ ભુંજગ થકી ડરતા રહિયે,
તેમ પરનારીને પરહરિયે,
હાંરે ભવસાગર ફેરા નવિ ફરિયે. સુણ૦ ૮

હાંરે વ્યાલા પરણી નારીથી પ્રીત સારી,
એ માથું વઢાવે પરનારી,
તમે નિશ્ચે જાણજો નિરધારી. સુણ૦ ૯

હાંરે એ સદ્દગુરૂ કહે તે સાચું છે,
ત્હારી કાયાનું સરવે કાચું છે,
એક નામ પ્રભુનું સાચું છે. સુણ૦ ૧૦ ઇતિ.



## અથ શ્રી પુણ્યબલની સજ્ઝાય

(સુગ્રીવ નગર સોહામણું જી-એ દેશી)

એક ઘર ઘોડા હાથિયા જી, પાયક સંખ્યા ન પાર,
મ્હોટાં મંદિર માળિયાં જી, વિશ્વ તણો આધાર રે;
જીવડા, દીધાનાં ફળ જોય, વિણ દીધાં કેમ પામીએ જી,
હૃદય વિમાસી જોય રે. જી૦ ૧ એ આંકણી.

ભરિયાને સહુકો ભરે જી, વૂઠયા વરસે રે મેહ,
સુખીયાના સહુકો સગા જી, દુઃખીયાશું નહી નેહરે. જી૦ ૨

બેહુ નર સાથે જનમિયા જી, એવડો અંતર આજ,
એક માથે *મૂળી વહે જી, એક તણે ઘર રાજ રે. જી૦ ૩

* મુળી કાષ્ટનો ભારો.

એક સુખીયા દીસે સદાજી, દુઃખીયા એક જ જોય;
સુખ દુઃખ બેહુ આંતરૂં જી, પુણ્યતણાં ફળ જોય રે. જી૦ ૪

શેવ સુંવાળી લાપશી જી, ભોજન કૂર કપૂર,
એકને કુકશ ઢોકળાં જી, પેટ ન પહોંચે પુર રે. જી૦ ૫

એક ઘર આંગણ મલપતી જી, મીઠા બોલી રે નાર.
એક ઘર કાળી કુબડી જી, કાન ચઢે ઘરબાર રે. જી૦ ૬

એક ચડે ઘોડે હાંસલે જી, એક આગળ ઉજાય,
એક નર પોઢે પાલખીજી, એક ઉલાસે પાય રે. જી૦ ૭

એક ઘર બેટા સુંદર જી, રાખે ઘરનાં રે સૂત્ર,
એક નર દીસે વાંઝીયા જી, કુળખંપણ કુપૂત્ર રે. જી૦ ૮

પાય પટોળી પહેરણે જી, માથે મોળીડા સાર,
એકતણે નહી પહેરવા જી, ઓઢણ અતિ સફાર રે. જી૦ ૯

એક ચિંહુમાંહે જાણિયે જી, વિશ્વમાંહે ચોસાળ,
એરનું નામ ન જાણિયે જી, નામ હોયે ધનપાળ રે. જી૦ ૧૦

રોષ મ ધરજો માનવી જી, દૈવ મ દેજો રે ગાળ,
જે કર વાવ્યા કોદ્રગ જી, તો કિમ લણસો શાળિ રે. જી૦ ૧૧

દત્તવિણ ગર્વ મ કીજીએ જી, ભોળા મૂરખ લોક,
જેમ દીપક તેલજ વિના જી, ક્ષણમાં થાયે ફોક રે. જી૦ ૧૨

પાત્ર કુપાત્રનો આંતરો જી, જોજો કરીને વિચાર,
શાલિભદ્ર સુખ ભોગવે જી, પાત્રતણે અનુસાર રે. જી૦ ૧૩

આગમ મ ખંડો જિનતણી જી, શુભ અશુભ ફળ જાણ,
મુનિ લાવણ્યસમય ભણે જી, એ સવિ પુણ્ય પ્રમાણ રે. જી૦ ૧૪ ઇતિ

# અથ શ્રી જંબૂસ્વામીની સજ્ઝાય

સરસ્વતિ સ્વામીને વિનવું, સત ગુરૂ લાગુંજી પાય,
ગુણ રે ગાશું જંબૂસ્વામીના હરખ ધરી મન માય. ૧

ધન ધન ધન જંબૂસ્વામીને. એ આંકણી.
ચારિત્ર છે વચ્છ દોહિલું, વ્રત છે ખાડાની ધાર,
પાયે અણવાણેજી ચાલવું, કરવાજી ઉગ્ર વિહાર. ધન૦ ૨

મધ્યાન્હ પછી કરવી ગૌચરી, દિનકર તપે રે નિલાડ,
વેળુ કવળ સમ કોળિયા, તે કિમ વાળ્યા એ જાય. ધન૦ ૩

કોડી નવાણું સોવન તણી, તમારે છે આઠે જી નાર,
સંસારતણાં સુખ સુણ્યા નહી. ભોગવો ભોગ ઉદાર. ધન૦ ૪

રામે સીતાને વિજોગડે, બહોત કિયારે સંગ્રામ,
છતી રે નારી તુમે કાંઇ તજો, કાંઇ તજો ધન ને ધામ. ધન૦ ૫

પરણીને શું પરિહરો, હાથ મળ્યાનો સંબંધ,
પછી તે કરશો સ્વામી ઓરતો, જિમ કીધો મેઘમુણીદ. ધન૦ ૬

જંબૂ કહે રે નારી સુણો, અમ મન સયમ ભાવ,
સાચો સ્નેહ કરી લેખવો, તો સંયમ લ્યો અમ સાથ. ધન૦ ૭

તેણે સમે પ્રભવોજી આવીઓ, પાંચશે ચોર સઘાત,
તેને પણ જંબૂસ્વામીએ બૂઝવ્યો, બૂઝવ્યા માત ને તાત. ધન૦ ૮

સાસુ સસરાને બૂઝવ્યા, બૂઝવી આઠે નાર,
પાંચશે સત્તાવીશ શું, લીધોજી સયમ ભાર. ધન૦ ૯

સુધર્માસ્વામી પાસે આવીયા, વિચરે છે મનને ઉલ્લાસ,
કર્મ ખપાવી કેવળ પામીયા, પહોત્યાજી મુક્તિ મોઝાર. ધન૦ ૧૦

## અથ શ્રી સામાયિકના લાભની સજ્ઝાય

કર પડીક્કમણું રે ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન, લાલ રે. કર૦ ૧

શ્રીમુખ વીર ઇમ ઉચ્ચરે, શ્રેણિકરાય પ્રતે વાણ, લા૦
લાખ ખાંડી સોના તણું, દિયે દિન પ્રતે દાન. લાલ રે. કર૦ ૨

લાખ વરસ લગે તે વળી, એમ દીયે દ્રવ્ય અપાર, લાલ રે
એક સામાયિકને તોલે, નાવે તેહ લગાર. લાલ રે કર૦ ૩

સામાયિક ચઉવિસંત્થો, વંદના દોય દોય વાર, લાલ રે,
વ્રત સંભારોને આપણા, પાળો નિરતિચાર. લાલ રે. કર૦ ૪

કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાનનો, પચ્ચખ્ખાણ શુદ્ધ વિચાર લાલ રે,
દોય સધ્યાએ તે વળી, ટાળો ટાળો અતિચાર. લાલ રે. કર૦ ૫

શ્રી સામાયિક પ્રસાદથી, લહીએ અમર વિમાન લાલ રે,
ધર્મસિંહ મુનિ એમ ભણે, એ છે મુક્તિ નિદાન લાલ રે. કર૦ ૬



## અથ શ્રી મહાવીરસ્વામીનું ચોઢાળીયું

### ઢાળ ૧ લી

સિદ્ધાર્થ કુળે તું ઉપન્યો, ત્રિશલાદે થારી માતજી,
વરશીદાન દેઇ કરી, સંયમ લીધો જગનાથ જી;
થેં મન મોહ્યું મહાવીર જી, ૧

કંચનવરણી છે કાય જી, નયણ ન ધ્રાપેજી,
નિરખતાં હિરડે આવે છે દાયજી થેં મન૦ ૨

આપ એકિલા સંયમ આદર્યો; ઉપન્યો ચોથો રે જ્ઞાન જી,
ઉત્કૃષ્ટ તપ થેં આદર્યો, ધરતા નિર્મળ ધ્યાન જી. થેં મન૦ ૩

ઉગ્ર વિહાર થેં આદર્યો, કેઇ વાસ રહ્યા વનવાસ જી,
કોઈ વાસા વસ્તિએ રહ્યા, ન રહ્યા એક ઠામે ચોમાસ જી. થેં મ૦ ૪

પ્રભુ પહેલો ચોમાસો થે કિયો, અઠ્ઠીગામ મોઝાર જી,
દુજો વાણીજગામમેં, પંચ ચંપા સુખકાર જી. થેં મ૦ ૫

પંચ પૃષ્ઠ ચંપા કર્યો, વિશાળા નગરીમા તીન જી,
રાજગૃહીમાં ચાદે કર્યા, નાલંદે પાડે લયલીન જી. થેં મ૦ ૬

૭ ચોમાસાં મિથિલા કર્યાં, ભદ્રિકા નગરીમા દોય જી,
એક કર્યો રે આલંભિયા, સાવત્થિ નગરી એક હોય જી. થેં મ૦ ૭

એક અનારજ દેશમા, અપાપા નગરી એક જાણ જી,
કર્યો પાવાપુરિમેં, જથ્થે પહોત્યા નિરવાણ જી. થેં મ૦ ૮

હસ્તિપાળ રાજા ઇમ વીનવે, હું તુમ ચરણાગ દાસ જી,
એક શાળા મ્હારે સૂઝતી, આપ કરોને ચોમાસ જી. થેં મ૦ ૯

ચાળીશ ચોમાસાં શહેરમાં, દાખ્યા દેશ નગરના નાસ જી,
એક અનારજ દેશમાં, એક ચોમાસુ વણિક ગામ જી. થેં મ૦ ૧૦

પ્રભુ ગામ નગર પુર વિચરિયા, ભવ્ય જીવાંરા ભાગ્ય જી;
મારગ બતાવ્યો મોક્ષનો, કિયો ઉપગાર અથાગ જી. થે મ૦ ૧૧

સાડાબાર વરસા લગે, ઊપર આધો રે માસ જી,
છદ્મસ્થ રહ્યા પ્રભુ એટલું, પછી કર્યો કેવળજ્ઞાન પ્રકાશ જી. થેં મ૦ ૧૨

વર્ષ બયાળીસ પાળિયો, સંયમ સાહસ ધીર જી,
ત્રીસ વરસ ઘરમાં રહ્યા, મોક્ષદાયક મહાવીર જી. થેં મ૦ ૧૩

પાવાપુરિમાં પધારિયા, નર નારી હુઆ ઉલ્લાશ જી,
ઋષિ શયચંદજી ઇમ વીનવે, હું આયો પ્રભુજીને પાસ જી. થેં મ૦ ૧૪

સંવત અઠારે ગુણચાળીશ મેં, નાગોર શહેર ચોમાસ જી,
પૂજ્ય જેમલજી પ્રસાદથી, એહ કરી અરદાસ જી. મ૦ ૧૫

## ઢાલ ૨

શાસન નાયક વીર જિણંદ, તીરથ નાથ જાણે પૂનમ ચંદ,
ચરણે લાગે જ્યારે ચોસઠ ઇંદ્ર, સેવા કરે જ્યારે સુર નર વૃંદ;

થેં અબકો ચોમાસો સ્વામીજી અઠે કરો જી,
થેં પાવાપુરિસેં પગ આયો મતિ ધરો જી;
અઠે કરો, અઠે કરો, અઠે કરો જી,

થેં ચરમ ચોમાસો સ્વામિજી અઠે કરો જી. ૧ એ આંકણી૦
હસ્તિપાળ રાજા વિનવે કરજોડ, પૂરો પ્રભુજી મ્હારા મનરા હો કોડ,
શીશ નમાય ઉભો જોડી હાથ, કરૂણા સાગર વાજો કૃપાજી નાથ.
થે અબકો૦ ૨

રાયની રાણી વિનવે નજ લોક, પુણ્ય જોગે મળ્યો સેવાનો સંજોગ,
મનવંછિત સહુ મળિયાંજી કાજ, થેં મયા કરી મુજ સામું જુઓ
જિનરાજ. થેં અબકો૦ ૩

શ્રાવક શ્રાવિકા કઇ નર નાર, મળી વિનતિ કરે વારંવાર,
પાવાપુરીમાં પધારયા વીતરાગ, પ્રગટી પુણ્યાઈ મ્હારાં મ્હોટાં જી ભાગ્ય,
થેં અબકો૦ ૪

વળી હસ્તિપાળ રાજા વિનવે ભૂપાળ, પ્રભુજી થેં છો દીન દયાળ,
સુઝતી એક મ્હારે મોટી છે શાળ, હવે લાગી ગયો છે વરષાજી કાળ.
થેં અબકો૦ ૫

માની વિનતિ પ્રભુ રહ્યા ચોમાસ, પાવાપુરીમાં હુઓ હરખ ઉલ્લાસ,
ગૌતમ ગણધર ગુરાંજીને પાસ, નિશિ દિન જ્ઞાનનો કરેજી અભ્યાસ.
થેં અબકો૦ ૬

સાધુ અનેક રહ્યા કરજોડ, સેવા કરે સદા હોડાજી હોડ,
ચૌદ હજાર ચેલા રત્નારી માળ, દીક્ષા લીધી છોડી માયા જંજાળ.
થેં અબકો૦ ૭

વડી ચેલી ચંદનબાળા જી જાણુ, હુઇ કુમારી મહાસતિ ચતુર સુજાણ,
મોતીની માળા છત્રીશ હજાર. સઘળી મેં વડી સાધવી એ શિરદાર.
થેં અબકો૦ ૮

ચારાઇ સંઘ સેવા નિત્ય કરે, પ્રભુજીને દેખી દેખી અંખીયાં ઠરે,
નવ મલ્લિ ને નવ લચ્છીજી રાય, જ્યારાં દર્શન કેરી ચિત્તમેં ચાય.
થેં અબકો૦ ૯

સંઘ સઘળા રે હુઇ મન રંગ રળી, પુણ્ય યોગે પ્રભુજીની સેવા મળી,
ઋષિ રાયચંદજી વિનવે જોડી હાથ, થેં કરુણાસાગર વાંજો કૃપાજી નાથ.
થેં અબકો૦ ૧૦

શહેર નાગોરમેં કિયો જી ચોમાસ, પ્રભુજી દેજો મને મુગતિનો વાસ,
હું સેવક તુમે સાહિબ સ્વામ, મ્હારે અવર દેવાશું નહિ કોઇ કામ.
થેં અબકો૦ ૧૧

## ઢાલ ૩ જી

શાસન નાયક શ્રી મહાવીર, તીર્થનાથ ત્રિભુવન ધણી,
પાવાપુરીમેં કિયો ચરમ ચોમાસ, હુઇ મોક્ષદાયકરી મહિમા ઘણી;
ગૌતમને મેલ દિયો મહાવીર, દેવશર્માને પ્રતિબોધવા. ૧

ઉત્તરાધ્યયનનાં અધ્યયન છત્રીશ, કારતક વદિ અમાવાસ્યે કહ્યાં,
એકશોને વળિ દશ અધ્યયન, સુત્ર વિપાકતણાં લહ્યાં. ગૌ૦ ૨

પોસા કીધા શ્રી વીરજીની પાસ, દેશ અઢારના રાજીયા,
નવ મલ્લિને નવ લચ્છીજી રાય, વીરના ભગતો વાજીયા. ગૌ૦ ૩

પ્રભુ શાસનના શિરદાર, સર્વ સંઘને સંતોષ ને,
સોળ પહોર લગે દેશના દીધ, પછી વીર બીરાજ્યા મોક્ષમેં. ગૌ૦ ૪

તીન વરસ ને સાડા આઠ માસ, ચોથા આરાના બાકી રહ્યા,
દિન દોય તણો સંથાર, *મૌન રહી મુગતે ગયા. ગૌ૦ ૫

ઇંદ્ર આવ્યા જી ચિત્ત ઉદાસ, દેવ દેવીના સાથમેં,
જાણે ઝગમગ લગ રહી જ્યોત અમાવાસ્યાની રાતમેં. ગૌ૦ ૬

મુગતિ પહોત્યા એકાએક, સાતશેં હુવા જ્યારે કેવળી,
ચૌદશેં સાધવી હુઇ સિદ્ધ, હું સહુને વાંદું મન રળી. ગૌ૦ ૭

રહ્યા ત્રીશ વરસ ઘરમાંય, વર્ષ બયાળી સંયમ પાળીયો,
પ્રભુ જગતારણ જગદીશ, દયા મારગ અજુવાળીયો. ગૌ૦ ૮

હો જી દેવ દેવીને વળી ઇંદ્ર, નિર્વાણ તણો મહોચ્છવ કીયો,
અરિહંતનો પડિયો વિજોગ, સુર નરનો ભરિયો હીયો. ગૌ૦ ૯

સાધુ સાધવી કરતા શોક, શ્રાવક શ્રાવિકા પણ ઘણો,
ભરતક્ષેત્રમા પડીયો વિજોગ, આજ પછી અરિહંત તણો. ગૌ૦ ૧૦

પછી બેઠા સુધર્મસ્વામી પાટ, ચારૂઇ સંઘ ચરણ સેવતા,
જ્યારી પાળતા અખંડિત આણ, સેવા કરે દેવીને દેવતા. ગૌ૦ ૧૧

મુગતે પહોત્યા શ્રી મહાવીર, પ્રભુ સુખ પામ્યા છે શાશ્વતા,
ઋષિ રાયચંદજી કહે એમ, મ્હારે અરિહંત વચનની આસતા. ગૌ૦ ૧૨

---

* (પાઠાંતરે) મૌન નહી.

## ઢાળ ૪ થી

શ્રી મહાવીર પહોત્યા નિર્વાણ,
ગૌતમસ્વામીએ વાતજ જાણી,
ગુરાં જી થેં મને ગોડ ન રાખ્યો. એ આંકણી. ૧

મુગતિ જાવણ રો નામ ન દાખ્યો. ૨

હું સઘળાં પહેલો હુઓ થારો ચેલો,
ઇણ અવસર આઘો કિમ મેલ્યો. ગુરાંજી૦ ૩

પ્રભુ તુમ ચરણે મ્હારો ચિત્ત લાગ્યો,
પણ થેં મુને મેલ દિયો આગો. ગુરાંજી૦ ૪

મુને દરશન આપરો લાગતો પ્યારો,
આપ પહોંત્યા નિર્વાણ, મુને મેલ ન્યારો. ગુરાંજી૦ ૫

આપે તો મુજ શું અંતર રાખ્યો,
પિણ મેં મ્હારા મનરો દરદ ન દાખ્યો. ગુરાજી૦ ૬

હું આડો માંડીને ન ઝાલતો પલ્લો,
પણ સાહિબ કામ કિયો તુમે ભલ્લો. ગુરાજી૦ ૭

હુ તમને અંતરાય ન દેતો,
મુગતિ મેં જગ્યા વહેંચી ન લેતો. ગુરાંજી૦ ૮

હું સંકડાઇ ન કરતો કાંઇ,
આપ સાથે હું મોક્ષમેં આઇ. ગુરાંજી૦ ૯

અબ હું પૂછા કરશું કિણ આગે,
પ્રભુ મ્હારો મન એક થાશું જ લાગે. ગુરાંજી૦ ૧૦

આરો સાંસો કહો કુણ ટાળે,
આપ વિના પાખંડીના મદ કુણ ગાળે. ગુરાંજી૦ ૧૧

હું તો ચૌદ પૂરવ ને ચૌનાણી,
પણ મોહની કર્મે લપેટ્યો આણી. ગુરાંજી૦ ૧૨

ઇશા ગૌતમસ્વામીએ કીયા વિલપાત,
એ મોહનીકર્મની અચરિજ વાત. ગુરાંજી૦ ૧૩

હવે મોહની કર્મ દૂરે ટાળી,
ગૌતમ સ્વામીએ સુરતિ સંભાળી,
વીતરાગ રાગદ્વેષશું વીત્યા. એ આંકણી. ૧૪

માહરા ચિતમાં આઈ ગઈ ચિંતા. વીતરાગ૦ ૧૫

તિણિ વેળા નિર્મળ ધ્યાન જ ધ્યાયો,
કેવળજ્ઞાન ગૌતમ સ્વામીએ પાયો. વીતરાગ૦ ૧૬

બાર વરસ રહ્યા કેવળ જ્ઞાની,
વાત જાણું કાંઈ નવિ રહી છાની. વીતરાગ૦ ૧૭

ગૌતમે પણ કિયો મુગતિમેં વાસો,
સંસારનો સર્વ દેખે તમાસો. વીતરાગ૦ ૧૮

જેણિ રાતે મુગતિ ગયા વર્દ્ધમાન,
ઇંદ્રભૂતિને ઉપન્યું કેવળ જ્ઞાન. વીતરાગ૦ ૧૯

તિણ દિનથી એ વાજી દીવાળી,
મ્હોટા દિન એ મંગળમાળી. વીતરાગ૦ ૨૦

રાત દીવાળીનો શિયળ થેં પાળો,
વળિ રાત્રિભોજન કરવો ટાળો. વીતરાગ૦ ૨૧
ઋષિ ગયચંદ કહે સુણો હો સુજ્ઞાની,

દયા રૂપ દીવાળી થૈં લેજો માની વીતરાગ૦ ૨૨

કળશ, શ્રી શાસન નાયક મુગતિદાયક,
દયા મારગ અજુવાળિયો,
શ્રી ગૌતમ સ્વામી મુગતિ ગામી,
કિયો ચિત્ત વલ્લભ ચોઢાળિયો,

સંવત અઢારે ગુણચાળીશે,
નાગોર ચોમાસો નિર્મળ મને,
પૂજ્ય જેમલ પ્રસાદે,
સંપૂર્ણ કિયો દીવાળી દિને. ૨૩

---

## અથ શ્રી અમરકુમારની સજ્ઝાય.

રાજગૃહી નગરી ભલી, તિહાં શ્રેણિક રાજા રે,
જિનધર્મનો પરિચય નહી, મિથ્યા મત માંહે રાચ્યા રે,
કર્મતણી ગતિ સાંભળો. ૧ એક આંકણી.
કર્મ કરે ને હોય રે, સ્વારથનાં સહુ કો સગાં,
વિણ સ્વારથ નહી કોઈ રે. કર્મ૦ ૨

રાજા શ્રેણિક એકદા, ચિત્રશાળા કરાવે રે,
અનેક પ્રકારે મંડણી દેખતાં મન મોહે રે. કર્મ૦ ૩

દરવાજો ગિર ગિર પડે, રાજા મન પસ્તાવે રે,
પૂછે જોષી પંડિતા, બ્રાહ્મણ ઇમ બતાવે રે. કર્મ૦ ૪

બાળક બત્રીશ લક્ષણો, હોમીજે ઇણ માંહે રે,
તો એહ મહેલ પડે નહી, ઇમ ભાખે ચયણ અજાણો રે. કર્મ૦ ૫

રાજા ઢંઢેરો ફેરીયો, જે આપે બાળકુંવારો રે,
તોળી આપું બરોબરી, સોનયા ધન સારો રે. કર્મ૦ ૬

ઋષભદત્ત બ્રાહ્મણ તિહાં વસે, ભદ્રા તસ ઘરણી જાણો રે,
પુત્ર ચાર સોહામણા, નિર્ધનિયો પુણ્ય હીણો રે. કર્મ૦ ૭

ઋષભદત્ત કહે નારને, આપો એક કુંવારો રે,
ધન આવે ઘર આપણે, આપણ સુખીયા સારો રે. કર્મ૦ ૮

નારી કહે વેગે કરો, આપો અમરકુમારો રે,
મ્હારે મન અણભાવતો, આંખથકી કરો અળગો રે. કર્મ૦ ૯

વાત જણાવી રાયને, રાજા મનમાં હરખ્યો રે,
જે માગે તે આપીને, લાવો બાળ કુંવારો રે. કર્મ૦ ૧૦

સેવક પાછા આવીયા, ધન આપ્યો મનમાન્યો રે,
અમર કહે મોરી માતાજી, મુને મતિ આપીજે રે. કર્મ૦ ૧૧

માતા કહે તુને શું કરૂં, મારે ભાવે તું મુઓ રે,
કામકાજ કરે નહિ, ખાવાને જોઇએ સારો રે. કર્મ૦ ૧૨

આંખે આંસુ નાંખતો, બોલે બાળકુંવારો રે,
સાંભળો મોરા તાતજી, તુમે મુજને રાખો રે, કર્મ૦ ૧૩

તાત કહે શું હું કરૂં, મુજને તો તું પ્યારો રે,
માતા વેચે તાહરી, માહરો નહી જોરો રે. કર્મ૦ ૧૪

કાકો પણ પાસે હતો, કાકી મુજને રાખો રે,
કાકી કહે હું શું જાણું, માહરે તું શું લાગે રે. કર્મ૦ ૧૫

બાળક રોતો સાંભળી, માસી ફુઆ તે આવે રે,
બહેન પણ તિહાં બેઠી હતી, કિણહી મુજને રાખો રે, કર્મ૦ ૧૬

જો જો ધન અનરથ કરે, ધન પડાવે વાટો રે,
ચોરી કરે ધન લોભીયો, મરીને દુર્ગતિ જાય રે. કર્મ૦ ૧૭

હાથ પકડીને લેઇ ચાલ્યા, કુંમર રોવણ લાગ્યો રે,
મુજને રાજા હોમશે, ઇમ બાળક બહુ ઝુરે રે. કર્મ૦ ૧૮

બાળકને તવ લેઇ ચલ્યા, આખા ભર બજારે રે,
લોક સહુ હાહા કરે, વેચ્યો બાળ ચંડાળે રે. કર્મ૦ ૧૯

લોક તિહાં બહુળા મળ્યા, જોવે બાળકુંવારો રે,
બાળ કહે મુજ રાખી લ્યો, થાશુ દાસ તુમારો રે. કર્મ૦ ૨૦

શેઠ કહે રાખું સહી, ધન આપી મુહ માગ્યો રે,
રાયે મંગાવ્યો હોમવા, તે તો નહી રખાય રે કર્મ૦ ૨૧

બાળકને તે લેઇ ગયા, રાજાજીની પાસે રે,
ભટજી પણ બેઠા હુતા, વેદશાસ્ત્રના જાણો રે, કર્મ૦ ૨૨

ભટજીને રાજા કહે, દેખો બાળકુંવારો રે,
બાળકને શો દેખવો, કામ કરો મહારાજા રે. કર્મ૦ ૨૩

બાળ કહે કરજોડીને, સાંભળો શ્રી મહારાજા રે,
પ્રજાના પીયર તુમે, મુજને કિમ હોમીજે રે. કર્મ૦ ૨૪

રાજા કહે મૂલે લીયો, માહરો નહી અન્યાયો રે,
માતપિતાએ તુને વેચીયો, હોમવા આણ્યો આજે રે. કર્મ૦ ૨૫

ગંગોદકે નવરાવીને, ગળે ઘાલી ફૂલની માળા રે
કેસરચંદન ચરચીરે, બ્રાહ્મણ ભણે તવ વેદો રે. કર્મ૦ ૨૬

અમરકુમાર મન ચિંતવે, મુજ શીખવીયો સાધુ રે,
નવકાર મંત્ર છે મોટકો, સંકટ સહુ ટળી જાશે રે. કર્મ૦ ૨૭

નવપદ ધ્યાન ધરતાં થકા, દેવ સિંહાસણ કંપ્યો રે,
ચાલી આવ્યો ઉતાવળો, જિહાં છે બાળકુંવારો રે. કર્મ૦ ૨૮

અગની ઝાળ ઠંડી કરી, કીધો સિંહાસણ ચંગો રે,
અમરકુમારને બેસાડીને, દેવ કરે ગુણગ્રામો રે કર્મ૦ ૨૯

રાજાને ઊંધો નાંખીયો, મુખે છુટયાં લોહી રે,
બ્રાહ્મણ બહુ લાંબા પડયા, જાણે સૂકાં કાઠો રે. કર્મ૦ ૩૦

રાજસભા અચરિજ થઇ, એ બાળક કોઇ મોટો રે,
પગ પૂજજે એહના, તો એ મૂવા ઊઠે રે. કર્મ૦ ૩૧

બાળકે છાંટો નાખીયો, ઊઠયો શ્રેણિક રાજા રે,
અચરિજ દીઠો મોટકો, એ શું હુવો કાજો રે. કર્મ૦ ૩૨

બ્રાહ્મણ પડિયા દેખીને, લોક કહે પાપ જૂઓ રે.
બાળહત્યા કરતાં થકા, તેહનાં ફળ છે એહો રે. કર્મ૦ ૩૩

બ્રાહ્મણ સહુ ભેળા થયા, દેખે એમ તમાસો રે,
કનક સિંહાસણ ઊપરે, બેઠો અમરકુમારો રે. કર્મ૦ ૩૪

રાજા સહુ પરિવારશું, ઊઠયો તે તતકાળો રે,
કરજોડી કહે કુમારને, એ રાજ્ય ઋદ્ધિ સહુ ત્હારી રે. કર્મ૦ ૩૫

અમર કહે સુણો રાજવી, રાજશું નહી મુજ કાજો રે,
સંયમ લેશું સાધનો, સાંભળો શ્રી મહારાજો રે. કર્મ૦ ૩૬

લોક સહુ મળી ઇમ કહે, ધન ધન બાળ કુંવારો રે,
ભટજી પણ સાજા હુવા, લાજ્યા તે મનમાં હો રે. કર્મ૦ ૩૭

જયજયકાર હુવો ઘણો, ધરમ તણે પરસાદો રે,
અમરકુમાર મન સોચતો, જાતિસમરણ ગ્નાનો રે. કર્મ૦ ૩૮

અમરકુમાર સંયમ લીયા, કરે પંચમુષ્ટિ લોચ રે,
બાહિર જઈ મસાણમેં, કાઉસગ રહ્યો શુભ ધ્યાને રે. કર્મ૦

(હવે) માતપિતા બાહિર જાઇને, ધન ધરતિમાંહી ઘાલ્યો રે,
કાંઇક ધન વ્હેંચી લીયો, જાણે વિવાહ મંડાણો રે. કર્મ૦ ૪૦

એટલે દોસ્તો આવીયો, કોઇક બાળકુંવારો રે,
માતપિતાને ઇમ કહે, આ અમરકુમારની વાતો રે. કર્મ૦ ૪૧

માતપિતા વિલખાં થયાં, ભૂંડો થયો એ કામો રે,
ધન રાજા લેશે સહુ, કાંઈક કરીએ ઉપાયો રે. કર્મ૦ ૪૨

ચિંતાતુર થઈ અતિ ઘણી, રાતે નિંદ ન આવે રે,
પૂરવ વૈર સંભારતી, પાપણી ઉઠી તિણ વારો રે. કર્મ૦ ૪૩

શસ્ત્ર હાથ લઇ કરી, આવી બાળક પાસ રે,
પાળીએ કરીને પાપણી, માર્યો બાળ કુંવારો રે. કર્મ૦ ૪૪

શુકળધ્યાન સાધુ ધર્યો, શુભ મન આણી ભાવો રે,
કાળ કરીને અવતર્યો, બારમા સ્વર્ગ મોઝારો રે. કર્મ૦ ૪૫

બાવીશ સાગર આઉખો, ભોગવી વંછીત ભોગો રે,
મહાવિદેહમાં સીઝશે, પામશે કેવળનાણો રે. કર્મ૦ ૪૬

હવે તે માતા પાપણી, મનમાં હરખ અપારો રે,
ચાલી જાય આણંદમેં, વાઘણી મળી તિણ વારો રે. કર્મ૦ ૪૭

ફંફેડી નાંખી તિહાં, પાપણી સુઇ તિણ વારે રે,
છઠ્ઠી નરકે ઉપની, બાવીશ સાગર આઉ રે. કર્મ૦ ૪૮

જો જો મંત્ર નવકારથી, અમરકુમર શુભ ધ્યાનો રે,
સુર પદવી લહી મોટકી, ધરમતણે પરસાદો રે. કર્મ૦ ૪૯

નરભવ પામી જીવડા, ધરમ કરો શુભ ધ્યાનો રે,
તો તુમે અમરતણી પરે, સિદ્ધગતિ લેશો સારી રે. કર્મ૦ ૫૦

કરજોડી કવિયણ ભણે, સાંભળો ભવિ જન લોકો રે,
વૈર વિરોધ કોઇ મતિ કરો, જિમ પામો ભવ પારો રે. કર્મ૦ ૫૧

શ્રી જિનધર્મ સુરતરૂ સમો, જેહની શીતળ છાયો રે,
જે આરાધે ભાવશું, સીઝે વંછિત કાજો રે. કર્મ૦ ૫૨

## અથ શ્રી મહાવીરસ્વામીની લાવણી.

મેં નમું જૈનશાસન, કરમ કટ જાવે,
વિઘન ટળી જાવે, પાપ દૂર જાવે,
મહાવીર ચરણકું, શિશ નમ્યાં દુખ જાવે. આ ટેક
કુંદનપુરી નગરી પિતા સિધારથ રાયા,
માજી ત્રિસલા દેવી, કુખે કુંવરજી આયા,
માજી ત્રિસલાદેવી, એસા નંદન જાયા,
નહી બીજો એવો અવતાર, જગત મન ભાયા,
જિનજીનકા નામસેં, શરીરે શાતા પાવે. મ૦ ૧

મહોત્સવે ઇંદ્રાણી મિલકર આવે,
જિનજીકું લેકર, મેરૂશિખરે નવરાવે,
ઇદ્રજળ ધારા. બડી દેખી શંકા લાવે,
એ લઘુ બાળક હે, રખે એને દુઃખ થાવે,
એમ સંશય ઇંદ્રજ, નિજ મનમાંહી લાવે. મ૦ ૨

તબ ઇંદ્રની શંકા, શ્રી જિનરાજ મિટાવે,
પ્રભુ ચરણ અંગુઠે, મેરૂ ચૂલિકા હલાવે,

તબ અવધિ પ્રભુજી, ઈંદ્ર જોઇ ખુશી થાયા,
એ જગતારણ હે, અપાર ઈનકી માયા,
એ અતૂલ્ય બળી કે, પાર નહીં કોઇ પાવે. મ૦ ૩

એ ઇંદ્ર લાવી, નિજ માયાની પાસ પોઢાવે,
જિનદર્શન દેખી, ત્રણ્ય ભુવન પાવે,
એ દેવ દેવી, મિલકર દર્શનકું આવે,
એ ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય ભલા દિન પાવે,
એમ છપનકુમારિ, મિલકર મંગળ ગાવે. મ૦ ૪

સૂદાન યાચકને રાય સિધારથે દીધો,
કંચન ઘોડા, ગજરાજ ઉલટ મન કીધો,
એ રાય સિધારથ, બહુવિધ જ્ઞાતિ જમાવે,
સકળ કિયાં પકવાન, કસર નહી પાવો,
એમ રાય તણા દિન, સુખે સુખે તે જાવે. મ૦ ૫

પ્રભુએ માતપિતાને, રતિ દુઃખ નહી દીયો,
એમ માતપિતાએ, આયુષપૂરણ દીધો,
પછી રાજઋદ્ધિ છટકાઇ જિમ સંયમ લીધો,
હુવા ચરમતીર્થંકર કારજ ઉત્તમ કીધો,
કરી તપ સંયમને, કર્મની ખાખ ઉડાવે. મ૦ ૬

પ્રભુ સંયમ લઇને, બહુ વિધ તપ નિપજાવે,
ખટમાશી પારણો, ચંદન હાથે પાવે,
સતી સોળ શૃંગાર થઇ સુરનર ગુણગાવે,
વળી ચંદનબાળા, કર્મની કોડ ખપાવે,
સતી છત્રીશ હજાર, સતીમાં બડા પદ પાવે. મ૦ ૭

લઇ કેવળ જિનજી, બારે અંગ ફુરમાવે,
જેની વાણી મીઠી ખીર, સુણી દુઃખ જાવે,

જહાં બાર પ્રકારની પર્ષદા સુણવા આવે,
એવી વાણી સુધારસ, સુણી જિન શિશ નમાવે,
કોઇ વ્રત કરે ઉપવાસ વૈરાગ્ય મન લાવે. મ૦ ૮

ગૌતમ ગણધરજી, હુવા પ્રભુ જીના ચેલા,
જેણે તુર્તલિયા હે, સંયમ સઘળા પેહલાં,
સહુ મળી ચુંમાળીશે, સાથે સંયમ લીધો,
સબ એક દિનમેં દીક્ષાકો કારજ કીધો,
પછી ચૌદ હજાર, ચેલા પ્રભુજી કને થાવે. મ૦ ૯

ફળી આર્ય અનારજ, દેશ ગયા જિનરાયા,
અનંત કરી ઉપકાર પાવાપુરી આયા,
તબ ભવી જીવ સુણીને મનમે અતિ હરખાયા,
કાર્તિક અમાસે શિવપુર માંહી સિધાયા,
અબ જગત જીવતો સિદ્ધજીકું શીશ નમાવે, મ૦ ૧૦

સંવત ઓગણીશેં સાલ બત્રીશ એ ગાઇ,
એ માગશર સુદ પુનમ મેરે મન ભાઇ,
એક ચિતસેં વીર જિનજીકી લાવણી ગાવે,
તિનકા ઘરમેં દિનદિન પુરી સંપત્તિ પાવે,
જિનજીકા નામસેં પાપ કર્મ ખપ જાવે. મ૦ ૧૧

ચરણોકા ચાકર અર્જ કરે હો સ્વામી,
નંદરામકું પ્રભુજી તારો અંતરજામી,
અબ મ્હેર કરી મોયભવસાગરથી તારો,
એ જન્મ જરા ને મરણતણા દુઃખ વારો,
સુખરામ ચરણ કો દાસ સદા એમ ગાવે મ૦ ૧૨

—

## ચોરાશી લાખ જીવાયોનિ વિષે

લક્ષ ચોરાશી યોનિમાં, મુંગા બાવન લાખ;
બત્રીશ કહીએ બોલતા, ચોપનને નહી નાક.
ચોપનને નહી નાક, ત્રીશ લાખ નાક વખાણું;
છપન આંખોહીણુ છે, અઠ્ઠાવીસ દેખત જાણું.
છવીન કાને સાંભળે, અઠાવન બેરા કહ્યા;
શુર શશી કવી એમ કહે, એ લક્ષ ચોરાશી થયા.



## પંચ પરમેષ્ટિની સ્તુતિ

નમું પંચ પરમેષ્ટિ દેવને (૨), કરૂં નિત્ય નિત્ય તારી સેવને. નમુ.
ચાર કર્મ ઘનઘાતી ખપાવ્યા, વંદુ દેવ અરિહંતને; પ્રભુ (૨) નમુ.
આઠે કર્મના ઓઘ ઉડાડ્યા, પ્રણમુ સીદ્ધ ભગવંતને; પ્રભુ (૨) નમુ.
પાયે પડુ પ્રેમે આચાર્યજીને, છત્રીશ સહાગુણી સંતને; પ્રભુ (૨) નમુ.
પચ્ચીશ ગુણીશ્રી ઉપાધ્યાયજીના ધન્ય મહાબુદ્ધિવંતને; પ્રભુ (૨) નમુ.
મહાવ્રતધારી મહા ઉપકારી, સત્તાવીશ ગુણી સંતને પ્રભુ (૨) નમુ.
વલ્લભ ભાવે વંદન કરતા, આણે નક્કી ભવ અંતને પ્રભુ (૨) નમુ.



## વ્યાખ્યાન ઉઠ્યા પછી કહેવાની સજ્ઝાય

એવું જાણી અહો ભવ્ય પ્રાણી, મુની વાણી ધરો હીત આણી;
જ્ઞાન દર્શન સંયમ, તપ તેનો હમેશાં કરજો ખપ ૧

જેવો કુંજર કેરો રે કાન જેવો સંધ્યા કેરો રે વાન;
જેવું પાકું પીંપળનુ પાન. જેવું જોર જુવાનીનું જાણ. ૨

જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણીનો પરપોટો;
જેવો સુંદર કાચનો ફોટો, તેવો અસ્થીર સંસાર છે ખોટો. ૩

દયા પાળો અસત્ય નવી બોલો, ચોરી ન કરો શિયલ નવી ડોલો;
વ્રત પચ્ચખાણ કરો નિજ શક્તિ, સંઘ સેવા નીજ ભક્તિ. ૪

થાઓ જીવદયા પ્રતિપાળ, જેથી મળશે મંગળ માળ;
દાન શિયલ તપ ભાવ ધારો, આતમ કારજ સરશે તમારો. ૫

આ શિખામણ છે સુખકારી, દીલે ધરજો નર ને નારી;
શુભ જ્ઞાન ક્રિયા જે કરશે, તે શિવ રમણીને વરશે. ૬

---

## જીનેંદ્ર સ્તુતી

નમુ દેવ અરિહંતા, ત્રણ જગમા સદા જયવંતારે. નમુ. ૧
ધન્ય દ્વાદશ ગુણો ધરતા, ધનઘાતી કર્મના હંતારે. નમુ. ૨
જય ચોત્રીશ અતિશયવંતા, વાણી પાંત્રીશ ઊચરંતારે. નમુ. ૩
એક યોજન વાણી વર્ષતાં, પ્રભુ ભુવનમેં હંતારે નમુ. ૪
પ્રભુના ગણધર ગુણવંતા, સર્વ મોક્ષમાર્ગના હંતારે. નમુ. ૫
જ્ઞાનાદિક ગુણો અનંતા, સબ જાનત કેવલવંતારે. નમુ. ૬
મહિ મંડલમાં વિચરંતા, ભવ્ય જીવોને ઊચરંતારે. નમુ. ૭
પ્રભુ શીવ રમણીના કંતા, સુખ દેજો સદા ભગવંતારે. નમુ. ૮
જોઇ શાસનપતિ અરિહંતા, રુષિ ત્રિલોક બહુ હર્ષંતારે નમુ. ૯

# શ્રી સિદ્ધ પાંસઠીયો યંત્ર

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫ | ૨૪ | ૧ | ૮ | ૧૭ |
| ૩ | ૧૨ | ૧૯ | ૨૧ | ૧૦ |
| ૨૨ | ૬ | ૧૩ | ૨૦ | ૪ |
| ૧૬ | ૫ | ૭ | ૧૪ | ૨૩ |
| ૯ | ૧૮ | ૨૫ | ૨ | ૧૧ |



## શ્રી પાંસઠીયા યંત્રની કલ્યાણી ગઝલ

પ્રણામ પ્રણામ પ્રણામ ! પ્રણામ પ્રણામ પ્રણામ !
ચોવિશે જિનેશને, ત્રિકાળ હો પ્રણામ ! ટેક.

ધર્મનાથ મહાવીર વિભુને, ઋષભદેવ ભગવાન !
ચંદ્રપ્રભુ કુંથુજિન શીતળ ! અભિનંદન ગુણખાણ. પ્રણામ૦

પાર્શ્વનાથ શ્રેયાંશ અજિતને, પચીશ ભાવના જાણ;
જિણ અરનાથ સુવિધિ સાંતિને, નેમનાથ ભગવાન. પ્રણામ૦

સંભવ વાસુપૂજ્ય મલ્લિજિન, નમિનાથ ગુણધામ;
મુનિસુવ્રત અનંતનાથને, સુપાર્શ્વ સુમતિ ભાણ. પ્રણામ૦

પદ્મપ્રભુ ને વિમળ જિનેશ્વર, વિમળ મતિ દાતાર;
ભાવ વધારી ગાતાં સુણતાં, થાય સફળ અવતાર. પ્રણામ૦

પાંસઠીઓ આ યંત્ર કર્યો છે, સહુને સુખકર જાણ;
એનું પ્રતિદિન સમરણ કરતાં, થાએ કોટી કલ્યાણ. પ્રણામ૦

કામકુંભસમ કામ કરે છે, નિત્યે આઠો જામ;
પ્રેમ ધરીને માતા કહે છે, સમજો બુદ્ધિમાન. પ્રણામ૦



## વીરના પંથની વાત

વિમલ પંથ વીરનો, છે સુઘડ અતિ ભારી;
સજ્જન તેને સુખદ સમજી. હોંશથી લે ધારી...વિમલ૦

કાયર નરને લાગે નક્કી, એ ભીષણને ભયકારી,
પણ શૂરા સાધકને સ્હેલો, એ પંથ તણી બલીહારી...વિમલ૦

રખડ્યો કાળ અનંત વિભાવે, સન્મતિ સાવ વિસારી,
હવે તો ચેતન વીર પથે ચડી તક વધાવિ લે તારી વિમલ૦

ત્યાગ દેહ પામ્યો છું આ, કરીને પૂણ્યને ભારી,
કર સફળ તે લક્ષ વેધી બની, નહીં તો જાઈશ હારી....વિમલ૦

પરના દોષ જોવાની તારી, ટેવ પડી છે નઠારી,
એ ભમરાળી ટેવને ટાળી, સાધી લેને તક સારી...વિમલ૦

બાહિર જ્યોત જગાવ્યે ન મળે, જ્ઞાન તણી ચિનગારી,
પણ જો આત્મિક જ્યોત જગાડીશ, તો જ્ઞાનાનળ લારી ..વિમલ૦

આ કાળે છે વીરે ભાંખ્યા, વંક જડા નર નારી;
એ પણ સાથે કહ્યું નીકળશે, નિશ્ચય એકાવતારી...વિમલ૦

સારપણું પોતાનું કરવા, વીરનો પંથ લ્યો ધારી,
માત તણી આ હિત શિખામણ, લઈ લ્યો ઉતારી ..વિમલ૦

## આ દિવસો સદ્‌ગુણ કરવાના છે

### ( રાગઃ આશાવરી–પાલુ કે બિલાવર )

આ દિવસો છે સરલપણેથી, નમ્ર બની સદ્‌ગુણ વરવાના ..આ૦
આજ સુધી જે પાપ કર્યાં છે, તે પાપોની ઈતિ કરવાના...આ૦
સદ્‌ગુરૂવરના સદ્‌બોધથી, માયલા મેલના થર હરવાના.... ૧૦
પામરતા ને પ્રમાદ તજીને, ઉદ્યમ ને ધીરપ વરવાના...આ૦
શ્રવણ કરેલા આત્મ વચનને, યોગ્યપણેથી સફળ કરવાના....આ૦
મૈત્રિ સાધી સકલ સંગાથે, નિર્મળ આનંદમાં ઠરવાના....આ૦
વભ્રમણાની ટેવ મટાવા, સુકૃત કર્મ સદા કરવાના ..આ૦
ધર્મનાવના બની સુકાની, આ ભવસાગરથી તરવાના ..આ૦
માત કથે છેવટ શિવપુરના, સાવ સીધા લેવા પરવાના...આ૦

•

## કુમતિ વેગે સુધારી

### ( રાગ–કાફી, તાલ લાવણ )

કુમતિ વેગે સુધારી, જીવ ! કુમતિ૦
એથી ફળ મળશે સુખકારી જીવ ! કુમતિ૦ ટેક.

કાળ અનંત વિભાવે ભમતાં, પામ્યો ખૂબ ખુવારી,
હવે વિભાવ દશા વામીને, સુધાર જીંદગી તારી. જીવ

સમ્યક્‌જ્ઞાન સુધા સુખસાગર, મૂળ દશા છે તારી,
તો પણ સુખનો બની ભિખારી, શીદ બને અવતારી. જી૦

અનળ વાદળ સઘળાં વેરી, કીરણ નાખ પ્રસારી,
સૂર્ય નારાયણ મૂળસ્વરૂપે, આંજતે મેદની સારી. જીવ૦

ઇંદ્રિયને આધિન થઈ રઝળે, રખડ્યો સમય અપારી,
હવે તો હદ વાળી નાખી, કંઈ સમજ મનવાળી. જીવ૦

ઈસારો સમજુને બસ છે, શું ! કહેવું વારંવારી,
માતા વદે રમ આત્મ સ્વભાવે, સર્વ કુચ્છંદ નિવારી. જીવ૦



## કર્મની કળના.

(અપૂર્વ અવસર૦.. એ લય)

કર્મ તણી કળના છે કાળા કેરની,
કેવળ વદવાદથી કદી એ ન કળાયજો;
સત્ય સ્વરૂપ જણાએ ત્યારે જીવને,
જ્યારે તેનો અનુભવ અંતર થાયજો......કર્મ૦

રાજાને રાંકા કરી દે પ્રજ્ઞવારમા,
કરી દે પલમાં રાંકાને મહારાય જો;
રોવરાવે ક્ષણમાંહીં હસાવે હોંસથી,
અજબ ગજબ એની ઘટમાળ જણાયજો......

ક્ષણમા ભીખ મગાવે એ ભડવીરને,
કરે ગરીબને ક્ષણમા ખૂબ ધનીકજો;
ધનવાળાં વલવલે બનીને બાપડાં,
એ નીતિ તોબાહ પોકારે ઠીક જો... ..કર્મ૦

અજબ કર્મની જાળે આંક છે,
વ જગતનાં જ્યાં સઘળાં સપડાયજો;
તેથી દૂર થવાને ખૂબ મથે છતાં,
ઉપાય અવળાં કાંતો નિષ્ફળ જાયજો...કર્મ૦

પોતાના હિતનું જીવન નિજ હાથથી,
નાશ કરે એવાં દે ભ્રમ ચંડૂલ જો;
સાધન ને સંયોગો એવાં કેળવે,
જેથી થાઓ પોતાની પણ ભૂલ જો. કર્મ૦

અણધારી આફત આપે ક્ષણ એકમાં,
ક્ષણમાં વીંખે યોગ કનીષ્ટ ખચીતજો;
ક્ષણ ક્ષણમાં તડકો ને છાંયો ફેરવે,
માત કથે છે કર્મતણી એ રીત જો....કર્મ૦



## સુભૂમના દુઃખમય વિચારો

(ભૈરવી ગઝલ)

ડુબાય ભરદરીયે છતાં કોઈ સ્હાય કાં! કરતું નથી,
સુભૂમ ચક્રી ક્રોધથી એ ઓલિયા તાણી અતી;
શું ? સ્હાયકારી દેવ સઘળા આ સમાપર મરી ગયા.
કે સાવ બનીને બેવફા મુજ સમીપથી ભાગી ગયા...૧

મુજ વિશ્વ વિજયી સૈન્ય તે પણ ડુબતું પેખાય છે,
શું ? પૂણ્યના ઇકરાર એ સહુનાજ પૂરા થાય છે,
અબજોની મિલ્કત સાથ તે પણ હાથથી સરિ જાય છે,
દેખાવ આ વિકરાળ દિલને ચીરનારો થાય છે...૨

રે ! રે ! ખમાવો આવીને કહેનાર ખૂબ ખમાખમા,
સુભૂમ એ રડતાં વદે ત્યાગી દિધી શું ! સુજતમા.
મારા વતનના એમ ગણશે આવશે વિજયી બની,
પણ તેમને શી ખબર મારી અધવચ્ચે આવી બની......૩

નાં પ્હોચશે મારે વતન આ ડુબતો મુજ દેહ પણ,
હા ! હામ પૂરી નાં થઈ નવ પ્હોચશે સંદેશ પણ,
જીવન ફના સાથે બધો વૈભવ ફના દેખાય છે,
આતા કહે કૃત કર્મના પરિણામ એ પેખાય છે......૪

## પામર થઈ પસ્તાય.

### (દોહરા.

પ્રથમ કરે ન વિચાર કૈં, પાછળથી દુઃખ થાય;
પૂરો સપડાયા પછી, પામર થઈ પસ્તાય. ૧

મોંઘા મૂલી ચીજ પણ, અવળે હાથ તજાય;
ચીજ મળે નવ તે તદા, પામર થઇ પસ્તાય. ૨

સાવ અજાણ્યાથી ઘણો, પ્રેમ કરી બંધાય;
હણાય વિશ્વાસે તદા, પામર થઇ પસ્તાય. ૩

હિત શિખામણ કોઇની, માને નહિં જરાય;
ખત્તા ખાએ તે સમે, પામર થઈ પસ્તાય. ૪

આપ બડાઈ ફૂંકતા, ઝાઝી કરે ગવાય;
સમપરે પાછો પડી, પામર થઈ પસ્તાય. ૫

પ્રકૃતિના પરવશપણે, છાનું વિખ પીજાય;
જીવ સટોસટના સમે, પામર થઇ પસ્તાય. ૬

વિધવા કે બાળા થકી, જારી કર્મ રમાય;
ગર્ભવાત જાહેર થતાં, પામર થઇ પસ્તાય. ૭

ચોરી કરવા હોંશથી, ચતુર બનીને જાય;
સપડાતાં ખાતર મુખે, પામર થઈ પસ્તાય. ૮

માતા તણા હિત બોધને, સાવ વાયરે વાય;
વસમી વેળાં સાંપડચે, પામર થઇ પસ્તાય. ૯

## તે ભગવાન સમાન.

(દોહરા)

સુર નરપતિ, નર નરપતિ, આદિ કરે બહુ માન;
તો પણ મત્સર ના ધરે, તે ભગવાન સમાન. ૧

બહુ પૂજાયો પેખીને, ન ધરે ઉર અભિમાન;
નિજ ગુણમા માચે મુદા, તે ભગવાન સમાન. ૨

માને પરની નારને, મા ને બ્હેન સમાન;
અણહકનું ધન નાં ગ્રહે, તે ભગવાન સમાન. ૩

માને સરખું મન વિશે, માન અને અપમાન;
રહે સદા સમ ભાવમાં, તે ભગવાન સમાન. ૪

પ્રાણી કોઇ દૂભાય કે, જાય તેમના જાન;
એવું મુખથી ના ભણે, તે ભગવાન સમાન. ૫

ક્ષમા દયા સંતોષને, ધરે સરલતા સાન;
નેક ટેક નિત સાચવે, તે ભગવાન સમાન. ૬

વિધ વિધ વિશ્વ વિલાસમાં, ન મે ભૂલી ભાન;
નિજ ગુણમાં ગુલ્તાન જે, તે ભગવાન સમાન. ૭

અગાધ શક્તિ હોય પણ, છલકે ના સુણી ગાન;
રહે સદા નરમાશમાં, તે ભગવાન સમાન. ૮

માત વદે જડભાવમાં, બને નહીં એક તાન;
શુદ્ધ ચેતનને ઓળખે, તે ભગવાન સમાન. ૯

---

## ભાવના

### ( હરિગીત છંદ )

જીવન બધા આ જગતના, મુજ હાથથી સાતા લહો,
ના કોઈના પ્રાણો દુભે, એવી કૃતિ મારી રહો;
સાચા હૃદયથી સર્વને, હું આત્મ બંધન તો ગણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું .....૧

છો પ્રાણ ઉડી જાય આ, આકાશમા પલ એકમાં,
કે થાય હાની છો હજારો સત્યતાની ટેકમાં;
તો એ તજીને સત્યતા, હું લેશ જુઠ નહી ભણું,
માતા સદા મુજ હૃદયમા, હો ભાવ એ ભાવે ભણું .....૨

લાખો ગમે દોલત ભલે, રેઢી નિહાળું લોગમાં,
તિલ માત્ર મન મારું ડગે નવ, કોઇ પણ સંયોગમાં;
વણયાચી વસ્તુ તુચ્છ પણ, વિષ તુલ્ય તે લેતા ગણું,
માતા સદા મુજ હૃદયમા, હો ભાવ એ ભાવે ભણું .....૩

પ્રેમે ગણું ન્હાની ઉમરનાં, પૂત્ર પૂત્રિયો બધા,
સરખી ઊમરના બંધુઓ, ભગિની ભાવથી પેખુ સદા;
મોટી ઉમરના હોય તે માબાપ માફક તો ગણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું ....૪

સંતોષ મનમાં ધારવા, તૃષ્ણા સમસ્ત વીદારવા,
નિર્મોહ ભાવ દશા નિરંતર, જીવનમાં વહેવાવવા;
રજભર પરિગ્રહ નાં ધરૂં, ધારુંજ નિશ્કંચનપણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું......૫

ઉપવાસ છો કરવા પડે, સાવદ્ય ગ્રહું નહીં,
કે રાત્રિએ નિરવદ્ય આહાર, મળ છતાં સેવુ નહી;
સંકટ પડે છો સામટાં, પણ ન એ મારૂં લણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું......૬

ચાલું કદી ન ઉતાવળું, ધબધબ કરી પગ ધરબવી,
નિચા નમન ધરી ધોંસરી સમ, સાંતતા ઉર તરબવી,
મારગ મહી ગતિ માપતાં કદીએ નહી વચનો ભણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું.....૭

કરકસકારી પીડાકારી કે આકરી વધ માપતી,
એવી ભણું ભાષા નહીં, આફત પડે છો અણુછતી;
કે આત્મ ગુણ હાની કરે, એવા વચન કદી ન ભણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું.....૮

નિત કલ્પનીક ઘરે કરૂં હું, ગૌચરી ન ગદ્ધાચરી,
સંયમ નિભાવું સર્વદા, નિર્દોષ ભોજનને ચરી;
નાં કોઇના શિર ભારભૂત, બનું હૃદય એવું ચણુ,
માતા સદા મુજ હૃદ [illegible] હો ભાવ એ ભાવે ભણું.....૯

સંયમ તણા નિર્વાહ અરથે, જેહ ઉપધી છે ધરી,
તેપર ધરૂં નાં મોહ ભાવ, જરાય મન ડગતું કરી;
લેવા જતાં કે મુકતાં, કદી નાં તજુ યત્નાપણું,
માતા સદા મુજ હૃદયમા, હો ભાવ એ ભાવે ભણું ૧૦

કોઇનું મન પામે ન ગ્લાની, એહ લક્ષ ધરી કરી,
મળ મુત્ર આદિ પરઠવે, સાંભળ રાખું હું ખરી;
કચરા પડે નિદાય એવા, સ્થાનમાં ધરૂં ના કણું,
માતા સદા મુજ હૃદયમા, હો ભાવ એ ભાવે ભણું.. ૧૧

મન વચન કાયાથી કરી, હડાઉ હું કદીએ નહીં,
ચ્હોંટેલ કર્મો સર્વથા, મથું દુર કરવાને સહી;
સાવદ્ય ભાવે પાપકારી નાં, પ્રયત્ન કરૂં અણું,
માતા સદા મુજ હૃદયમાં, હો ભાવ એ ભાવે ભણું.. ૧૨

---

## ગુલાબી નાનો કક્કો.

### દો રા

कक्का જિનની ભક્તિ કર, જે છે તારક જહાજ,
આયું વાયુ તરંગ છે, તનહોલો યમ બાજ. ૧
खख्खा ખાસી વાતડી, કહુંછું ઝટપટ જાગ,
જનતન છેકજ છુટતાં, ફરી ન મળશે લાગ. ૨

ગગ્ગા **ગુરૂની** ગોદમાં, પ્રેમે માથુ મુક,
સ્વચ્છંદતા ત્યાગી બધી, વિનય ભાવમાં જૂક. ૩

ઘઘ્ઘા ઘેલો કાં બને, નિરખી જગ જંજાળ,
ખરી ભક્તિ ભગવાનની, બીજું છે પંપાળ. ૪

ચચ્ચા ચૂગલખોર થૈ, ચતુરાઇ કાં ચોળ,
ભક્તિ ગોળ ભાવે તજી, કાં બેઠો ખા ખોળ. ૫

છછ્છા છોકરમત તજી, કાં ન ભજે ધરી સાન,
જગતમાં કહેવત સત્ય છે, ભક્તિવશ ભગવાન. ૬

જજ્જા જગ નાયક તણું, રટ રટ નામ હંમેશ,
દાસ ભાવ મનમાં ધરી, દૂર કરીને ક્લેશ. ૭

ઝઝ્ઝા ઝગડો તો મટે, જો મૂકી દે માન,
તેમ વળી મૂર્ચ્છાપણું, તજવે નિપજે જ્ઞાન. ૮

ટટ્ટા ટીઅળ શું કરે, ખોટો જગનો ખેલ,
જગ નાયકના નામપર, સઘળી મતા મેલ. ૯

ઠઠ્ઠા ઠોકર ખૂબ તેં, ખાધી બની ગમાર,
તો પણ તારક નાથની, ન કરી ભક્તિ લગાર. ૧૦

ડડ્ડા ડહાપણ ડોળીને, વાળ્યો કચ્ચરઘાણ,
પણ આણા ગુરુવરતણી, ન કરી કદી પ્રમાણ. ૧૧

ઢઢ્ઢા ઢીલ કરીશ નાં, સત્સંગત મુશ્કેલ,
દર્શન પરસનથી કરે, આનંદ રેલમ છેલ. ૧૨

તતા તાત્વિક નજરથી, તું વિભુ એક સ્વરૂપ,
તોપણ કર્મ પરિબળે, ભૂલી બેઠો ભૂપ. ૧૩

થથ્થા થપ્પડ વાગતાં, પહેલાં ચેતી ચાલ,
કાળરાજા પોચ્યા પછી, કહીં ન રહેશે માલ. ૧૪

दद्दा દેવળ તેહ ગણુ, દેહી દેવ પ્રમાણુ,
તેની જો પૂજા કરે, તેહજ ધર્મિ જાણુ. ૧૫

घघ्घा ધાંધલ જગતનું, તજ તેમાં છે માલ,
માની ગુરૂવર કબીર સમ, બનીજા, શિષ્યા કમાલ. ૧૬

नन्ना નાહક ભટકમાં, ન મળે ભટકે સાર,
ગુરુવર આ દોરડે, નટસમ બન એકતાર. ૧૭

पप्पा પાપ પતાવવા, નિજ સમ ધરપર પ્યાર,
વળી વિનયના વર્તને, ઉતાર બેડો પાર. ૧૮

फफ्फा ફુલ ન મારીએ, ફુલ્યો ફોકટ હાણુ,
માન મરતબો આત્મધન, બળની નિપજે હાણુ. ૧૯

बब्बा એવું બોલીએ, વધે જેહથી પ્યાર,
નહીતર મુંગા બેસીએ, બનીએ નહી ગમાર. ૨૦

भभ्भा ભોળા ભાવથી, ભજ ભુદર ભવ ટાળ,
જગત ભલે નિંદા કરે, તું તારૂં સંભાળ. ૨૧

मम्मा મૂર્ચ્છા મેલી દે, સાચે રસ્તે ચાલ,
ખોટા ખાં ખોટાં કરે પણુ સાચામાં માલ. ૨૨

यय्या યત્ન કરી કરી, કરી કમાણી સાર,
રે! કાંતે ને ટાળી દે, હાથે કરી ગમાર. ૨૩

ररा રામ રીઝાવવા, બન હનુમાન સમાન,
જો દીલ વર દીલ ભર રમે, તો આનંદનું થાન. ૨૪

લલ્લા તજ જગ લાગતું, જો બનવું હોય ભક્ત,
મીરાંએ લજ્જા તજી, તવ પામ્યા પ્રભુ તખ્ત. ૨૫

વવા વ્હાલ વધારીને, વર વીશંભર એક,
તે માટે જીવન બધું, અર્પણ કર ધરી ટેક. ૨૬

શશ્શા શિવ ઈસુ પાર્શ્વ કે, અલ્લામાં નહી ભેદ,
સંજ્ઞાએ ન્યારા છતાં, અત્મિક રૂપ અભેદ. ૨૭

સસ્સા સા સંગત તણું, નિત કરજે બહુમાન,
તે માટે તન ધન અને, છેવટે દેજે પ્રાણ. ૨૮

હહા હરદમ હૃદયમાં, ધાર ધર્મ અરનાથ,
જે સંકટના સમયમાં, આવી ભીડે બાથ. ૨૯

કક્કો કોડે કાન લે, ધક્કો તેનો જાય,
પક્કો શબ્દજ ઉચરૂં, મક્કો જૂઠ જરાય. ૩૦

માતા માયાળુપણે, એવું હોંશે ગાય,
જે હરદમ હૃદયે રટે, તેને જ્યોત ભાળાય. ૩૧

ભૃગુ માગશર સુદ પૂર્ણિમા, માણવદરની મ્હાંય,
વીરાબ્દે નભ દ્રવ્ય જિન, પૂર્ણ કર્યો સુખદાય. ૩૨



## ખોટી મોહજાળ.

જગમોહજાળ છે ખોટી, શું ? વૃથા રહ્યોછું ચોટી,
તુટીની નહી બૂટી, આંખો ખોલ ખોલ ખોલ...જગ૦

તું કોણ કીહાંથી આવ્યો, ક્યાંય પત્તો ન તેનો લગાડયો,
રે ! વૃથા કાળ ગુમાવ્યો, અંતર ખોલ ખોલ ખોલ...જગ૦

તેં માન્યા જે પોતાના, તે ક્યાં સુધી રહેવાના,
કે સ્વારથ સુધી પાના ! મન તે તોલ તોલ તોલ જગ૦

જ્યારે પ્રાણ ચઢશે પાંથે, ત્યારે કોઇ ન આવે સાથે,
છેવટ બાળી દેશે હાથે, તારી ખોલ ખોલ ખોલ જગ૦

જ્યારે પ્રાણ પંખેરૂ ભાગે, ત્યારે પત્તો જરી નહીં લાગે,
રોવે છોકરી બમણા રાગે, કાકા રોળ રોળ રોળ...જગ૦

માટે કરને નેક કમાઈ, એ કરશે તારી સખાઇ,
સાથે નાવે એક પાઇ, જગ જલ લોલ લોલ લોલ ..જગ૦

છે ચાર દિવસનો મેળો, મા કહે સમજી લે વ્હેલો,
નેં તો વાગી રહેશે છેલો, તારો ઢોલ ઢોલ ઢોલ...જગ૦



## જપીએ.

આનંદ મંગળકારક જપીએ, પંચ પરમેષ્ટી દેવા,
સંકટ સારણ વિઘ્નનિવારણ, કારણ શિવ સુખ એવા. પ્રિય ! કા૦ આ૦
પ્રથમ ઇષ્ટ અરિહંત જિનેશ્વર, ચાર તીર્થ કરનાર. પ્રિય ! ચાર
તીર્થંકર નર સુર વર પૂજીત, બોલે અમૃત ધારા પ્રિય ! બો૦ આનંદ૦
બીજા ઇષ્ટ શ્રી સિદ્ધ નિરંજન, રંજન, જન મન એવા. પ્રિય ! રં૦

આનંદ કંદ અખંડ જયવંતા, પમાય શિવસુખ મેવા. પ્રિય ! પમા૦
ત્રીજા પદ છત્રીશ ગુણધારી, આચારજ ગંભીરા, પ્રિય ! આચા૦
દીપે સંઘ પતિઅતિ ગુણથી હિત બોધક ભડવીરા, પ્રિય ! હિત૦ આનંદ૦
ચોથા પદ જે સૂત્ર ભણાવે, ઉપાધ્યાય સ્થવીરા. પ્રિય ! ઉપા૦
જેના સંસ્મરણે સુખ થાએ, છે અંતર શુદ્ધ નીરા, પ્રિય ! ને૦ આનંદ૦
પદ પાચમા સર્વ સાધુજી, મધુકરી નિત્ય કરનારા, પ્રિય ! મધુ૦
સુખકારક ધારક વર મહા વ્રત, દૂષણના હરનારા, પ્રિય ! દૂષ૦ આનંદ૦
જે ભવિ ભાવે ભણે ભણાવે, એ પરમેષ્ટી પ્યારા, પ્રિય ! એ૦
માન વદે તે અતિ સુખપામે, વરીએ શિવશ્રીદારા પ્રિય ! વરી૦ આનંદ૦

